

સીતાજી અને અનસૂયા

અનસૂયા માતા સીતાજીને આશિર્વાદ આપે છે.

Lakshmi Art, Bombay, 8

# સ્ત્રી હિત શિક્ષક

અને

# ચન્દ્રકાન્તાની આત્મકથા

ભાગ ૧ લો,

સચિત્ર

(સ્ત્રીઓને વાંચી મનન કરવા યોગ્ય ઉપયોગી વિષયો સાથે
૨૦૦ ઉપરાંત સતી સ્ત્રીઓનાં જીવન ચરીત્રોનો સંગ્રહ)

લેખક અને પ્રકાશક
જેઠાલાલ દેવશંકર દવે.
તંત્રી ભાગ્યોદય અને હુન્નરવિજ્ઞાન
કર્તા—કાયદાનો શિક્ષક, ધનવાન, ભવિષ્યવેત્તા, હિંદુસ્તાનની યાત્રા વિ.

ભાગ્યોદય ઑફિસ—અમદાવાદ.

આવૃત્તિ બીજી — નકલ ૧૨૦૦

સને ૧૯૨૪ — સંવત ૧૯૮૦

મૂલ્ય રૂ. ૪—૦—૦



પ્રકાશક

જેઠાલાલ દેવશંકર દવે.

માલીક ભાગ્યોદય પ્રેસ—અમદાવાદ.







શ્રી ભાગ્યોદય પ્રિન્ટિંગ પ્રેસમા

જેઠાલાલ દેવશંકર દવેએ

છાપી પ્રસિદ્ધ કર્યું ખાડીયા, અમદાવાદ.



# પહેલી આવૃત્તિની પ્રસ્તાવના

---

સ્ત્રીઓને સુધારવી એ સંસારના ઉદ્ધારનો એક અતિ ઉત્તમ ઉપાય છે આપણા સુખ દુખનો સઘળો આધાર સ્ત્રીઓ છે સ્ત્રીઓ એ સંસારના મૂળરૂપ છે. જેમ ભૂમીમા ખાતર વિગેરે નાખી સારી રીતે કેળવવામા આવે છે તો તેમા નાંખેલુ બીજ ઉત્તમ પ્રકારે પાકી શકે છે તેવી જ રીતે જો સ્ત્રીઓને સુધારવામા આવે તો સંસારના સઘળા દુખ ઓછા થઇ જાય. બાળકોને સુધારવાનો સઘળો ભાર સ્ત્રીઓને માથે છે જો સ્ત્રીઓ સુધરેલી હોય છે તો જ તે પોતાના બાળકોને ઉત્તમ કેળવી શકે છે. બાળકોના ઉપર જન્મથી જ સ્ત્રીઓના સસ્કારો પડે છે જો તે યોગ્ય કેળવણી પામેલી હોય છે તો પતિને સુખ આપી શકે છે, બાળકોને સુધારી શકે છે અને ઘરનો સઘળો કારભાર પોતાને માથે ઉપાડી લે છે

આજકાલ સંસારમા ઘણી જગ્યાએ સ્ત્રીઓને લીધે જ ક્લેશ કંકાસ પ્રવર્તી રહેલો હોય છે. જો સ્ત્રીઓ સુધરે તેવી રીતે તેમને નાનપણથી કેળવવામા આવે તો ઘણા કુટુંબો સુખી થઇ શકે છે. વળી હાલ કેટલીક પ્રજા નિર્માલ્ય હોવાનુ કારણ પણ સ્ત્રીઓ જ છે. તે પોતાના બાળકને જેવા બનાવવા ધારે છે તેવા કરી શકે છે. તે બાળકોને નિર્માલ્ય અને બીકણ પણ બનાવી શકે છે, તેમ નિર્ભય, હિમતવાન. ઉત્સાહી અને સાહસીક પણ બનાવી શકે છે બાળકોના ભવિષ્યનો સઘળો આધાર સ્ત્રીઓઉપર હોય છે. માટે ભવિષ્યની પ્રજાને મહાન બનાવવાને માટે માત્ર એકજ ઉપાય છે કે સ્ત્રીઓને સુધારવી.

સ્ત્રીઓને સુધારવા માટે તેમને ઉત્તમ સતિ સ્ત્રીઓના જીવન ચરીત્રોનુ જ્ઞાન આપવુ જોઇએ. તેમજ સ્ત્રીઓ તરીકે તેમની ફરજ શુ છે, તેમનો તેમના પતિ સાથેનો સબંધ કેવો હોવો જોઇએ, તેમની બાળકોને ઉછેરવાની શી ફરજ છે, ઘર કારભાર શી રીતે ચલાવવો વિગેરે પ્રકારનું જ્ઞાન આપવુ જોઇએ અને તે જ્ઞાન તેમને આ પુસ્તક ઉપરથી મળે તેવા હેતુથી આ પુસ્તકમાં લગભગ ૧૫૦ ઉપરાત સતિ સ્ત્રીઓના જીવનચરિત્રોનો સમા

વેશ સરળ ભાષામા કરવામા આવ્યો છે અને તે ઉપરાત સ્ત્રીઓનુ શુ શુ કર્તવ્ય છે તે ત્રીસ પ્રકરણમા સમજાય તેવી રસીક ભાષામા—ચન્દ્રકાન્તા નામની પવિત્ર સ્ત્રીની જીવનકથા રૂપે આપવામા આવ્યુ છે

સ્ત્રીઓને સુધારવા માટે યત્ન કરવો એના જેવુ બીજું મહત્વનુ કાર્ય નથી કારણ કે સસારના સઘળા સુખ દુખનો આધાર સ્ત્રીઓ ઉપર હોય છે. સ્ત્રીઓ સુશિક્ષિત, પવિત્ર પ્રેમાળ અને પતિપરાયણ જીવન ગાળનારી હોય છે તો તે પોતાના ઘરમા સ્વર્ગીય સુખનો અનુભવ મેળવી શકે છે પતિને સુખી બનાવી શકે છ અને બાળકોને મહાન બનાવી પોતાના કર્તવ્યથી સર્વને આનદ આપી શકે છે, આ પુસ્તકનો જે સ્ત્રીઓ અભ્યાસ કરશે તે સુખી અને આનદી થયા વગર રહેવાનીજ નહિ

આ પુસ્તક સ્ત્રીઓએ હમેશા પાઠ કરવા જેવુ છે જેને વાચતા ન આવડતુ હોય તેના પતિએ આ પુસ્તક રોજ પોતાની સ્ત્રીને વાચી સભળાવવુ અને તે વાચી સભળાવેલી હકીકત તેને બીજે દિવસે પૂછી જોવી આથી વાચેલું કે સાભળેલુ મનન કરવાની ટેવ તેને પડશે સતિ સ્ત્રીઓએ કેવા જીવન ગાળ્યા છે, તે કેવી રીતે સુખી અને આનદી થઈ ગઇ છે તેમજ તેમણે પતિ સેવા કેવી રીતે કરી છે તેનુ જ્ઞાન થતા વાચનાર કે સાભળનાર સ્ત્રીઓ તેનુ અનુકરણ કર્યા વગર રહેવાની જ નહિ અને તેથી જે સ્ત્રીઓ કકાસ કરનારી પતિને દુખ દેનારી ઉચ્છખલ હશે તે જરૂર સુધરી જઇ પતિને સુખ આપી પોતે સુખી થશે

સ્ત્રીઓ સુધરી શકે, પોતના વિચાર અને વર્તનમા ફેરફાર કરી,પતિ સેવામા ચિત્ત જોડે, તેને સતી થવાનુ મન થાય, પોતાના શિયળને સાચવી પતિવ્રતપણુ પાળવાને હોશ થાય તેવા પ્રકારના વિષયો અને ચરિત્રોને આ પુસ્તકમા સ્થાન આપ્યુ છે તેથી આ પુસ્તક સ્ત્રીઓને સુધારવામા ઘણુ મદદરૂપ થઇ શકશે એમ અમારૂ માનવુ છે આ પુસ્તક દરેક ઘરમાં હોવુ જોઇએ એવો અમારો અભિપ્રાય છે

જેમને પોતાના ઘરમાં સુખ અને આનદ પ્રવર્તાવવાની ઇચ્છા હોય તે સઘળાએ આ પુસ્તક પોતાની સ્ત્રી, માતા, દીકરી કે પુત્રવધુને ખાસ વંચાવી તેનો અભ્યાસ કરાવવો જોઇએ, હમેશા મનુષ્યના ચારિત્ર્ય ઉપર

જીવનચરિત્રોની ઘણી જ અસર થાય છે તે કોઇનું સુખી જીવન જોઇ તે પ્રમાણે વર્તવા તૈયાર થઈ જાય છે જેથી આ પુસ્તકમાંથી પૂર્વે થઈ ગયેલી સતી સ્ત્રીઓના જીવન ચરિત્રો વાંચી તે પ્રમાણે વર્તન રાખવાનું દરેક સ્ત્રીઓને મન થવાનું જ જેમ જેમ તે અભ્યાસ કરતી જવાની તેમ તેમ તે સુધરવાની, તેને વગર કહ્યે પણ પતિ સેવા કરવાની ઇચ્છા થવાની

લાખો કુટુંબો અત્યારે કલેશ, કકાશ અને દુઃખથી પીડાય છે, તેનું મુળ કારણ તપાસીશું તો સ્ત્રીઓ જ જણાશે માટે તે દુઃખ, કલેશ, કકાશ સર્વનો ત્યાગ કરાવવા માટે અને તેને સ્થાને સંપ શાંતિ, આનંદ સુખ વિગેરેનું સ્થાપન કરવા માટે આ પુસ્તકનો દરેક સ્ત્રીઓને અભ્યાસ કરાવવો જ જોઈએ એવી અમારી માન્યતા છે

આ પુસ્તકો ઉપરથી જો સ્ત્રીઓ સુધરી પોતાના ઘરમાં સુખ અને આનંદને સ્થાપી શકશે. પવિત્ર જીવન ગાળી, શીયળવ્રત પાળી, પતિસેવા કરવામાં ચિત્તને પરોવશે અને પોતાના બાળકોને ઉત્તમ પ્રકારે કેળવતા શિખશે તો અમે આ પુસ્તક બનાવવામાં થયેલો અમારો શ્રમ સાર્થક થયો છે એમ માનીશું માત્ર સ્ત્રીઓ સુધરી સુખી થાય અને દરેક ઘરમાં સુખ આનંદ અને સંપ પ્રવર્તી રહે તેજ હેતુથી મોંઘવારીમાં પણ આ પુસ્તકને પ્રસિદ્ધ કરવાનું સાહસ અમે માથે ઉઠાવ્યું છે. તેનો દરેક સ્ત્રીઓ લાભ લેશે તો અમને સંતોષ થશે.

| | |
|---|---|
| રામનવમી | જેઠાલાલ દેવશંકર દવે |
| સંવત ૧૯૭૭ ચૈત્ર શુક્લ ૯ | કર્તા |
| તા. ૧૬-૪-૧૯૨૧ | ભાગ્યોદય ઓફીસ, અમદાવાદ |



# બીજી આવૃત્તિની પ્રસ્તાવના

આ પુસ્તકની પહેલી આવૃત્તિ સંવત ૧૯૭૭ના ચૈત્ર માસમાં બહાર પાડેલી તે પુસ્તક પ્રજામાં એવું પ્રિય થઇ પડયું કે તેની પહેલી આવૃત્તિ માત્ર ત્રણ વર્ષમાંજ ખપી જવાથી તેની આ બીજી આવૃત્તિ પ્રસિદ્ધ કરી છે

આ પુસ્તકની આ આવૃત્તિમાં ઘણોજ સુધારો કર્યો છે ઘણી સતી સ્ત્રીઓનાં જીવન ચરીત્રોનો આમાં વધુ ઉમેરો કર્યો છે, તેમજ સ્ત્રી ઉપયોગી બીજા ઘણા વિષયો ઉમેરી આ પુસ્તકના કદમાં પણ વધારો કર્યો છે તે ઉપરાંત તેમાં સતી સ્ત્રીઓના કેટલાક ચિત્રો પણ આપવામાં આવ્યા છે આમ છતાં પણ ઘણા વાચકો તેનો લાભ લેઇ શકે તે માટે તેની કિમતમાં વધારો ન કરતાં, હતી તેટલીજ રૂ ૪-૦ રાખી છે

આ સ્ત્રી ઉપયોગી પુસ્તક આપણા ગ્રહસ્થાશ્રમમાં જેમ વધુ વંચાશે તેમ ગૃહસ્થાશ્રમના સુખનો અનુભવ થશે ગ્રહસ્થાશ્રમના સુખનો બધો આધાર સ્ત્રીઓ ઉપર છે, અને જો સ્ત્રીઓ વિવેકી, સમજુ, નમ્ર અને સદાચારી થાય, સાસરીયા પ્રત્યેની, પતિ પ્રત્યેની ફરજ સમજે તો જરૂર ગૃહસ્થાશ્રમ સુખી નીવડે. આ પુસ્તકમાં એવા અનેક વિષયો છે કે જેથી સ્ત્રીઓ સુધરી શકે, જેમાં ૨૦૦ ઉપરાંત સતી સ્ત્રીઓના જીવન ચરીત્રો છે કે જે વાંચવાથી તેમના ગુણનું સ્ત્રીઓ અનુકરણ કરે તો જરૂર ઘેરે ઘેર આનંદ, સુખ અને શાન્તિ અનુભવાય, એવી ઇચ્છાથી આ ગ્રંથની આ બીજી આવૃત્તિ પ્રસિદ્ધ કરી છે, જેથી વાચકોને સંતોષ થશે એમ અમારૂં માનવું છે

| | |
|---|---|
| તા ૪ જુલાઇ સને ૧૯૨૪<br>આશાઢ શુક્લ દ્વિતિયા<br>રથયાત્રા-સંવત ૧૯૮૦ | જેઠાલાલ દેવશંકર દવે<br><br>ગ્રંથકર્ત્તા. |

## સ્ત્રીહિત શિક્ષક.

### બીજો ભાગ

જેમાં સેંકડો સતી સ્ત્રીઓનાં જીવનનો સંગ્રહ છે તે છપાય છે

# સ્ત્રીહિત શિક્ષક.

## અનુક્રમણિકા.

---

## કક્કાવાર અનુક્રમણિકા

### અ

વિષય — પૃષ્ઠ

---

## ચિત્રોની અનુક્રમણિકા.



### સુધારો

પ્રકરણ ૭ પાન ૧૫૯ છે ત્યાં પ્રકરણ ૮ વાંચવા

# स्त्रीहित शिक्षक

બીજો ભાગ—( સચિત્ર )



# સ્ત્રીહિત શિક્ષક

અથવા

# ચન્દ્રકાન્તાની આત્મકથા.

### અથ મંગલમ્

આ ગ્રંથ આરંભ કરતા પહેલાં—સર્વ જગતના ઉત્પન્નકર્ત્તા, પાલનકર્ત્તા અને સંહારકર્ત્તા પ્રભોને—આ કાર્યને પ્રારંભથી અંતપર્યંત પુર્ણ કરવાની શક્તિ અર્પવા માટે પુનઃ પુનઃ પ્રણામ કરું છું.

## પ્રકરણ ૧ લું.

### ચન્દ્રકાન્તાનો પરિચય.



પૂર્વે અમદાવાદમાં રાયપુરમાં મોહનરાય નામનો એક નાગર બ્રાહ્મણ રહેતો હતો. મોહનરાયનાં માબાપ નાનપણમાં મરી જવાથી તે નિરાધાર બન્યો હતો. પાસે પૈસા ટકાનું પણ સાધન ન હોવાથી તે પોતાના મામા શ્યામશંકરને ત્યાં ઉછરી મોટો થયો. શ્યામશંકરે તેને પોતાના ખર્ચે ભણાવ્યો. મોહનરાય કાંઈક

બુદ્ધિશાળી હોવાથી તેણે વિદ્યાભ્યાસ પણ સારો કર્યો આ વખતે અંગ્રેજીનો અભ્યાસ ઘણો થોડો છતા તેણે અંગ્રેજી સાત ધોરણ પૂરા કર્યાં અને પછી નોકરી શોધવા લાગ્યો. આ વખતે નડીઆદમા અગ્રેજી નિશાળના માસ્તરની જગ્યા ખાલી પડી તે જાણી તે ત્યા ગયો અને તેને મહિને દિવસે ૨૦ વીસ રૂપયાની નોકરી મળી.

મોહનરાયની ન્યાતના ઘર અહીં પણ હતા. તે સવારમાં ઉઠી સ્નાન-સંધ્યાદિ કરી—હાથે રસોઇ કરી જમી ૧૧ વાગે નિશાળમા જતો. સાંજે પાચ વાગે છુટી સતરામના દર્શન કરવા જતો. અહી તેના કેટલાક મિત્રો પણ થયા હતા. હજુ મોહનરાય કુવારોજ હતો. મૂળ ગરીબ અને પૈસેટકે પણ સુખી ન હોવાથી હજુ તેના લગ્ન થયાં નહોતા.

નડીયાદમાં નાગરવાડામા એક સુમન્તરાય નામનો વકીલ રહેતો હતો. સુમન્તરાયને એક પુત્ર અને એક પુત્રી એમ બે સતાન હતાં પોતાના પુત્રે ગુજરાતી અભ્યાસ પૂર્ણ કર્યાથી તેને અગ્રેજી સ્કુલમા મુકવાનો વિચાર કરી સુમન્તરાયે, મોહનરાયની નિશાળમા પોતાના પુત્રને મુકયો પુત્રની સભાળ લેવા તેમજ તેની માસ્તરની સુપરી કરવા સુમન્તરાય નિશાળમા જતો તેથી મોહનરાય સાથે પરિચય થયો મોહનરાય પણ સુમન્તરાય પોતાની ન્યાતના હોવાથી તેમના ઉપર સારો ભાવ રાખતો, અને તેમના છોકરાની નિશાળ-માં પણ સભાળ રાખતો આવી રીતે સુમન્તરાય તથા મોહનરાયનો પરિચય થતા ઘણીવાર સુમન્તરાય મોહનરાયને પોતાને ત્યા આવવા આગ્રહ કરતો. અને તેથી મોહનરાય ઘણીવાર સુમન્તરાયને ઘેર નવરાશ મળતી ત્યારે કે રજા હોય ત્યારે જતો અને જેમ જેમ પરિચય વધતો ગયો તેમ તેમ તે બને વચ્ચે કાઇક પ્રેમ પણ વધતો ગયો

સુમન્તરાયની સ્રીનુ નામ સુગુણલક્ષ્મી હતું. તે પણ મળતાવડા સ્વભાવની અને પ્રેમાળ હતી. મોહનરાય જ્યારે પોતાને ઘેર આવતો ત્યારે તે ઘણાજ પ્રેમથી તેનો આદરસત્કાર કરતી સુગુણલક્ષ્મી જો કે કાંઈ વધુ ભણેલી નહોતી તોપણ પોતાના ઘરના કામમાં અને બાળકોની સંભાળ રાખવામાં કુશળ હતી. પોતાના બાળકોને ભવિષ્યમાં સુખી કરવાની જવાબદારી પોતાના શિક્ષણ ઉપર છે તેવુ તે સારી રીતે સમજતી અને તેથી તે પોતાની પુત્રી ચન્દ્રકાન્તા અને પુત્ર લક્ષ્મીનદનને વ્હાલથી યોગ્ય શિક્ષણ આપતી.

સુમન્તરાય ડીસ્ટ્રીક્ટ પ્લીડર હતા આ વખતે અંગ્રેજી વકીલો નહોતા પણ ગુજરાતીમા જ વકીલની પરીક્ષા લેવામા આવતી હોવાથી ઘણા ભાગે ગુજરાતી વકીલો ઘણા હતા. સુમન્તરાય પણ ગુજરાતી વકીલ હતા. અહીના પ્રમાણમાં તેમની પ્રેક્ટીસ સારી ચાલતી હતી સાધારણ રીતે તેમની ગણત્રી અહીંના સારા વકીલોમા થતી. તેઓ સ્વભાવે શાંત અને મિલનસાર હતા જેથી અસીલોનાં મન રાજી રાખી, તેમનું કામ કરી, પૈસા મેળવતા અસીલો પણ તેમના ઉપર ખુશી રહેતા અને ન ચાલેજ બીજા વકીલને ત્યા જતા આવી રીતે સુમન્તરાય નડીયાદમા એક પ્રતિષ્ઠિત વકીલ તરીકે ગણાતા.

સુગુણલક્ષ્મી સ્હવારે ચાર અને પાચ વાગ્યાની વચમા ઉઠતી ઉઠી ઘરમાથી પૂંજા કચરો વાળી, પાણીયારૂ વીછળી, પાણી ગળતી. પછી ન્હાઇ ધોઈ તૈયાર થતી ત્યા છએક વાગે સુમન્તરાય ઉઠતા, અને તે અરસામાંજ ચંદ્રકાન્તા અને લક્ષ્મીનંદન ઉઠતા. સુમન્તરાયને દંતધાવનાદિને માટે ગરમ પાણી, દાતણ વિગેરે સુગુણલક્ષ્મી આપતી. તે પછી ગરમ પાણી સ્નાન કરવા માટે કહાડી આપતી, અને છોકરાને પણ સ્હવારમા ન્હવરાવી ધોવ-રાવી તૈયાર કરતી સ્હવારમા ન્હાઇ સુમન્તરાય સંધ્યાવંદન કરવા બેસતા, તેમને સંધ્યાના વાસણ તૈયાર કરી આપતી. દીવો, પાટલો, આસન વિગેરે તૈયાર કરી આપતી પછી પોતે છોકરાની સંભાળ લતી અને ચુલે દાળ ઓરી બે ઘડી શાંત થઇ માળા ફેરવતી પછી પતિની પુજા કરી, બીજા કામે વળગતી છોકરાને સ્હવારમા સ્નાન કર્યા પછી ઇશ્વર ભજન કરવાની ટેવ પાડી હતી અને થોડા ઇશ્વરનાં કિર્તન ગાઇ, માળા ફેરવી, તે તૈયાર થતાં કે તેમને માટે એક ખંડ સ્વચ્છ કરી ત્યા શેતરંજી પાથરી આપી ભણવા બેસડાતી. તેમજ પોતાનુ કામ કરતાં કરતા પણ છોકરા શુ કરે છે, અભ્યાસ કરે છે કે નહિ તેની કાળજી રાખતી તે ઘણીવાર તેમની પાસે બેસી સારી સારી વાતો કહી સભળાવતી ચંદ્રકાન્તાને તો નાનપણથી જ પોતાના કામમા મદદ કરવાને તે લેતી. ચંદ્રકાન્તાને નાનપણમાંથી પૂંજા વાળવા, વાસણ ઉટકવાં, પાણી ગળવુ, પાણી ભરવુ, સ્વચ્છતા રાખવી, દેવતા પાડવો, રસોઈ કરવામાં મદદ કરવી, આવા આવાં કામ રમત સાથે તે કરાવતી.

સ્ત્રીઓને ભણાવવા માટે તે હોશ રાખતી તો પણ તે સમજતી કે તેમને ગૃહશિક્ષણ આપવુ એ ઉત્તમમા ઉત્તમ કામ છે. અને તેથી તે ચંદ્રકાન્તાને નાનપણમાંથીજ ઘર કામમા કુશળ કરવા મથતી. તે છોકરાના ઉપર રદી મો ચઢાવતી નહિ, તેમને ગાળો ભાંડતી નહિ કે તેમને મારપીટ કરી ધમકાવતી નહિ. પણ તેમને પ્રેમ અને આનંદથી દરેક કાર્ય કરવાનુ કહેતી ક્લેશ શુ છે તે તો આ છોકરા સમજતાં જ નહિ, કોઇ વસ્તુની આડાઇ કરીને કે રડીને હઠ કરતાં નાહ.

સુમન્તરાય પૂજા કરી ઓફીસમા બેસી અસીલો આવ્યા હોય તેમની સાથે કામ કરતા અને પછી જમી પરવારી ૧૧ વાગે કોર્ટમા જતા. છોકરાં પણ જમી પરવારી ૧૧ વાગે નિશાળે જતાં એટલે ઘરમા સુગુણલક્ષ્મી એકલી પડતી. તેથી તે બપોરના વખતે એઠા અબોટ કરી પરવારી જે કઇ અનાજ સાફસુફ કરવાનુ કે વીણવા ઝાડકવાનુ હોય તો તે કરતી સાધતી, કાંઇક ભરતી ગુથતી અને નવરાશના વખતમા મારા મારા પુસ્તકો વાચતી. ઘર કામમા તો તે એકકો હતી તેનુ ઘર સ્વચ્છ અને દરેક વસ્તુ વ્યવસ્થિત ગોઠવેલી હોવાથી સૌન્દર્યવાળુ હતુ. ત્યા આવી બેસનારને બે ઘડી આનન્દ થતો બપોરના વખતે ઘણીવાર આડોશીપાડોશીના બૈરા ત્યા આવી ભરાતા અને પોતે તેમને સારો આદરમાન આપતી અને ત્યા કોઇની પણ કુથલી કે નિંદા થઇ શકતી નાહ

સ્ત્રીઓમા સ્વાભાવિક રીતે નવરાશના વખતમાં તડાકા મારવાનો ગુણ હોય છે ઘણી સ્ત્રીઓને શાસ્ત્ર શુ, પુરાણ શુ, ધર્મ શુ, કે એવુ જ બીજુ જ્ઞાન હોતુ નથી આનું કારણ તે સ્ત્રીઓ નથી પણ તેના માબાપોની તેમના પ્રતિની બેદરકારી હોય છે. ઘણા માણસો છોકરીઓ પ્રતિ બેદરકાર રહી તેને યોગ્ય શિક્ષણ આપતા નથી જેથી મોટી થતા પણ તે અજ્ઞાન રહે છે સ્ત્રીઓનો સ્વભાવ હઠીલો અને વેલ જેવો હોય છે, તેમજ તેઓ સ્વભાવે કાંઇક અંધશ્રદ્ધાળુ હોય છે પોતાની અજ્ઞાનતાથી કોઇ કોઇ વસ્તુઓ માટે હઠ કરી પતિને સતાવતા, દુખ દેતા કે ક્લેશ કરતાં અચકાતી નથી. તેમજ જે સાભળ્યુ કે જોયું તે પ્રતિ આકર્ષાઇ જતાં વાર લાગતી નથી. ઘણીવાર તેને કોઇ કઇ વાત કરે તો તે ખરી માનતાં અચકાતી નથી. વળી તે ધર્મની બાબતમાં અંધશ્રદ્ધાવાળી હોવાથી ઘણા

માણુસો તેને ધમ ને બ્હાને ખેતરી જાય છે. માતા, મહાદેવ, કે રણછોડજી-નાં દર્શન કરવા તે દેખાદેખી જવાને માટે આડધ કરે છે ચમત્કાર કરનારા સાધુ વેરાગી કે માતા કઢાડનારા બ્રાહ્મણોથી ભોળવાઇ જાય છે. આ બધું તેમની અજ્ઞાનતાને લીધે બને છે.

સુગુણલક્ષ્મી પોતાની પુત્રીને આ પ્રમાણે શીખામણ આપતી. બેટા ! છોકરી એ પારકા ઘરનુ ધન ગણાય છે તમારે મોટા થશો એટલે સાસરે જવુ પડશે. તમારે સ્હવારમા વ્હેલાં ઉઠવાની ટેવ રાખવી વ્હેલા ઉઠી ઇશ્વરનુ સ્મરણ કરવુ, પછી કચરા પુંજા કાઢી વાસણો માજવા, જે કામ કરવુ તે માથા ઉતાર નહિ પણ ઉત્સાહથી કરવુ તમારે રસોઇ કરતાં શીખવુ જોઇએ. રસોઇ કરવામાં અનાજ ઝાડકી વીણી સાફ કરવું જોઇએ. ઘરના વાસણકુસણ, રાચરચીલું, લુઘડા વિગેરે બરોબર ગોઠવી દેવાં.

પીયેરમા હમેશા માતાપિતાની આજ્ઞા પાળવી, ભણવામાં ઉત્સાહ રાખવો, ઇશ્વરની પુજા કરતા શીખવુ. તમે મોટા થઇ લગ્ન થયા પછી સાસરે જાઓ તે પહેલા ઘરનું કામકાજ કરતા અહિ શીખી લેવું જોઇએ. પીયેર એ પણ નાની છોકરીઓની શાળા છે. પીયેરમાં જે છોકરી કામકાજ કરવામા, માતાપિતાની આજ્ઞા પાળવામા, રસોઇ કરવામા હોશીયાર થાય છે તેનોજ સાસરીયામા સમાસ થાય છે

જે છોકરીને તેના માબાપ નાનપણમા લાડલડાવી કંઇ કામકાજ શીખવાડતા નથી તે છોકરીઓ મોટી થયે પીયેરમાથી સાસરે જાય છે ત્યારે ત્યા તેને કામ કરવું ગણું અઘરૂં લાગે છે, અને સાસરીમા કામ કરનાર ચતુર સ્ત્રી હોય છે તો જ તેના ઉપર તેના સાસરીયાની પ્રીતિ વધે છે.

નાની છોડીઓને પારકે ઘેર મોકલવી છે અને ત્યા તે હોશિયાર થાય, માબાપની આબરૂ કાઢે તેવી રીતે તેના માબાપે હોશિયાર કરવી ઘટે છે. સાસરીમાં જઇ તમારે તમારા સાસુને માના જેટલુ જ માન આપવુ સાસુ સસરાની આજ્ઞા માનવી, ત્યા દીયેર, જેઠ, તેમની સ્ત્રીઓ સાથે પણ મર્યાદાથી અને વિવેકથી વર્તવું. છોકરીઓને પીયેરમા વ્હેલું ઉઠવાની ટેવ હશે, પીયેરમા કામ કરવું રહેલું લાગ્યુ હશે તે સાસરે ગયા પછી પણ વ્હેલી ઉઠી વાસી કામ દહાડો ઉગ્યા પહેલા જ પરવારી લે છે.

સાસરીમાં જઇ તમારા પતિના સંગમાં રહેવું પડે છે સ્ત્રીનો ધર્મ પતિસેવા કરવામાં છે. પતિની સેવા કરનારી સ્ત્રીજ પતિવ્રતા ગણાય છે. પતિનું મન સંપાદન કરવુ, પતિને સ્નેહથી જીતી લેવો એ દરેક સતી સ્ત્રીનુ કામ છે.

સ્વહારમા પતિના ઉઠતા પહેલા ઉઠવુ, વાસી કામ-પુંજા કચરા કાઢવા, વાસણ માજવાં, પથારીઓ ઉપાડવી, આમતેમ પડેલી વસ્તુઓ લુઘડા વિગેરે બરોબર ગોઠવી દેવા એ સર્વ વાસી કામ દહાડો ઉગતા પહેલાં પરવારી સ્નાન કરી લેવુ સ્નાન કરી સાસુ સસરાને નમન કરવુ. રસોડું સાફ કરી, દેવતા સળગાવવો, અનાજ ઝાડકી વીણી તૈયાર કરવું. પાણી ગાળી પાણીયારૂં વીછળી નાખવુ. પછી રસોઇ કરવી. સર્વને જમાડયા પછી ચોકે જમવુ

સ્ત્રીઓએ તો હમેશા પતિની આજ્ઞાનુ પાલન કરવુ એમા જ ધર્મ સમાયલો છે. કોઇ પણ વખતે પતિની સાથે ઉંચા સાદે બોલવું નહિ. ઘરની સ્થિતિ પ્રમાણે ચાલવુ, સાસુ સસરા સાથે કે દેરાણી, જેઠાણી કે નણંદ સાથે ઉતરતા મનથી વરતવુ નહિ. તે સર્વની સાથે સંપ રાખવો. પતિને ઘરેણાં કરાવવા માટે કે લુઘડા લત્તા લાવી આપવા માટે હઠ કરવી નહિ. કોઇ દિવસ કોઇના ઉપર ગુસ્સે થવુ નહિ, રીસાવુ નહિ, મોં ચઢાવવુ નહિ, કદી કોઇ કટુ વચન કહે તો સહન કરવુ.

વળી સ્ત્રીઓને આ સંસારમાં સાચી સગાઇ પતિ સાથે છે. માબાપ પણ વેગળા છે, તે માત્ર માબાપને ત્યાં જન્મ લેઇ ઉછરે છે એટલું જ. મા બાપ તો દલાલ છે. છોકરીને યોગ્ય કેળવણી આપી હોશિયાર કરી સાસરે વળાવે છે ત્યા તેને જન્મારો પરભાર્યાં માણસો સાથે ગાળવો પડે છે. તેને તો સાસરૂં એજ પોતાનુ ઘર છે, પતિ એજ તેનો પાલનકરનાર, સંસારનો સાથી અને તેનો ખરો સંબંધી છે માટે સ્ત્રીઓએ સદા પતિની સાથે સ્નેહથી વર્ત્તવુ, પતિની આજ્ઞા પાળવી અને પતિને વશ થઇ જવુ.

સ્ત્રીઓએ હમેશા શુભ આચરણ સેવવાં. ખોટે રસ્તે જવુ નહિ, ખરાબ સોબત કરવી નહિ, ઘર મુકી પરઘર રખડવાની ટેવ રાખવી નહિ. રસ્તે જતાં પણ પરપુરુષ સાથે નજર નાંખવી નહિ, પર પુરુષ સાથે ઉભાં રહેવુ નહિ કે તેની સાથે વાત કરવી નહિ, તેથી આબરૂ જાય છે અને

ઘોડો માથે કલંક મૂકે છે. પતિના કાને આ વાત જતાં પતિના મનમાં વ્હેમ આવે છે અને તેથી બન્નેના મન ઉંચાં થાય છે તેથી જન્મારો દુઃખમાં ગાળવો પડે છે.

પતિ એજ સ્ત્રીનુ જીવન છે જેવી સ્થિતિ પતિની હોય, તેવી સ્થિતિમાં સંતોષ માની રહેવું. સાસરામાં જઇ સાસુ સસરાને કે સાસરીનાં સગાં વ્હાલાંને પોતાનાં સગાં ગણવાં. કોઇ કદાચ મ્હેણું મારે તો પણ સામુ બોલવું નહિ. કે રીસાવુ નહિ. ઘરની છાની વાત બહાર કોઇને જણાવવી નહિ. ઘરમા કોઇને કઇ વાત થઇ હેય તે આપણે જઇ બહાર કરવી નહિ. ઘરની ગરીબ સ્થિતિ હોય તોપણ તેમા સતોષ માનવો અને ઘરની વાત ઉઘાડી કરવી નહિ.

સાસરે ગયા પછી સ્ત્રીએ લાજમર્યાદા રાખવી, વડીલોનુ માન રાખવું. સાસરે ગયા પછી સ્ત્રીએ કેમ વર્ત્તવુ તે સબંધમા કહ્યું છે કે:

शुश्रूषस्व गुरून् कुरु प्रिय सखी वृत्तिस पत्नीजने
भर्तुर्विप्रकृता पिरोषन तयामास्म प्रतीपंगमः ।
भार्यिष्ठं भवदक्षिणा पारिजने भाग्येष्वनुत्सोकिनी
यांत्वेवं गृहणीपदं युवतयोवामाः कुलस्याधयः ॥

તું સાસું સસરાની સેવા કરજે, શોકયોની સાથે પ્રિય સખી સરખી વર્ત્તણુંક રાખજે, કોઇ વખતે પતિ તારૂં અપમાન કરે તો પણ તેથી ઉલટી ચાલીશ નહિ, નોકર ચાકર સાથે ઘણી ભલમનસાઇથી વર્ત્તજે, ચડતીમાં ગર્વ કરીશ નહિ. આમ કરવાથી સ્ત્રીઓ ગૃહિણી એવા મોટા પદને લાયક થાય છે. અને આથી ઉલ્ટી રીતે ચાલનારી સ્ત્રી કુલના કલંક રૂપ ગણાય છે.

સ્ત્રીઓએ સાસરામા સાસુની આજ્ઞા પ્રમાણે કામકાજ કરવું. બહાર જવું હોય તો સાસુ કહે તો જવુ. જે ઘરમાં કોઇ સ્ત્રી ન હોય અને પુરૂષજ હોય તે ઘેર કદી જવુ નહિ. તે ગમે તો આપણા પીયેરનો સગો હોય છતાં પણ તે એકલો રહેતો હોય તો તેને ઘેર ન જવું. ઘરમાં નણંદ કે દીયેરને તુંકારી બોલાવવાં નહિ, કોઇની સાથે ઠોળઠાઇ રાખવી નહિ.

જેઠાણીને સાસુ જેટલુ માન આપવુ. દીયેરની સાથે મર્યાદાથી વર્તવું, હાસ્ય મશ્કરી કે ઠઠ્ઠાથી બોલવુ નહિ. પીયેરમાં ગમે તેટલો વૈભવ કે સુખ હોય છતાં તેના ગર્વથી સાસરીયા સાથે તોછડાઇ રાખવી નહિ.

સાસુ કે નણુદ ખરાબ સ્વભાવની હોય છતાં પણ તેમની સામા થવુ નહિ. તેમની સાથે વિરોધ કરવાથી તે પતિને આડુ અવળુ સમજાવી ઘરમા ક્લેશ કરાવે છે, અને પતિ સાથે એકવાર કકાસ થતા એક બીજાના મન ઉચાં થાય છે અને તેથી સસારનુ જે ખરૂ સુખ મળવું જોઇએ તેનો નાશ થાય છે.

સાસરે જઈ શી રીતે વર્તવુ તે દરેક છોકરીઓએ શીખવુ જોઇએ. ત્યાં મોટાની મર્યાદા રાખવી. ઉપડતા સાદે બોલવુ નહિ.

છોકરીઓએ વિદ્યા સપાદન કરવી જોઇએ માટે સારાં પુસ્તકો સતી સ્ત્રીઓની વાતો વાચી તેમાથી બોધ લેવો જોઇએ. નવલકથાઓ બીલકુલ વાચવી નહિ કારણ કે તેવી બિભત્સ વાતો વાચવાથી સ્ત્રીઓ અવળે રસ્તે ચડી જાય છે.

સ્ત્રીઓનો સાચો સબધી તેનો પતિ છે માટે તેનું મન ઉંચુ થાય તેવુ એક પણ કામ ન કરવુ સદા તેની મરજી પ્રમાણે વર્તવુ સ્ત્રીએ પતિની ગેરહાજરીમા સારાં સારા વસ્ત્રો કે ઘરેણા ન પહેરવાં, પતિ બહારથી આવે ત્યારે ઉભા થઇ તેમને સન્માન આપવુ, પ્રસન્ન મુખે તેમનો સત્કાર કરવો જોઇએ.

સ્ત્રીઓએ હમેશા શાન્ત થવું જોઇએ, દયાળુ રહેવુ, કદી પણ રીસ ચઢાવવી નહિ, સર્વની સાથે સપીને રહેવુ ઘરનુ કામકાજ કરતા કંટાળવું નહિ.

જે રાજ્યનો કારભારી સરો અને બાહોશ હોતો નથી તે રાજ્યનો નાશ થતા વાર લાગતી નથી તેવીજ રીતે ઘરરૂપી રાજ્યની વ્યવસ્થા કરનાર સ્ત્રી છે જો સ્ત્રી ઉત્તમ સુશિક્ષિત અને સદાચારી હોય છે તો ઘર સુધરે છે, વ્યવસ્થિત થાય છે, તેનાં બાળકો મહાન પુરુષ તરીકે ખ્યાતિ મેળવે છે, પતિને સુખી ને આનદી કરી શકે છે. આવી રીતે આ ગૃહરાજ્યનો સઘળો આધાર સ્ત્રીઓ ઉપર છે માટે છોકરીઓને નાનપણથી જ

ગૃહરાજ્ય ચલાવવાનું યોગ્ય શિક્ષણ આપી બુદ્ધિશાળી બનાવવા માટે યોગ્ય લક્ષ આપવું જોઇએ

સુગુણલક્ષ્મીને ત્યાં આવતી દરેક સ્ત્રીઓ સુશિક્ષિત બની શકતી કારણ કે તેમને તે સારી સારી વાતો કહી સંભળાવતી, પતિવ્રતા સ્ત્રીઓનાં જીવનચરિત્રો મોઢેથી કહી સંભળાવતી, અને તેમનાં અનુકરણ કરવાનો બોધ આપતી. આ પ્રમાણે સુગુણલક્ષ્મી બપોરના વખતે સ્ત્રીઓને યોગ્ય ઉપદેશ આપવા પ્રયત્ન કરતી ચાર વાગે ચન્દ્રકાંતા ઘેર આવતી એટલે તેને જરા હરવા ફરવા ને રમવા જવાની છૂટ આપતી પણ તે છોકરાં ભેગી રમે નહિ કે ખરાબ છોકરીઓ ભેગી ભળે નહિ તેની કાળજી રાખતી. ચન્દ્રકાંતાને તે જે શિક્ષણ આપતી તે રમપૂર્વક અને પ્રેક્ટીકલ આપતી. આથી ચન્દ્રકાંતા નાનપણમાંથીજ બુદ્ધિશાળી થઇ હતી

સુમન્તરાયનો મોહનરાય સાથે પરિચય જેમ જેમ વધતો ગયો તેમ તેમ એક બીજા પ્રતિની મમતા પણ વધતી ગઇ મોહનરાય પોતાની ન્યાતનો છે, છોકરો સારો છે, બુદ્ધિશાળી છે એ વાત સુમન્તરાય અને સુગુણલક્ષ્મી રોજ ગોખતાં મોહનરાય શરૂઆતમાં તો આસિસ્ટંટ માસ્તરમાં ગયો હતો, અને હેડમાસ્તરની જગ્યા ગ્રેજ્યુએટ સિવાય બીજાને આપી શકાતી નહોતી તેથી તે તેજ જગ્યાએ કાયમ રહ્યો, પણ તેના બુદ્ધિબળના પરિણામે હાલ તેને ૫૦ રૂપિયા પગાર થયો હતો સુમન્તરાયના વિચાર ચન્દ્રકાંતાનો વિવાહ મોહનરાય સાથે કરવાનો થયો સુગુણલક્ષ્મીએ તેમાં સંમતિ દર્શાવી ચન્દ્રકાંતાની ઉમ્મર હાલ ૧૩ વર્ષની હતી. નાનપણમાં ઢીંગલા ઢીંગલી માફક છોકરાં છોકરીને પરણાવવાં એ સુમન્તરાયને પસંદ નહોતું અને તેથી ચન્દ્રકાંતાનું હજુ સુધી કંઇ નક્કી કર્યું નહોતું ન્યાતમાં વર તો હતા, પણ પૂર્ણ વિચાર કરીને જ નક્કી કરવું કે પાછળથી જોડી સુખી થાય એવા વિચારથી હજુ ચન્દ્રકાન્તાની વાત કંઇ કરી નહોતી. સુમન્તરાયે આ પછી મોહનરાયને પોતાના પુત્ર લક્ષ્મીનંદનને ટ્યુશન આપવા માટે રોજ ૧ કલાક પોતાને ત્યાં આવવાનું નક્કી કર્યું. મોહનરાયે પણ તે વાત કબૂલ કરી, તે રોજ સવારમાં એક કલાક સુમન્તરાયને ત્યાં તેના પુત્રને ભણાવવા આવતો લક્ષ્મીનંદન સાથે ચન્દ્રકાંતા પણ તેની પાસે ભણવા બેસતી તેને પણ તે ભણાવતો.

જેમ જેમ વય ખીલતી જાય છે તેમ તેમ સાંસારિક બાબતોનું જ્ઞાન પણ માણસોમાં આવતુ જાય છે. ચંદ્રકાંતાને હજુ તેવુ કાંઈ જ્ઞાન નહોતું. જેથી તે મોહનરાયની સાથે સ્નેહથી વર્તતી. મોહનરાયના મનમાં પણ તેવો કાંઈ ભાવ ન હોવાથી તે સ્વાભાવિક રીતે જ આ બને બાળકો સાથે હળીમળી જઈ તેમને પ્રેમથી શિક્ષણ આપતો. સ્ત્રીઓને જેની સાથે પરીચય વધુ થાય છે તેની સાથે હળીમળી જાય છે. નાનપણમા વિકાર વગરની બાળા ચન્દ્રકાન્તા મોહનરાય સાથે હળીમળી ગઈ હતી કંઈ ન આવડે તો ખુલ્લા હૃદયથી પૂછતી મોહનરાયનો સ્વભાવ પ્રેમાળ હોવાથી તેની સાથે ચન્દ્રકાન્તા સ્નેહથી વર્તતી

મોહનરાય સ્વભાવે શાંત અને માયાળુ હતો કામ કરવામા કુશળ અને ઉત્સાહી હતો. તેનો ઘણો વખત સુમન્તરાયને ત્યાં જતો તેના સ્વભાવના સુમન્તરાય અને સુગુણલક્ષ્મી ભોમીયા થયા હતા. ચન્દ્રકાન્તાની ઉમ્મર થતા તેનું લગ્ન હવે આ વર્ષમા જ મોહનરાય સાથે કરી નાખવાનો તેમનો વિચાર થયો તેમણે તે વાત મોહનરાયના મામાને કહી નક્કી કરી. લગ્ની વાત બહાર પડયા પછી મોહનરાયે હવે શિક્ષણ આપવાનું કામ બધ કર્યું. ચન્દ્રકાન્તાને પણ તેની ખબર પડી હવે કોઇ વખત મોહનરાય સુમન્તરાયને ત્યાં આવતો તો ચન્દ્રકાન્તા તેનાથી શરમાતી. જે પહેલાં છુટથી તેની સાથે બોલો ચાલી શકતી તેને હવે મોહનરાય આવતાં શરમથી ઘરમા પેસી જવુ પડતુ તોપણ ઘણી વખત કોઈ ન હોય તે વખતે તેમની નજરે નજર મળતા એક બીજાના નેત્રો હસી દેતા

શુભ મુહૂર્ત જોઇ સુમન્તરાયે પોતાની પુત્રી ચન્દ્રકાન્તાનુ લગ્ન મોહનરાય સાથે કર્યું લગ્ન થયા પછી મોહનરાય છુટથી આવતો જતો એકાંતમાં સ્ત્રી પુરુષ એકઠા થઈ શકતા. હજુ પણ ચન્દ્રકાન્તા શરમાતી. તે હવે મોટી થઇ હતી તેને પતિ સાથે શી રીતે વર્તવુ તેનું શિક્ષણ તેની માએ પરોક્ષ રીતે આપ્યુ હતું આજકાલ મા પોતાની છોકરીને પતિ અને પત્નીનું પરસ્પર શુ કર્તવ્ય છે, પત્નીએ પતિ પ્રત્યે કેવી રીતે વર્તવું તેનુ શિક્ષણ આપી શકતી નથી માત્ર છોકરીને ઘર કામ કરતાં શીખવાડવુ, રસોઇ રાધતાં શીખવાડવી, અને બીજુ પરચુરણ કામ કર-

વાનું શિખવાડવું એને જ મા સર્વોપરી શિક્ષણ આપ્યુ એમ માને છે. ચન્દ્રકાન્તાને પરણાવ્યા પછી પણ તેની મા વારવાર સ્ત્રીઓની ફરજ વિષે શિક્ષણ આપતી, પતિવ્રતપણું પાળવું એ સ્ત્રીઓનો ધર્મ છે, પતિસેવા કરવી એ સ્ત્રીઓને તરવાનો ઉપાય છે એવું શિક્ષણ અનેક સતી સ્ત્રીઓના દૃષ્ટાંતો આપીને શીખવતી.

ચંદ્રકાન્તા પણ કુશળ હતી પોતે નવરાશના વખતમાં સતી સ્ત્રીઓનાં જીવનચરિત્ર વાંચી તે પ્રમાણે જીવન ગાળવા યત્ન કરતી. લગ્ન થયા પછી તેને સાસરે વળાવવામાં આવી. સાસરામાં કોઇ ન મળે, માત્ર પતિ અને પત્ની બેજ બપોરે મોહનરાય જમી પરવારી સ્કુલમા જાય તે વખતે નવરાશના વખતમા ચંદ્રકાન્તા આડા અવળા વાતોના તડાકા મારવા ન જતી પણ ઘરમા બેસી સારાં સારાં પુસ્તકો વાંચતી. આજકાલની નવલકથાઓ વાંચી જેમ ઘણી સ્ત્રીઓને રસ પડે છે તેમ તેને થતું નહિ નીતિભ્રષ્ટતાવાળા પાત્રો જેમા ચિતર્યા હોય તેવી નવલકથાઓ તે વાંચતી નહિ. દરરોજ રાત્રે મહાભારત, રામાયણ, શિવપુરાણ, ઉપનિષદ વિગેરે ગ્રંથોમાંથી મોહનરાય અનેક સ્ત્રીઓના જીવનચરિત્ર મ્હોડેથી કહી બતાવતો. સ્ત્રી ઉત્તમ ગૃહિણી શી રીતે બની શકે, તે માટે મોહનરાય અનેક દૃષ્ટાંતોથી તેને શિક્ષણ આપતો.

આ પ્રમાણે મોહનરાય માસ્તર અને ચંદ્રકાન્તા શિખ્યા જીવનપર્યંત માટે દમ્પતી તરીકે જોડાયાં. એક બીજાના દુઃખ સુખનાં ભાગીદાર બન્યાં.



## પ્રકરણ ૨ જું.

### સ્ત્રીઓની મહત્તા.



ચન્દ્રકાન્તા હવે તેને સાસરે રહેતી હતી. મોહનરાય તેના ઉપર અત્યંત પ્રીતિ રાખતો હતો. આ દમ્પતી એકંદરે સુખી હતાં ચંદ્રકાન્તા સ્હવારમા ચાર વાગે ઉઠતી ઘરમાથી કચરો પુંજો વાળી સ્નાનાદિથી શુદ્ધ થઇ પતિને જગાડતી પતિને દાતણ પાણી વિગેરે આપી સ્નાન કરવાનુ પાણી કહાડતી પતિ સ્નાન કરી રહે તેટલામાં તો પૂજા કરવાનો ખંડ વાળીઝુડી સ્વચ્છ કરી. દેવસેવાના પાત્રો માજી સ્વચ્છ કરતી પતિ સન્ધ્યા કરવા બેસે તે વખતે જોઇતું સર્વ સાહિત્ય આપી પોતે પાણીયારૂ સાફ કરી પાણી ગળતી પછી દેવતા સળગાવી રસોઇની તૈયારી કરતી. ચુલે દાળ ઓરી પતિ સેવામા હાજર થતી પતિની સાથે આસન નાખી ઈશ્વરોપાસનામા જોડાતી. પતિ સન્ધ્યા વગેરે કરી રહે એટલે તેમનું પૂજન કરી નમસ્કાર કરતી.

પતિના ઉઠતા પહેલા ઉઠવું, જમાડીને જમવું અને સુતા પછી સુવું એ પ્રત્યેક સ્ત્રીનો ધર્મ છે. પતિની આજ્ઞાનું પાલન કરવુ, પતિની સેવા કરવામાં પ્રીત રાખવી, પતિના વિચારને અનુકુળ વર્તવુ, પતિ પ્રત્યે સ્નેહ રાખવો એ સતી સ્ત્રીનો ધર્મ છે પોતાનુ તન, મન અને ધન પતિના

ચરણમાં અર્પણ કરી દેવું. પતિને પ્રસન્ન રાખવા યત્ન કરવો. ગૃહની વ્યવસ્થા કરવી, પતિની આજ્ઞાનુસાર ખર્ચ કરવું પતિના પ્રેમને જીતી લેવો એ પતિવ્રતા સ્ત્રીના ધર્મ છે. સ્ત્રી એ સામાન્ય મનુષ્ય નથી, પણ પુરુષની અર્ધાંગના છે તે પુરુષના અર્ધા અંગરૂપ છે સ્ત્રી અને પુરુષ મળીને એક અંગ બને છે સ્ત્રી પુરુષમા અને પુરુષ સ્ત્રીમા ભળી જાય ત્યારે એકરૂપ બને છે ત્યારે દમ્પતી કહેવાય છે. સ્ત્રી એ ગૃહિણી છે પુરુષનુ કામ બહારથી કમાઈ લાવવુ અને સ્ત્રીએ તેની ઘરમાં વ્યવસ્થા કરવાનું છે. આજે ઘણા માણસો પોતાની સ્ત્રીને જાણે એક ચાકરડી હોય, પોતાની ઇચ્છા તૃપ્ત કરવાના સાધનરૂપ હોય, પોતાની સેવા કરવાને જાણે તેણે જન્મ લીધો હોય, તેમ હલકી માની તુચ્છકારે છે પોતાના કોઈ હુકમનુ સ્ત્રી પાલન ન કરે તો તેથી ગુસ્સે થઈ જાય છે અને મારતા પણ ડરતા નથી. આવા માણસોને અધમ સમજવા

ચંદ્રકાન્તા પતિની સેવા કરવામા પોતાનુ શ્રેય રહેલું છે એમ માનતી. મોહનરાય પોતાની પત્નિને સતોષવી, સુખી કરવી એ પોતાનુ કર્તવ્ય માનતો જમી પરવારી મોહનરાય સ્કુલમા જતો એટલે ચંદ્રકાન્તા ઘરમાં બેસી કાંઈ વાચતી તેની પોળની સ્ત્રીઓ પોળની મધ્યે ભરાઈ વાતોના તડાકા માર્યા કરતી તેમાં તે ભળતી નહિ તેની આવી વર્તણૂકથી તેને ઘણી સ્ત્રીઓ અતડી છે, અહંકારી છે, એમ કહેતી. નવરા બેસી ચાર સ્ત્રીઓના ભેગાં ભળી જઈ એક બીજાની નિંદા કરવી, જેના અને તેના દોષ જોયાં કરવા, મિથ્યા કુથલીમા સમય વીતાવી દેવો એ ચંદ્રકાન્તાને પસંદ નહોતું અને તેથી તે આવી સ્ત્રીઓમા ભળતી નહિ

એકવાર તેજ પોળની એક સ્ત્રી તેની પાસે આવી અને કહેવા લાગી કે: "કેમ બેન, છો કે ? શું કરો છો વારૂ."

આ સાંભળી ચન્દ્રકાન્તાએ જવાબ આપ્યો કે: "આવો બેન, બેસો, આજ તમે ક્યાંથી ?"

તે સાંભળી તેણે કહ્યું: "બેન આજે નવરી છું ત્યારે કહ્યું લાવો ચંદા બેન પાસે જઉં. રડ્યું તમે તો કોઈ દિવસ બહારેય નીકળતાં નથી ને ! રોજ ઘરમાં બેસી શું કરો છો ? ભલું એકલાં બેસી રહેવુ ગમે છે ! મને તો મા એક જરીવાર પણ એકલા બેસી રહેવાતુ ગમે નહિ."

ચંદ્રકાન્તા—" શુ કરીએ બેન, નવરા બેસી નકામી વાતો કરી સમય ગુમાવવો એ મને પસંદ નથી. આ શરીર તો આજ છે ને કાલે નથી. તેના દ્વારા જેટલું આપણું ભલું કરવા યત્ન કરીએ તેટલુ આપણું. જરા નવરી પડુ છુ ત્યારે બે ઘડી કંઇ વાંચું છું. વળી કંઇ શીવુ છુ અને ભરવા ગુથવાનું પણ કામ કાઢયુ છે. "

સ્ત્રી—" ઠીક બેન, ત્યારે તમે તો ભણેલાં જણાવ છો. હું પણ તમારે ત્યા આવતી રહીશ મને કાંઇ શીખવશો કે ? હું તો બા અભણ છું. એકનું બેય જાણુતી નથી. માત્ર ખાવા કરવુ અને ખાવુ એ સિવાય કાંઇ આવડતું નથી. "

ચંદ્રકાન્તા—" હા બ્હેન, ખુશાથી આવજો. તમારા જેવા સ્ત્રીની સોબત કર્યાથી, ભલે બે ઘડી કંઇ સારી મારી વાતો કરીશુ. "

સ્ત્રી-" વારૂ બ્હેન, તમે તો ઘણુ વાચ્યુ હશે, તો આજે એકાદ વાત તો સભળાવો. અમે તો ચાર જણી મળીએ ત્યારે બોલી પેલી કુથલી કરીએ, આ પેલો તો આવી છે ને તેવી છે. કોઇના ઘરમા તકરાર થઇ હોય તો તે તો વ્હડકણી છે, અમુક તો તેના પતિને દુ ખ દે છે અમુક તો ફુવડ જેવી છે, એવી એવી નકામી વાતો કરીએ છીએ આજે વિચાર થયો કે ચાલ ચદ્રાબ્હેન પાસે જઉ. બે ઘડી કંઇ વાતો કરીશુ આવો વિચાર કરી અહિ આવી છુ આજ કંઇ સભળાવો તો સારૂ "

ચન્દ્રકાન્તા-" બ્હેન, ભલે આવ્યા મને પણ તમારા જેવા આવે તો ફાયદો છે. આપણે સ્ત્રીઓએ તો સતી સ્ત્રીઓના જીવનચરિત્રો વાંચી તે પ્રમાણે વર્તન રાખવુ જોઇએ તમારી મરજી છે તો આજે ચાલો તેવુ કાંઇ કરીએ. જુવો બ્હેન, આપણુ સ્ત્રી જાતિનુ તો ઘરની વ્યવસ્થા રાખવી અને પતિસેવા કરવી એમાંજ કલ્યાણ છે. પૂર્વે ઘણી સતી સ્ત્રીઓ થઇ ગઇ છે. જેમણે પોતાના પતિની સેવા કરવામાજ પોતાનુ મહદ્‌ભાગ્ય માન્યુ હતુ. તેમણે પતિની સેવા દુ ખી સ્થિતિમા પણ કરી હતી. જુવો બ્હેન મે રામાયણ વાચ્યુ તેમા સતી સીતાજીની વાત વાચી હતી. તે તમારે જાણવા જેવી છે. તે આજે કહુ છુ.

# સતી સીતા અને રામચંદ્રજી

પુર્વે સીતાજી નામના સતી દેવી થઈ ગયા હતાં. તેમનો જન્મ મિથિલા નગરીના રાજા જનકને ત્યા થયો હતો. જનક રાજા એક વખતે યજ્ઞ કરાવવાને માટે પૃથ્વી ખેડાવતા હતા તેવામા પૃથ્વીમાથો એક પેટી નીકળી, તે પેટીને ઉઘાડતા તેમાથી દિવ્ય કન્યા મળી આવી. આ કન્યાને જોઇ જનક રાજા ઘણા ખુશી થયા, કારણ કે તેમને પ્રજા હતી નહિ. આ કન્યાનુ નામ સીતાજી પાડયું. સીતાજી નાની ઉમ્મરથીજ આનદી, બુદ્ધિશાળી અને ઠરેલ હતા. તેમણે નાનપણમાં વિદ્યાભ્યાસ ઉપરાન કળા-કૌશલ્યનામા સારી કુશળતા મેળવી હતી

જનક રાજાના પૂર્વજોને પુર્વે મહાદેવજીએ એક મોટુ ધનુષ્ય વરદાનમા આપ્યુ હતું. તે એટલુ ભારે હતુ કે બે ચાર માણસો વગર આધુપાછુ પણ થઇ શકતુ નહોતુ તેથી તેને દેવસેવામાં રાખી જનક-રાજા તેનું પૂજન કરતા હતા, એક વખતે સીતાજી ત્યા આગળ રમતાં હતાં. તેમણે તે ધનુષ્યને ઉચકીને રમવા માડયુ. નારદ ત્યાં આવી ચડયા. તેમણે સીતાને ધનુષ્ય લેઇ રમતાં જોઇ, જનકરાયને કહ્યુ કેઃ " આ કન્યાને કોઇ મહા બળવાન રાજકુવર સાથે પરણાવજો. તમે સ્વયવર રચી દેશ દેશના રાજાઓને તેડી તેમાં જે બળવાન હોય તેની પરીક્ષા કરીને તેની સાથે આ કુવરીને પરણાવજો" પહેલાં ક્ષત્રીઓમાં ઘણી કુવરીઓને સ્વયવર રચીને પરણાવવામાં આવતી હતી જનક રાજાએ પણ સીતાજી ઉમ્મર લાયક થતાં દેશદેશના રાજાઓને સ્વયંવર માટે તેડાવ્યા.

અયોધ્યાના દશરથ રાજાના પુત્ર રામ અને લક્ષ્મણને વિશ્વામિત્ર ઋષિ રાક્ષસોનો વધ કરવા માટે લઇ ગયા હતા. તેમણે તેમને ધનુર્વેદ અને શસ્ત્રવિદ્યા શીખવાડી હતી ત્યાં તેમણે મરીચ, સુબાહુ વગેરે રાક્ષ-સોને મારી ઋષિઓને નિર્ભય બનાવ્યો. આ વખતે જનકરાયની સ્વયવરમાં આવવાની કંકોત્રી મળી એટલે વિશ્વામિત્ર ઋષિ રામ અને લક્ષ્મણને લઇ જનકપુરમાં ગયા, અને ત્યાં એક વાડીમાં મુકામ કર્યો. સીતાજી તે વાડીમાં અબાજીનાં દર્શન કરવા આવ્યાં તે વખતે તેમણે રામને જોયા, રામને જોઇ મનમાં વિચાર કર્યો કે ' આ કુંવર જો સ્વ-

સ્વંયવરમાં ધનુષ્યને તોડે તો કેવું સારૂં ' કેટલીક વાર સુધી તે રામના સામે એકીટસે જોઇ રહ્યાં પછી સખીઓ સાથે મહેલમાં ગયાં

બીજે દિવસે સ્વયંવર ભરાયો, તેમાં દેશે દેશના રાજાઓ પોત-પોતાના આસને બેઠા રામ અને લક્ષ્મણ પણ વિશ્વામિત્ર સાથે ત્યાં આવ્યા હતા. મંડપની વચ્ચોવચ્ચ એક વેદી બનાવી તેના ઉપર પેલું શંકરનું ધનુષ્ય મૂકાવ્યું. મંડપમાં બેઠેલા રાજાઓને જોઇ શકાય તેવી રીતે ઉપરના ભાગમાં એક ગેલેરીમાં સ્ત્રીઓ બેઠી હતી. સર્વ આવી ગયા પછી જનક રાયનો પ્રધાન સભામધ્યે આવી બોલ્યો કે—" હે રાજાઓ ! આ વેદિ ઉપર જે શંકરનું ધનુષ્ય છે તેને જે રાજા હાથવતી ઉપાડીને તેની ઉપર બાણ સાંધશે તે સીતાજીને પરણશે " આ સાંભળી કેટલાક રાજાઓએ અજમાયશ કરવા માંડી, કેટલાક તો ફજેતો થવાના ભયથી ઉઠયા જ નહિ. લંકાનો રાજા રાવણ પણ આ સ્વયંવરમાં આવ્યો હતો. તે ઉઠયો અને ધનુષ્ય ઉપાડવાનો યત્ન કરવા લાગ્યો. ધનુષ્ય ઉઠાવી ઉંચું કરવા જતાં તેના ઉપર પડયું અને તે દબાયો રાવણ જેવા બળવાન રાજાથી આ કામ ન બન્યું તો બીજાનું શું ગજું ? એમ વિચારી રાજાઓ માંહોમાંહે વાતો કરવા લાગ્યા.

આ વખતે જનકરાયના પ્રધાને કહ્યું કે.—" શું પૃથ્વી નક્ષત્રીય થઇ ગઇ ? શું અહિં કોઇ ક્ષત્રિય નથી કે જે ધનુષ્ય ઉઠાવી ન શકે ? " આ સાંભળી રામે વિશ્વામિત્રના સામું જોયું. તે રામના મનની વાત જાણી ગયા અને કહ્યું કે— " જાઓ, તમારૂં પરાક્રમ અજમાવો ? આથી રામ ઉઠયા અને વેદી પાસે આવ્યા તેમને ધનુષ્ય ઉઠાવવા ઉઠેલા જોઇ સીતાજી પ્રસન્ન થયા અને મનમાં કહેતાં કે " આ જો ધનુષ્ય ઉઠાવે તો કેવું સારૂં ? " એવામાં રામે ધનુષ્ય ઉઠાવ્યું, તેની તળે દબાયલો રાવણ નીકળ્યો અને નીચું મોં ઘાલી પોતાના આસને બેઠો રામે ધનુષ્ય ખેંચી બાણનું સંધાન કર્યું. પછી જેવું ખેંચવા જાય છે કે તરત ધનુષ્ય ભાંગી કટકા થઇ ગયું. આથી સર્વ કોઇ ખુશી થવા લાગ્યા બીજા રાજાઓના મોં ઉતરી ગયા. સીતાજીના આનંદનો પાર રહ્યો નહિ તે હાથમાં વરમાળ લઇ મંડપમાં આવ્યા અને હર્ષથી રામચંદ્રજીને વરમાળ આરોપી.

બીજે દિવસે લગ્ન મુહુર્ત નક્કી કરી અયોધ્યામાંથી દશરથરાજાને કંકોતરી લખી તેડાવ્યા નિર્ણય કરેલા મુહુર્તમાં સીતાનો કરકમળ રામચંદ્રજીના જમણા હાથમા આપીને જનક રાજાએ કહ્યું કે—"આ મારી પુત્રી હું આપને આપુ છુ તમે બન્ને પરસ્પર પતિ પત્નીના સબંધથી જોડાઈ લૌકિક અને પારમાર્થિક ધર્મકાર્યો કરી સુખી થાવ. આ અગ્નિ દેવ તમારી ઇચ્છા તૃપ્ત કરો" ત્યાર પછી લગ્નવિધિ સપ્તપદી વિગેરે વિધિ પુર્ણ કરી જનકરાજાએ પહેરામણી આપી.

લગ્ન થઇ ગયા પછી સીતાજીને રામચંદ્રજીની સાથે સાસરે વળાવ્યા સીતાજીએ સાસરામા જઈ વિવેકથી સરના મનને હરી લીધાં. તેમને જોઇ કૌશલ્યા વિગેરે રાણીઓ આનંદ પામી રામ અને સીતાએ પતિપત્નીની ધર્મ પ્રમાણે રહી કેટલાક વખત આનંદ ભોગવ્યો દશરથ રાજા વૃદ્ધ હોવાથી તેમણે રામને રાજ્યાભિષેક કરવાનો વિચાર કરી મુહુર્ત જોવરાવ્યું દશરથને બીજી કૈકેયી નામે રાણી હતી તેનો પુત્ર ભરત હતો. એક વખત દશરથ પાસેથી તેણે વચન માગી લીધુ હતું, તેનો આજે ઉપયોગ કરી રામચંદ્રજીને વનવાસ મોકલી ભરતને ગાદીએ બેસાડવાનું વચન માગી લીધૂ જે દિવસે રાજ્યાભિષેક થવાનો હતો તેજ દિવસે રામને પિતાની આજ્ઞા માથે ચઢાવી વનમા જવુ પડયું

દશરથને ઘણો સંતાપ થયો પણ વચન પાળવાની ખાતર રામને દેશવટો દેવો પડયો. પુત્ર વત્સલ પિતાને દુઃખ થયુ છતાં પણ પોતાના પિતાનુ વચન પળાય હેતુથી અને પિતા ગમે તો તે આજ્ઞા કરે તો તે પાળવી એ પુત્રનો ધર્મ છે એમ માની તેમણે ખુશીથી વનમાં જવાનો સ્વિકાર કર્યો. તે પોતાની માતાઓને મળી તેમના મનને સમાધાન આપી આજ્ઞા લઇ સીતા પાસે ગયા. રામનો ચ્હેરો ઉદાસ જોઇ તે દિલગીર થયા અને પોતાના પતિનો આજે રાજ્યાભિષેક થવાનો હતો તેને વનમાં જવાનુ સાભળી, જેમ પવનના ઝપાટાથી વૃક્ષ તૂટી પડે તેમ સીતાજીને મુર્છા આવી પૃથ્વી ઉપર પડયા. રામે તેમને સાવધ કરી કહ્યું કે "મારે પિતાની આજ્ઞા પાળવી જ જોઇએ. તમે અહિં રહી માતાઓની સેવા કરી આનંદમાં રહો, અથવા મરજી હોય તો મારા આવતા

સુધી પીયેરમાં રહો. અહિં રહી વડીલોની આજ્ઞાનુ પાલન કરજો, માતાઓની સેવા કરજો, દીયેરની મરજી સાચવજો, નેકરો સાથે સ્નેહ ભાવથી વતજો, સત્યનુ પાલન કરજો, કામ ક્રોધાદિનો ત્યાગ કરજો, અને ઇશ્વર સ્મરણ કરી કાળ આનંદમા વિતાવજો ”

આ સાંભળી સીતાજી બોલ્યા કે “ પ્રિય ! આપ આ શુ બોલો છો ? આપ વનમા રખડો અને હુ અહિ સુખ ભોગવુ એ બને જ કેમ ? જ્યાં તમે ત્યાં હું, તમારે દુખે દુખી ને સુખે સુખી રહેવામા જ મારૂં શ્રેય છે માટે હુ તો આપની સાથે આવી આપની સેવા કરીશ. ” રામે ઘણું ઘણુ સમજાવ્યુ વનમા અનેક પ્રકારના દુખ પડશે, નિર્જન સ્થળમાં એકલા રહેવુ, વાઘ, વરૂનો ત્રાસ, કાંટા ઝાખરાનો પાર નહિ એવી જગ્યામા તમે સુકુમાર શરીરવાળાં શી રીતે આવી શકો ? માટે અહીં રહો. સીતાજીએ તે વાત માની નહિ અને તેથી તે પણ રામની સાથે પતિસેવા કરવાના હેતુથી વનમા ગયા, રામની સાથે તેમના ભાઇ લક્ષ્મણ પણ વનમા જવા તૈયાર થયા ।

તેમણે દક્ષિણ દિશામા પ્રયાણ કયુ રસ્તામા અત્રિ ઋષિનો આશ્રમ આવ્યો ત્યા રહ્યા ઋષિએ તેમનો સારી રીતે સત્કાર કર્યો. અત્રિ ઋષિની સ્ત્રી અનસૂયાએ સીતાજીને પોતાની પાસે બેસાડી કહ્યુ કે “ હે પુત્રી ! તું રાજપુત્રી છતાં તારા પતિની સાથે વનમા આવવા તૈયાર થઇ એ આનંદની વાત છે પોતાનો પતિ નગરમા કે વનમા જ્યા રહેતો હોય ત્યાં સતી સ્ત્રીએ તેની સાથે રહેવુ જોઇએ પતિ પોતાના વિચારને અનુકુળ હોય કે પ્રતિકુળ હોય છતા પણ તેને ઇશ્વર તુલ્ય માનીને તેની નિત્ય સેવા કરવી જોઇએ પોતાનો પતિ દુરાચારી હોય, અરોગ હોય, કે નિર્ધન હોય તો પણ સ્ત્રીએ તેને પોતાના પરમ દૈવતરૂપ માનવો જોઇએ સ્ત્રીનુ હિત તેના પતિમા સમાયલું છે તું તારા પતિને અનુકુળ રહી તેને સહાય કરજે અને તેમની સેવા કરજે તેમની સાથે રહી સુખદુઃખને સહન કરી માત્ર પતિ સેવામા જ ચિત્ત રાખજે, તેથી તારૂ કલ્યાણ થશે. ” આ સાભળી સીતાજીએ કહ્યુ કે “ માજી, હુ આપનાં વચનો માથે ચઢાવુ છુ હું જાણું છુ કે પતિ એજ સ્ત્રીનું પરમ દૈવત છે, પતિ ગમે તેવો હોય છતા પણ

તેની સેવા કરવી જોઇએ, સ્ત્રીઓના ધર્મમાં સ્ત્રીનો મુખ્ય ધર્મ પતિસેવા જ છે પતિસેવા એ સ્ત્રીના સૌભાગ્યની વૃદ્ધિ કરનાર છે, એ હું જાણું છું."

આ સાંભળી અનસૂયામાતા ઘણાં પ્રસન્ન થયાં અને કહ્યું કે "પુત્રી, હું ધારતી હતી તેવીજ તું ડાહી છું એ જાણી મને સંતોષ થાય છે હું તારા પર ખુશી થઇ છું. હંમેશ પતિસેવામાં જ તારૂં શ્રેય છે એમ માનજે" આ પછી એક બે દિવસ રામ ત્યાં રહી દંડકારણ્ય તરફ જવા નીકળ્યા, રાક્ષસોનો ઘણો ત્રાસ હતો, તે લોકોને ઘણું હેરાન કરતા હતા. જેથી રામ તથા લક્ષ્મણે ત્યાં ઘણા રાક્ષસોનો સંહાર કર્યો, પછી ત્યાંથી પંચવટી નામના પવિત્ર ક્ષેત્રમાં જઇ રહેવા લાગ્યા.

પંચવટી એ ઘણુંજ સુંદર સ્થળ છે. નદીઓ અને લીલી વનસ્પતિની મધ્યમાં આવેલું આ સ્થળ આનંદ આપનાર છે, સીતાએ તે જગ્યા વાળી ઝુડી સાફ કરી, આજુબાજુ લીલા ફુલ ઝાડ રોપી ત્યાંની સુંદરતામાં વધારો કર્યો રામ, સીતા અને લક્ષ્મણ ત્યાં આનંદથી રહેવા લાગ્યા એક વખત રાવણની બેન સુર્પણખાએ રામ અને લક્ષ્મણને ત્યાં જોયા તેથી તેને તેમના રૂપ ઉપર મોહ લાગ્યો [illegible] પણ રામે લક્ષ્મણ પાસે જવા કહ્યું. તે લક્ષ્મણ પાસે ગઈ અને તેમને છળી પોતાને વશ કરવા લલચાવવા લાગી, લક્ષ્મણ તો બ્રહ્મચારી હતા, તે દેવલોકની અપ્સરાથી પણ છળાય તેવા નહોતા તો કોણ બિચારી કુરૂપ રાક્ષસીણી સુર્પણખા! સુર્પણખાએ અગ્નિનો ભય બતાવ્યો, એટલે લક્ષ્મણે તેનું નાક કાપી લીધું તેથી તે ગુસ્સે થઇ, તેણે લંકામાં જઇ રાવણને રામ અને લક્ષ્મણ વનમાં આવ્યા છે, અને એકલા રહે છે, તેમજ તેમની સાથે સીતાજી પણ આવ્યા છે, ને રૂપવાન અને તારે લાયક છે એમ ભરવ્યું, રાવણ સીતાજીના રૂપ ઉપર ઘણા દિવસથી મોહવશ થઇ ગયેલો હતો. સ્વયંવરમાં તેનું અપમાન થયું હતું, ત્યારથી તેણે સીતાને હરણ કરવાનો વિચાર કર્યો હતો, સુર્પણખાની વાત સાંભળી તેણે પંચવટીમાં જઇ સીતાનું હરણ કરવાનો નિશ્ચય કર્યો.

તેણે પોતાના મામા મારીચ રાક્ષસને સોનેરી રંગનો માયાવી મૃગ બનાવી સીતાને લોભાવવા પંચવટીમાં મોકલ્યો. સીતાજી રામ પાસે બેસી

વન સૌંદર્યને જોઈ રહ્યા હતાં, તેવામાં તેમને આ માયાવી મૃગને જોઈ મોહ લાગ્યો, સ્ત્રીઓએ કોઈ પણ પદાર્થનો મોહ રાખવો ન જોઈએ છતાં સીતા જેવાં સતી સ્ત્રી ભાવને વશ થઇ અત્યારે મૃગને જોઇ લોભાયાં. તેમણે રામને કહ્યું કે " આ મૃગને મારી તેના ચમડાની મને ચોળી સીવ લાવો ? કેવો સુંદર મૃગ છે ? " પત્નીને સતોષ આપવો એ પતિનું કામ છે તેને ખુશી કરવા તેની ઇચ્છાને તૃપ્ત કરવી એ પતિનો ધર્મ છે, રામચંદ્રજી પોતાની પત્નીને ખુશ કરવા માટે તરત ઉઠી મૃગને મારવા દોડયા જતાં જતા લક્ષ્મણને સીતાને સભાળ રાખવાનુ કહેતા ગયા, માયાવી મૃગ ખૂબ દોડી ગયો અને ઘણે દૂર ગયો તે રામને હાથ ન આવતા તેણે રામના જેવો સ્વર કાઢી બૂમ પાડી કે " હે લક્ષ્મણ ! જલ્દી આવો. " આ સાંભળી પોતાના પતિ સકટમાં છે એમ માની સીતાએ લક્ષ્મણને જવા વિનતી કરી, સીતાને વનમા એકલાં મુકી જવુ લક્ષ્મણને ન રુચ્યુ, પણ સીતાના આગ્રહથી તે ધનુષ્ય લઇ જે દિશામાંથી અવાજ આવ્યો હતો તે તરફ ગયા

હવે સીતાજી પર્ણકુટીમા એકલા રહ્યા, એ જોઇ રાવણ સાધુનો વેશ લઇ રામના આશ્રમમા આવ્યો, લક્ષ્મણે જતાં જતા બાણની આસપાસ એક લીટી દોરી આણ કરી હતી કે આ હદની બહાર નીકળશો નહિ. રાવણ તે ઓળગી અદર જઇ શક્યો નહિ પણ બહાર ઉભે ઉભે ભિક્ષા માગી સાધુ, સન્યાસી અને ભિક્ષુકોને પોષવા એ ગૃહસ્થનો ધર્મ છે, એથી સીતાજીએ ઉમરાની અદરથી ભિક્ષા આપવા માંડી પણ રાવણે કહ્યું કે: 'બહાર આવી ભિક્ષા આપવી હોય તો આપો નહિ તો જઉ છુ ' સીતાજીએ વિચાર કર્યો કે જો બહાર જઇ ભિક્ષા નહિ આપુ તો આ સાધુ રીસાશે અને શ્રાપ આપશે તેથી તેમણે બહાર આવીને જેવો તેને ભિક્ષા આપવા હાથ લાંબો કર્યો કે તરત રાવણે તેમને ઉચકી લીધાં, અને વિમાનમા બેસાડી આકાશ માર્ગે ચાલવા માંડયુ સીતાએ ઘણી બૂમો પાડી પણ આ જગલમા કોણ સાભળે ? તે ભયથી મૂર્ચ્છિત થઇ ગયા. ભાન આવતાં ઘણુ રડવા માંડ્યુ, પોતાને છોડી દેવા ઘણા કાલાવાલા કર્યા, પણ રાવણને તેથી કશી અસર થઇ નહિ.

રાવણ તો પોતાના હાથમાં ઘણા દિવસથી ધારી મુકેલો શિકાર આવતાં જોઇ ઘણો ખુશી થતો હતો અને હવે ક્યારે લંકા આવે કે મનની ઉમેદ બર આવે એમ ધારતો હતો. રાવણનું વિમાન ઉડતું ઉડતું પંપા સરોવરની પાસેના ઋષ્યમૂક પર્વત ઉપર આવી પહોચ્યુ. સીતાએ ત્યાં નીચે જોયું તો ત્યા કેટલાક વાનરો બેઠેલા જોઇ તેમણે પોતાના પગનું ઝાંઝર અને એક વસ્ત્ર નીચે ફેંક્યુ. આવી રીતે સીતાજીને રાવણ હરી જઈ લંકા પહોચી ગયો. ત્યા તેણે સીતાજીને અશોક વાટીકામાં રાખી રાક્ષસોની ચોકી મુકી દીધી.

રામ અને લક્ષ્મણ જ્યારે પાછા આવ્યા તો ત્યાં સીતાને દીઠાં નહી. તેથી તે ઘણા દિલગીર થયા અને વનમા તેમને શોધવા લાગ્યા. આગળ જતાં જતા સુગ્રીવ અને હનુમાન એ વાંદરે ઋષ્યમુક પર્વત ઉપર મળ્યા, તેમણે પેલુ ઝાંઝર અને વસ્ત્ર બતાવ્યુ તે જોઇ રામની ખાત્રી થઇ કે નક્કી સીતાને કોઇ હરી ગયુ છે રામ અને લક્ષ્મણને જોઇ સુગ્રીવ અને હનુમાને તેમની હકીકત પૂછી, પરસ્પર વાર્તા અને ઓળખાણ થતાં એક બીજા વચ્ચે મૈત્રી થઇ સુગ્રીવના ભાઇ વાલિએ તેનુ રાજ્ય અને સ્ત્રી હરી લીધાં હતા તે તેને પાછાં અપાવાનુ રામે વચન આપ્યું અને સુગ્રીવે સીતાની શોધ કરી મેળવી આપવાને સહાય કરવાનુ વચન આપ્યુ પછી તેમણે કિષ્કિંધાના વાનર રાજા વાલિ સાથે યુદ્ધ કર્યુ તેમા રામે તેને હણ્યો અને સુગ્રીવને ગાદી અપાવી.

રામ અને લક્ષ્મણ ઋષ્યમૂક પર્વત ઉપર રહ્યા અને સુગ્રીવે હનુમાન વિગેરે વાનરોને સીતાની શોધ કરવા મોકલ્યા. તેઓ શોધ કરતા કરતા મલય પર્વત ઉપર ગયા ત્યાંથી લંકામા જવા માટે સમુદ્રનું ઉલ્લંઘન કરવું પડે તેમ હતું. હનુમાને એક મોટા શિખર ઉપર ચઢીને કુદકો મારી સમુદ્રનુ ઉલ્લંઘન કરી લંકામાં પડતું નાખ્યુ. હનુમાન લંકામાં સીતાને શોધતા શોધતા કેટલાક રાક્ષસોને પોતાનુ પરાક્રમ બતાવતા અશોક વાડીમા જઇ ચઢ્યા. ત્યા સીતા અનેક રાક્ષસીઓની વચ્ચે એક મોટા અશોક વૃક્ષની નીચે બેઠાં હતા. તે ઝાડની ઉપર હનુમાન છુપાઇને સર્વ જોવા લાગ્યા

આ વખતે રાવણ ત્યાં આવ્યો અને સીતાને કહેવા લાગ્યો કે " હે સીતા ! તું મારી સાથે લગ્ન કરી આ રાજ્યવૈભવને ભોગવ, નાહક તારા યૌવનને વ્યર્થ ગુમાવી ન દે. અહી તારે જે જોઇએ તે હું હાજર કરીશ અને મારી પટરાણી બનાવી અનેક પ્રકારના સુખ આપીશ. વનમા રહી દુઃખ વેઠવાને તુ લાયક નથી. " આ સાંભળી સીતાએ તેનો તીરસ્કાર કરીને કહ્યુ કે " હે દુરાચારી રાવણ ! તુ પ્રજાનો રાજા હોવા છતાં આવું લંપટ અને નીચ કામ કરવા કેમ તૈયાર થયો છે કે ? રાજા તો પ્રજાનો પિતા તુલ્ય છે, તેણે તો સર્વ સ્ત્રીઓને પોતાની મા બેન બરાબર ગણવી જોઇએ સતી સ્ત્રી કદી પણ તારી આ રાજ્યલક્ષ્મીને જોઇ લોભાશે નહિ. પતિવ્રતા સ્ત્રીના સતીત્વને ભ્રષ્ટ કરવા ઇચ્છનાર પુરુષ નાશ પામે છે. તુ પણ મને છેડી સુખી થવાનો નથી. મને તુ ઓળખે છે ? હું મહાત્મા જનક રાજાની પુત્રી છું અને રઘુકુળપતિ રામચદ્રજીની ધર્મપત્ની છું; તારા રાજ્યસુખ અને વૈભવને તો હું લાત મારૂં નેમાની છુ હું મારા પતિ વગર બીજા પુરૂષને ભાઇ કે બાપ સમાન માનુ છુ " રાવણ આ સાંભળીને ગુસ્સે થયો તે બીજી રાક્ષસીઓને તેને સમજાવવાનુ કહી ગુસ્સામા ને ગુસ્સામાં ચાલ્યો ગયો

રાક્ષસીઓએ તેને સમજાવવા માંડી પણ સીતાએ તો તેમનો તિરસ્કાર કરી કહ્યુ કે. " ખબરદાર, કુલ્ટાઓ એવી વાત મને કહી તો તમારી ખબર જ લઇ નાંખીશ " તે પછી રામચદ્રજીની ચિંતા કરતા સીતાજી ત્યાં શોક કરવા લાગ્યા. તેવામા હનુમાનજીએ ઝાડ ઉપરથી રામના નામવાળી વીટી તેમના ઉપર નાખી. તે વીટી જોઇ સીતા ભરમાયાં પણ થોડીવારે હનુમાને નીચે ઉતરી બે હાથ જોડી પોતે રામનો દુત છે એમ કહી રામની હકીકત કહી સભળાવી તેથી તે ખુશી થયા અને પોતાના માથા ઉપરનો ચાક નીશાની તરીકે આપ્યો હનુમાન તે લઇ જ્યાં રામ હતા ત્યા પાછા ગયા અને સર્વ ખબર કહી.

રામચદ્રજીએ તે પછી સુગ્રીવ વિગેરે વંદરોની સહાય લઇને લકા ઉપર ચઢાઇ કરી. રામચંદ્રજીએ બાણવડે સમુદ્ર ઉપર પુલ બાંધ્યો અને તે ઉપર થઇને સર્વ વાદર સેના લકામાં ગઇ. રામચદ્રજી ચઢી આવ્યાની વાત જાણી રાવણની સ્ત્રી મદોદરીએ રાવણને કહ્યું કે " હે પ્રિય !

રામચંદ્રજી બળવાન રાજા છે. તેમની સ્ત્રી પતિવ્રતા છે તેનુ તમે હરણુ કરી લાવ્યા તે ઘણુજ ખોટુ કર્યું છે. પરસ્ત્રી ઝેર જેવી સમજજો તેનો ત્યાગ કરવો જ હિતકારક છે માટે સીતાજીને સોંપી દઇ માફી માગો, નહિ તો આ કુળનો નાશ થશે ” આમ કહેવા છતાં રાવણે માન્યુ નહિ અને રામચંદ્રજી સાથે યુદ્ધ કર્યું તેમાં રાવણ, તેનો પુત્ર, ભાઇ, અને બીજા અનેક રાક્ષસો માર્યા ગયા તે પછી રામે સીતાને તેડી મગાવ્યા. તેમણે સીતાજીને કહ્યું કે તમે આ રાક્ષસના રાજ્યમા આટલો વખત રહ્યા, મને તો તમારી પવિત્રતાની ખાત્રી છે તોપણુ માર્ગમા રાવણુનો અપવિત્ર સ્પર્શ થયો હશે તો તેને માટે તમારે આ સામેના અગ્નિમાં પ્રવેશ કરી પ્રાયશ્ચિત કરવાની જરૂર છે. સીતા પવિત્ર અને પતિવ્રતા હતા. તેમણે તરતજ અગ્નિમાં પ્રવેશ કર્યો પણ તે દાઝયાં નહિ, અને બહાર આવી રામચંદ્રજીને પ્રણામ કરીને ઉભાં રહ્યાં.

આ પ્રકારે રામે રાવણુને મારી, લંકાનુ રાજ્ય વિભીષણુને સોંપ્યું અને સીતાને લઇ હિંદુસ્તાનમા આવ્યા ત્યાં સર્વ વાનરોને મૂકી પોતે વનમા રહેવાની મુદ્દત પૂરી થતા અયોધ્યામા આવ્યા. રામના વિયોગથી પુત્રવત્સલ દશરથ રાજાએ દેહ છોડી દીધો હતો ભરત રામની પાદુકાને ગાદી ઉપર મુકી રાજ્યવ્યવસ્થા કરતા હતા રામને આવેલા જાણી તેમણે મોટા આદરસત્કારથી તેમને શહેરમા આણ્યા અને મોટા ઠાઠમાઠથી રાજ્યાભિષેક કર્યો

રાજ્યગાદીએ બેઠા પછી પ્રજાનું પાલન કરતા રામચંદ્રજી સીતા જેવી સતી સ્ત્રીની સાથે સુખ વૈભવ ભોગવતા હતા. એક વખતે એક દુતે આવી કહ્યુ કે: “ આજે હું નગરચર્ચા જોવા રાત્રે બહાર ફરતો હતો ત્યાં એક ધોબીના ઘરમાં તેને અને તેની સ્ત્રીને તકરાર થતી મેં સાભળી ધોબીએ તેની સ્ત્રીને કહ્યું કે ‘ હું કઇ રામ નથી કે સીતા રાવણુને ત્યાં રહી આવી છતાં ઘરમાં રાખી તેમ હું તને ઘરમાં રાખું. હું તને સંઘરવાનો નથી. આ વાત સાંભળી રામચંદ્રજી દિલગીર થયા અને વિચાર કરવા લાગ્યા કે સીતાએ અગ્નિમા પ્રવેશ કરીને મને પોતાની શુદ્ધિની ખાત્રી કરી આપી હતી પણ તે વાત છાની રહી છે પ્રજા જાણતી નથી. હું જાણું છુ કે સીતા પવિત્ર છે છતાં લોકોના સમાધાન અર્થે પણ મારે

તેનો ત્યાગ કરવો જોઇએ. આવો વિચાર કરી તેમણે લક્ષ્મણને બોલાવી સીતાનો ત્યાગ કરવાની વાત કરી લક્ષ્મણે ઘણી રીતે સમજાવ્યા પણ તેમણે માન્યું નહિ. આ વખતે સીતા ગર્ભવતી હતી તેથી રામ તેમને હમેશા અનેક પ્રકારના હાસ્ય વિનોદ કરાવી પ્રસન્ન રાખતા-તેમની ઇચ્છાઓ તૃપ્ત કરી ખુશી રાખતા. તેમને આજે દુષ્ટ સ્વપ્નુ આવ્યું હતું તેનો શોક કરતા બેઠા હતા. તેવામા લક્ષ્મણે આવી વનમા જવાની આજ્ઞા સભાળવી.

પતિની આજ્ઞા રોષ કર્યા વગર માનવી એ સ્ત્રીનુ કર્તવ્ય છે. તે પ્રમાણે સીતાજી દિલગીર થયા વગર લક્ષ્મણ સાથે રથમા બેસી વનમાં જવા તૈયાર થયા વાલ્મિકી ઋષિના આશ્રમ આગળ આવી સીતાને નીચે ઉતારી લક્ષ્મણે કહ્યુ કે " રામચંદ્રજીની આજ્ઞાથી હું તમને વનમા મુકી ઘેર જઉ છું " એમ કહેતા કહેતા રડી પડયા. સીતાજી પણ રડવા લાગ્યા લક્ષ્મણને ભાભીનો ત્યાગ કરતાં અત્યંત ખેદ થયો. સીતાજીએ કહ્યુ કે. મે પુર્વજન્મે એવા શા પાપ કર્યા હશે કે આવી વિપત્તિઓ આવે વખતે આવી હે રામ, તમારા વગર મારા દિવશો આ નિર્જન વનમા શી રીતે જશે' આમ કહી રડવા લાગ્યા. થોડીવારે સાવધાન થઇ લક્ષ્મણને છાના રાખી કહ્યુ કે " મારા તરફથી તમારા ભાઇને પ્રણામ કરી કુશળ સમાચાર કહેજો. લોકાપવાદથી તેમણે મારો ત્યાગ કર્યો છે, તે હું જાણું છુ છતાં કહેજો કે " મારે તો તમારો જ આશ્રય છે. સ્ત્રીને પતિ એજ પરમ દૈવત રૂપ છે. જાવ, ભાઇ, લક્ષ્મણ હવે તમે જાવ." આમ કહી લક્ષ્મણને પાછા મોકલ્યા, અને વનમાં પોતે એકલાં શોક કરતાં રડકકળ કરવા લાગ્યાં.

આ વખતે વાલ્મિક ઋષિના શિષ્યો ત્યા થઇને જતા હતા તેમની નજર સીતા ઉપર પડી. તેમણે તેમની પાસે જઇ પૂછ્યું કેઃ " બેન તમે કોણ છો. આ ભયંકર વનમાં કેમ એકલાં બેઠાં છો ? " આ સાંભળી સીતાએ પોતાની હકીકત કહી સભળાવી, તે સાંભળી તે શિષ્યોએ તેમને ધીરજ આપી અને ત્યાંથી પોતાના આશ્રમમાં જઇ ગુરુને વાત કહી.

શિષ્યોની વાત સાભળી વાલ્મિકીએ ત્યાં જઈ સીતાજીને આદરસત્કાર સાથે પોતાના આશ્રમમા આણ્યા. સીતાજી હવે ત્યાં રહેવા લાગ્યાં. તેમને પુરાં દિવસ થતા બે પુત્રને એકી સાથે જન્મ આપ્યો ઋષિએ મોટાનું નામ લવ અને નાનાનુ નામ કુશ રાખ્યું, બંને બાળકો આશ્રમમાં મોટા થવા લાગ્યાં, આ બે બાળકોને અગિઆરમા વર્ષે ઋષિએ ઉપનયન સસ્કાર આપી ધનુર્વેદનો અભ્યાસ કરાવવા માંડયો. સીતાજીએ પણ તેમને નાની નાની વાતો કહી ઉપદેશ આપવા માંડયો. આ બને પુત્રો આશ્રમમાં ઉછરી મોટા થયા સીતા રામના વિયોગે વાલ્મિકીના આશ્રમમાં ઝુરતા હતા રામ પણ તેમના વિયોગથી દુખી હતા. માત્ર લોકનિંદાના ભયથી જ તેમણે તેમનો ત્યાગ કર્યો હતો

સીતાને રામ પ્રાણ સમાન પ્રિય હતા, તેમ રામને પણ સીતા ઉપર અત્યંત સ્નેહ હતો, રામ એક પત્નિવ્રતધારી હતા, બંનેનો આત્મા એક હતો, માત્ર ખોળીઆ જુદા હતા. ઘણા વર્ષે રામે અશ્વમેધ યજ્ઞ કરવાનો આરંભ કર્યો યજ્ઞનો ઘોડો દેશેદેશ ફરવા મોકલ્યો, તે ઘોડો વાલ્મિકીના આશ્રમે ગયો અને ત્યાં લવ અને કુશે તેને બાંધ્યો. આ વખતે તે બાર બાર વર્ષના હતા તેમણે ઘોડો બાંધ્યો તેથી તેમની અને લક્ષ્મણની સેના વચ્ચે દારૂણ યુદ્ધ થયુ. તેમા રામને પણ આવવું પડયુ તેમનુ પરાક્રમ જોઈ રામના મનમા થયુ કે તે બંને પુત્રો મારા હશે. રઘુવંશના કુંવરો વગર આવું પરાક્રમ બીજામાં હોય નહિ. આમ વિચાર કરે છે તેવામા લવ અને કુશ પણ રામનુ નામ સાંભળી ત્યાં આવ્યા અને રામચંદ્રજીને ચરણે પડયા. એક બીજાને ઓળખ્યા. તે લક્ષ્મણ વિગેરેને લઇ આશ્રમમા ગયાં ત્યા રામે વાલ્મિકીને નમસ્કાર કર્યા. એવામાં શોક, વિયોગ અને દુખથી શરીરે સુકાઈ ગયેલાં સીતાજી પણ ત્યાં આવ્યા રામને પ્રણામ કરી ઉભા રહ્યા. પછી વાલ્મિકીએ સીતાના પ્રસવની આ બે પુત્રોના જન્મ વિગેરે સર્વ વાત રામચંદ્રજીને કહી સભળાવી. સીતા શુદ્ધ પતિવ્રતા છે તેની ખાત્રી આપી. તે પછી રામચંદ્રજી બંને પુત્રો અને સીતાજીને લઇ અયોધ્યામા ગયા અને સીતાજીને પાછું સુખ આપ્યુ.

આ પ્રમાણે સીતાજીને અનેક પ્રકારનું કષ્ટ પડયું છતાં પણ તેમણે પતિ ઉપર ક્રોધ કર્યો નહિ. પતિ સેવા ચૂકયા નહિ. અનેક પ્રકારની લોભ લાલસાનો ત્યાગ કરી સતીત્વને સાચવ્યું બેન, આવી સતીઓ તો કોઇ વિરલજ હોય છે. આપણે પણ તેમના જેવા થવું જોઇએ. સીતાજીના ઉપર દુઃખ પડવામાં બાકી રહ્યું નહોતું, છતાં તેમણે તેને હીંમતથી સહન કર્યું, અને પતિભક્તિ ઉપર અચળ શ્રદ્ધા રાખી

લ્યો બેહેન, હવે આજે મોડું થયું છે વળી કાલે કંઇ બીજી વાત કરીશું આપણે આ સીતા માતાની વાત જાણી તેથી કાંઇ વળ્યું નહિ પણ તે પ્રમાણે આપણે પણ પતિભક્તિ કરતા શીખીએ ત્યારે કામનું.

આ સાભળી પેલી સ્ત્રી તો બિચારી છક જ થઈ ગઇ તેનું નામ ગુણવંતી હતું. તેણે કહ્યું "વાહ બ્હેન તમે તો બડા વિદ્વાન જણાવ છો મને તો લાગતું હતું કે તમે તો કેવાય અતડા હશો પણ હવે જણાયું કે તમે તો ઘણા મળતાવડા છો આજે મારે માટે તમે બહુ મહેનત લીધી હો ! આ રાંડો બધી પ્હણે રોજ એકઠી થઇને નકામી લોકોની નિંદા કરી ખાય છે તે અહિં આવે તો કેવું સારૂં ! કાલે તો તેમને પણ તેડતી આવીશ વારૂ બ્હેન, પેલા અનસૂયા માતાની વાત આમાં આવી તે કોણ હતાં વારૂ ?

ચન્દ્રકાતા—"બ્હેન ! તે અત્રિ ઋષિના ધર્મપત્ની હતા તે મહા સતી થઇ ગયાં છે. તેમની વાત કાલે કહીશ તમે આટલા વખત શાંત થઇને અહિં બેઠાં અને સાભળ્યું તે કાંઇ ઓછું છે લ્યો આવજો હો બા !" આ પછી ગુણવતી જાય છે અને ચન્દ્રકાંતા પોતાના કામે વળગે છે

---



## પ્રકરણ ૩ જું.

### પતિસેવા—અનસૂયાદેવી અને ઋષિ અત્રિ.

બીજે દિવસે બપોરે ગુણવતી ચન્દ્રકાંતાને ત્યાં આવી સાથે પોળની બીજી બે ચાર સ્ત્રીઓને પણ લાવી હતી. ચન્દ્રકાંતાએ તેમને આવકાર આપી બેસાડયા ગુણવતીએ કહ્યું "બેન, આજે તો આ ભાગીરથી અને દીવાળી બેન પણ આવ્યા છે આજેજ તેમને તમારા ગુણની ખબર પડશે મે તેમને કાલની વાત કહી સભળાવી તેથી તેમને પણ આવવાનુ મન થયુ. હ્યો અમારા જેવુ કાંઇ કામકાજ હોય તો કહેજો.

ચન્દ્રકાંતા—"આવો બેન, મને પણ તમારે લીધે આનદ થશે. સારાં માણસની સોબત કયાથી? આપણે બૈરાએ નવરા બેસી કંઇ સારી ઉપદેશની વાતો કરવી જોઇએ આજકાલ તો ઘણી સ્ત્રીઓ એકઠી થઇ આડી અવળી કુથલી કરે છે, પણ તે સારૂં નથી. બે ઘડી ઇશ્વરનુ નામ લેવુ, કંઇ જ્ઞાન મળે તેવી વાતો કરવી, અને બીજાનુ કલ્યાણ થાય તેમ વર્તવુ જોઇએ.

ગુણવતી—"હ્યો બ્હેન, હવે કાલે પેલી અનસૂયા માતાની વાત કહેવાનુ કહેતાં હતાં તે હવે કહેવા માડો."

ચન્દ્રકાંતા—હા બ્હેન, સાભળો:—

# અનસૂયા—અત્રિ ઋષિ.

પૂર્વે કર્દમ નામના ઋષિ થઇ ગયા તેમની પત્નીનું નામ દેવહુતિ હતું, તેમને અનસૂયા નામની એક પુત્રી હતી તે અનસુયાને નાનપણમાં તેમના ભાઇ કપિલ મુનિ સાથે વિદ્યાભ્યાસ કરાવ્યો હતો, તેમને ઉમ્મરે આવતા અત્રિ નામના સમર્થ ઋષિ સાથે પરણાવ્યા હતાં. સાસરે જઇ તે વડીલોની સેવા કરીને પતિના વ્યાવહારિક અને પારમાર્થિક કાર્યોમા મદદ કરતા તેમણે સાસરે જઇ ઘરનો બધો કારભાર પોતાને માથે ઉઠાવી લીધો હતો સ્હવારમા પતિના ઉઠવા પહેલાં ઉઠતાં, સ્નાનાદિથી પરવારી પતિના સંધ્યાના વાસણો માજી સ્વચ્છ કરતાં. તેમને પૂજા વખતે જોઇતાં સાધનો તૈયાર રાખતાં, પછી રસોઇ બનાવી પતિને જમાડી પછી પોતે જમતા જમ્યા પછી વાસણો વિગેરે સ્વચ્છ કરી બીજું ઘરનુ કામ પરવારી પતિસેવા કરવામાં વખત ગાળતા. પતિની પતિભક્તિ ઘણીજ ઉત્તમ રીતે કરતા. રાત્રે પતિની સેવા કરી પતિના સૂતા પછી પોતે સૂતા.

એક વખતે અત્રિ ઋષિ જમી પરવારી આશ્રમમાથી બહાર ગયા હતા તે વખતે અનસૂયાના સતીપણાની પરીક્ષા કરવા સારૂ બ્રહ્મા વિષ્ણુ અને રૂદ્ર ત્યા આવ્યા તેમણે તેમની અચલ પતિભક્તિ જોઇ છતા પણ તેમને પરીક્ષા કરવાનુ મન થયુ, અને રૂપ બદલી તેમની પાસે ગયા. તે જાણી સતીએ તેમના સામી દૃષ્ટિ નાખી પોતાના સતીત્વના પ્રભાવથી છ છ મહિનાના બાળકો બનાવી દીધા, અને તેમને પારણામાં સૂવાડી દીધા. થોડી વારે અત્રિ ઋષી આવ્યા અને તેમણે પારણામા બાળકોને સૂતેલા જોયા તેમણે તરત જ યોગદૃષ્ટિથી જોયુ તો જણાયું કે આ તો બ્રહ્મા વિષ્ણુ અને રૂદ્ર છે. તેમણે તેમને પોતાની દૈવિશક્તિથી બાળભાવમાથી મુક્ત કર્યા તેમને સતીના સતીત્વની ખાત્રી થઇ અને અનસૂયાને ચરણે મસ્તક નમાવ્યાં અને તે પછી કેટલેક વખતે તે ત્રણેએ એકરૂપ ધરી ગુરુદત્તાત્રય તરીકે સતીના પેટે જન્મ લીધો હતો.

એક વખતે મહા ભયંકર દુકાળ પડ્યો. અન્ન પાણી કાંઇ મળે નહિ એવી સ્થિતિ થઈ તેથી અત્રિઋષિ મનમા ખેદ પામી સમાધિ ચઢાવી બેઠા

આ વખતે અનસૂયાએ પોતાના પતિને કાંઇ દુઃખ ન થાય તે માટે ટાઢ તડકાને સહન કરતાં, તેમની પાસે બેસી પતિ સેવા કરવા લાગ્યાં આમ સો વર્ષ વિતી જવા આવ્યા. તેમાં એક વખતે અત્રિ ઋષિએ સમાધીમાંથી જાગી પીવાનું પાણી માગ્યું પાણી કોઇ સ્થળે મળે નહિ, તેથી દેવી કમંડળુ લઇ પાણી લેવા ચાલ્યા ઘણા જળાશયો, કુવા, નદીઓ જોયા પણ સર્વ સુકાઇ ગયેલા હતા પાણી ન મળતાં તે વ્યાકુળ થઇ ખરા તાપમા પોતાના પતિને માટે પાણી લેવા સારૂ રખડવા લાગ્યા. તેમને પતિસેવામા એક ચિત્ત રાત્રિ દિવસ ગાળેલા હોવાથી ક્યાંથી પાણી નથી મળતુ, કેમ સર્વ જળાશયો સુકાઇ ગયા હશે તેની ખબર ન પડી તેમને પોતાના પતિને માટે પાણી લેવા આમતેમ રખડતાં જોઇ ગંગાજીએ શરીર ધારણ કરી ત્યા આવી કહ્યુ કે-"બ્હેન, તમે આમ પતિની સેવા કરવાની મુકીને ક્યા રખડો છો?" તે સાંભળી તેમણે કહ્યુ કે "બેન, હું મારા પતિને માટે પાણી લેવા જઉં છૂ તમે આશ્રમમા જાવ હુ હમણાં જ આવુ છુ." આ સાભળી ગંગાજીએ કહ્યુ કે "બેન, સો વર્ષથી દુકાળ ચાલે છે, તમે કયાથી પાણી લાવવાના છો? સો સો ગાઉ સુધી પાણી મળતું નથી, માટે પાછા જાવ!" દેવીના 'પાણી મળશે નહિ' એ શબ્દો સાભળી સતીને ઘણો ખેદ થયો તે વિચાર કરવા લાગ્યાં કે 'અરે, આજે સો વર્ષે પતિ સમાધિમાથી જાગ્રત થયા, અને પાણી માગ્યુ તે પણ આ તો કહે છે કે મળશે નહિ. હે દેવ, હવે શુ કરૂં?" આમ ખેદ કરતા મુર્છિત થઇ પડયા થોડીવારે જાગ્રત થઈ કહેવા લાગ્યા કે. 'પ્રભો! જો મે આજ સુધી મારા પતિની મન, વચન અને કાયાવડે એકચિત્તે સેવા કરી હોય તો આજે આ કમડલુ ભરીને પાણી આપજો. મારા સ્વામીજીએ આજે સો વર્ષે મને પાણી લાવવાની આજ્ઞા કરી અને જો તે હુ તેમને ન લાવી આપુ તો મારી આજ સુધીની કરેલી પતિભક્તિ નિષ્ફળ થાય, હે પ્રભો, સહાય કરો" આમ બોલતાં રડવા લાગ્યા. તે જોઇ ગંગાજીએ કહ્યુ "હે દેવી, ગભરાશો નહિ હું ગંગાજી છું અહિં ખાડો ખોદો તેમાથી જોઇએ તેટલુ પાણી નીકળશે. તમારા પતિવ્રતની વાત જાણી હુ તમારાં દર્શને આવી છુ." આ સાભળી સતી તેમને શરણે પડયાં. અને પછી ખાડો ખોદ્યો તેમાંથી પાણી ભરી પતિ પાસે લઇ ગયાં.

ઋષિએ પાણી પી, તે કયાંથી લાવ્યા તે પૂછ્યુ. જેથી સતીએ બનેલી હકીકત કહી સમજાવી. તેથી ઋષિ ત્યા ગગાજીના દર્શન કરવા ગયા. તેમણે કહ્યુ કે "આપ હવે અહિં રહો" જેથી ગગાજીએ કહ્યું કેઃ—જો આ સતી તેના સતીત્વનુ એક વર્ષનુ પુણ્ય મને આપે અને સદા-સીવ પ્રસન્ન થઈ અહિ રહે તો હુ અહિં રહું. તે વાત તેમણે કબુલ કરી અને તેથી ત્યા ગગાજી અને મહાદેવજી પણ રહ્યા. આજે પણ દક્ષિણમા ભાગીરથી ગગા અને અત્રિશ્વર મહાદેવ વિદ્યમાન છે ત્યા દુકાળમા પણ પાણી સૂકાતુ નથી અને ગગાજી અત્રિ ઋષિના આશ્રમ પાસે વહેવા લાગ્યા

આ દુકાળ પ્રતિષ્ઠાનપુરમા રહેનાર કાશિક બ્રાહ્મણની પત્નિ સતી નર્મદાએ પોતાના સતીત્વના પ્રભાવથી પોતાના પતિનુ મૃત્યુ અટકાવવા માટે સુર્યને ઉગતો અટકાવી દીધો હતો તેથી પડયો હતો. તે મટાડવા માટે અનસુયા દેવીએ નર્મદાને સમજાવી સુર્યને ઉગવા દીવો અને દુકાળનું સકટ ટાળ્યું હતુ રામ લક્ષ્મણ અને સીતા વનવાસ ભોગવવા જતા અહીં આવ્યા હતા તે વખતે સતીએ સીતાજીને પતીવ્રતા સ્ત્રીના ધર્મ [illegible] કહી તેમણે કહ્યુ હતુ કે—

પતિ ગમે તેવી સ્થિતિમા રહેતો હોય, ગમે તો નિર્ધન કે નઠારો હોય છતા પણ જે સ્ત્રીને પોતાનો પતિ વહાલો છે તેમને પરલોક મળે છે, ગમે તેવા દુરાચારી, દુષ્ટ સ્વભાવના કે નિર્ધન પતિને પણ સ્ત્રીઓએ પોતાના પરમ દૈવત સમાન ગણુવો જોઇએ. સ્ત્રી માટે આ લોક અને પરલોકના સુખ મેળવવાનુ પતિસેવા એજ સાધન છે સતી સ્ત્રીએ પોતાના પતિને દરેક કાર્યમાં સહાય કરવી જોઇએ જે સ્ત્રીઓનુ મન કામ-વાસનામાં રચ્યુપચ્યું રહે છે, અને જે પોતાના પતિને પોતાની ઇચ્છાઓ તૃપ્ત કરવાને કહ્યા કરે છે, પોતાના ગુણ કે દોષને ન જોતાં આડીઅાડી રખડે છે તેવી ઉદ્ધત સ્ત્રીઓ અતે ધર્મભ્રષ્ટ થઇ નિંદાને પાત્ર થાય છે. માટે તમે પતિ સેવામાં મન રાખજો. આ જગત્મા સ્ત્રીને માટે પતિ જેવો બીજો કોઇ ઉત્તમ સબધ નથી.

સીતાજી આ સાભળી ઘણાજ ખુશી થયાં અને ઉપકાર માનવા લાગ્યા હતા દરેક સ્ત્રીએ અનસૂયા દેવીની માફક પોતાના પતિની સેવા

કરવામા જીવન ગાળવુ જોઇએ સતિને દત્તાત્ર્ય નામના સમર્થ પુત્ર થયા હતા. તેમને તેમણે નાનપણમા ઉત્તમ જ્ઞાન આપ્યું હતું. જેથી તે પણ અત્યારે જગતમા પ્રસિદ્ધ થયા છે.

બેન ! આજે પણ આપણે જો આ અનસુયા દેવીના જેવી પતિ સેવા કરીએ તો જરૂર આપણે પતિ સેવાના પ્રતાપથી ધારીએ તે વસ્તુ મેળવી શકીએ છીએ

કેમ ભાગીરથી બેન ! ખોટુ છે ?

ભાગીરથી—"ના બેન ખરી વાત છે આજે અમે તો અનસુયા માતાની વાત સાંભળી ચકિત થઇ ગયાં છીએ પણ પેલી નમદા કોણ હતી તે તો કહો ? તેણે પણ શાડ એવુ જોર માર્યું ? સુર્યને પણ આથમતો અટકાવ્યો ? "

ગુણવતી—" ખરી વાત છે સતી સ્ત્રીઓ શુ ન કરી શકે તમે કર્દમ ઋષિના પત્નિ દેવહુતી વિષે પણ જાણતા હતાં જેની પુત્રી આવા સમર્થ હતાં તેમની મા વળી કેવાય હશે ? બ્હેન આજે દેવહુતી અને નર્મદાની વાત કહો તે પણ સાંભળીએ તો ખરા "

ચંદ્રકાના—" હા, બ્હેન સર્વની મરજી છે તો સાભળો. પહેલાં દેવહુતીનુ ચરિત્ર કહી પછી નર્મદાનુ ચરિત્ર કહી બતાવીશ

# દેવહુતી અને કર્દમમુનિ

દેવહુતી એ સ્વયંભૂ મનુની પુત્રી હતા. નાનપણમાં તેમને તેમના પિતાએ ધર્મશાસ્ત્ર, ન્યાય વિગેરે વિદ્યાઓનુ જ્ઞાન આપ્યું હતુ. દેવહુતી બુદ્ધિશાળી હતાં તેમને મહાત્મા કર્દમ મુનિ વેરે પરણાવ્યા હતા. તે સાસરે ગયા પછી પતિસેવામાં, ઘર કામમા અને ઇશ્વરોપાસનામાં નિત્ય તત્પર રહેતા હતા. નવરાશ મળેથી પતિ પાસેથી તત્ત્વજ્ઞાનનો અભ્યાસ કરતાં. તેમને નવ પુત્રીઓ થઇ હતી.

કર્દમમુનિએ વનમા તપ કરવા જવાનો વિચાર કર્યો તે જાણી દેવ-હુતીએ કહ્યું કે "આપ તો સસાર છોડી ચાલ્યા જાવ છો તો પછી મને કોણ જ્ઞાનના ઉપદેશ આપશે ?" ત્યાથી ઋષિએ થોડા દિવસ વનમાં જવાનું બધ રાખી દેવીને ઇશ્વર ભક્તિમા ચિત્ત જોડવાનું કહ્યું. કેટલાક

વખત પછી સ્તીને ગર્ભ રહ્યો અને માસ પુરા થયે એક સુદર પુત્રનો જન્મ થયો. તે પુત્રનુ નામ કપીલદેવ રાખ્યુ. પુત્ર થયા પછી ઋષિ તપ કરવા વનમાં ચાલ્યા ગયા.

કપીલ મોટા થયા, તેમને તેમની માતાએ ઘણાં શાસ્ત્રોનો અભ્યાસ કરાવ્યો. તે જ કપીલ ભગવાને સાંખ્યશાસ્ત્ર નામનુ યોગનું પુસ્તક બનાવ્યુ છે તેમા એવો ઉપદેશ છે કે "ચોવીસ તત્ત્વને જાણી તેનાથી પોતે ભિન્ન છે એમ જે માને છે અને છવીસમા પુરૂષને જે ઓળખે છે તેને મોક્ષ પ્રાપ્ત થાય છે ચિત્ત જ જીવનુ બધન કર્ત્તા છે બ્રહ્મવિદ્યાથી આત્મસ્વરૂપનું જ્ઞાન અને સુખ દુખની નિવૃત્તિ થાય છે પરમેશ્વર સાથે એકાગ્રતા સાધવાથી મુક્તિ મળે છે. કપીલ મુનિ મહા સમથ જ્ઞાની થઈ ગયા. તેમની સાથે તેમની માતા દેવહુતીએ તત્ત્વજ્ઞાન સબધી ઘણી વાતો કરી જ્ઞાન મેળવ્યું હતું.

કપીલમુનિ તેમને જણાવતા હતા કે–યોગ એ જ મુક્તિનો સરળ માર્ગ છે. મનને વશ કરી અતઃકરણની એકાગ્રતા સાધવથી યોગ સાધન થઇ શકે છે સસાર ભોગ ભોગવવા જો ચિત્ત વળે છે તો તે જીવને નિવૃત્તિ મળતી નથી. મન એ ચચળ છે ઇશ્વરમા મનને લીન કરવાથી અજ્ઞાન, પાપ, વિગેરેનો લય થાય છે સર્વનુ મુળ સત સમાગમ છે વેદમા કહેલા કર્મો કરવાથી ઇશ્વરની ભક્તિ થઇ શકે છે જેનાથી હૃદયમા શકા ન ન ઉઠે ને ઇશ્વરનો સાક્ષાત્કાર થાય તે જ ઉત્તમ જ્ઞાન છે ચિત્તવૃત્તિ કુમાર્ગે દોડે દો તેને દ્રઢભક્તિ અને વૈરાગ્યથી વશ કરવી જોઇએ

આ પ્રમાણે કપીલમુનિ નાનપણમાં પોતાની માતા પાસે જ્ઞાન મેળવી મોટા જ્ઞાની થયા અને પોતાની માતાને ખરા તત્ત્વજ્ઞાનનો ઉપદેશ આપ્યો હતો. તે દેવહુતીના અનસુયાદેવી પણ પુત્રી હતાં તેમણે પણ પોતાના ભાઇ કપીલમુનિ પાસે ઘણું જ્ઞાન મેળવ્યુ હતું.

હવે અનસુયાદેવીએ જે નર્મદાને સમજાવ્યા હતા તેની વાત કહું છુ.

# સતી નર્મદા અને કૌશિક

પૂર્વે કૌશિક ગોત્રનો એક બ્રાહ્મણ પ્રતિષ્ઠાન નામના નગરમા રહેતો હતો. તેને પુર્વ જન્મના પાપે આખા શરીરે કોઢ ની.ળ્યો હતો. તેની સ્ત્રીનુ નામ નર્મદા હતું તે પતિવ્રતા હતી. પોતાના વ્યાધિગ્રસ્ત પતિના સેવા હર્ષથી કરવામા જ પોતાનુ શ્રેય માનતી હતી પતિના શરીરમાથી લોહી અને પરૂ નીકળતા હતા છતા જરા પણ ખેદ કર્યા વગર તે પોતાના પતિને નવરાવીને ન્હાતી, તેમને પોતાના હાથે જમાડીને જમતી, વસ્ત્રો પહેરાવતી અને દવા દારૂ ચોપડતી તેનો પતિ ઘણો ક્રોધી હતો આટલી સેવા કરતાં છત પણ તે તેને ઘણી ગાળો દેતો. છતાં પણ તે પોતાના પતિની ગાળો સામુ જોઇ રોષ ન કરતાં તેમની સેવા ભક્તિ કરતી અને તેમને દેવ તુલ્ય માની સેવતી

કૌશિક દુરાચારી અને વ્યભિચારી હતો તેને લીધે જ તેને આ કોઢ અને ઉપદંશ (ખોટી ગરમી) નો રોગ થયો હતો આવો રોગી હોવા છતાં પણ તેને છંદ મટયો ન હતો એક વખતે તેણે પોતાની સ્ત્રીને આજ્ઞા કરી કે મારી અમુક પ્રેમપાત્ર સ્ત્રી છે તેને ત્યા તું મને લઇ જા ! પતિ આજ્ઞાનું પાલન કરનારી તે સ્ત્રી તેને અંધારી રાતે પોતાની ખાંધે બેસાડી તે પેલી સ્ત્રીને ત્યાં જવા નીકળી

રાત અંધારી હતી તેથી માર્ગમાં જતાં શૂળી ઉપર ચઢાવેલા માંડવ્ય ઋષિના પગની સાથે કૌશિકનો પગ અથડાયો તેથી ગુસ્સે થઇ માંડવ્ય ઋષિએ શ્રાપ દીધો કે: " મને અથડાનાર પુરુષ આવતી કાલે સુર્યોદય વેળાએ મરણ પામો. " આ સાભળી સતી નર્મદાને પોતાના પતિનુ મરણ થશે એ વિચારથી ખેદ થવા લાગ્યો. તે પતિને પેલી સ્ત્રીને ઘેર તો લઇ ગઇ અને ત્યાં તેનો મેળાપ કરાવી પતિને લઇ પાછી રાત્રે ઘેર આવી

ઘેર આવી તેણે પોતાના પતિનું મૃત્યુ ન થાય તેવા વિચારથી સૂર્યદેવની પ્રાર્થના કરી કે' " જો મારામાં પતિ ભક્તિ હોય તો મારા સત્યના જોરથી સુર્ય ભગવાન આપ કાલે ઉગશો નહિ. " સતીના

સતીત્વથી બીજે દિવસે પ્રભાતે સુર્ય ઉગ્યો નહિ સુર્ય ન ઉગવાથી દેવો, મનુષ્યો વિગેરે ગભરાવા લાગ્યા. યજ્ઞ વિગેરે શી રીતે કરવા, યજ્ઞ વગર વૃષ્ટિ શી રીતે થાય, અને વરસાદ ન થાય તો દુકાળ શી રીતે મટે એવા વિચાર દેવોને થવા લાગ્યા. તેથી સઘળા દેવોએ મહા સતી અનસુયા પાસે જઈ કહ્યું કે " હે દેવી ! તમે નર્મદાને સમજાવો કે સુર્યને ઉગવા દે. " તે ઉપરથી સતી અનસુયા દેવી નર્મદાને ત્યા ગયા તેમનો નમદાએ સારો સત્કાર કર્યો. પછી અનસુયાએ કહ્યુ કે " સુર્ય ન ઉગવાથી જગતમા મહા અનર્થ થઇ રહ્યો છે માટે સૂર્ય ઉગે તેમ તુ તેમની પ્રાર્થના કર " નર્મદાએ કહ્યુ કે " સુર્ય ઉગે તો મારા પતિ મરણ પામે અને હુ વિધવા થઉ માટે તે તો શા રીતે બને ? "

આ સાંભળી અનસુયાએ કહ્યુ કે તારો પતિ મરણ પામશે તો હુ જીવતો કરીશ માટે સુર્યને ઉગવા દે. ' આથી નર્મદાએ સૂર્યની પ્રાથના કરી એટલે સૂર્ય ઉગ્યો અને તેજ વખતે તેનો પતિ મરણ પામ્યો. અનસૂયાએ તેના પતિને પોતાના પતિવ્રતના પ્રભાવથી જીવતો કર્યો તે કૌશિક ફરી જીવતો થયો તે વખતે તેનો રાગ મટી ગયો હતો અને દીવ્ય દેહને પામ્યો હતો. તેણે અનસૂયાને ચરણે માથુ નમાવી પ્રણામ કર્યા

આવો સતીનો મહિમા છે સતી સ્ત્રી શુ ન કરી શકે ? નર્મદાનો પતિ દુરાચારી અને રોગી હતો, છતા પણ સતી નર્મદા તેની સેવા કરતી હતી અને તે મરણ ન પામે તેમાજ પોતાનું શ્રેય માનતી હતી.

સ્ત્રીએ તો પતિવ્રતપણાનુ યોગ્ય રીતે પાલન કરવુ જોઇએ એવી જ રીતે પુર્વે સાવીત્રી નામની સતીએ પોતાના મરણ પામેલા પતિને પોતાના સતીત્વના પ્રભાવે જીવતો કર્યો હતો. માટે બેન, પતિ ગમે તેવો હોય છતા પણ સ્ત્રીએ તો તેની સેવા કરવી એ તેનો ધર્મ છે. દુરાચારી પતિને પણ સતી સ્ત્રી સદ્ગુણી બનાવી શકે છે.

ભાગીરથી—" બેન, બહુજ સારી વાત કરી. અમે તો આવુ કશુ જાણીએ નહિ પતિ ગાળો ભાડે તે સહન કરવી, અને છતાં પણ રોગી અને સુગ ચડે તેવા પતિની સેવા કરવી એ તો પેલી નમદા જ કરી શકે ? અમે તો ધણી સાથે જન્મ જનમા ગીસાઈએ, મો ચઢાવીએ અને

કશી ચીજ ન લાવી આપે તો ઘરમાં કકામ કરી પતિને દુઃખવીએ તે
દુ. તમે નાની ઉમ્મરમાં પણ સારૂં શીખ્યાં જણાવ છો? વારૂ, પેલી
[વિ]ત્રી કોણ હતી બેન? તેણે તેના પતિને શી રીતે જીવતો કર્યો હતો
તો કહો?"

ચન્દ્રકાન્તા—બેન, આજે મોડું તો થયું છે પણ તમારા અર્ત્તાની
રજી છે તો કહું છુ.

# સતી સાવિત્રી અને સત્યવાન.

ઘણા વર્ષ પહેલાં અશ્વપતિ નામનો એક રાજા મદ્રદેશમાં રાજ્ય કરતો
તો. તે સત્યવાન, ધર્મજ્ઞ, અને પ્રજાને પ્રિય હતો તેને કાંઇ પ્રજા ન
વાથી તણે સાવિત્રી દેવીનું અનુષ્ઠાન કર્યું જેથી દેવીએ પ્રસન્ન થઇ તેને
યું કે "તમને એક મહા તેજસ્વિની પુત્રી થશે" આ પછી કેટલાક વર્ષ
છી તેમની રાણીને એક સુંદર રૂપવાળી કન્યા જન્મી, તે કન્યાનું નામ
[સા]વિત્રી પાડયું સાવિત્રી જયારે ઉમ્મર લાયક થઇ ત્યારે તમને તેમના
[પિ]તાએ કહ્યું કે "હે પુત્રી! તારૂં કોઇ માગું કરવું હજુ આવ્યું નથી
[મા]ટે તારી નજરમાં આવે તેવા પતિને તું શોધી લાવ એટલે હું તેને તારૂં
[ક]ન્યાદાન આપીશ હે પુત્રી! ધર્મશાસ્ત્રમાં કહ્યું છે કે વયમાં આવેલી કન્યાનું
[દા]ન ન દેનાર પિતા, ઋતુસ્નાન કર્યા પછી ત્યાગ કરનાર
[પ]તિ અને પિતાના મરણ પછી માતાની રક્ષા ન કરનાર પુત્રની લોકો
[નિં]દા કરે છે. માટે તું તારે માટે પતિની શોધ કર."

પિતાના વચન સાંભળી સાવિત્રીએ શરમાઇ માથું નમાવ્યું. તે વૃદ્ધ
[મ]ંત્રીઓની સાથે રથમાં બેસી પતિને પસંદ કરવા તપોવનમાં ગઇ. અને
[ત્ય]ાં આશ્રમોમાં ફરતાં એક અંધ માબાપના પુત્ર સત્યવાનને જોઇ તેને
[પો]તાના પતિ તરીકે પસંદ કર્યો. તેણે ઘેર આવી પિતાના પુછવાથી કહ્યું
[કે] "શાલ્વ દેશના દ્યુમત્સેન રાજાના પુત્ર સત્યવાનને મેં મારા પતિ તરીકે
પસંદ કર્યા છે માટે ઘટતું કરો." આ વખતે નારદઋષિ ત્યાં હતા તેમણે
કહ્યું કે, "પુત્રી તેના બાપ અંધ થયા છે, વળી રાજ્યથી ભ્રષ્ટ થયા છે તેને
પરણવાથી શું લાભ? માટે બીજો કોઇ સમૃદ્ધિશાળીને [પસંદ] કર."

સાવિત્રીએ આ કોઇનુ ન માન્યુ અને કહ્યું કે "મે તો જેને પસદ કર્યો છે તેજ ખરો" આથી નારદે કહ્યુ કે "કુવર ગુણવાન અને રૂપાળો તો છે, પણ આજથી એક વર્ષ પછી મરણ પામશે માટે હજુ તું વિચાર કેરવ" આ સાભળી સાવિત્રીએ કહ્યુ કે "હે પિતાજી પિતાના ધનની વહેચણી એકવાર થાય છે. કન્યાદાન એકવાર જ અપાય છે, માટે મેં જે મારા મનથી પતિને પસદ કર્યા છે તે ગમે તેવા હોય તો પણ હુ તો તેને વરી જ ચુકી છુ. માટે બીજીવાર નહિ વરૂ જે મારા ભાગ્યમાં હશે તે થશે, માટે હુ તો તેની જ સાથે લગ્ન કરીશ"

સાવિત્રીનો વિચાર મક્કમ જણાયાથી રાજાએ સત્યવાન સાથે પોતાની પુત્રી સાવિત્રીના લગ્ન શુભ મુહુર્તમા કર્યા તેને યોગ્ય પહેરામણી આપી. સત્યવાન પોતાને લાયક સદ્ગુણસપન્ન પત્ની મળવાથી અને સાવિત્રી પોતે ધારેલા પતિને પામવાથી સતુષ્ટ થયાં સત્યવાનના પિતાનુ રાજ્ય તો શત્રુએએ લઈ લીધુ હતુ, તેથી વલ્કલ પહેરી વનમા રહેતા હતાં સાવિત્રીને પણ તેમની સાથે વલ્કલ પહેરી વનમા રહેવુ પડયું, જ્યાં પતિ ત્યાં જ પત્નીએ રહેવુ જોઇએ, સાવિત્રીએ સાસરે જઇ પોતાના વૃદ્ધ સાસુ સસરાની સેવા કરવા માડી. તે સત્ય સ્નેહ અને જીતેન્દ્રિયપણાથી સર્વને રાજી કરતી ખાવા કરવાનું, ઘરની વ્યવસ્થાનુ અને સર્વની સેવા કરવાનું સર્વ કામ તેણે ઉઠાવી લીધુ. કેટલોક કાળ આ પ્રમાણે પતિસેવા કરવામા સાવિત્રીએ ગાળ્યા પછી સમય નજીક આવવાથી તેને નારદ ઋષિની વાત યાદ આવી

પોતાના પતિનુ મૃત્યુ થવાનો સમય નજીક આવેલો જાણી તેણે અનશન વ્રતનો આરભ કર્યો સાસુ સસરાએ તેમને અન્નનો ત્યાગ ન કરવા ઘણુ કહ્યુ છતા પણ તેમણે તેમને સમજાવીને આજ્ઞા લઇ તે વ્રતનો આરભ કર્યો નારદે કહેલો સમય પાસે આવ્યો તે દિવસની આગલી રાત્રિ દુ:ખથી ગાળી. આજે પોતાના પતિનો મૃત્યુનો દિવસ છે એમ જાણીને તે દિવસે વહેલી ઉઠી સવારનુ સર્વ કામ પરવારી સાસુ સસરાને પગે લાગી. તે જોઇ વૃદ્ધ સાસુ સસરાએ "તમારૂ સૌભાગ્ય અમર તપો" એવી આશિષ આપી. તે સાભળી તેણે તે આશિર્વાદ માથે ચઢાવ્યો. સાસુ સસરાએ કહ્યુ કે "આજે તમારૂં વ્રત પૂર્ણ થાય છે માટે હવે તમારે જે રસોઇ કરવી હોય તે કરી પારણા કરો?"

આ સાંભળી સાવિત્રીએ કહ્યુ કે "સૂર્ય આથમ્યા પછી મારે પારણું કરવુ એવુ વ્રત છે. માટે સાંજે કરીશ" આ પછી સત્યવાન લાકડાં કાપવા વનમા જવા નીકળ્યો એટલે સાવિત્રીએ તેને કહ્યુ: "હે પ્રાણનાથ! આજે તમે એકલા વનમાં ન જશો હું તમારી સાથે આવવાની છુ." આથી સત્યવાને કહ્યુ કે "વનનો માર્ગ ઘણો ભયકર છે, તે આજે ત્રણ દિવસથી ઉપવાસ કર્યા છે માટે કાટા ઝાખરામા તારાથી ચલાશે નહિ. માટે તુ ઘેર રહે.' આથી સાવિત્રીએ કહ્યુ કે "ઉપવાસથી મને જરા પણ અશક્તિ આવી નથી પણ આજે તો મને તમારી સાથે આવવાનુ મન થયુ છે માટે આવીશ જ માટે આજ્ઞા આપો"

આ સાંભળી સત્યવાને કહ્યુ "ભલે, તારી મરજી છે તો ચલ પણ પિતાજી અને બાની આજ્ઞા લઇ આવ" સાવિત્રીએ તે પછી પોતાના સાસુ સસરાને પ્રણામ કરી, પોતાના પતિ સાથે વનમા જવાની આજ્ઞા લીધી પછી તે પોતાના પતિનુ આયુષ્ય આજે પૂર્ણ થવાનુ છે એવો ખેદ કરતી સત્યવાન સાથે વનમા જવા લાગી

સત્યવાન તેને વન બતાવતો, કેટલાક વૃક્ષોનુ ઓળખાણ પાડતો ચાલવા લાગ્યો. કેટલેક વેગળે ગયા પછી સત્યવાન એક વૃક્ષ ઉપર ચઢી લાકડા કાપવા લાગ્યો થોડી વારે તેનુ માથુ દુખવા માડયુ તેથી નીચે ઉતરી કહેવા લાગ્યો કે. "હે પ્રિયે! આજે મને ચેન જણાતુ નથી, જીવ ગભરાય છે, માથુ નીકળી પડે તેમ થાય છે માટે જરા સૂઇ જઉ તો ઠીક થશે." આ સાભળી સાવિત્રીને ખાત્રી થઇ કે જરૂર આજે નારદના વચન પ્રમાણે પતિનું મૃત્યુ થશે હે પ્રભુ! હવે શુ થશે એ વિચારથી તે મનમા ખેદ કરવા લાગી. પણ થોડીવારે હિમત રાખી પોતાના પતિને મધુર વચને હસીને કહ્યુ કે. "ભલે, મારા ખોળામા માથુ મૂકી જરા આરામ લ્યો, હમણા મટી જશે" આમ કહી તેણે પતિનું મસ્તક ખોળામાં મુકી સૂવાડયા. તે મનમા ઘણી જ શોક કરતી હતી. તેવામા રાતા નેત્ર-વાળા ને કાળા રગના એક પુરુષને જોયા. તે યમદેવતા હતા તેમને જોઇ તે થરથર કપવા લાગી, તે ધીરજથી બોલી કે: "હે દેવ, આપ કોણ છો અને કેમ આવ્યા છો?"

આ સાંભળી યમરાજે કહ્યું કે, "હે સાવિત્રી ! તું પતિવ્રતા છે તેથી કહું છું કે હું યમરાજ છું તારા પતિ સત્યવાનનું આયુષ્ય પુરૂ થયું છે માટે તેને લેવા આવ્યો છું." આ સાંભળી સાવિત્રીએ અત્યંત ખેદથી કહ્યું કે—"મનુષ્યોને લેવા તમારા દૂતો આવે છે અને અહિં તમે કેમ આવ્યા ?" તે સાંભળી યમરાજાએ કહ્યું કે "તારા જેવી સતીના ખોળામાં સુતેલા મનુષ્યના પ્રાણ મારા દૂતો નઈ શકતા નથી તેથી મારે જાતે આવવું પડ્યું છે" આમ કહી તેમણે સત્યવાનના શરીરમાંથી જીવને ખેંચી લીધો.

પ્રાણ જતાં શરીર નિશ્ચેષ્ટ, શ્વાસ રહિત અને કાંતિ વગરનું થઇ ગયું. સત્યવાનનો પ્રાણ લઇને યમરાજા દક્ષિણ દિશા તરફ જવા લાગ્યા તેથી દુઃખી થયેલી, ભૂખે નિર્બળ શરીરવાળી સાવિત્રી પણ તેમની પાછળ જવા લાગી. તેને આવતી જોઇ યમરાજાએ કહ્યું કે "હે સતી, તું શા માટે આવે છે ? ઘેર જઇ તેની મરણની ક્રિયા કર" આ સાંભળી સાવિત્રીએ કહ્યું કે "જ્યાં આપ મારા પતિને લઇ જાવ છો ત્યાં મારે પણ આવવું જોઇએ. હે ધર્મરાજા ! ગુરૂજનની ભક્તિ, પતિમાં સ્નેહ, તથા વ્રત સર્વ મેં કર્યા છે. તેથી તમારા પ્રસાદે કરી મને ક્યાંય પણ કોઇ અટકાવી શકે તેમ નથી હું તો જ્યાં તમે મારા પતિને લઇ જશો ત્યાં આવીશ. મહાત્મા પુરુષો જેની સાથે સાત પગલાં ચાલ્યા હોય તેને મિત્ર કહે છે અને હું તમારી પાછળ આવું છું. તેથી તમને મિત્ર માનીને વિનતી કરૂં છું કે: ઈંદ્રિયો વશ ન હોય એવા પુરુષો વનમાં યજ્ઞાદિક ધર્મ બ્રહ્મચર્ય તથા સન્યાસને આચરતા નથી પણ જીતેન્દ્રિય પુરુષો જ તે આચરી શકે છે. આત્મજ્ઞાનનું કારણ ધર્મ છે માટે સત્પુરુષો ધર્મને પ્રધાન માને છે દશ છોડી ચાર આશ્રમમાંના એક આશ્રમને શ્રદ્ધાથી સેવવાથી સર્વ આશ્રમ તથા જ્ઞાનમાર્ગો પ્રાપ્ત થાય છે. પ્રભો, આપ મારા પતિનું હરણ કરીને મારા ધર્મનો નાશ કરવા યોગ્ય નથી."

આ સાંભળી યમરાજાએ કહ્યું કે "હે સતી ! તારી શુદ્ધ ઉચ્ચારવાળી મધુર વાણી સાંભળીને હું પ્રસન્ન થયો છું માટે તારા પતિના જીવ વગર તારી જે ઇચ્છા હોય તે વરદાન માગ, અને પછી પાછી જા."

સાવિત્રી—' હે પ્રભુ ' મારા સસરા રાજ્યથી ભ્રષ્ટ થઇ આંધળા બન્યા છે ને વનમાં રહે છે. માટે તે તમારા વરદાનથી ચક્ષુને પ્રાપ્ત કરે અને અગ્નિ તથા સૂર્ય જેવા તેજસ્વી થાય એવુ વરદાન આપો "

યમરાજ—' ઠીક, હુ તે વરદાન આપુ છુ હવે તને થાક લાગ્યો હશે માટે પાછી જા "

સવિત્રીએ કહ્યુ "મને મારા સ્વામીની પાછળ ચાલતા શ્રમ લાગતો જ નથી જ્યા તે હોય ત્યાં મારી ગતિ છે. તેમને તમે જ્યા લઇ જશો ત્યાં હુ આવીશ. સત્પુરુષને કોઇ મનુષ્યનો એકવાર સમાગમ થાય તો તે તેને મિત્ર તુલ્ય ગણે છે અને સત્સગ કદી નિષ્ફળ જતો નથી. માટે તમે પણ મને વરદાન આપશો. મારી આશા પૂર્ણ થયા વગર હું કદી પાછી જનાર નથી."

યમ—" હે સતી ! તુ ઘણી મધુર વાણી બોલે છે, અને સત્પુરુષોને પ્રિય એવા ધર્મના વચન બોલે છે તેથી સત્યવાનના જીવીત વગર તને જે કઇ ઇચ્છા હોય તે વરદાન માગ."

સાવિત્રી—હે ધર્મરાજ ! ધર્મથી પ્રજાનુ પાલન કરનારા મારા સસરાનુ રાજ્ય જે શત્રુઓએ લઇ લીધુ છે તે તેમને પાછુ મળે, અને તેઓ પ્રજા પાલનના ક્ષત્રિયધર્મથી પરાઙમુખ ન થાય."

યમરાજ—' હે કલ્યાણી ! તારા સસરાને તેમનુ ગયેલુ રાજ્ય પાછુ મળશે અને તે નિરતર ધર્મમા પ્રવૃત્ત થશે માટે હવે તું પાછી જા."

સાવિત્રી—" હે દેવ ! તમે પ્રાણીઓને કર્મ પ્રમાણે સુખદુઃખમાં નાખો છો અને મનુષ્યોની કામનાઓ પૂર્ણ કરો છો, માટે તમે ધર્મનું શાસન કરનાર ધર્મરાજ ગણાવ છો છતા હે દેવ ! દયા કરવી એ મોટા પુરુષોનો મુખ્ય ધર્મ છે અમારા જેવા પ્રાકૃત મનુષ્યો કઇ કરી શકતા નથી. આપ દયાળુ છો માટે મારી મનકામના તમારે પૂર્ણ કરવી જોઇએ."

યમરાજ—" હે કલ્યાણી ! તારા મધુર વચન સાંભળવાથી મને આનંદ થાય છે હું સારાં ધર્મવાળા વચનો સાંભળી પ્રસન્ન થયો છુ માટે તું સત્યવાનના જીવ વગર જે કઇ ઇચ્છા હોય તે વરદાન માગ."

સાવિત્રી—" હે ધર્મરાજ ! તમે જો પ્રસન્ન થયા હો તો હું ભાઇ વગરની બ્હેન છું માટે મને સો ભાઇઓ આપો અને મારા પિતાની કુળની વૃદ્ધિ કરો. "

યમરાજા—" હે સતી ! તારી કામના સફળ થશે તને તેજસ્વી એવા સો ભાઇઓની તું બ્હેન થઇશ. પણ હવે આપણે બહુ દૂર નીકળી ગયા છીએ માટે હવે તું પાછી જા. "

સાવિત્રી—" હે યમરાજ ! મારૂં મન મારા પતિથી દૂર નથી અને હું સતી છું એટલે તેમનાથી દૂર થનાર નથી હે ધર્મરાજા ! હજી પણ હું કહું છું કે, આપ દયા કરીને મારૂં કહેવું શ્રવણ કરો હે ભગવાન્ ! તમે વિવસ્વત સૂર્યના પુત્ર છો, તમે ધર્મ પ્રમાણે સર્વને યથાક્રમ શાસન કરો છો. હે ધર્માત્મા ! જે વિશ્વાસ મનુષ્યને પોતાને માટે હોતો નથી, તે વિશ્વાસ તેને સત્પુરુષોમાં હોય છે મને આપમાં વિશ્વાસ છે માટે હે ભગવન્ ! ઇચ્છિત વરદાન આપી મને આપ ખુશી કરો "

યમરાજ—" હે સાવિત્રી ! તારા જેવા મધુર, કોમળ અને નીતિવાળા વચનો મે બીજે સાંભળ્યા નથી હું તારા વચનોથી બહુ પ્રસન્ન થયો છું. માટે સત્યવાનના જીવ વગર તારે જે જોઇએ તે માગ. "

સાવિત્રી—" હે દેવતાઓમા ઉત્તમ યમરાજ ! મારા કુળની વૃદ્ધિ કરનાર બળ અને પરાક્રમવાળા સત્યવાનથી મને સો પુત્ર થાય એવું વરદાન આપો. "

યમરાજાએ આનંદમાં ને આનંદમા કહ્યું કે " હે સતી ! તારા મનને પ્રસન્ન કરે એવા રૂપાળા, બળવાળા અને ભાગ્યશાળી સો પુત્ર તને થશે. માટે હવે તું પાછી જા. "

સાવિત્રી—" હે યમરાજ ! મહાપુરુષોના વચન મિથ્યા થતાં નથી. માટે આપ મને કૃતાર્થ કરી. હે યમરાજ ! હવે તમે મારા સ્વામીના આત્માને શિખ્યા શા માટે લઇ જાઓ છો ? હું સતી છું અને આપે તેમનાથી મને સો પુત્ર થવાનો વર આપ્યો છે, તો હવે મારા પતિ આપ મને પાછા આપો. હે સત્ય પ્રતિજ્ઞાવાળા ધર્મરાજ ! મારા સ્વામીને લઇ જઇ હવે તમે મને વિયોગી રાખી શકશો, પણ વિધવા બની શકશો નહી. કારણ કે

તમારા વરદાનથી મારા સ્વામીથી મને સો પુત્રો થાય ત્યા સુધી હું સૌભાગ્યવતી રહેવાની છુ. હે પ્રભો ! આપે મારા ઉપર મોટી કૃપા કરી અને આપને બહુ પરિશ્રમ પહોચ્યો હવે આપ મારા સ્વામીને મારે સ્વાધીન કરી સુખેથી સ્વધામ પધારો. "

આ પ્રમાણે સાવિત્રીની યુક્તિથી યમરાજ બધાઇ ગયા અને પ્રસન્ન થઇ બોલ્યા કે, " હે સતી ! તમે ધર્મવાળાં મધુર વચનોથી મને જીતી પતિવ્રતપણાને સિદ્ધ કર્યું છે. હે સાવિત્રી ! તમારૂં કલ્યાણ થાઓ અને સત્યવાન સજીવન થાઓ હવે સત્યવાન સાથે આ જગતને શોભાવતા ધર્મ અને યશ આપનારૂં સુખરૂપ જીવન ગાળતાં પૃથ્વીનુ રાજ્ય ભોગવો, તમારા સતીત્વપણાથી હું ઘણોજ ખુશી થયો છુ " સાવીત્રીને એ પ્રમાણે વરદાન આપીને ધર્મરાજા ત્યાથી અંતર્ધાન થઇ ગયા આથી સાવિત્રી પાછી ફરી અને જે વૃક્ષ નીચે સત્યવાનનુ શરીર પડયુ હતુ ત્યાં આવી પહોચી, અને આનંદથી પતિનુ સુંદર મસ્તક પોતાના ખોળામાં લઇ ધીમેથી માથા ઉપર હાથ મૂકયો એટલે તેનામા ચેતન આવ્યુ અને જેમ માણસ ભર ઉંઘમાંથી જાગે તેમ આળસ મરડી જાગ્રત થઇ બેઠો થયો

સત્યવાન જીવતો થયો. પછી બોલ્યો કે " હે પ્રિયે ! હું ઘણીવાર સુધી તારા ખોળામા ઉંઘી ગયો છુ રાત્રી પડી ગઇ છે, વખત થઇ ગયો છતા તમે મને કેમ ન જગાડયો ? મને ઘસઘસાટ ઉંઘ આવ્યા પછી એક ભયંકર સ્વપ્નુ આવ્યુ હતુ તેમાં જાણે મને એક ભયંકર અને બળવાન પુરૂષ બાંધીને લઇ જતો હતો અને તુ મને છોડાવવા પ્રાર્થના કરતી પાછળ પાછળ આવતી હતી છેવટે તારા સતીત્વપણાથી તેણે મને છોડી દીધો અને મારી આંખ ઉઘડી ગઇ, આવુ ભયંકર સ્વપ્ન મને કોઇ વખત આવ્યુ નહોતુ. "

આ સાભળી સાવિત્રીએ હસીને કહ્યુ કે. " વ્હાલા ! માણસોને માથું દુઃખે છે ત્યારે એવાં જ ખરાબ સ્વપ્ના આવે છે માટે તેનો વિચાર કરવો નહિ. હે પ્રભો ! હવે આપ જાગ્રત થયા હો તો ચાલો હવે આશ્રમમાં જઇએ. કારણ કે આપણાં વૃદ્ધ માતાપિતા મોડુ થવાથી ખેદ કરતા હશે. માટે ચાલો જઇએ "

સાવિત્રીના વચન સાંભળી પ્રસન્ન થયેલો સત્યવાન તરત જ સાવધાન થઈને ઘેર જવા તૈયાર થયો. પછી બંન્ને જણાં આશ્રમ તરફ જવા લાગ્યાં

આશ્રમમા રાત પડવા છતાં સત્યવાન અને સાવિત્રી ન આવવાથી વૃદ્ધ રાજારાણી ચિંતા કરતાં તેમને શોધવા વનમા નીકળ્યા હતા રાજા ધ્યુમત્સેનને વરદાન મળવાથી દેખતો થયો હતો તેથી આગળ ચાલતા પુત્ર અને પુત્રવધુને આવતા જોઇ આનંદ પામ્યો

આ પ્રમાણે સાવિત્રી અને સત્યવાન તે દિવસે આશ્રમે આવ્યાં સત્યવાનનો જીવ બચ્યો અને સાવિત્રીના આનંદનો પાર રહ્યો નહોતો બીજે દિવસે શાલ્વ દેશમાથી પ્રધાન મંડળે આવી ધ્યુમત્સેન રાજાને બોલાવી રાજ્યાભિષેક કર્યો અને સત્કારપૂર્વક દેશમા તેડી ગયા તે પછી તે શાલ્વ દેશનુ રાજ્ય સંપાદન કરી સુખમાં દિવસ ગાળવા લાગ્યા બીજી તરફ સાવિત્રીના પિતાને ત્યા પણ પુત્રો થયા સતી સાવિત્રીદેવીના પ્રતાપથી પતિ જીવતો થયો સાસુ સસરો દેખતા થયા, રાજ્ય મળ્યુ પોતાના બાપને પુત્રો થયા અને પોતાને પણ સો પુત્રો થયા સ્ત્રીને પતિસેવા કરવી એજ પરમ દૈવત રૂપ છે સતીપણુ પાળવુ એ સ્ત્રીનો ધર્મ છે સતી સ્ત્રી ધારે છે તે કરી શકે છે

આ પછી સાવિત્રીએ સેંકડો વર્ષ સુધી પોતાના પતિ સાથે રાજ્ય વૈભવ ભોગવ્યા અને ધર્મ ઉપર દૃઢ શ્રદ્ધા રાખી પતિસેવા કરતા આનંદમાં દિવસો ગાળ્યા હતા

નાની છોકરીઓને મોટી ઉમ્મર થતા તેને પરણાવી સાસરે મોકલવામા આવે છે જેની સાથે લગ્ન કરવામા આવે છે, તે તેનો પતિ અથવા ધણી કહેવાય છે અને તેની સાથે પરણનાર સ્ત્રીએ તેની પત્ની અથવા સામરીયામા વહુ ગણાય છે પરણ્યા પછી પતિ સાથે શી રીતે વર્ત્તવુ તે દરેક સ્ત્રીએ જાણવાની જરૂર છે સ્ત્રી અને પુરુષ એ બેને લગ્ન કરી જોડવામા આવે છે એ બેનો સબંધ થાય ત્યારે જ ઘર મંડાયુ ગણાય છે, સ્ત્રીઓમા પ્રેમનો ગુણ વધુ હોય છે સ્ત્રીએ પ્રેમના મૂર્તિરૂપ છે સ્ત્રીને અર્દ્ધાંગના કહેવાય છે, એટલે તે પુરુષનું અર્ધું અંગ છે

સ્ત્રી અને પુરૂષ મળી એક અગ ગણાય છે, તેમા અર્ધુ અગ સ્ત્રીનું છે. સ્ત્રી વગર પુરૂષનુ અગ અધુરૂં રહે છે. સ્ત્રીનું પુરૂષે પોષણ કરવું જોઇએ. સ્ત્રી અને પુરુષમા પરસ્પર પ્રેમ થાય, તન, મન અને સર્વ રીતે બન્ને જણુ પરસ્પર એકત્ર થાય ત્યારે તે આખુ અગ ગણાય. સ્ત્રીએ પુરૂષ ઉપર અને પુરૂષે સ્ત્રી ઉપર પરસ્પર અત્યંત પ્રેમ રાખવો. બનેએ એકરૂપ બની જવુ પરસ્પર વિરોધ ન રાખવો સ્ત્રી પુરૂષના શરીરનો જ સંબધ સુખરૂપ છે એમ નથી પણ તેમણે પરસ્પર શરીરથી, મનથી અને આત્માથી સંધાઇ એકરૂપ બની જવુ જોઇએ, તોજ બનેની પ્રીતિ અખડ ટકે છે અને ગૃહસ્થાશ્રમનુ સુખ મળે છે.

પુરૂષ એ ગૃહસ્થ છે અને સ્ત્રી એ ગૃહિણી અર્થાત ગૃહની છે. સ્ત્રીએ પરણીને સાસરે રહેવાનુ છે, ત્યા સાસરીયામા વાસ કરવાનો છે સાસરામાં પતિને પ્રેમથી પોતાને વશ કરવો અને આપણે તેનો સ્નેહ જીતી લઇ તેને વશ થઈ જવુ. સાસુ, સસરો અને સાસરાના સગાની પણ પ્રીતિ મેળવવી, પતિની સેવા એકનિષ્ઠાથી કરવી સતીપણું પાળવુ. પતિવ્રત ધર્મને કદી પણ છોડવો નહિ. જે સ્ત્રી પતિવ્રત ધર્મ પાળે છે તેજ દેવી છે, પતિથી તનથી કે મનથી જુદા પડવુ નહિ, પતિની તેમજ સાસરીયાંની સેવા કરવી, શોક્ય હોય તો તેને મોટી બેન તરીકે ગણી તેની સાથે સપ રાખવો, તેના ઉપર ઇર્ષ્યા રાખવી નહિ. આપણને પતિ તરફથી જે મળે તેમા સતોષ રાખવો, વધુ મેળવવા કકાસ કરવો નહિ, સદા હસમુખો સ્વભાવ રાખવો અને સર્વ સાથે હળીમળીને રહેવુ

પતિની સાથે કદી પણ વિરોધ કરવો નહિ, કોઇપણ વસ્તુ મેળવવા હઠ કરવી નહિ, રોષ કરવો નહિ, પતિને કલેશ થાય એવુ એક પણ કામ કરવું નહિ. કદાચ પતિ કે સાસુ નણદ આપણા ઉપર ગુસ્સે થાય તો તે મન ઉપર લાવી સામો ગુસ્સો કરવો નહિ. અને આપણો વાક હોય તો સુધારવો. આપણો કોઇ દોષ બતાવે તો તેના ઉપર ગુસ્સે ન થતાં તે દોષ સુધારવા, કોઇનો દોષ જોવાની ટેવ રાખવી નહિ, કોઇની નિદા કે કુથલી કરવી નહિ.

ઘણી સ્ત્રીઓ રીસાળ હોય છે, પતિ સાથે કંકાસ કરે છે, સાસુ નણંદની સાથે લડી પડે છે, આવો સ્વભાવ હલકો ગણાય છે. આવું

કરનારી સ્ત્રીઓનો જન્મારો કંકાસમા જાય છે સર્વની સાથે હળીમળીને સંપથી ચાલવુ ચાકર નોકર સાથે વધુ છુટથી વર્તવુ નહિ, તેથી ભાર ભાગી જાય છે, માટે તેમની સાથે ખપ જેટલી જ વાત બોલવી, તેના દોષનો ઢાક પીછોડો કરવો નહિ,

પારકા ઘરમાં જઇ વહુએ સમામ કરવાનો છે. એ કામ ઘણુ અઘરૂ છે, પારકા ઘરને પોતાનું ઘર કરી લેવાનુ છે. અને જેને પારકુ ઘર માનવામા આવે છે તેજ ખરૂ પોતાનુ ઘર છે એમ માનવુ તોજ સુખી થવાય છે

સ્ત્રીઓએ નીતિ રાખવી, પવિત્ર ઉચ્ચ ગુણોને ધારણ કરવા મન હમેશાં નિર્મળ રાખવુ નીતિમાન સ્ત્રીના આચાર, વ્યવહાર, વિચાર સર્વ નિર્મળ હોય છે. શણગાર એ શરીરનું ભૂષણ છે, નીતિ એ મનનું ભૂષણ છે. સત્ય પાળવુ તેથી મન શુદ્ધ થાય છે સ્ત્રી એ કાંઈ નિર્માલ્ય વ્યક્તિ નથી, તે મનુષ્યનું અર્ધું અગ છે તે પુરૂષને ધર્મ, અર્થ અને કામ પ્રાપ્ત કરી આપનારી વ્યક્તિ છે ધર્મકાર્યોમાં પણ સ્ત્રીને સાથે રાખવી પડે છે. સ્ત્રી એ પુરૂષની ગુલામડી નથી પણ પુરૂષની અર્ધાંગિની અથવા ભાર્યા છે. પૂર્વે સ્ત્રીઓને ઘણુ માન આપવામા આવતું.

સ્ત્રીઓને ઘણા વિલાસ માટે સમજે છે એ તેમની ભૂલ છે, ઘણા શેઠીયાઓ તો તેથી વધીને માત્ર પ્રજા ઉત્પન્ન કરવાના સાધન રૂપે જ માને છે એ મૂર્ખા છે સ્ત્રી વડે જ સંસાર સુખરૂપ નીવડે છે સ્ત્રીનુ માન જે ઘરમાં સચવાય છે તે ઘરમા જ લક્ષ્મીનો વાસો રહે છે સ્ત્રીએ પતિને વિપત્તિમા ધૈર્ય આપવુ, સસારની ચિંતા વખતે મિત્ર પેઠે પતિના મનનુ સાંત્વન કરવુ પતિને દરેક કાર્યમાં સહોદર માફક સહાય કરવી જોઇએ

સ્ત્રીઓ એ રત્નની ખાણ છે સ્ત્રીઓ ઉપર ઉચ્ચ પ્રજાનો આધાર છે માટે સ્ત્રીઓને દરેક પુરૂષે યોગ્ય સન્માન આપવુ સ્ત્રીઓ વડે જ પુરૂષોના કુળમા ઉત્તમ પ્રજા પાકે છે. સસારનુ મૂળ સ્ત્રીઓ છે જ્યા સ્ત્રીઓ નથી ત્યા વસ્તાર હોતો નથી અને તેના કુળનો ક્ષય છે. સ્ત્રી વડે જ ઘર છે. સ્ત્રી એ ઘરના પ્રધાનરૂપ છે. અને ઘરનુ રાજ્ય ચલાવવુ એ સ્ત્રીઓનુ કામ છે. પુરૂષ તો પૈસા કમાઇ લાવે છે અને સ્ત્રીઓ તેની કમાણીનો

અવેર કરી જાણે છે ડાહ્યા પુરૂષો સ્ત્રીઓ ઉપર પ્રીતિ રાખે છે. પુરૂષોની સઘળી મોટાઇ સ્ત્રીઓને હાથે છે

સ્ત્રીના સુખનો પણ પુરૂષ ઉપર આધાર છે. એકલી રહેનારી, સ્વતંત્ર થઇ ફરનારી સ્ત્રી કદી સુખી થતી નથી કેટલાક કહે છે કે સ્ત્રીઓ એ નરકની ખાણ છે તે સંસારીઓને માટે નહિ. પણ જેમણે સંસાર છોડયો છે તેવા ત્યાગીઓ માટે સમજવુ પતિને તો સ્ત્રી એ અમૃતની ખાણ છે સ્ત્રી વડેજ તે સંસારના સુખને ભોગવી શકે છે. ઘણી સ્ત્રીઓ એ ઉત્તમ પુરૂષોની માતા છે અને ઉત્તમ સ્ત્રીઓએજ મહા પુરૂષોને જન્મ આપ્યા છે. સ્ત્રી વગર કોઇ પણ મનુષ્ય જન્મી શકતો નથી. માટે સ્ત્રીને જગતની માતા રૂપ ગણી છે સ્ત્રી વગરનુ ઘર સ્મશાન જેવુ લાગે છે સ્ત્રીના સંગથીજ પુરૂષ વિનય વિવેકવાળો બને છે પુરૂષની મોટાઇ સ્ત્રીઓના ઉપર આધાર રાખે છે, કુવારા કે વિધુર પુરુષો કરતાં પરણેલા પુરૂષોને વધુ સન્માન મળે છે, તેના ઉપર સર્વ વિશ્વાસ રાખે છે સ્ત્રીવાળા પુરૂષનું ચિત્ત સ્થિર રહે છે. સંસાર રૂપી રથને સ્ત્રી અને પુરુષ બે પૈડા છે, એક પૈડાથી જેમ રથ ચાલી શકતો નથી તેમ સ્ત્રી એકલીથી અથવા તો પુરૂષ એકલાથી આ સસાર ચલાવી શકાતો નથી. સ્ત્રી વગરનુ ઘર ઉજડ સમજવુ, સ્ત્રી વગરનુ ઘર શોભતુ જ નથી. સ્ત્રી વડે જ પુરૂષ ઘરમા જઇ સુખી થાય છે માટે સ્ત્રીઓની યોગ્યતા આ સસારમાં ઉચી છે

સ્ત્રી જ પુરુષને વિનોદ કરાવનાર, પુરુષનુ મન રજન કરાવનાર, અને પુરૂષને આનંદ આપી દુઃખમાં વિસામો આપનાર છે બહારથી થાકયા પાકયા આવેલા પુરૂષને સ્ત્રી એ વિશ્રાતિનું સ્થાન છે. સ્ત્રી રૂપવાન, સદ્‌ગુણી પ્રેમાળ, મીઠી વાણી બોલનારી અને પતિના શોકને મટાડવા વિનોદ વાતો કરી પતિના મનને શાંતિ અને આનદનું ભાન કરાવે છે. પતિના શોકને, થાકને અને ચિતાને ઉત્તમ સ્ત્રી તરત જ પોતાના મધુર હાસ્યથી દૂર કરી શકે છે. પતિની બધી મુંઝવણો મટાડી તેને ઉમંગ, ઉત્સાહ અને ધૈર્ય આપનારી સ્ત્રી જ ગણાય છે. સ્ત્રી વગરનો સસાર સુનો ગણાય છે.

ઘરમાં ગમે તેટલા વૈભવો, દ્રવ્ય બધુય હોય છતાં પણ તે સવ સ્ત્રી વગર આનંદ આપી શકતા નથી. માટે સ્ત્રી એ પુરુષને સુખ આપનાર, પુરુષનો સાથી, મદદગાર અને પતિના અર્ધા અંગરૂપ છે. સ્ત્રી પોતાના પ્રેમથી

પતિની મનની ચિંતાઓને મટાડી દે છે આ સંસારને પાર ઉતરવા માટે નીતિમય જીવન ગાળવા માટે પુરૂષને સ્ત્રીની ખાસ જરૂર પડે છે સ્ત્રીવાળો પુરુષ મનને જીતી ઇન્દ્રિયોને વશ કરી શકે છે સ્ત્રી સહવાસવાળો પુરુષ ઉદાર, બ્રહ્મચરણી, પરોપકારી અને દયાળુ બની શકે છે.

સ્ત્રીએ પતિની સાથે રહી સારી રીતે સંસાર ચલાવવો, પતિની પ્રેમપૂર્વક સેવા કરવી, તેના કાર્યમા મદદ કરવી અને બંનેએ સાથે મળી ધર્મ કાર્યો સાધી મોક્ષ પર્યંત સુખ મેળવવું

સ્ત્રીનું ભરણ પોષણ કરવુ, તેને સુખી રાખવી, તેનુ મન સંપાદન કરવુ એ પતિનુ કાર્ય છે સ્ત્રી પર પુરૂષના સઘળા સુખનો આધાર છે. પતિનો વિશ્વાસ મેળવવો, પતિ પોતાની આગળ જે વાત કહે તે કોઇ વખત કદી બહાર કોઇને કરવી નહિ સ્ત્રીનુ પ્રસન્ન મુખ જ પુરુષના હૃદયના આનંદને જગવી શકે છે સ્ત્રીનુ આનંદી મુખ, તેના રૂપની સુંદરતા અને હૃદયનો સ્નેહ એ પતિના કલેશ કંકાસથી તપેના ચિત્તને પણ શાંત કરે છે. સ્ત્રીએ પુરૂષનો આશ્રય લઇ સંસારમા રહી પતિને સુખી કરવો પતિના સુખે સુખી અને દુ ખે દુ ખી થનારી સ્ત્રી જ સતી માનવી

સ્ત્રી પુરુષના દુ ખનો બોજો ઓછો કરી શકે છે સ્ત્રી પોતાના પતિને પ્રેમથી જીતી લે છે તેનો વિશ્વાસ મેળવી શકે છે એટલે બને એક બીજાના મનની વાત એક બીજાને કહી શકે છે, પતિના સઘળા સુખનો આધાર સ્ત્રી ઉપર છે સ્ત્રીએ પતિની આજ્ઞા માનવી તેવી જ રીતે સાસુ સસરાની આજ્ઞા માનવી, સાસરીયા સાથે એવી રીતે વર્તવુ કે જેથી પતિ રાજી રહે.

લ્યો બ્હેન ! હવે મોડુ થયુ છે, આપણે પણ આવી સતી સ્ત્રીઓની વાતો સાભળી તેમના જેવા પતિવ્રતપણાને પાળતા શીખીએ તો આપણે સુખી થઇએ.

ગુણવંતી—" બ્હેન ! આજે તો બહુ જ સારી વાતો કહી અમે તો તમારો જેટલો ઉપકાર ન માનીએ તેટલો ઓછો છે. આવી બીજી સતીઓની વાતો રોજ અમને કહેતા જજો. જો કઇ અમારો મનખો સુધરે તો ! "

ચન્દ્રકાન્તા—" બેન, કાલે વળી સીતા જેવા જ દમયતી નામની સતી થઇ ગયા છે તેની વાત કહીશ. આજે તો હવે બંધ કરીશું. " આ પછી સર્વે ઉઠીને જાય છે.



## પ્રકરણ ૪ થું.

### પત્નીનો પતિ પ્રત્યેનો ધર્મ.

મોહનરાયને ચન્દ્રકાન્તાએ સર્વ વાત કહી સંભળાવી, ચન્દ્રકાન્તાની આ વાત સાંભળી મોહનરાયને આનંદ થયો તેણે કહ્યું કે "તે ઘણું જ સારૂં કરવા માંડ્યું છે. સતી સ્ત્રીઓના જીવનચરિત્રો સાંભળી ઘણી સ્ત્રીઓ સુધરી જશે. આપણાથી બને તેટલા બીજા માણસોના જીવન સુધારવા જોઈએ. તેમાં ઘણાનો ઘરસંસાર સ્ત્રીઓ હઠીલી અને અજ્ઞાન હોવાથી દુઃખમાં જાય છે. આ જગતમાં સ્ત્રીઓને સુધારવા જેવું બીજું પુણ્યનું કામ નથી સ્ત્રીઓ સમજણી, પતિ તરફ પોતાની શું શું ફરજ છે તે જાણનારી અને ઘરનાં માણસોને આનંદ આપનારી હોય છે તો તે ઘરમાં ક્લેશ થતો નથી, માટે આ ઘણું જ ઉત્તમ કામ છે." પોતાના પતિની આજ્ઞા મળવાથી ચન્દ્રકાન્તાને હર્ષ થયો અને વધુ ઉમંગથી તેણે પોતાનું કામ બજાવવા માંડ્યું.

બીજે દિવસે રોજના નિયમ પ્રમાણે સર્વ સ્ત્રીઓ આવી. એકે એકે સર્વ સ્ત્રીઓને આ વાતની ખબર પડી તેથી હવે નવરી બેસી લોકોની કુથલી કરવાને બદલે ચન્દ્રકાન્તાને ત્યાં સર્વ ભરાવા મંડી. ચન્દ્રકાન્તાનું તે કેટલુંક ઘરનું કામ પણ કરવા લાગી ચન્દ્રકાન્તાનો સુશીલ અને પ્રેમાળ

સ્વભાવ જોઇ સર્વ સ્ત્રીઓ તેના પ્રત્યે પ્રેમ રાખતી સર્વના આવી ગયા પછી તેણે વાત શરૂ કરી તેણે પત્નીનો પોતાના પતિ પ્રત્યે શુ ધર્મ છે તે સબધી કહેવા માંડયુ કે—

# સતી દમયંતી અને નળરાજા.

દમયતી એ પૂર્વે થઇ ગયેલા વિદર્ભ દેશના રાજા ભીમકની પુત્રી હતી, દમયતી રૂપાળી, તેજસ્વી અને સૌમ્ય હતી. વિદર્ભ દેશના કવિઓ દમયંતીના બીજા દેશના રાજાઓ પાસે ઘણાંજ વખાણ કરતા હતા. તેમાના કોઇ કવિએ નિષધ દેશમા વિરસેનનો પુત્ર નળ રાજા રાજ્ય કરતો હતો તેના આગળ દમયંતીના વખાણ કર્યા તે સાભળી તે કન્યા ઉપર નળને પ્રીતિ ઉત્પન્ન થઇ અને દમયતી જો પોતાની સાથે લગ્ન કરે તો કેવુ સારૂ એવો વિચાર કરવા લાગ્યો, તેને દમયતીના જ વિચારો આવતા, બીજા કશામાં મન ચોટતું નહિ એક વખતે તે રાજમહેલના બાગમા દમયતી સબધી વિચાર કરતો ફરતો હતો ત્યા કેટનાક હસો અને હસીઓ આવ્યા અને વિલાસ કરવા લાગ્યા તેમને પરસ્પર આનદ કરતા જોઈ નળ તેમની પાસે ગયો અને તેમના સૌંદર્યને જોઇ રાજાએ તેમાના એક હસને પકડી લીધો એક હસ પકડાતા બીજા હસ—હસીઓ ઉડીને કદબના ઝાડ ઉપર બેઠા. રાજાએ પકડેલા હસની સ્ત્રી હસી ઘણી વ્યાકુળ થઇ અને રાજાને શાપ આપ્યો કે 'જેમ તમે મને મારા પતિથી વિખુટી પાડી છે તેમ તમારી સ્ત્રી તમારાથી વિખુટી પડજો' વળી પકડાયેલા હંસે મનુષ્ય-વાણીથી કહ્યુ કે "હે રાજન, તમે મને છોડી દો હુ તમને દમયતી સાથે પ્રીતિ કરાવી આપીશ

દમયંતીનુ નામ સાભળી રાજાએ તેને છોડી દીધો, તે હસ પોતાની સ્ત્રી અને બીજા હસોને મળી પછી વિદર્ભ દેશમા ગયો અને જે વાડી-મા દમયંતી અને તેની સખીઓ હમેશા ક્રિડા કરતી હતી ત્યા જઈ નળના ગુણો ગાવા લાગ્યો હસને જોઇ દમયંતી અને તેની સખીઓ પ્રસન્ન થયા તેણે હસને પકડવા ઘણી યુક્તિઓ કરી તેને પકડયો. હસે નળને આપેલા વચનપ્રમાણે નળના યશોગાન ગાઇ દમયતીને નળની ર૯



નળ-દમયંતી

નળ-દમયંતી વનમાં જતાં પુત્ર, પુત્રીને મોસાળ મોકલે છે

Lakshmi Art, Bombay, 8

લગાડી નળને મેળવી આપવાનુ હસે વચન આપી ત્યાથી તે છુટયો અને નળને આવી વાત કરી હસના ગયા પછી દમયતીને નળને મદ એવો મોહ લગાડ્યો કે તે રાત્રિ દિવસ નળને પરણવાના વિચારો આવ્યા કરતા

દમયતી ઉમ્મર લાયક થતા ભીમક રાજાએ દેશદેશના રાજાઓને કંકોત્રી લખી સ્વયંવર રચ્યો. નારદજીએ તે વાત જાણી સ્વર્ગમા જઈ દેવોના આગળ દમયતીના રૂપગુણની પ્રશસા કરી અને સ્વયવર રચાય છે તે પણ કહ્યુ નારદની વાત સાભળી ઇંદ્ર, યમ, અગ્નિ અને વરુણ દમયતીને વરવાની ઇચ્છાથી વિમાનમા બેસી પૃથ્વી ઉપર ગયા તેમને સ્વયવરમા જતા નળ રાજા રસ્તામા મળ્યા. નળને જોઇ તેમણે કહ્યુ કે: 'હે રાજા, તમે સત્યવાદી છો માટે અમારૂ કામ કરો' દેવોની વાત સાભળી નળે કહ્યુ કે 'શુ કામ છે તે કહો હુ તમારૂ કામ કરીશ' આ સાભળી દેવોએ દમયતી પોતાને વરે તે કામમા નળરાજાની મદદ માગી અને નળે તેમના દુત થઇ તેમને મદદ કરવાનુ કબુલ કર્યું

સ્વયવર રચાયો હતો ત્યાં જઇ નળ દેવના દૂત થઈ દમયતી પાસે ગયા. તેને જોઇ દમયતી ઘણીજ આનદ પામવા લાગી નળે કહ્યુ કે 'હુ તો મનુષ્ય છુ જેથી મને પરણવા કરતા આ દેવો આવ્યા છે તેમાના કોઇ એકને પસદ કરીને વરો કે જેથી તમને સ્વર્ગના સુખ વૈભવો મળશે' દમયતીએ આ સાભળી કહ્યુ કે "હે રાજા! મે જ્યારથી આપની પ્રશસા સાભળી છે ત્યારથી હુ મને કરી આપને વરી ચુકી છુ. માટે હવે આપ મને દેવલોકને પરણવાનું કહો નહિ.' તેની વાત સાભળી નળરાજાએ પાછા જઇ દેવતાઓને સમાચાર જણાવ્યા કે દમયતી તો તમને વરવાનું ના કહે છે. બીજે દિવસે વર પસંદ કરવા દમયતી હાથમા વરમાળ લઇ સ્વયવરમા ગઈ. ત્યા દેશદેશના રાજકુવરો મોટી મોટી આશાથી બેઠા હતા. છેલ્લે નળ રાજા બેઠા હતા તેમને જોઇ તે નળરાજા પાસે ગઇ. ત્યાં જઈ જુએ છે તો નળના જેવાજ રૂપવાળા છ જણને બેઠેલા દીઠા, પરતુ ખરા નળને ઓળખી ન શકવાથી ગભરાવા લાગી. તેથી તે બોલી કે.—' હે દેવતાઓ, હસના વચન સાંભળીને હું જે નળરાજાને મને કરી વરી ચુકી છું

તે નળરાજાને આપ જ મને બતાવો કારણકે આપ સત્યના પ્રેરક છો, અને આપે લીધેલા તેમના જેવા રૂપ બદલી આપના અસલરૂપે દર્શન આપો.'

આ સાંભળી દેવતાઓ શરમાયા અને પોતાનાં રૂપ ધારણ કરી દમયતીની પ્રશંસા કરી નળને બતાવ્યો ખરા નળને ઓળખી દમયંતીએ પ્રસન્નતાથી તેને કંઠમા વરમાળ આરોપી આથી હર્ષ પામી નળરાજાએ તેને કહ્યું કે "હે દેવી! દેવોની રૂબરૂ જે પ્રેમને લીધે તમે મને પસદ કર્યો તે જ પ્રેમથી તમે મને તમારો સ્વામી જાણજો," જ્યા સુધી મારા દેહમા પ્રાણ છે ત્યા સુધી હુ તમારો છુ એમ માનજો.' આ પછી દેવો તેમને આઠ વરદાન આપી ચાલતા થયા, પણ દમયતી ઉપર પ્રેમવાળો કળીયુગ તેથી ગુસ્સે થઇ તેમનામા વિક્ષેપ પાડવાની તક શોધવા લાગ્યો

ભીમકરાયે મોટી ધામધુમથી તેમના લગ્ન કર્યા પછી કેટલોક વખત નળ સાસરે રહ્યો. પછી યોગ્ય પહેરામણી આપીને રાજાએ વર કન્યાને વળાવ્યા. આ પ્રમાણે એક બીજાના ઉપર પ્રેમ રાખનાર આ દમ્પતી પરણીને સુખ વૈભવ ભોગવવા લાગ્યાં તેમણે એક બીજાનાપર પ્રેમ અને આનંદમાં ઘણો કાળ ગાળ્યો કળીયુગ તો તેમનામાં કાંઈ દોષ થાય કે પોતે વેર લઇ શકે તેની તક શોધતો હતો. એક વખતે નળ રાજા જાજરૂ જઇ આવી હાથ પગ ધોવામા જરા પગ કોરો રહી ગયો છતા મહેલમા ગયો. કળીયુગે આ લાગ આવેલો જોઇ તેમનામા પ્રવેશ કર્યો નળરાજામાં કળીનો પ્રવેશ થતા તે નીચ કામ કરવા લાગ્યા. કળીએ નળના ભાઇ પુષ્કરને ઉશ્કેરી નળ સાથે જુગાર રમવા પ્રેર્યો. પુષ્કરની માગણીથી નળ રમવાને કબુલ થયો. પાસામા કળીએ પ્રવેશ કર્યો તેથી નળ હારતો ગયો. આથી તેણે પોતાનું સર્વ રાજ્યપાટ જુગારમા ખોઇ દીધુ અને વનમાં જવા વખત આવ્યો. દમયતીએ પોતાના બાળકોને પીયેર મોકલ્યા અને પતિસેવા કરવાની ઇચ્છાથી તે નળની સાથે એક વસ્ત્રભેર વનમા ચાલી નીકળી.

કેટલોક વખત પગે ચાલતાં આ દમ્પતીને ભૂખ લાગી કોઇ દિવસ પગે ચાલે નહિ, તડકાનુ મો જુવે નહિ, હાં કહેતાં હજારો હજુરીયા આવી ખડા થાય તેવી સ્થિતિનો ત્યાગ કરી ભૂખે અને તરસે આ રાજા રાણીએ વનમા ખરા બપોરે રખડવા માડયું. તેવામાં એક પક્ષીને જોઇ તેને પકડવા નળે પોતાનુ વસ્ત્ર તેના ઉપર નાંખ્યુ. આ પક્ષીનુ રૂપ કળીએ લીધુ હતું

તેથી તે વસ્ત્ર લઇ ઉડી ગયુ અને નળરાજા નગ્ન થઇ રહ્યો, આ વખતે નળે દમયંતીને દુ ખી થતી જોઇ કહ્યુ કે "હે દેવી! તુ પીયેર જા? આ વન જાખરામા મારી સાથે શુ કરવા રખડે છે? મારૂ લાગ્યું હુ ભોગવી લઇશ'" આ સાભળી દમયંતીએ કહ્યુ કે—"હે પ્રભો! આપ મારા દુ ખથી દુઃખી થાવ નહિ. હુ તમારી સાથે સુખદુ ખ ભોગવવાને જ સરજાયલી છુ, તો આ દુ ખ વખતે તમને મુકી કેમ જઉ? આપ જો મારે પીયેર આવો તો આપણે બને ત્યા જઇએ, પણ આપને અહિં એકલા મૂકી હુ તો નહિ જઉ સ્ત્રીઓનો ધર્મ છે કે પતિ જેવી સ્થિતિમા હોય તેવી સ્થિતિમા રહી તેની સેવા કરવી જોઇએ. માટે હુ તો આપની સાથેજ રહીશ"

આ પછી તે ઘણે દૂર આગળ ચાલી નીકળ્યા. ચાલતા થાક લાગવાથી એક ઝાડ તળે બને જણુ રાતવાસો ગાળવા માટે સુઇ ગયા થાક અને ભૂખથી દમયતી તો ઘસઘસાટ ઉઘી ગઇ, એટલે નળ જાગ્યો અને વિચાર કર્યો કે "અરે, મારે લીધે સુકુમાર સ્ત્રી દુઃખ પામે છે માટે જો હુ એને અહિ મુકી ચાલ્યો જઉ તો પછી તે એકલી પડતા તેને પીએર જશે." એમ વિચાર કરી તેણે દમયતીનુ અર્ધું વસ્ત્ર ફાડીને પહેરી લીધુ અને નિર્દય થઇ તેને ત્યા ઉઘતી મુકી ચાલી નીકળ્યો.

સવાર થતા દમયતી જાગી તો નળને જોયો નહિ તેથી તે ઘણી જ દુઃખી થઇ. તે રડતી કકળતી તેને ખોળવા વનમા આમતેમ રખડવા લાગી. તે નળના વિયોગે ભાન વગરની બેબાકળી બની ગઇ હતી. આગળ ચાલતા એક અજગર મો વકાસી પડયો હતો તેના મુખમા તેનો પગ પડયો. અજગરે તેને ગળવા માડી, તે જોઇ તેણે બૂમો પાડી એટલે એક પારધીએ આવી અજગરને મારી નાખી તેને છોડાવી પારધીએ દમયતી જેવી સ્વરૂપવાન કોઇ સ્ત્રી જોઇ નહોતી, તેથી તેને જોઇ તેનુ મન લલચાયુ અને વનમા એકલી જોઇ તેની લાજ લેવા તૈયાર થયો. દમયતી સતી હતી. તે ગમે તેવી સ્થિતિમા પણ પોતાના પતિ સિવાય અન્ય પુરુષનો સ્પર્શ કરે તેમ નહોતુ. તેણે પોતાનો જીવ બચાવનાર પારધીને ઘણા કાલાવાલા કર્યા અને કહ્યું કે "ભાઇ, હું સતી છુ. મને ન અડ'શ હું તારી ઇચ્છા પ્રમાણે તારે વશ થઉ તેમ નથી.' આમ છતાં તેણે ન માન્યું અને સતીને

એકલી જોઇ તે બિચારી શું કરવાની છે, તેમ માની તેની સાથે જબરજસ્તી વાપરી, પોતાની લંપટ ઇચ્છાને તૃપ્ત કરવા તૈયાર થયો દમયંતી સતી હતી, તેણે તેને પોતાના ઉપર બળાત્કાર કરવા આવતો જોઇ શ્રાપ આપ્યો અને તેથી તે પારધી ભષ્મ થઇ ત્યા જ પડ્યો. સતીની લાજ રહી.

આગળ જતા એક વણઝારાની પોઠ મળી તેની સાથે દમયંતી ચાલવા લાગી. વણઝારાની પોઠમ પણ જંગલી હાથીઓની ઉપદ્રવ થવાથી તેણે દમયતીને કોઇ પીશાચીણી હશે એમ ધારી કાઢી મુકી તે રખડતી રખડતી ચેદી દેશમા ગઇ અને ત્યા સુબાહુ રાજાની બ્હેન સુનદાની દાસી થઇને રહી.

નળ દમયંતીને મુકી આગળ ચાલ્યો ગયો ત્યા કેટલેક દુર ગયા પછી એક જગ્યાએ દવ બળતો હતો તેમાથી 'બચાવો, બચાવો,' એવો શબ્દ તેના સાભળવામા આવ્યો. તેથી નળે તે તરફ જોયુ તો એક નાગ દાવાનળમાં બળતો જણાયો તેને નળે અગ્નિમાંથી બહાર ખેચી કઢ્યો બહાર આવતા જ તે નાગે નળને ડખ માર્યો જેથી રાજા બેડોળ બની ગયો. નાગનુ નામ કર્કોટક હતુ તેણે રાજાને કહ્યુ કે 'હુ તમારૂં ભલું કરવા તમને ડખ્યો છુ. તમે હાલ અયોધ્યાના રાજા ઋતુપર્ણને ત્યા સારથી થઇને બાહુક નામ આપીને રહેજો જ્યારે તમને તમારૂ અસલરૂપ લેવાની ઇચ્છા થાય ત્યારે મારૂ સ્મરણ કરજો એટલે અસલ રૂપે થશો' આ પછી સાપ ચાલ્યો ગયો, અને નળ પણ ત્યાથી આગળ ચાલ્યો. તે અયોધ્યાના રાજા ઋતુપર્ણને ત્યાં સારથી થઇને રહ્યો.

વિદર્ભ રાજાને નળ અને દમયતી વનમાં નીકળ્યા છે એ વાતની ખબર પડતાં તેમને શોધવા માણસો મોકલ્યા, તેમા એક સુદેવ નામનો બ્રાહ્મણ તેમને ખોળતો ખોળતો ચેદી રાજાને ત્યા આવ્યો તેણે દમયતીને ઓળખી અને દમયતીએ તેને પણ ઓળખ્યો, એટલે ત્યા વાત પ્રકટ થઇ. સુનંદાની મા એ દમયતીની માસી થતી હતી તેથી તે દમયતીને દાસી તરીકે રાખી જાણી ઘણી જ ખેદ કરવા લાગી પછી તેને વિદર્ભ દેશમા તેના બાપને ત્યા મોકલી.

દમયતી પીયેર જઇને પતિ વિયોગથી રહેવા લાગી. તેણે પોતાની માતાને પતિની શોધ કરાવાનુ કહ્યુ. જેથી તેણે ભીમક રાજાને કહી નળના

શોધ કરવા બ્રાહ્મણો દેશોદેશ મોકલ્યા. દમયંતીએ બ્રાહ્મણોને આ પ્રમાણે દેશે-દેશ બોલવાનું કહ્યું કે "હે કપટી! અઘોર વનમાં અર્ધું વસ્ત્ર કાપી સૂતેલી સ્ત્રીનો ત્યાગ કરી ગયા એ તમને ઘટે નહિ કેમકે પતિએ પોતાની સ્ત્રીનું ભરણપોષણ અને રક્ષણ કરવું એ તેનો ધર્મ છે" આમ બોલતો બોલતો એક બ્રાહ્મણ અયોધ્યામાં ગયો તેને આવું બોલતા સાંભળી નળ જે બાહુકનું રૂપ ધરી ત્યાં રહ્યો હતો તેણે એકાંતમાં લઈ જઈ કહ્યું કે "જે કુળવાન સ્ત્રી દુઃખી હાલતમાં આવ્યા છતાં પણ પોતાના શીયળને સાચવે છે તે સ્વર્ગને પામે છે પોતાના નિર્વાહ વાસ્તે પક્ષીને પકડવા જતાં જેનું વસ્ત્ર હરણ થયું છે એવો પોતાનો પતિ પાછો આવે તો તેના પર ક્રોધ ન કરવો" આ સાંભળી બ્રાહ્મણે પાછા આવી આ વાત દમયંતીને કહી દમયંતીએ જાણ્યું કે તેજ નળરાજા છે તેથી તેને બોલાવી મંગાવવા અને વધુ ઓળખાણ થાય તે માટે તેણે યુક્તિ રચી કે ઋતુપર્ણ રાજા પાસે જઈ કહેવું કે 'દમયંતીનો ફરી સ્વયંવર થાય છે માટે જો ઇચ્છા હોય તો આજે ને આજે ત્યાં આવો' બ્રાહ્મણે જઈ ઋતુપર્ણ રાજાને આ વાત કહી તેથી રાજાએ નળરૂપે રહેલા બાહુક સારથીને આ વાત જણાવી

રાજાની વાત સાંભળી નળે વિચાર કર્યો કે 'શું દમયંતીનો ફરી સ્વયંવર થતો હશે? હશે જોઈએ તો ખરા કે શું થાય છે' એવો વિચાર કરી તેણે રાજાને ધારેલા સમયે ત્યાં પહોંચાડવાનું કહ્યું નળ ઘોડા હાંકવામાં કુશળ હતો. તેણે રથ જોડયો અને રાજાને બેસાડી ઘોડાને વાયુવેગે હાંકયા રસ્તામાં ચાલતાં એક બેહડાના વૃક્ષને જોઈ રાજાએ તેના શાખા, પાંદડાની ગણત્રી કરી તરત કહ્યું કે 'જો બાહુક! આ વૃક્ષને પાંચ કરોડ પાન ને બે હજાર ફળ છે" નળે તરત રથ ઉભો રાખી ગણત્રી કરી તો ખરૂં પડયું તેથી રાજાએ કહ્યું કે 'તમે મને આ વિદ્યા શીખવાડો તો હું તમને મારી અશ્વવિદ્યા શીખવીશ' રાજાએ તેને ગણવાની અને પાસા નાખવાની વિદ્યા શીખવાડી. એથી કળીયુગ તેનામાંથી નીકળી ગયો અને તેને સુબુદ્ધિ પ્રાપ્ત થઈ રાજાએ અશ્વવિદ્યા પોતાની મરજીમાં આવે ત્યારે શીખવાનું કહેવાથી નળે રથ ચલાવ્યો ને ધારેલા સમયે કુંદનપુરમાં પહોંચી ગયા.

રથના ખડખડાટનો અવાજ સાંભળી દમયંતીએ વિચાર કર્યો કે જરૂર નળ

નગર આવ્યા ઘોડા કોઇ હાકી શકે તેમ નથી તેણે અગાસીમાં ચઢી જોયું તો ઋતુપર્ણ રાજાને ઓળખ્યો પણ રથ હાકનાર સારથી જે નળ હતો તેનું રૂપ બેડોળ હોવાથી ઓળખી શકી નહિ, જેથી દમયતીએ દાસીને સારથીની તપાસ કરવા મોકલી. તેણે જઇ બાહુકને પુછ્યુ કે ' તમે કોણ છો અને કેમ આવ્યા છો ? ' બાહુકે કહ્યુ કે ' દમયંતીનો સ્વયવર થવાનો છે માટે રાજા આવ્યા છે ' હું નળ રાજાનો સારથી હતો તે નળ વનમા જવાથી ઋતુપર્ણને ત્યા રહ્યો છુ તેને બ્રાહ્મણ જોડે મોકલેલા સંદેશાની વાત કરી, તે સાભળી બાહુક રડી પડયો પણ જવાબ ન આપ્યો. દાસીએ આવી દમયતીને વાત કરી તો તેણે નક્કી જાણ્યુ કે તેજ નળ છે

દમયંતીએ તેની પરીક્ષા કરવા માબાપની આજ્ઞા લઇ તેને પોતાના મહેલમા એકાતમા બોલાવ્યો અને કેટલાક વચનો કહ્યા તેની પાસે વગર દેવતાએ રસોઇ બનાવરાવી ખાલી ઘડા આપી તેમા પાણી ભરાવ્યુ. રસોઇ કરાવી જમી વિગેરે પરીક્ષાથી તેને ખાત્રી થઇ કે તે નળ જ છે પણ રૂપ બેડોળ છે તેના સામુ જોતા તે પરસ્પર રડી પડ્યા દમયતીના જવાબમાં તેણે કહ્યુ કે —" દુષ્ટ કલીને લીધે ભ્રમીત થયેલી બુદ્ધિથી આ બધુ થયું છે. એમા મારો દોષ નથી " આ સાભળી દમયતીએ કહ્યુ કે " તમારૂ રૂપ કેમ બદલાઇ ગયુ ? આ છોકરા તમને જોઇ બ્હીવે છે " નળે કહ્યું કેઃ—" દુઃખ સ્હેવાને માટે આ મારૂ રૂપ બદલાયુ છે, " એમ કહી કર્કોટક નાગનુ સ્મરણ કર્યું એટલે મૂળરૂપ પ્રમાણે નળ બની ગયો જેથી તેને ઓળખી દમયતી અને છોકરા રાજી થયા. તેમનો ઘણા દિવસનો વિયોગ મટયો. તેના સાસુ સસરો પણ પ્રસન્ન થયા તે જોઇ ઋતુપર્ણ રાજા પણ આનંદ પામ્યો અને વગર ઓળખે નળ પાસે સારથીનુ કામ કરાવ્યુ તેથી દિલગીર થયો, થોડા દિવસ નળ અને દમયતી કુંદનપુરમાં રહ્યા પછી બાળકોને લઈ દેશમા ગયા ઋતુપર્ણ પાસેથી નળ જુગાર રમતા શીખ્યો હતો એથી પુષ્કર સાથે જુગાર રમી સર્વ રાજપાટ જીતી લીધુ અને દમ્પતી સુખમા રહેવા લાગ્યા.

આ પ્રમાણે જુગાર રમવાથી નળને મહા દુઃખ પડયુ, રાજ્યપાટ ગયુ, પત્નીનો વિયોગ થયો અને સારથીપણુ કરવુ પડયુ આવી જ રીતે જૂને પાડવોએ કૌરવો સાથે જુગાર રમીને રાજ્યપાટ ખોયુ હતુ અને તેમની

સતી સ્ત્રી દ્રૌપદીને પણ દમયંતીની માફક અનેક પ્રકારનું દુઃખ પડયું હતું, છતાં પણ તેણે પોતાના સતીત્વને નષ્ટ થવા દીધું નહોતું

બ્હેન ! સ્ત્રીઓએ ગમે તેવી સ્થિતિમાં પણ પતિવ્રતપણું પાળવું જોઇએ. પતિ ગમે તેવો હોય તો પણ તેની સેવા કરવામાં, તેની આજ્ઞા પાળવામાં, તેને અનુકુળ રહેવામાં અને તેને પ્રસન્ન રાખવામાં સ્ત્રીનું શ્રેય છે. દમયંતીએ પતિને લીધે આટઆટલું દુઃખ પડયું છતાં પણ તેણે પોતાનો ધર્મ તજ્યો નહિ અને સતીત્વપણાને ટકાવી રાખ્યું, તેમ આપણે પણ આપણા પતિની સેવા કરી પતિવ્રતપણાને પાળવું જોઇએ જે સ્ત્રી પતિવ્રતા અને પતિપરાયણા થઇને મર્યાદા પ્રમાણે ખુશીથી સ્વામીની સેવા ચાકરી કરે છે તેજ ધર્મભાગિની છે સ્ત્રી અને પુરૂષ એના યોગથી વગમસાર ચાલે છે પતિએ સ્ત્રીનું ભરણપોષણ કરી રક્ષણ કરવું જોઇએ તેથી તે સ્ત્રીનો ભર્ત્તા કહેવાય છે સ્ત્રીનું પાલન કરવાથી તે પતિ કહેવાય છે સ્ત્રીની કામના પુરી કરનાર હોવાથી કાન્ત, પ્રીતિ આપવાથી પ્રિય, સ્ત્રી શરીરનો તે ધણી હોવાથી સ્વામી અથવા ધણી અને પતિ એ સ્ત્રીના પ્રાણને આધાર આપનો હોવાથી પ્રાણનાથ કહેવાય છે તે સ્ત્રીને ઐશ્વર્ય આપનાર હોવાથી તેનો ઇશ કહેવાય છે. માટે સ્ત્રીએ સર્વ કામમાં પોતાના પતિની સેવામાં જ મન રાખવું જોઇએ.

જુવો બ્હેન ! આજે ઘણી સ્ત્રીઓ પોતાની પોતાના પતિ પ્રત્યે શી શી ફરજો છે તે જાણતી નથી, અને તેથી વારંવાર પોતાના પતિને દુઃખ થાય તેવી રીતે વર્તે છે સ્ત્રીએ પોતાના પતિ ઉપર પ્રીતિ રાખવી, તેની મરજી સાચવવી, તેની આજ્ઞા પાળવી, અને તેની દેવની પેઠે પરિચર્યા કરવી જોઇએ. પતિ એજ સ્ત્રીનો સદ્ભાગ્યમાં સાચો સાથી છે સ્ત્રીને પતિની સેવા કરવા વગર પતિની આજ્ઞા સિવાય બીજું ધર્મ, વ્રત, દાન કે તીર્થ કરવાના કહ્યા નથી પતિ જે શુભ કર્મો કરે છે તેમાંથી તેની સ્ત્રીને અર્ધું ફળ મળે છે, માટે સ્ત્રીને તો પતિસેવા એજ શુભ વ્રત છે તે વડેજ અનેક વૈભવો મળી શકે છે પતિવડે જ સ્ત્રીનું સૌભાગ્યપણું કાયમ રહે છે

સતી સ્ત્રીને માટે પતિ એજ પૂજવા યોગ્ય, જીવનના આધાર રૂપ, તેના પ્રાણ સમાન પ્રિય છે તેની સતી સ્ત્રીએ નિરંતર ભક્તિ કરવી, તેને માન આપી પૂજ્ય ગણવો, તેનું મન દુભાય એવું કર્મ કરવું નહિ. પતિ બહારથી ઘેર આવે ત્યારે ઉભા થઇ હસતા હસતા તેની સામે જઇ સત્કાર

કરવો. પાણી પાવું, તેનાં કપડાં ઠેકાણે મુકવાં પતિને ભાવે તેવી ઉત્તમ રસોઇ બનાવી જમાડવા પતિ ગુસ્સો કરે તો સામે સ્ત્રીએ ગુસ્સો ન કરતાં ધીરજ અને શાન્તિથી સહન કરવો, પતિની ભૂલ હોય તો તે તેને ક્રોધથી નહિ જણાવતાં શાંતિ અને સ્નેહથી જણાવવા યત્ન કરવો, તેમની સાથે ઉપડતે સાદે બોલવું નહિ. તેને દુખમાં મદદ આપી દમયંતીની માફક મદદ કરવી. ઘરકામ વ્યવસ્થિત રાખવું. આવક પ્રમાણે પતિની આજ્ઞા અનુસાર ખર્ચ કરવો, સ્ત્રીનો જન્મ આપનાર મા બાપ છે, તેનો ત્યાગ કરી તેને પોતાના પતિ સાથે જન્મારો ગાળવાનો છે, તેથી તેજ તેનો ખરો સમજી અને આ ભવસાગરને તારનાર છે

સ્ત્રીના મનમાં હમેશાં પોતાના પતિને રાજી રાખવાના જ વિચાર ચાલતા હેવા જોઇએ શું કરવાથી પતિ પોતાના ઉપર ખુશ થાય એવા વિચાર કરી તેને સ્નેહથી વશ કરી લેવો જોઇએ ગમે તેવો ખરાબ ચાલનો દુષ્ટ અને ક્રોધી પતિ હશે તોપણ તે સ્ત્રી । પ્રેમથી જીતાઇ શકશે પતિને જે સ્ત્રી પ્રસન્ન રાખી શકતી નથી, જે સ્ત્રી પતિને સ્નેહથી પોતાનો કરી લેતી નથી તે સ્ત્રીમાં બીજી ગમે તેટલી આવડત હોય, ગમે તેટલી બુદ્ધિ હોય તોપણ તે નકામી છે. સ્ત્રીએ હમેશાં પતિની આજ્ઞામાં રહેવું, પતિ કહે તેમ વર્તવું તેની રજા વગર બહાર જવું નહિ કે કોઇ કાર્ય કરવું નહિ સતી સ્ત્રીએ તો લગ્ન થયા પછી પતિ ગમે તેવો દુષ્ટ, ઉડાઉ, માર મારનાર, લંપટ, રોગી કે કદરૂપો હોય છતાં પણ તેના ઉપર ભાવ રાખી તેની સેવા કરવી જોઇએ પુરૂષ એ ઘરનો રાજા છે અને સ્ત્રી એ ઘરની કારભારી છે માટે કારભારી જેમ રાજાની સમ્મતિ લઇ ને પ્રસન્ન રહે તેમ રાજ્યકારભાર ચલાવે છે તેમ સ્ત્રીએ પણ પોતાના ઘરનો કારભાર પતિ રાજી રહે તેવી રીતે તેની આજ્ઞા પ્રમાણે ચલાવવો સ્ત્રીએ પતિની છાયા પ્રમાણે રહી, પ્રાણ તજવા પડે તોપણ સ્વામીના હિતમાં તત્પર રહેવું. પતિ એજ પરમાત્મા છે સીતાજી જેવાને પણ રામચંદ્રજીએ વગર અપરાધે તેમને વનમાં મોકલ્યાં હતાં પોતાની પતિ ઉપરની પ્રીતિ ઓછી કરી નથી. સતી સ્ત્રી તો પતિભક્તિ કરવામાં જ જીંદગી ગુજારે છે

જે સ્ત્રીનો પોતાના પતિ ઉપર સ્નેહ હોતો નથી, પોતાના પતિ ઉપર સ્હેજસાજ બાબતમાં રોષ કરી બેસે છે તે સ્ત્રીને કુલટા માનવી સ્ત્રીનું

તો પોતાના પતિના તાબામાં રહી તેમની સેવા કરવામાં જ ભૂષણ છે. તેણે નિર્મળ અંતઃકરણથી પતિને ચ્હાવો, તેના કાર્યમાં મદદ કરવી, અને તેના તરફથી મળતા પદાર્થોથી સંતોષ પામવો. પતિ સિવાય બીજો પુરુષ ગમે તેવો રૂપાળો, પૈસાદાર, જુવાન, કે વૈભવવાળો હોય છતાં પણ તેને કાગવિષ્ટા સમાન તુચ્છ ગણવો. તેના સામી નજર પણ ન કરવી, કેમકે જે સ્ત્રી પરપુરુષની સાથે પ્રીતિ કરે છે તે નરકમાં પડે છે અને આલોક અને પરલોકથી પણ ભ્રષ્ટ થાય છે. પતિવ્રતા સ્ત્રીએ પોતાનો પ્રાણ જાય તો પણ પોતાનું પતિવ્રતપણું છોડવું ન જોઈએ.

પતિને પૂજ્ય માનતી તન, મન અને ધનથી પ્રેમપૂર્વક સેવા કરવી તેને ઉત્તમ વસ્ત્રાભૂષણોથી રંજીત કરવાને બદલે સદ્ગુણોવડે જ મોહીત કરવાની આશા રાખવી. સદ્ગુણ વગરની સ્ત્રી ગમે તેટલા વસ્ત્રાલંકારોને ધારણ કરે પણ તે ખાલી ભપકા નિંદા કરવા સમાન છે. વળી સ્ત્રીઓ પોતાના પતિ તરફ પોતે કેમ વર્તવું તે ન સમજતા તેને ગમે તેમ બોલે છે—ધમકાવે છે, અને ગાળો દેવાને પણ ચુકતી નથી. હઠ કરી અપમાન કરે છે, સાસુ બોલે છે પતિનો એક પણ બોલ સહન કરતી નથી. પતિ બહારથી મહેનત કરી થાકી આવે તો તે વખતે તેની સાથે હાસ્યવિનોદ કરવાને બદલે લોકોની નિંદા કરવામાં, સાસુસસરાની કુથલી કરવામાં માથું પકવી નાખે છે, બીજાના સારા વસ્ત્રો કે ઘરેણાં જોઈ તે લાવી આપવાની પતિ પાસે હઠ કરી સતાવે છે, પોતે બેસી રહે અને પતિ પાસે કામ કરાવતા શરમાતી નથી, આવી પતિને ન ગણકારનારી સ્ત્રી લોભી વૃત્તિથી ઘણીવાર ખોટે રસ્તે ચઢતાં શરમાતી નથી, કેટલીક સ્ત્રીઓ ઉપરથી સતીપણાનો ડોળ રાખી લાગ ફાવે છે ત્યારે કુકર્મ કરતી ફરે છે તે સ્ત્રીઓ નિંદના યોગ્ય છે. આવી સ્ત્રીઓનો અવતાર હલકો ગણવો. તેમની સોબત કરવી નહિ. સુજ્ઞ સ્ત્રીએ તો પતિ તરફથી જે ચીજ મળે તેમાં જ સંતોષ માનવો. પારકી વસ્તુ કે ધનનો લોભ રાખવો નહિ.

સ્ત્રીએ સ્વતંત્ર થઈ ગમે તેમ વર્તવું નહિ. તેણે કદી પણ પતિથી સ્વતંત્ર થવાની ઇચ્છા રાખવી નહિ. તેણે હમેશા પોતાના પતિને અભિન્ન રહી પતિની મરજી પ્રમાણે ચાલવું, પતિને આનંદ આપવો, પતિના સંકટ વખતે સહાય કરવી. પતિ જેવી સ્થિતિમાં હોય તેવી સ્થિતિમાં રહી સંતોષ

માનવો. પતિના સબંધી કોઇ ગમે તેવુ આડુ અવળું બોલે તો પણ કાચા કાન રાખી તેથી ભરમાવુ નહિ. પતિમા શ્રદ્ધા રાખવી કદાચ તે દુરાચારી હોય તોપણ તેની સાથે પ્રેમ અને સ્નેહ રાખવો અને તેના બની જઇ સ્નેહથી સુધારવા યત્ન કરવો.

સ્ત્રી અને પુરુષ, પતિ અને પત્નિના પરસ્પરના હૃદય પ્રેમરૂપી ગાડથી સજ્જડ જોડાય, ગમે તેટલુ દુ:ખ પડે તોપણ જુદા ન પડે, પતિને જે પ્રિય તેજ પોતાને પ્રિય અને તેને જે અનુકુળ હોય તેજ પોતાને અનુકુળ જણાવુ જોઇએ, જ્યાં આવા પ્રેમી જોડા હોય છે ત્યા સ્વર્ગ સમાન સુખ મળે છે, સ્ત્રીએ પોતાના પતિપર જ અખંડ પ્રેમ રાખવો જોઇએ, કેમ બેન ખોટું કહુ છુ ?

ગુણવતી—" બ્હેન, ખરૂ કહો છો સ્ત્રીએ તો પતિની સેવામા જ ચિત્ત રાખવુ જોઇએ જુઓને દમયંતીજીએ કેટલુ દુ:ખ સહન કર્યું ? વારૂ આરે દ્રૌપદીદેવી વિશે તો કાઇ કહો ? "

ચન્દ્રકાન્તા—જુવો બ્હેન, તમારી મરજી છે તો દ્રૌપદીનુ ચરિત્ર તમારા આગળ કહી સભળાવુ છુ

# સતી દ્રૌપદી અને પાંડવો.

પૂર્વે પાચાલ દેશમા—દ્રુપદ નામના રાજા થઇ ગયા હતા તેમની પુત્રીનુ નામ દ્રૌપદી હતુ દ્રૌપદી ઉત્તમ રૂપ અને ગુણવાળી હતા તે ઉમ્મર લાયક થયા એટલે દ્રૌપદ રાજાએ તેમને માટે સ્વયવર રચ્યો તે વખતે દેશે દેશના રાજાઓ ત્યા આવ્યા હતા

આ વખતે પાંડવો વારણાવત નગરમા લાખાગૃહમા રહેતા હતા ત્યાંથી મહેલ બળતા ગુપ્ત રીતે નાસીને બ્રાહ્મણના વેશમા ફરતા હતા. તેમને સ્વયવરની ખબર પડવાથી તે પણ ત્યા આવ્યા હતા ત્યાં સ્વયવરમા ઉચે લટકાવેલા મત્સ્યને તેનુ પાણીમા પડતુ પ્રતિબિંબ જોઇને તે મત્સ્યને જે કોઇ બાણ વડે વીધે તેને દ્રૌપદી વરે એવી પ્રતિજ્ઞા હતી એ કામ ઘણા રાજાએ બાણ માર્યા પણ ન બન્યુ છેવટે અર્જુને બ્રાહ્મણના વેશમાં

ઉંટી બાણનું સંધાન કરી મત્સ્યને વીંધ્યુ જેથી દ્રૌપદીએ અર્જુનને વરમાળ આરોપી

અહીં પાડવોનો મુકામ એક કુભારને ત્યા હતો, તેથી દ્રૌપદી પણ તેમની સાથે કુંભારને ત્યા ગઈ ત્યા જઇ કુન્તામાને બહારથી પાડવોએ કહ્યુ કે, "મા, મા કંઇ ભેટ લાવ્યા છીએ" તે સાંભળી કુન્તાએ કહ્યુ કે "ભલે, તમે પાચ જણા વહેચી લ્યો." આથી દ્રૌપદીના કોની સાથે લગ્ન કરવા એનો નિર્ણય થઇ શક્યો નહિ. માનુ વચન તો પાળવુ જ જોઇએ એ પ્રમાણે વિચાર કરે છે ત્યા વેદવ્યાસ આવે છે અને તેમની આજ્ઞાનુસાર પાચે ભાઈઓએ દ્રૌપદીની સાથે લગન કરવા એવો નિશ્ચય કર્યો તે પ્રમાણે દ્રૌપદરાજાએ પણ વેદવ્યાસની આજ્ઞા માથે ચઢાવી પોતાની પુત્રી દ્રૌપદીનાં પાંચે પાડવો સાથે લગ્ન કર્યાં લગ્ન થઇ રહ્યા પછી ઘણી પહેરામણી આપી વરકન્યાને વરાવ્યા.

પાડવો દ્રૌપદીને લઇ હસ્તિનાપુર ગયા ત્યા તેમને રાજ્યમા અર્ધોભાગ ધૃતરાષ્ટ્રે આપ્યો જેથી તેમણે ઇંદ્રપ્રસ્થ નામે શહેર વસાવી ત્યા રહી રાજ્ય કરવા માડ્યુ આ પાચે ભાઇઓ બહાદુર હતા અર્જુન બાણાવળી હતો, ભીમ ગદાયુદ્ધમા બળવાન હતો ધર્મરાજા ધર્મિષ્ટ હતા સહદેવ અને નિકુળ એ નાના ભાઈઓ હતા ધર્મ, ભીમ અને અર્જુન એ કુન્તાના પુત્રો હતા અને પાડુરાજાની બીજી પત્ની માદ્રિના સહદેવ અને નીકુળ એ બે પુત્રો હતા. કૌરવો કરતા પાડવેનો રાજ્ય વૈભવ વધવા લાગ્યો તે જોઇ કૌરવો અદેખાઇ કરવા લાગ્યા દુર્યોધન એ ધૃતરાષ્ટ્રનો મોટો પુત્ર હતો. તેણે પોતાના મામા શકુનીની સલાહ લઇ પાડવોને જુગાર રમવા તેડાવ્યા, ભાવી ભુલાવે તેમા કોનો દોષ ? જેમ નળે જુગાર રમી રાજવૈભવનો ત્યાગ કર્યો હતો તેમ કૌરવોના બોલાવવાથી પાંડવો ધર્મરાજાને આગેવાન કરી દ્યૂત (જુગાર) રમવા ગયા, આ જુગારમા પાડવોએ પોતાનુ રાજપાટ, સપત્તિ સર્વ ગુમાવ્યુ છેવટે દાવમા દ્રૌપદીને મુકી તેને પણ હારી ગયા.

સ્વયંવરમા દ્રૌપદીને વરવાની દુર્યોધનને ઇચ્છા હતી, પણ તે ઇચ્છા પુરી ન થવાથી મનમા બળ્યા કરતો હતો જેથી વેર વાળવા માટે દ્રૌપદીને પાંડવોના દેખતા સભામાં એક દાસી તરીકે બોલાવી. દ્રૌપદી તે દિવસે

રજસ્વલા હતી જેથી સભામા આવવા ના પાડી છતા દુર્યોધનના ભાઈ દુ:શાસને તેનો ચોટલો પકડીને રસ્તામા ધમડને ધમડને સભામા ખેચી આણી અને સભા મધ્યે દુર્યોધનની આજ્ઞાથી દુ:શાસને તેના વસ્ત્ર ખેચ્યા. આ વખતે પોતાના પતિ પડવા સમક્ષ કૌરવોએ અનીતિ કરવા માડી તેથી તેને ઘણુ લાગી આવ્યુ તેણે આ વખતે શ્રીકૃષ્ણની પ્રાર્થના કરવા માડી

નાનપણમા એક વખતે શ્રીકૃષ્ણની આગળીએ કઇ વાગવાથી લોહી નીકળ્યુ હતુ તે વખતે તરતજ દ્રૌપદીએ પોતાની કીમતી સાડી ફાડી પાટો બાધ્યો હતો ને કકડામા ૯૯૯ તાર હતા જેથી આ વખતે શ્રીકૃષ્ણે તે સતીની લાજ રાખવામા બાકી રાખી નહી જેમ જેમ દુ:શાસન વસ્ત્ર ખેચતો ગયો તેમ તેમ નવા નવા વસ્ત્રો પુરા પાડયા અને સતીના શીયળની રક્ષા કરી આ વખતે દ્રૌપદીએ સભામા બેઠેલા વૃદ્ધ ભીષ્મપીતા મહ, વિદુર, પાડવો વિગેરે સામુ જોઈ મદદ કરે તે માટે વિનતિ કરી પણ કોઇએ દુર્યોધનને અટકાવ્યો નહિ, પરતુ ઇશ્વર વગર તેને કોઈ સહાય કરે તેમ નહતુ તે બુદ્ધિશાળી હતી એટલે પોતાનો બચાવ કરવા તેણે પ્રશ્ન પુછ્યો કે —

" યુધિષ્ટર પ્રથમ પોતાના શરીરને હાર્યા છે કે મને હાર્યા છે ? "—

સાભળી ભીષ્મે કહ્યુ કે 'તે પહેલા પોતાના શરીરને હારી દાસ બન્યા છે તેથી તમારા સ્વામી નહિ રહેવાથી તમને સરતમા મુકી શકે નહિ.' વળી દુર્યોધનના ભાઈ વિકર્ણે કહ્યુ કે ' જુગારની રમત એ અધર્મરૂપ છે માટે તેવા માણસે કરેલી ક્રિયા મંજુર કરી શકાય નહિ વળી તમે પાચે પાંડવની સ્ત્રી છો તેથી એક યુધિષ્ટર તમને દાવમા મુકી શકે નહિ. માટે ધારવા પ્રમાણે દ્રૌપદી જીતાયેલ ન ગણવી '

આ આપણી ધૃતરાષ્ટ્રે તેને વચન માગવા કહ્યુ તેણે પહેલા પાડવોને દાસપણામાથી મુક્ત કરવાનુ વચન માગ્યુ તે તેણે આપ્યુ, પછી બીજુ વચન માગવા કહ્યુ ત્યારે તેણે કહ્યુ કે " વધારે લોભ એ પાપનુ મુળ છે, માટે હવે માગથી મગાય નહિ મારા પતિ દાસપણામાથી મુક્ત થશે તો તે સત્યકર્મોવડે ધારશે તે કરી શકશે " આ પછી દ્રૌપદી અને પાચે પાડવોને મુક્ત કર્યા, પાંડવોને જુગારની સરત પ્રમાણે બાર વર્ષ વનમા રહેવાનુ હતુ અને તેરમુ વર્ષ ગુપ્તપણે રહેવુ એવી સરત હતી.

પાંડવો વનમાં ગયા ત્યારે સતી દ્રૌપદી પણ તેમની સાથે વનમાં ગયાં હતાં તેમને તેમના પતિએ ઘણીએ ના કહી છતાં તેમનું મન તો પતિસેવામાં જ લાગેલું હતું તેથી તે ઘેર ન રહેતાં વનમાં ગયાં વનમાં પાંચે પતિની સેવા કરવી, તેમને જમાડવા, તેમને મદદ કરવી એ સર્વ તે કરતી એક વખત શ્રીકૃષ્ણ સત્યભામાને લઇ તેમને મળવા આવ્યા ત્યારે સત્યભામાએ તેમને કહ્યું કે "તમારા પતિ તમારા ઉપર તમે એવું શું વશીકરણ કર્યું છે કે આટલી પ્રીતિ રાખે છે તમારી પાસે પતિને વશ કરવાની જે વિદ્યા હોય તે બતાવો" આ સાંભળી દ્રૌપદીએ કહ્યું કે "હે સત્યભામા ! નીચ સ્ત્રીઓજ પોતાના પતિને વશ કરવા માટે કામણ ટુમણ કે મંત્ર જંત્ર કરે છે જે સ્ત્રી પોતાના પતિને વશ કરવા માટે ભૂવા જતીને સાધી દવા દારૂ કરે છે, તે નિંદવા યોગ્ય છે."

વશીકરણ કરવાથી પતિ વશ થાય એ વાત હસવા જેવી છે આવું આવું કરવામાં તો ઘણી સ્ત્રીઓએ કેટલીક ઝેરી વસ્તુ પોતાના પતિને ખવરાવી દેઇ મારી નાંખ્યા હોય છે જો તેની વાત તેનો પતિ જાણે તો તેની સ્ત્રીનો વિશ્વાસ તે રાખતો નથી અને જેમ ઘરમાં રહેલા સર્પથી માણસ નાસે તેમ તેની સ્ત્રીનો ભય ધરીને નાસે છે. પતિને વશ કરવા જે વસ્તુ ખવરાવવામાં આવે છે તેથી ઘણીવાર તેને રોગ થાય છે. માટે સતી સ્ત્રીઓ તો પતિને વશ કરવા માટે આવા ઉપાયો કરતી નથી એ તો કુલટા સ્ત્રીઓનું કામ છે. સતી સ્ત્રીઓ તો પતિની આજ્ઞાનું પાલન કરીને તેમને સ્નેહથી પ્રસન્ન રાખે છે, હું તો મારા પતિઓને વશ કરવા માટે તેમની સેવા કરૂં છું કામક્રોધાદિ દુર્ગુણોનો ત્યાગ કરી તેમની આજ્ઞા પ્રમાણે વર્તુ છું ખોટી રીતે જોવા બેસવા, અને ચાલવાથી હું બીતી રહું છું પરપુરુષ તરફ મારી નજર સરખી પણ કરતી નથી. હું મારા પતિને જમાડયા વગર જમતી નથી, અને સુવાડયા પહેલાં સુતી નથી. પતિ બહારથી ઘેર આવે ત્યારે ઉભી થઇ હસતા મુખે તેમને જળ આપી સત્કાર કરૂં છું ઘરની વસ્તુઓ-સ્વચ્છ રાખું છું રસોઇ હું જાતે જ મારા પતિને ભાવે તેવી સ્વાદીષ્ટ કરી વખતસર તેમને જમાડું છું.

હું મારા પતિનું કોઇ પણ વખતે અપમાન કરતી નથી, આળસુ થઇ દિવસે નકામી બેસી રહેતી નથી કે દિવસે ઉંઘતી નથી, નીચ

સ્ત્રીઓની સાથે સબંધ રાખતી નથી રસ્તા ઉપર કે બારણામા ઉભી રહેતી નથી ક્રોધ કરતી નથી. સાસુની આજ્ઞા પાળું છુ અને તેમની સેવા કરૂં છુ, પતિની ગેરહાજરીમા અલંકાર દુર કરી નિયમ પાળી રહું છુ. સત્ય બોલુ છુ. પતિના કહ્યા પ્રમાણે ચાલુ છુ અને તેમની સેવામા તત્પર રહુ છુ સ્વામી જેનો ત્યાગ કરે તેનો હું ત્યાગ કરૂં છુ, હુ મારા પતિને ઇષ્ટ દેવથી પણ વધુ માનુ છુ સાસુ વિગેરે વડીલો સાથે વાદવિવાદ કરતી નથી.

પતિનુ આરાધન કરવામા ભુખ, તરસ, ઉંઘ કે થાકને ભુલી જઉં છુ ઘરના ઉપજ ખર્ચનો હિસાબ હું રાખુ છુ, ઉડાઉપણે ખર્ચ કરતી નથી, ચાકરો ઉપર દેખરેખ રાખુ છુ. આ પ્રમાણે તમારે પણ તમારા પતિની મરજી સાચવી વર્તવુ, પતિએ કહેલી ખાનગી વાત પેટમા રાખવી, નોકરો હોવા છતાં પણ પતિનું કામ આપણે ઉઠીને કરવુ, નીચ સ્ત્રીઓની સોબત કરવી નહિ, અભિમાન કરવું નહિ, બહુ બોલવુ નહિ, મનને કબજે રાખવુ. લુગડા ઘરેણાની લાલચ રાખવી નહિ. પતિને જે વાત અપ્રિય હોય તેનો ત્યાગ કરવો આ પ્રમાણે વર્તશો તો શ્રીકૃષ્ણ તમારે વશ થશે." આ સાભળી સત્યભામાએ તેમનો ઉપકાર માન્યો હતો.

એક દિવસે પાડવો વનમાં શિકારે ગયા હતા ત્યારે પર્ણકુટીમા દ્રૌપદી અને ધૌમ્યમુનિ એકલા હતા, તે વખતે દુર્યોધનનો બનેવી ને સિંધુ દેશનો રાજા જયદ્રથ ત્યા આવી ચઢયો તે દ્રૌપદીનુ રૂપ જોઇ મોહવશ થઇ ગયો, જેથી તેણે કુબુદ્ધિ કરી, અને દ્રૌપદીનું હરણ કરીને ચાલવા માડયુ, તેણે દ્રૌપદીને ઘણુ સુખ આપવાનુ કહી લલચાવી પણ દ્રૌપદી સતી હતી, તેથી તે તેની લાલચમાં ફસાય તેમ નહોતી, તેણે પોતાના શીયળનું રક્ષણ કર્યુ, પાડવો શિકારમાથી ઘેર આવ્યા તો દ્રૌપદીના હરણની વાત જાણી તેઓ તરત જ જયદ્રથ પાછળ દોડયા અને જયદ્રથને હરાવી દ્રૌપદીને છોડાવી પાછી લાવ્યા.

પાડવોને બાર વર્ષ વનમા વીતી ગયા જેથી છેલ્લુ તેરમુ વર્ષ ગુપ્તપણે રહેવાનુ હતુ તેથી તેઓ વેશ બદલીને વીરાટ દેશના રાજાના

દરબારમાં જુદા જુદા નામ ધારણ કરીને નોકરીએ રહ્યા, ત્યા ધર્મ મંત્રીનું કામ કરતા. ભીમ રસોઇનું કામ કરતા, અર્જુને નપુંસકનું કામ કરી રાજાની પુત્રી ઉત્તરાને ભણાવવાનુ માથે રાખ્યુ મહદેવ અને નીકુળ પણ તે પ્રમાણે નામ બદલી નોકર રહ્યા, દ્રૌપદિ પોતાનુ નામ સૈરંધ્રી રાખીને વૈરાટ રાજાની રાણી સુદેષ્ણા પાસે દાસી થઇને રહી અહીં રાજાના સાળાને રાણીના ભાઇ કીચકના તેના ઉપર દૃષ્ટિ પડી. કીચક ત્યાં કારભારીનું કામ કરતો હતો તેણે સૈરંધ્રીને જોઇ ત્યારથી જ તેને મેળવવાની બાજી રચી. તેણે યુક્તિ રચી સૈરંધ્રીને પોતાને ત્યાં તેડાવી, અને પછી આતરી લઇ પોતાની દુષ્ટ વાસના તૃપ્ત કરવાની માગણી કરી.

સૈરંધ્રીએ તે વખતે હિંમતથી કહ્યુ ? "હું પતિવ્રતા છુ માટે મારી પાસે આવી દુષ્ટ ઇચ્છા કરવી તમને યોગ્ય નથી સૌને પોતપોતાની સ્ત્રી વ્હાલી હોય છે તેમ હું મારા પતિને વ્હાલી છુ " માટે મને જવાદો અને છેડો નાહ.

આમ છતા કીચકે માન્યું નહિ અને બળાત્કાર કરવા ગયો. દ્રૌપદી પણ ક્ષત્રિયાણી હતી. તેણે કહ્યુ કે "હે વ્યભીચારી દુષ્ટ! તું હાથે કરી મોતને તેડાવી ન લે. મે મને કરીને કોઈ પણ પુરૂષ સાથે વ્યભિચાર કર્યો નથી. મારી ઉપર બળાત્કાર કરવા જાય છે પણ મારે પાચ ગાંધર્વો પતિ છે તે જાણશે તો તારો જીવ લેશે " છતા તે ન સમજ્યો અને દ્રૌપદીને પકડવા ગયો. જેથી દ્રૌપદીએ ગુસ્સે થઇ પોતાના હાથમાંનો વાડકો તેના માથામા માર્યો જેથી લોહી નીકળ્યું. તે ખપાળતો રહ્યો અને દ્રૌપદી નાસી છુટી.

આ વાત તેણે ભીમસેનને કહી જેથી ભીમસેનને ગુસ્સો ચઢ્યો. તેણે સંકેત પ્રમાણે કીચકને નિશાળમા મળવાનુ સૈરંધ્રીને કહ્યું. સૈરંધ્રીએ કીચકને તે પ્રમાણે નિશાળમા આવવાનું કહ્યુ અને ત્યાં ભીમે તેને મારી નાખ્યો તેનું ઉપરાણું લઇ તેના સો ભાઇ સૈરંધ્રીને બાળવા તૈયાર થયા તો તે સોએ ભાઇને પણ ભીમે તેજ ચીતામા બાળી દીધા. આ પ્રમાણે સતી દ્રૌપદીની લાજ રહી અને સતી ઉપર કુદૃષ્ટિ કરનારા માર્યા ગયા. માટે કોઇ પણ પુરૂષે પરસ્ત્રી ઉપર કુદૃષ્ટિ કરવી નહિ

દ્રૌપદીએ આ પ્રમાણે પણ સંકટમાં પતની સાથે રહી તેમની સેવા કરી હતી તે વારવાર પોતાના પતિને ઉત્સાહ અને ધીરજ આપતા માથે આવી પડે તે સહન કરી છુટવુ એમ કહેતા તે સ્વભાવે શાન, હસમુખા, ક્ષમાશીલ અને ધૈર્યવાળા હતા. તેમણે વારવાર દુશ્મનાનુ વેર લેઇ રાજ્ય લેવા પતિને ઉત્તેજીત કર્યા હતા

જ્યારે પાંડવોને તેર વર્ષ વનમા પૂરા થયાં ત્યારે તે હસ્તિનાપુરમા ગયા પણ કૌરવોને સમજાવતાં છતા રાજ્યમાં ભાગ ન આપ્યો તેથી પાંડવ કૌરવ વચ્ચે મહા દારૂણ યુદ્ધ થયુ તેમાં કૌરવો માર્યા ગયા અને પાંડવોને રાજ્ય મળ્યુ લડાઇ પૂરી થઇ ત્યારે દ્રૌપદીના પાચ પુત્રો સુતા હતા તેમનો અશ્વત્થામાએ છુપી રીતે વધ કર્યો તેથી દ્રૌપદીને ઘણો કલેશ થયો, અર્જુને તે વખતે તેને શાત કરવા માટે પોતાના પુત્રને મારનારને મારીને આજ સાજ સુધીમા તેનુ માથુ તેમની પાસે લાવવાની પ્રતિજ્ઞા કરી આ પછી અર્જુને અશ્વત્થામા સાથે ઘોર યુદ્ધ કર્યું અને તેમને બાંધીને દ્રૌપદી પાસે આણ્યા તેમને હમણા મારી નાખશે એ વિચારથી દ્રૌપદીને દયા આવી અને પોતાના પુત્ર તો મરી ગયા છે તે હવે કાઇ આ ગુરૂપુત્રને મારવાથી જીવતા થવાના નથી માટે તેમને ન મારવાનું કહેવા લાગી. જેથી અર્જુને અશ્વત્થામાના માથાની ખોપરી ઉપાડી લઇ તેમને જીવતા જવા દીધા અને દ્રૌપદીને શાંતિ આપી આ જોઇ તેની ક્ષમાદષ્ટિ માટે શ્રીકૃષ્ણે પણ પ્રશસા કરી હતી

આ પ્રમાણે દ્રૌપદી દેવી મહાસતી થઈ ગયા છે તેમના જેવી દરેક સ્ત્રીએ પતિ સેવા કરવી જોઇએ, આવી સતી સ્ત્રીઓના જીવનચરિત્ર સાંભળી આપણે તેમના જેવાં સતી બનવા પ્રયત્ન કરવો જોઇએ, આપણો આપણા પતિની સેવા કરવારૂપ મહાધર્મ છે તે ધર્મનુ પાલન કરવાથી આપણે આ લોક અને પરલોક તરી શકીએ.

આ પછી ચન્દ્રકાતાના ગુણ ગાતી સર્વ સ્ત્રીઓ પોતપોતાને ઘેર ગઇ. ઘણી સ્ત્રીઓ ઘેર જઇ આ સતી સ્ત્રીઓની વાતો સાભળી તે પ્રમાણે પતિ સેવા કરવામાં મન પરોવવા લાગી.

---

હવે બીજી સતી સ્ત્રીઓના દૃષ્ટાંત કહુ છું તે મન દઇને સાભળો -

# તપતી

પુર્વે સુર્યદેવને બે પુત્રી હતી સાવિત્રી અને તપતી. તાતી તપ કરવામા તત્પર રહેતી તે ઘણી રૂપવાન હતી તેને યોગ્ય રૂપ ગુણવાળો કોઇ વર સુર્ય દેવને શોધતા ન જડયો જેથી સુય દેવને તેની ચિંતા થવા લાગી. એવામા કુરુશ્રેષ્ટરાજા સમ્વરણ સુય દેવની આરાધના કરતા હતા પૌરવ નદન સવરણ ન્હાઇ ધોઇ એકાગ્રચિત્તે સુય દેવની ઉપાસના કરતા હતા તેમને કૃતજ્ઞ, ધર્મજ્ઞ અને રૂપ સપન્ન જોઇ સુર્યદેવ તપતીએ તેમની સાથે પરણાવવાનો વિચાર કર્યો.

રાજા સમ્વરણના ગુણ આખી પૃથ્વીમા ફેલાયા હતા. એક દિવસે મહા પરાક્રમી રાજા સમ્વરણ શિકાર રમવા માટે પર્વતની પાસેના એક જગલમા ગયા ત્યા ખુબ દોડાવ્યાથી ઘોડો ભુખ, તરસ અને થાકથી થથડી પડયો અને મરી ગયો જેથી રાજા એકલો ઉદાસ થઇ વનમા ઉભો રહ્યો ત્યા સામે ગાઢ જગલમા એક રૂપવતી કન્યા તેના જોવામાં આવી, તે કન્યાનુ અસાધારણ રૂપ જોઇ રાજા વિચાર કરવા લાગ્યો કે આવી રૂપવતી કન્યા મે કદી જોઇ નથી આ શુ લક્ષ્મી હશે? તેનુ તેજ અગ્નિની જ્યોતિ જેવુ છે તેના ચ્હેરા ઉપર પ્રસન્નતા છે શુ તે કોઇ દિવ્ય મુર્તિ હશે. એવા વિચાર કરતો રાજા દિગમુઢ બની ગયો

રાજાનુ મન અને નેત્ર એકાગ્ર થઇ એ સુંદરી તરફ આકર્ષાયુ. તેમના મનમા અનેક તરગો આવવા લાગ્યા ધીમે ધીમે તે આગળ ગયા અને તે કન્યાને કહેવા લાગ્યા કે ' હે સુંદરી, તુ આ નિર્જન વનમાં એકલી શા સારૂ ફરે છે? તું સુદર છે, તારા શરીર પર કીંમતી વસ્ત્રાલકારો પણ છે છતા તું તેનાથી શોભતી નથી પણ તારાથી તે શોભે છે. તું દેવકન્યા, ગાધર્વકન્યા કે માનવકન્યા કોણ છે? તે હુ કહી શકતો નથી. મે આ જીદગીમા જેટલા સ્ત્રી રત્નો જોયા છે તે સર્વથી તારૂ રૂપ ઘણું ઉત્તમ છે હું તારૂ ઉત્તમ રૂપ જોઇ કામદેવ દ્વારા પીડાઉં છુ ' આવા વચનો સાભળી તે સુંદર કન્યા ત્યાથી એકદમ ચાલી ગઇ.

આ સુંદર લલના તપતી હતી, તે રાજાનાં વચન સાંભળી એકાએક અદૃશ્ય થઇ જવાથી રાજા તેની શોધમાં ચારે તરફ ગાંડાની માફક ફરવા લાગ્યો પણ તે ઓનો પત્તો ન લાગ્યો. દુ:ખથી તેને મુર્છા આવી ગઇ.

રાજા મુર્છિત થતા તપતી પાછી તેની પાસે આવી અને રાજાને કહ્યું," રાજાજી ઉઠો, તમે પૃથ્વીના રાજા થઇ આમ એકાએક મોહને વશ શુ થાઓ છો ! તપતીના વચનો સાંભળી રાજાની મુર્છા વળી ગઇ અને તેમણે એ સુંદરીના સામુ જોયુ થોડીવાર તે તે ગંદરી સામુ જોઇ રહ્યા પછી રાજાએ કહ્યું કે હે સ્ત્રી ! હું તારા ઉપર મોહ પામીને દરેક ક્ષણે તારૂં જ ભજન કરી રહ્યો છુ તુ કૃપા કરીને મારી ઇચ્છા સફળ કર, તારા વગર હુ જીવી શકીશ નહિ મારૂં જીવન તારાજ હાથમાં છે, તારા વગર હું જીવી શકું તેમ નથી માટે મારા ઉપર કૃપા કર, મારો ત્યાગ ન કર, અને મારી સાથે પ્રીતિ બાંધીને મને જીવીતદાન આપ. તને જોઇ મારા હૃદયમા સ્નેહનો આવિર્ભાવ થઇ આવ્યો છે હું તારે શરણે આવ્યો છુ માટે તુ પ્રસન્ન થઇને તારા આ ભક્તને સંતુષ્ટ કર. તું મારી વેદનાને આત્મદાન દ્વારા મટાડી દે હે સ્ત્રી ! તું ગાંધર્વ રીતી થી મારી સાથે લગ્ન કર, કારણ કે બધા વિવાહોમાં ગાંધર્વ વિવાહ જ શ્રેષ્ટ ગણ્યો છે.

તપતીએ કહ્યુ હે રાજા, મારે માથે મારા પિતાજી છે, તમારી જો મારા ઉપર પ્રીતિ હોય તો મારા પિતાજી પાસે માગુ કરો. જેવી રીતે મે તમારા મનનું હરણ કર્યું છે, તેવી રીતે તમે પણ દર્શન માત્રથી મારા હૃદયનું આકર્ષણ કરી લીધુ છે.

હે રાજા, સ્ત્રીઓ સ્વતંત્ર નથી, મારા દેહ ઉપર મારો પોતાનો અધિકાર નહિ હોવાથી હું તમારી પાસે આવી નહોતી, તમે મારા પિતાજી આદિત્ય ભગવાનને તપશ્ચર્યાથી પ્રસન્ન કરી મારૂં માગું કરજો. જો પિતાજી તમને મારૂં દાન કરવા રાજી હશે તો હુ સદા તમારે આધીન રહીશ.

હે રાજા, મારૂં નામ તપતી છે, હું સૂર્ય દેવની પુત્રી અને સાવિત્રીની નાની બેન છુ. આટલું બોલી તપતી ત્યાંથી ચાલી ગઇ. એટલે [illegible]ેા જમીન ઉપર ઢળી પડ્યો.

રાજાને શિકારમા ગયે ઘણો વખત થવાથી તેમના સાથીઓ તેમને શોધતા અહીં આવી ચઢયા તો રાજાને જમીન ઉપર પડેલા દીઠા. એ જોઇ તે સર્વે ચિંતાતુર થયા, પણ ચિત્તને શાંત કરી અનેક ઉપચારોથી તેમણે શોકાતુર રાજાની મુર્છા વાળી અને તેમને પૃથ્વી ઉપરથી ઉઠાડયા. રાજાએ પછી કારભારીને ત્યા રાખી બીજા બધાને ત્યાંથી વિદાય કર્યા એટલે પછી રાજા પર્વત ઉપર જઇ નાહી ધોઇ ઉભા રહી સુર્યદેવની આરાધના કરવા લાગ્યા એ જગ્યાએ રાજા બાર દિવસ અને બાર રાત્રી સુધી ઉભા ઉભા તપ કરવા લાગ્યા.

વસિષ્ટ ઋષિએ આ વાત જાણી એટલે તે ત્યાં આવ્યા અને રાજાએ તપતી મેળવી આપવાનુ કહ્યું. પછી વસિષ્ટ સુર્ય પાસે જઇ તેમને પ્રણામ કરી કહ્યુ કે ! હે દેવ, આપની નાની તપતી કન્યા છે તેનુ હુ રાજા સવરણ માટે માગુ કરૂં છુ. રાજા સર્વ વાતે યોગ્ય છે. માટે તમારી કન્યા માટે બીજો કોઇ વર એવો નહિ મળે. તેથી સુર્ય દેવે કહ્યુ કે' હે મુનિ, રાજા સવરણ સર્વ રાજાઓથી શ્રેષ્ટ છે, અને તપતી સર્વ રમણીઓથી શ્રેષ્ટ છે માટે તે બનેનાં લગન થાય તો મને અડચણ નથી, હુ ખુશી છુ. આમ કહી સુર્ય દેવે તપતીને વસિષ્ટ મુની સાથે સવરણ સાથે મોકલી.

વસિષ્ટ તપતીને લઇ સવરણ પાસે આવ્યા. સવરણ રાજા તપતીને આવેલી જોઇ અત્યંત પ્રસન્ન થયા. રાજાનુ બાર રાત્રીનું તપ સપુર્ણ થયું એટલે વસિષ્ટે તપતી સાથે રાજાનુ લગ્ન કરાવ્યુ પછી રાજાએ એ સુંદર પર્વત ઉપર રહી તપતી સાથે વિહાર કરવા લાગ્યા વસિષ્ટ પોતાના આશ્રમે ગયા રાજાએ પોતાનુ રાજ્ય વિગેરે કારભાર મત્રીને સોપી પોતે બાર વષ સુધી તપતી સાથે એ પવત ઉપર રહી તપતી સાથે ક્રીડા કરવા માંડી.

આથી ઇંદ્રે તેમના ઉપર અપ્રસન્ન થઇ તેમના રાજ્યમા વરસાદ ન વરસાવ્યો જેથી રાજ્યની સવ પ્રજા ભુખે મરવા લાગી અને નાસી જવા લાગી. દુકાળથી દેશ પીડાવા લાગ્યો. આથી વસિષ્ટે રાજ્યમા સુધારો કરવાનું ધારી રાજાને તપતીની સાથે નગરમાં લાવ્યા. રાજા નગરમાં આવ્યા

એટલે ઇંદ્રે વરસાદ વરસાવ્યો અને પાક થવાથી પ્રજા પણ સુખી થઇ. રાજાએ તપતી સાથે બાર વર્ષ સુધી યત્ન કર્યો તપતી પતિને સર્વ ધર્મ કાર્યોમા મદદ કરતી અને ઘણીવાર રાજકારભારમા પણ સલાહ આપતી.

તપતીને પેટે કુરૂ રાજાનો જન્મ થયો હતો તે કુરૂ રાજાની પ્રજા કૌરવ પાડવો થયા અને તેથી તે કુરૂવંશી ગણાય છે તપતી સદ્ગુણી હતી અને તપતીને લીધે આખો કૌરવવંશ વખણાનો તપત દેવકન્યા હતી. છતા મનુષ્ય રાજા સંવરણને પરણી પતિવ્રતા ધર્મ પાળી પોતાના પતિને સતોષ આપતી બંનેમા અત્યંત સ્નેહ હતો, અને એ સ્નેહનુ ફળ તેમનો કુરૂ પુત્ર પરાક્રમી પાક્યો હતો

---

# ઇન્દુમતિ

પૂર્વે માથર રાજાને એક પુત્રી હતી તેનુ નામ ઇન્દુમતિ હતુ તે ઘણા રૂપવાળી અને ગુણવતી હતા તે જ્યારે મોટી થઇ ત્યારે તેના પિતાએ તેને પરણાવવા માટે સ્વયવર રચ્યો અને દેશ પ દેશના રાજાઓને આમત્રણ આપ્યુ એ આમંત્રણને માન આપી ઇન્દુમતાને વરવા માટે ઘણા રાજાઓ આવ્યા

અયોધ્યાપતિ રઘુરાજાના પુત્ર અજ પણ તે સ્વયંવરમા આવ્યા અજ રાજા ઘણા સુદર, તેજસ્વી અને પરાક્રમી હતા. ઇન્દુમતીએ અજરાજાની પ્રશંસા ઘણા વખતથી સાભળી હતી અને તેથી તેમની સાથે લગ્ન કરવાનો તેનો નિશ્ચય થઇ ગયો હતો.

સ્વયવરમા બધા રાજાઓની સભા થઇ તે વખતે ઇન્દુમતી શણગાર સજીને હાથમા વરમાળા લઇ દાસીઓ સાથે સ્વયંવરમા આવી તેણે પ્રથમથીજ અજરાજાને વરવાનો નિશ્ચય કર્યો હતો એટલે તે એક પછી એક રાજાઓને મુકી અજરાજાની પાસે આવી અજ રાજાને જોઈ તેને ઘણો જ હર્ષ થયો અને મધુર હાસ્ય વદને તેણે મનના માનેલા પતિ અજરાજાને વરમાળ પહેરાવી દીધી. ઇન્દુમતીએ અજરાજાને વરમાળ પહેરાવી તેથી બીજા રાજાઓ નિરાશ થયા અને અજરાજાને મારી નાખવાનો પ્રપચ કરવા લાગ્યા.

રાજાએ ઇન્દુમતીના લગ્ન અજરાજા સાથે ઘણી ધામધુમથી કર્યાં અને કન્યાદાનમા પુષ્કળ ધન, વસ્ત્રાલંકાર, રથ, હાથી, ઘોડા વિગેરે આપ્યુ. લગ્ન થઇ ગયા પછી અજરાજા ઇન્દુમતીને લઇ અયોધ્યા તરફ વિદાય થયા. આગળ જતા નિરાશ થએલા રાજાઓએ ઇન્દુમતી અને અજરાજાને ઘેરી લીધા અને 'મારો, પકડો' એમ કહેવા લાગ્યા આથી ઇન્દુમતી અજરાઇને રડવા લાગ્યા તે વખતે અજરાજા ઇન્દુમતીના ખોળામાં માથુ મુકીને સુતા હતા અને રથ ચાલતો હતો ઇન્દુમતીના રડવાથી અજરાજા જાગી ઉઠયા અને શત્રુઓને ધસી આવેલા જોઇ પોતે સાવધ થઇ શત્રુની ઉપર બાણ સાધવા લાગ્યા તેનના અસહ્ય પરાક્રમથી શત્રુઓ હારી ગયા અને પોતે ઇન્દુમતીને લઇ અયોધ્યા ગયા.

ઇન્દુમતી અને અજરાજા ઘણા પ્રેમપુર્વક પોતાનુ જીવન સુખમાં ગાળવા લાગ્યા. જાણે અજરાજા દેહ અને ઇન્દુમતી પ્રાણ હોય તેમ વર્તતા હતા ઇન્દુમતી રાજાને રાજકાર્યમા પણ સલાહ અને મદદ આપતી હતી. એક બીજાનો વિયોગ તે સહન કરતા નહિ તેટલો પરસ્પરસ તેમનામાં પ્રેમ હતો થોડા વખત પછી ઇન્દુમતી ગર્ભવતી થઇ અને તેમને પુત્ર જન્મ્યો આ પુત્રનુ નામ દશરથ પાડયું.

આ દશરથ મહારાજાના પુત્ર ઇશ્વરાવતાર શ્રી રામચંદ્રજીનાં યશોગાન આજે ઘેર ઘેર ગવાઇ રહ્યાં છે મહારાજા અને મહારાણી પુત્રનુ મોં જોઇ આનંદમા રહેવા લાગ્યા, તેમને સવ વસ્તુઓ પ્રાપ્ત હતી પુત્ર થયા પછી તેમના આનંદનો પાર રહ્યો નહિ. એક વખત અજરાજા અને ઇન્દુમતી પુષ્પ વનમા આનંદપુવક ક્રીડા કરી રહ્યા હતાં એવામા નારદ મુની આકાશ માર્ગે થઇ જતા હતા તેમની પારીજાત માળા પવનના જોરથી આકાશમાંથી નીચે પડી ગઇ. આ વખતે અજરાજાના ખોળામાં મહારાણી ઇન્દુમતી શયન કરી રહી હતી. અને ઉપરથી પારીજાત માળા જેવી નીચે ઇન્દુમતીના ઉપર પડી કે તરત જ ઇન્દુમતીનો પ્રાણ ચાલ્યો ગયો આવા એકાએક દુખદ બનાવથી અજરાજાના દુખનો પાર રહ્યો નહિ, રાજા અત્યંત વિલાપ કરવા લાગ્યા. જે રાણીનો એક પણ દિવસ વિયોગ સહન કરી શકતા નહિ તેમને રાણીનો હવે ચિર વિયોગ થતાં અસહ્ય દુખ થયુ.

પોતાની વ્હાલી પત્ની વગર હવે જગતમા જીવી શકાશે જ નહિ એમ તેમને લાગ્યુ અને જે પારિજાત માળાથી પોતાની પિતાના પ્રાણ ગયા હતા તે જ માળા પોતાના ઉપર જોરથી મારીને પોતાના પ્રાણનો ત્યાગ કર્યો જેમને પોતાની સ્ત્રી ઉપર એટલો બધો પ્રેમ હતો કે તે સ્ત્રીનો ત્યાગ એક દિવસ પણ સહન કરી શકયા નહિ આવી અત્યન્ત પ્રીતિ દરેક પુરૂષે પોતાની સ્ત્રીમા રાખવી અને જેમ સાકરમાં દુધ ભળી જાય તેમ સ્ત્રી પુરૂષે એક બીજાની સાથે એવો સ્નેહમા ભળી જઇ મધુરતાનો લાભ લેવો.

---

# સુમિત્રા

સુમિત્રા એ રાજા દશરથનાં પત્ની અને લક્ષ્મણનાં માતા હતાં. તેમણે પોતાના સુખ સ્વાર્થને ન ગણીને પોતાના પતિ, શોકયોના પુત્રોના હિત માટેજ પોતાનું જીવન ગાળ્યું હતુ

દશરથ રાજાના પટરાણી કૌશલ્યા હતા, કૈકેયીને તો તે રૂપાળી ગણીને વ્હાતા હતાં, તે એના જેવો સુમિત્રા ઉપર તેમનો સ્નેહ જણાયો નહોતો આમ છતાં સુમિત્રા એકદી પોતાની શોકયો ઉપર ઇર્ષ્યા કરી નથી, અને પોતાના પ્રાણ કરતા પણ વ્હાલા પુત્રો લક્ષ્મણ અને શત્રુઘ્નને હમેશાં રામ અને ભરતની દાસની માફક સેવા કરવાનું કહેતી તે બને ભાઇ રામ અને ભરતની અત્યત સેવા કરતા, તેથી તેને કદી ઓછુ આવતુ નહિ, પણ તે કહેતી કે તમે નાના ભાઇઓએ તો મોટા ભાઇઓની સેવા કરવી એ જ ધર્મ છે.

રામચદ્રજી સાથે લક્ષ્મણ વનમાં જવા માટે માતા સુમિત્રાની આજ્ઞા લેવા ગયા ત્યારે સુમિત્રાએ કહ્યુ. 'બેટા, તું જેવી રીતે નાનપણથી રામના ઉપર પ્રીતિ રાખતો આવ્યો છુ, તેવી રીતે તે રામની સાથે વનમા જઇ તેમની સેવા કરવી એજ નાના ભાઇનો ધર્મ છે, એ ધર્મ તુ પાળજે. વનમા ગમનનુ ગ્રહણ કરવામા પાછી પાની કરીશ નહિ, રામને તારા પિતા તુલ્ય માન આપજે અને સીતાને મારા જેવી ગણી સુખે તું તેમની સેવા કરવા વનમા જા

રામના ગયા પછી કૌશલ્યા અત્યંત રૂદન કરવા લાગ્યા ત્યારે સુમિત્રાએ આવી તેમને કહ્યું કે હે મોટી બ્હેન ! તમારા પુત્ર શ્રી રામ પિતાનું વચન પાળવા માટે રાજ્ય છોડી વનમાં ગયા છે, જેથી તેમની કીર્તિ અક્ષય થશે, તેમના નામથી રઘુવંશને ધન્યવાદ મળશે, વળી પતિવ્રતા સીતા પોતાની મરજીથી સ્વામી સાથે ગયા છે. માટે દુઃખ શું લાવો છો, આ જ તમે વડીલ છો તો તમારે બધાને ધીરજ આપવી ઘટે છે, બેન, રામચન્દ્ર મહા પરાક્રમી છે, લક્ષ્મણ તેમની સાથે છે, રામના કરતાં બીજો કોઈ મનુષ્ય પૃથ્વીમાં શ્રેષ્ટ છે જ નહિ, તમે રડશો નહિ અને કોઈ વાતનો ભય રાખશો નહિ, ચૌદ વર્ષ પછી રામ પાછા આવશે. આવી રીતે કૌશલ્યાને તે રામ વિયોગ વખતે વારંવાર ધીરજ આપતા હતાં, તે ઘણા ધીરજ અને હિમતવાળા હતા

સુમિત્રાને પરાક્રમી લક્ષ્મણ અને શત્રુઘ્ન બે પુત્રો હતા, તે ઘણા પરાક્રમી અને પિતૃભક્ત હતા, લક્ષ્મણજીનું નામ પણ આજે રામચંદ્રજીની સાથે ઘેર ઘેર ગવાય છે, તેવા વીર પુત્રને જન્મ આપનાર માતા સુમિત્રાને ધન્ય છે.

---

# મમતા

મમતા એ અસાધારણ બ્રહ્મ પરાયણ સ્ત્રી હતી, તેમને દીર્ઘતમા નામે પુત્ર હતા, તે સમર્થ ઋષિ થઈ ગયા છે. મમતા અગ્નિના ઉદ્દેશથી પવિત્ર સ્તુતિ પાઠ કરતી હતી, ઋગ્વેદસંહિતાના એક મંડળના ૧૦ મા સૂક્તનીઋચામાં તેનું ઉદાહરણ નીચે પ્રમાણે છે

હે દીપ્તિમાન, અસંખ્ય શિખાવાળા અને દેવોને બોલાવનાર અગ્નિ ! તમે બીજા અગ્નિની મદદથી પ્રકાશિત થઈ આ મનુષ્ય સ્તોત્ર સાંભળો સ્તોત્રો મમતાની પેઠે અગ્નિના ઉદ્દેશથી તે મનોહર સ્તોત્ર પવિત્ર ઘીની પેઠે અર્પણ કરે છે.

ભરદ્વાજ ઋષિ કહે છે, સ્તવ પાઠ કરનારા મમતાની પેઠે અગ્નિના સ્તોત્રનું ઉચ્ચારણ કહે છે.

# ઈન્દ્રની માતા

ઈન્દ્રઋષિના પિતાએ ઘણી વાર લગ્ન કર્યાં હતાં. તેમની મધગી પત્નીઓએ સાથે ઋગ્વેદ સંહિતાના દશમા મંડલની ૧૫૩મા સુકતની પાંચ ઋચાઓની રચના કરી હતી. તેમણે કશ્યપ ઋષિના આરંભ અને આદિતિદેવીના ગર્ભથી જન્મ ધારણ કર્યો હતો તેમાંના ૧ નું નામ દેવજામિ હતુ બધી સ્ત્રીઓ એક બીજાની સાથે ઇર્ષ્યા કે દ્વેષ ન રાખતાં એકમને મંત્રની રચના કરતી હતાં. એક બીજામાં ઉત્તમ સંપ હતો.

ઈન્દ્રની માતાઓ ઇન્દ્રને ઉદ્દેશી કહે છે કે "હે ઈંદ્ર ! જે તેજથી શત્રુઓને જીતી શકાય એ તેજ તમારામાં છે એટલા માટે અમે તમારી પુજા કરીએ છીએ. તમે પુત્રનો વધ કર્યો છે, આકાશને વિસ્તાર કર્યો છે, પોતાની શક્તિ વડે સ્વર્ગને મજબુત કરી દીધું છે, સુર્ય તમારો સહચર છે. તમે તેને બાહુ પાશમાં અબદ્ધ કર્યો છે આ વાક્યો વૈદિક યુગમાં આગ્રહ પુર્વક ગવાતાં હતા.

# ઊશીજ

ઉશિજ એ કલિંગ રાજાની રાણીની દાસી હતી, અને મમતાના પુત્ર દીર્ઘતમા ઋષિની સ્ત્રી હતી. તેનામાં એવા ઉત્તમ ગુણ હતા કે ઋષિની પત્ની થઇ હતી તેનો પુત્ર કાક્ષીવાન એ પ્રખ્યાત ઋષિ થઇ ગયા છે, તેમણે ૧ મંડળના ૧૧૬ થી ૧૨૧ સૂકતો બનાવ્યા હતાં ઉશિજનો પુત્ર પણ વિદ્વાન હતો તેણે પોતાના સંતાનોને ઉત્તમ પ્રકારનું શિક્ષણ આપ્યું હતુ. તેણે પતિની સેવામાં પોતાનું ભાગ્ય સમજી સુખમાં દિવસો વિતાવ્યા હતા તેનો બીજો પુત્ર દીર્ઘશ્રવા પ્રખ્યાત ઋષિ હતો.

સ્ત્રીઓ વિદ્વાન થઇ શકે અને પોતાના બાળકોને પોતાની કેળવણીથી વિદ્વાન અને શુભ ગુણવાળા બનાવી શકે તેનું ઉશિજનું દષ્ટાંત ખાસ અનુકરણ કરવા જેવું છે.



## પ્રકરણ ૫ મું.

### પતિની પોતાની પત્નિ પ્રત્યેની ફરજ.

બીજે દિવસે વખતસર મને ચન્દ્રકાન્તાને ત્યાં ભરાશે હવે આ પોળમાં ચન્દ્રકાન્તાને ત્યાં સ્ત્રીઓ એકઠી થવા લાગી. આજે તેમાંની એક લક્ષ્મીબાઇ કરીને એક બાઇએ કહ્યું કે "બેન ચંદ્રકાન્તા આ તો તમે અમને શીખામણ આપો છો. પણ પતિની તેની પત્ની પ્રત્યે શું ફરજો છે તે વાત આજે કહો. અમે તો તમારી વાતો સાંભળી ઘણા જ ખુશી થઇએ છીએ. આ પ્રમાણે બધી સ્ત્રીઓ ચાને તો ઘેર ઘેરથી કકાસ નીકળી જાય, આ પેલી દુર્ગા તો રોજ તેના ધણીને જણુમો માટે સતાવે છે તે બિચારાને પુરૂં પેટ ભરીને ખાવા પણ આપતી નથી તેમાં વળી હમણાં તેને છોકરો જનમ્યો છે એટલે હાથ હાથ કુદે છે ધણીનો તો હિસાબે ગણતી નથી બીચારો સવારમાં ઉઠી ખાટલા ઉપાડે, પાણી મૂકે અને પાણી કાઢી આપે ત્યારે સુભદ્રા ન્હાય છે જમવા બેસે તો પાણીના લોટા પણ ધણી ભરી આપે ત્યારે પાણી પીવે રાત્રે પણ ખાટલા પાથરવાના ધણીને અને ધણી કંઇ કહે તો કહે કે 'ખબર નથી, આ છોકરો રડે છે તે? ઉભા છો ત્યારે પાણીનો લોટો લાવતા શું થાય છે?' વળી છણકા છાંકોટા પણ તેવા જ કરે છે. એ બિચારી દુર્ગાને કાલથી તો અહીં લાવવી છે.

અમે તો તમારો ઉપકાર જેટલો માનીએ તેટલો ઓછો છે. અરે ઓ બ્હેન, હું તો વળી બીજી વાતો કરવા લાગી, તમે ચલાવો.

ચન્દ્રકાંતા—" જુઓ બ્હેન ! આપણે રોજ સાંભળીએ તેથી કાંઇ ફાયદો નથી પણ જે પ્રમાણે સાંભળીએ તે પ્રમાણે વર્તીએ ત્યારે ખરૂ. જેમ પતિની સેવા કરવી એ પત્નીનો ધર્મ છે તેમ પત્નીનું રક્ષણ કરવું, પોષણ કરવુ અને તેને રાજી રાખવી એ પતિનુ કામ છે ઘણા અજ્ઞાન પુરુષો પત્નીને પોતાની કહ્યામરી બનાવવા માટે તેને ગાળો દે છે, કેટલાક માર પણ મારે છે અને સ્ત્રીને દુ:ખ દે છે તે પુરુષો પાપી ગણાય છે. કહ્યું છે કે ' **यत्रनार्यस्तु पुज्यन्ते रमन्ते तत्र देवता** જે ઘરમાં સ્ત્રીઓનુ માન સચવાય છે ત્યા દેવતાનો વાસો રહે છે. સ્ત્રી એ લક્ષ્મીનો અવતાર છે માટે તેને સતોષવાથી લક્ષ્મી પ્રસન્ન રહે છે, સ્ત્રી એ ઘરની દેવીતુલ્ય છે જે ઘરમા સ્ત્રીઓ દુખી થાય છે તે કુળનો નાશ થાય છે. સ્ત્રી અને પુરુષ વચ્ચે જે ઘરમા રોજ કકાસ થાય છે તે ઘરમાંથી લક્ષ્મી ત્રાસી જતી રહે છે

પતિએ પોતાની પત્નીનો તિરસ્કાર કરવો નહિ, ક્રોધ કરવો નહિ, તેને ગાળ દેવી નહિ, તેને મારવી નહિ, તેવુ મન દુભાય તેવું કાઇ કરવું નહિ, કદાચ કઇ કહેવું ઘટે તો છોકરા ને નોકરોના દેખતા ઠપકો આપવો નહિ. તે અજાન હોય તો તેને જ્ઞાન આપી પોતાને અનુકુળ બનાવી સુધારવી જે પુરુષોએ આ જગતમાં સુખ સપત્તિ મેળવી સદ્દગતિને મેળવવી હોય તેમણે તો પોતાની સ્ત્રીમા પ્રીતિ રાખવી, તેનામા ઉત્તમ ગુણો આવે તેવી રીતે કેળવવી ઘરમાં સ્ત્રી કેળવાયલી હોય છે તો તે તેના છોકરાને ઉત્તમ કેળવણી આપી શકે છે માટે સુજ્ઞ પુરૂષે તો પોતાની પત્નીને કેળવી લાયક બનાવવી જોઇએ ઘરમા કલેશ કરવો નહિ, એક બીજાના મન ઉંચા થાય તેવી કૃતિ કરવી નહિ જે ઘરમા કલેશ થાય છે ત્યા દેવોનો વાસ રહેતો નથી પણ ભુતોનો વાસ થાય છે અને સર્વ સુખનો નાશ થાય છે સ્ત્રીને મારવાથી ઘરમાની સર્વ સિદ્ધિનો નાશ થાય છે ધર્મપત્નીનું લાલનપાલન કરવુ એ તેના પતિની ફરજ છે

જે કુળમા સ્ત્રીઓ દુખથી શોકમા રહે છે તે કુળનો નાશ થાય છે અને જે કુળમાં સ્ત્રીઓ હમેશા આનંદમાં રહે છે તે કુળ વૃદ્ધિને પામે છે પતિએ પોતાની ધર્મપત્નીને કોઇપણ વખતે જરાપણ દુ:ખ દેવુ નહિ કદી

તેનાથી કંઈ અપરાધ થઈ જાય તો પણ ક્ષમા કરવી અને ફરી તેવી ભૂલ ન કરવા માટે સમજણ આપવી.

આપણાં લગ્ન થાય છે ત્યારે સપ્તપદી ભણાય છે. પણ નાનપણમાં લગ્ન થતા હોવાથી ઘણી સ્ત્રીઓને તેનું ભાન હોતું નથી. રાત્રે લગ્ન થતી વખતે કન્યા સાત પગલાં ભરે છે અને તે દરેક પગલે આ પ્રમાણે કહે છે.

વર કન્યાનાં લગ્ન થાય છે ત્યારે સપ્ત શૈલની પૂજા કરતાં વર અને કન્યાને સાત પ્રેમ પ્રતિજ્ઞાઓ કરવી પડે છે અને કન્યાની પ્રેમાનુરાગયુક્ત સાત પ્રતિજ્ઞાઓમાં તે પતિ પાસે માગે છે.

# સપ્તપદી

સપ્તપદીમાં કન્યાને સપ્તપદ એટલે સાત પગનાં ભગવની વખતે વર પાસે કન્યાને સખા શબ્દથી બોલાવવામાં આવે છે. 'सखे सप्तपदाभव मामनुव्रताभव' એમ કહી કન્યા પાસે વરને લગ્ન વખતે પગલે પગલે મળી સાત પગલે સાત પ્રતિજ્ઞાઓ લેવરાવે છે.

પ્રથમ પગલે કન્યાને કહેવરાવે છે કે

सुख दुःखानि सर्वाणि त्वया सह विभज्यते ।
यत्र त्वं तदहं तत्र प्रथमे साऽब्रवी दिदम ॥ १ ॥

મારા સર્વ સુખ દુઃખનો વિભાગ તારી સાથે કરવામાં આવે છે જ્યાં તું ત્યાં હું એવું પ્રથમ પગલે તે બોલે છે. ૧

कुटुम्बं रक्षयिष्यामि त्वा बाल वृद्धकादिदम् ।
अस्ति नास्तीति पश्यामि द्वितीय साऽब्रवीदिदम् ॥२॥

બાળકથી તે વૃદ્ધ થતાં સુધી હું તમારા કુટુંબનું રક્ષણ કરીશ. જે છે અને જે નથી તેને જોઈશ અથવા આગળ પાછળની તપાસ રાખીશ એવું તે બીજે પગલે કહે છે. ૨

भर्तृ भक्तिरता नित्यं सदैव प्रिय भाषिणी ।
भविष्यामि पदे चैव तृतीये साऽब्रवीदिदम् ॥ ३ ॥

ભર્તાર એટલે પતિની ભક્તિ કરવામા નિત્ય તત્પર રહીશ. હમેશાં પ્રિય લાગે તેવુ બોલનારી હુ થઇશ એવુ ત્રીજે પગને કહે છે.

आर्ते आर्ता भविष्यामि सुख दुःख सभागिनी।

तवाज्ञां पालयिष्यामि कन्या तुर्ये पदेऽब्रवीत् ॥ ४ ॥

તું દુ:ખી હોઇશ તો હુ પણ દુ:ખી થઇશ, સુખ દુ:ખની મહભાગીની થઇશ. મન, વચન અને શરીરથી તારી આજ્ઞાનુ પાલન કરીશ એવું તે ચાથે પગલે બોલે છે. ૪

ऋतुकाले शुचिस्नाता क्रीडिष्यामि त्वयासह।

नाहं परतरं गच्छेः कन्या पञ्चपदेऽब्रवीत् ॥ ५ ॥

ઋતુકાળમા સ્નાન કરી પવિત્ર થઇ હુ તારી સાથે ક્રીડા કરીશ, હું કદી પણ પર પુરુષ સાથે જઇશ નહિ એવુ પાચમા પગલે કહે છે ૫

इहाथ साक्षी नौ विष्णु स्त्वयाहं नैव वाञ्छना।

उभयो प्रीतिः संभूता कन्या षष्ठपदेऽब्रवीत् ॥६॥

આ સ્થાનમા આપણા બન્નેના સાક્ષી વ્યાપક વિષ્ણુ પરમાત્મા છે. આપણી બન્નેની પ્રીતિ થઇ ચુકી છે, તે મન છેતરીને થઇ નથી એવુ છઠે પગલે કહે છે.

होम यज्ञादि कार्येषु भवोभि च सहायिनी।

धर्मार्थ काम कार्येषु कन्या सप्तपदेऽब्रवीत् ॥७॥

હોમ યજ્ઞાદિ કાર્યોમા તમારી સહાયતા કરીશ. તેમજ બીજા ધર્મ કૃત્યોમા અને ગૃહકૃત્યોમા પણ હું સહાયિની થઇશ એવુ તે સાતમે પગલે કહે છે

પોતાની પત્ની સાથે ખરી પ્રીત રાખવી. જે ઘરમા સ્ત્રીનાં આસુ પડે છે તે ઘરમા અકલ્યાણ થાય છે, સ્ત્રીઓને સતુષ્ટ અને પ્રસન્ન રાખવી એ પતિની ફરજ છે પોતાની પત્ની ગમે તેવી હોય, અપંગ હોય છતાં પણ તેનું જન્મારા સુધી પ્રેમથી પોષણ કરવુ. ધર્મ, અર્થ અને સુખમા પતિએ પોતાની ધર્મપત્નિને સાથે રાખવી.

જેમ સ્ત્રીને પોતાના પતિ સિવાય બીજા પુરુષનું મોં જોવું યોગ્ય નથી તેમ પુરુષે પણ પોતાની ધર્મપત્નિ સિવાય બીજી સ્ત્રીનું મુખ પણ કુદૃષ્ટિથી જોવું નહિ જેમ સ્ત્રીએ પતિવ્રત પાળવું જોઈએ તેમ પુરુષે એક પત્નીવ્રત પાળવું જોઈએ. સ્ત્રી એ ઘરની લક્ષ્મીરૂપ છે સ્ત્રી વગરનું ઘર રાન જેવું સમજવું પુરુષના સુખના સુખનો આધાર સ્ત્રી છે સ્ત્રી એ પુરુષની અર્ધાંગના છે માટે તેને પોતાના પ્રાણ જેટલી જ વ્હાલી ગણવી. સ્ત્રીને સુધારવી એ તેના પતિનું કામ છે જેમ ઋતુધ્વજ પોતાની સ્ત્રી મદાલસાના વિયોગથી શોકાતુર થયો હતો અને તે જ્યારે મળી ત્યારે જ યોગીવશ ઉતાર્યો હતો તેવા દરેક પુરુષે પોતાની પત્ની તરફ પ્રેમ ભાવ થવું જોઈએ જુઓ હું તે સતી મદાલસાની વાત કહું છું

# મદાલસા અને રૂતુધ્વજ.

મદાલસા એ વિશ્વશુદ્ધ ગંધર્વની પુત્રી હતી તે રૂપાળી દેવકન્યા જેવી હતી તેની સગાઇ અયોધ્યાના રાજા શત્રુજીતના કુંવર ઋતુધ્વજ સાથે કરવામાં આવી હતી એક વખતે તે પુરંધાવનમાં હતી તે વખતે પોતાના પીયેરમાં સખીઓ સાથે વનમાં વનલીલા જોવા ગઇ હતી એટલામાં એક પાતાલકેતુ નામના રાક્ષસે તેને જોઇ તેથી મોહ પામ્યો અને તેથી તે મદાલસાને ઉપાડી પોતાને ઘેર લઇ ગયો. આમ મદાલસાનું હરણ થયેલું જોઇ સર્વે ખેદ કરવા લાગ્યા. તેના બાપ વિશ્વશુધ્ધે ઘણી તપાસ કરાવી પણ પત્તો ન ખાધો.

મદાલસાની ગુમ થયાની વાત જાણી ઋતુધ્વજ ઘણો જ ખેદ કરવા લાગ્યો તેની તેના ઉપર પ્રીતિ અત્યંત હતી તેથી તેને આ જાણી કાંઇ ચેન પડવા ન લાગ્યું.

પાતાલકેતુ રાક્ષસ મદાલસાને પોતાના મહેલમાં લઈ જઇ તેને લલચાવવા માટે ઘણી લાલચો આપવા લાગ્યો દ્રવ્યની, અનેક પ્રકારના સુખની વૈભવોની વગેરે અનેક લાલચો બતાવી પણ તે કન્યા તેથી લોભાઇ નહિ, ગમે તેવો પુરુષ પોતાની ગમે તેટલી લાલચોથી પણ દૃઢ સંકલ્પવાળી સ્ત્રીને ચલાયમાન કરી શકતા નથી. જેણે સતીત્વને જ પોતાના દૈવી ધનરૂપે ગણ્યું હતું તેવી મદાલસાને રાક્ષસ પોતાને તાબે કરી શક્યો

નહિ. રાક્ષસને બહુ મથને જોઈ તે તેનાથી છુટવા ઉપાય શોધવા લાગી. છેવટે તેણે કહ્યું કે તમારા જે જે સગા હોય તેમને બોલાવી લાવો ત્યાર પછી લગ્ન કરીશુ. તેથી તે પોતાના ભાઈ જે ગાલવ ઋષિના યજ્ઞનો ભંગ કરવા ગયો હતો તેમને તેડવા ગયો. આ યજ્ઞનુ રક્ષણ ઋતુધ્વજ કરતો હતો. તે પાતાલકેતુને તથા તેના ભાઈને મારવા તૈયાર થયો જેથી તે બને ત્યાથી નાસી ગયા. ઋતુધ્વજ તેમની પાછળ પડયો. તેણે એકને તો મારી નાંખ્યો ને પાતાલકેતુને ખોળવા તે પાતાળમા ગયો

ત્યા ઋતુધ્વજ પાતાલકેતુને શોધતો હતો તે વખતે એક વિકુડલા નામે રાક્ષસી મળી તે તેને મદાલસા પાસે લઈ ગઈ એટલામા નારદ મુનિ ત્યાં આવ્યા અને તેમણે કહ્યું કે આ દુષ્ટ રાક્ષસે ઘણી કુમારિકાઓને આવી રીતે કેદ કરી છે માટે તમે મદાલસાને પરણી તે સર્વને છોડાવો. ચાલો ઝટ કરો હું લગ્ન કરાવી દઉ પછી ઋતુધ્વજ અને મદાલસાનુ ત્યા નારદે લગ્ન કરાવ્યુ તે પછી તેણે સર્વ રાજકન્યાઓને છોડાવી અને મદાલસાને લઈ અયોધ્યામાં ગયો. આ વાતની વિશ્વશુદ્ધને પણ ખબર મળી તેથી સર્વેએ આનદ માન્યો અને ધામધુમથી મદાલસા સાથે ઋતુધ્વજના લગ્ન કર્યા. પાતાલકેતુ આ વાત જાણી ઘણોજ ખેદ કરવા લાગ્યો.

પાતાલકેતુએ પછી તે દપતીને દુખ દેવાનો વિચાર કરી બ્રાહ્મણનો વેશ લીધો અને જ્યા ઋતુધ્વજ પોતાના મિત્રોને મળવા એક સરોવર ઉપર જતો હતો ત્યાં જઈ પ્રપચ કરી મદાલસાનો ચૂડામણિ લઈ લીધો. અને તેમને ઉલટું સમજાવી તે અયોધ્યા ગયો. ત્યા જઇ મદાલસાને ચૂડામણિ બતાવી ઋતુધ્વજ મરણ સકટમાં છે એમ કહી મદાલસાને પોતાની સાથે આવવા કહ્યું થોડે વેગળે ગયા પછી મદાલસાને તેણે ઉપાડીને એક જગ્યાએ સતાડી દીધી.

ઋતુધ્વજ ઘેર આવ્યો તો પોતાની પત્નીને દીઠી નહિ તેથી તે મરવા તૈયાર થયો. તે ત્યાગી થઈ મદાલસાનુ રટણ કરતો તેને શોધવા વનમાં નીકળી પડયો. તેને તેનાં માબાપે બીજી ઘણી સ્ત્રીઓ લાવી આપવાનું વચન આપ્યુ. મદાલસા કરતાં પણ ઉત્તમ ગુણ અને રૂપવાળી સ્ત્રીઓ પરણાવવાનુ કહ્યું પણ તેણે તે ન માન્યું. તેને તો મદાલસા ઉપર જ

પ્રીતિ હતી તેને જોઇ અજરક નામના પુત્રો દિલગીર થયા અને તેમણે શીવને પ્રસન્ન કરી મહાલસાને શોધી કહાડી, પછી તેમણે ઋતુધ્વજને મહાલસાનો મેળાપ કરાવ્યો ત્યાર પછી ઋતુધ્વજે ત્યાગીનો વેશ બદલ્યો ને તેનુ ચિત્ત ઠેકાણે આવ્યુ.

મહાલસાએ પાતાળકેતુની ઘણી લાલચોનો ત્યાગ કરી અનેક દુઃખ વેઠયા પણ પોતાના પતિવ્રતપણાનો ત્યાગ કર્યો નહિ અને અંતે પતિને મેળવી સુખ પામી. ઋતુધ્વજને પણ પત્નીના વિયોગથી ચેન ન પડયુ. તેને તેના ઉપર એવો સ્નેહ હતો કે તેનો વિયોગ થતાં તેને પોતાનુ રાજ્ય વૈભવ સર્વ હલકુ લાગ્યુ, અને જ્યારે પત્નીને શોધી કાઢી ત્યારે જ શાંતીને બેઠા આ પ્રમાણે પત્નીના ઉપર પતિએ પ્રીતિ રાખવી જોઇએ. આવીજ રીતે એક સુકન્યા નામના સતી થઇ ગયા છે તેમની વાત કહું છુ.

## સુકન્યા અને ચ્યવનઋષિ.

પૂર્વે થઇ ગયેલા શર્યાતિ રાજાની પુત્રીનુ નામ સુકન્યા હતું, તે રાજાને ઘણી વ્હાલી હતી રાજા જ્યારે બહાર ફરવા જતો ત્યારે તેને સાથે લઇ જતો હતો. એક વખત રાજા પોતાની કન્યા સુકન્યાને લઇ બહાર ફરવા ગયો હતો. તે ફરતો ફરતો ચ્યવનઋષિના આશ્રમ આગળ આવ્યો. સુકન્યા પણ પોતાની સખીઓ સાથે ત્યા ફરવા લાગી તેણે ફરતાં ફરતા એક જુના રાફડાને જોયો, તેની અંદર જોયુ તો બે ચળકતી ચીજો અંદર જોઇ તેથી તે શુ ચળકતું હશે તે જોવાની ઇચ્છાથી તેણે પાસે પડેલી બાવળની સૂળ લઇ તેની અંદર ઘોચી જેથી તેમાથી લોહી નીકળવા માંડયું આથી કોઇ જનાવર હશે એમ માની સુકન્યા રમતી રમતી બીજી તરફ ગઇ, ચ્યવનઋષિ ઘણા વખતથી અન્ન ત્યાગ કરી એક આસને બેસી તપ કરતા હતા તેમને તપ કરતાં ઘણા વર્ષ વીતી ગયાં જેથી શરીર ઉપર માટીનો રાફડો બધાઇ ગયો. માત્ર તેમાથી તેમની બે ચળકતી આંખો જણાતી હતી. તેમા સુકન્યાએ કાંઇ ચળકતી બીજી ચીજ હશે એમ માની સૂળ ઘોચી તેથી ઋષિ આંધળા થયા.

ચ્યવનઋષિએ કામ ક્રોધનો ત્યાગ કર્યો હતો. તોપણ નિરપરાધ તપસ્વીનો અપરાધ કર્યાના પાપને લીધે ત્યા પડેલા રાજા અને તેના

માણુસોનો ઝાડો પેશાબ બંધ થઇ ગયાં. રાજાએ સર્વેને પૂછ્યું કે તમે કોઇએ કોઇનો અપરાધ કર્યો છે? આ આશ્રમમાં અપરાધ કર્યા વગર આવું અચાનક દુઃખ આવે નહિ આમ પૂછપરછ કરે છે તેવામાં સુકન્યા રમતી રમતી ત્યાં આવી ચઢી, અને તેણે આમ પોતાના બાપને ગભરાયલા જાણીને કહ્યું કે —"પિતાજી, હું ફરતી હતી તે વખતે એક રાફડામાં બે ચળકતી ચીજો જોઇ મે શૂળ ઘોચી હતી તેથી લોહી નીકળવા મંડયું છે" પુત્રીના વચન સાભળી રાજા તે સ્થળે ગયા અને તપાસ કરી તો અંદરથી શરીરે સુકાઇ ગયેલા વૃદ્ધ ચ્યવનઋષિ નીકળ્યા તેમની આંખો શૂળ ઘોચવાથી ફુટી ગઇ હતી

ઋષિને જોઇ સર્વને મહા ખેદ થયો. તે ભય પામ્યા કે મુનિ શ્રાપ આપશે તો શી વલે થશે! આથી રાજાએ દીનપણે મુનિના ચરણમાં પ્રણામ કરીને કહ્યું કે "મહાત્મન્! મારી પુત્રીથી આપના નેત્રોનો અણસમજે નાશ થયો છે તેની હું ક્ષમા માગુ છું તે બાળક છે, કાંઇ સમજતી નથી માટે અપરાધ ક્ષમા કરો" આ સાભળી ચ્યવનઋષિએ ક્ષમા આપી અને કહ્યું કે "હે રાજા, જે થયું તે હવે મટનાર નથી, પણ હું આંખે અંધ થવાથી મારાથી ધર્મ કાર્યને માટે જોઇતા સાધનો લાવી શકાશે નહિ. માટે તે કન્યા તું મને પરણાવ કે જેથી તે મને મારા ધર્મ કાર્યમાં સહાય કરે. હું તને શાપ આપવા ઇચ્છતો નથી"

વૃદ્ધ ઋષિનો થયેલો અપરાધ જાણી સુકન્યા ઘણી ખેદ કરતી હતી. તેને અત્યારે પોતાના પિતાને મુઝવણમાં આવી પડેલા જોઇ તે બોલી કે: પિતાજી, મે તેમનો મહા અપરાધ કર્યો છે, માટે હવે મને આપ તેમની સાથે ખુશીથી પરણાવો. હું તેમને જન્મારા પર્યંત સેવા કરીને ખુશી કરીશ" આથી રાજાએ ઋષિની સાથે સુકન્યાનું લગ્ન કર્યું. તે પછી તેણે રાતદિવસ મુનિની સેવા કરી તેમના સ્નેહને જીતી લીધો.

તે સવારમાં વ્હેલી ઉઠી પતિને સ્નાન કરાવીને પછી પોતે સ્નાન કરતી. તેમને અગ્નિહોત્ર માટે કાષ્ટ, ફળફુલ, સમિધ, ધાન્ય વિગેરે લાવી આપતી. તે પતિને જમાડીને જમતી અને રાત્રે સુવાડયા પછી સુતી. રાજાની પુત્રી રાજાને ત્યાં અત્યંત સ્નેહમાં ઉછરવા છતાં પણ અહિં એક નિ-



અહલ્યા

રામ, લક્ષ્મણ અને વિશ્વામિત્રનાં દર્શન થતાં શાપમાંથી મુક્ત થાય છે

Lakshmi Art, Bombay, 8

ધ્યવન ઋષિની સાથે પર્ણ કુટિ વલ્કલ પહેરી વનમાં રહેતી તેને પોતાના બાપના રાજ્યવૈભવ કરતાં વૃદ્ધ પતિની સેવા કરવામાં વધુ આનંદ થતો. પોતે ગુણવાન અને સુંદર હતી, છતાં પરપુરૂષનો સ્વપ્ને પણ વિચાર મનમાં કરતી નહોતી. પોતાના પતિ વૃદ્ધ અને આંધળા હોવા છતાં તેમના પ્રતિ કોઇપણ વખતે અસંતોષ દર્શાવતી નહિ. પતિની આજ્ઞા પ્રમાણે ચાલતી.

એક વખત સૂર્યપુત્ર અશ્વિનીકુમારો ફરતા ફરતા ત્યાં આવ્યા. તેમણે સરોવરમાંથી સ્નાન કરીને આવતી સુકન્યાને જોઇ. તેનું રૂપયૌવન જોઇ અશ્વિનિકુમારો લોભાયા. તેમણે તેને ઉભી રાખી પુછ્યું કે 'હે સુન્દરી! તું કોણ છે? તું આ વનમાં એકલી કેમ ફરે છે? તું કોઇ દેવ તણી ગોણી એવી છે છતાં વલ્કલ પહેરી કેમ ફરે છે? આ સાંભળી તેણે કહ્યું કે — 'હે દેવ! હું મહાત્મા ચ્યવનઋષિની ધર્મપત્ની છું. મારા પતિ વૃદ્ધ અને અંધ છે. તેમની સેવા કરી આનંદ માનું છું.' આથી દેવકુમારે એ કહ્યું કે — "હે સુંદરી, તારા જેવી રૂપાળી સ્ત્રી તો અમે હજુ સુધી જોઇ નથી. આવા નિર્ધન, વૃદ્ધ અને અંધ પતિ સાથે વનમાં રહેવાનું તું લાયક નથી. તું રાજ્યકન્યા હોવાથી રાજ્યવૈભવ ભોગવવા લાયક છે. આવા ભાગ્યહિન પતિની સાથે શું સુખ મળવાનું છે? અમે તારા ઉપર મોહ પામ્યા છીએ. તારા વૃદ્ધ પતિનો ત્યાગ કરી અમારામાંથી કોઇ એકને પસંદ કરી અમારી સાથે ચાલ અને અનેક પ્રકારના દેવોના રાજ્યવૈભવને ભોગવી સુખી થા.'

આ સાંભળી પતિવ્રતા સુકન્યાને ક્રોધ થયો છતાં પણ વિવેકથી બોલી કે:—' તમે દેવતાઓ થઇને સતી સ્ત્રીઓના ધર્મ જાણતા નથી! હું સતી છું. મારા પતિ ગમે તેવા વૃદ્ધ કે અંધ છે છતાં પણ હું તો તેમની સેવા કરવામાં જ મારૂં સૌભાગ્ય માનું છું. સતી સ્ત્રી તો પોતાનો પતિ ગમે તેવો હોય છતાં પણ તેને તેના સિવાય બીજું કાંઇ વ્હાલું નથી. મારે તો તે જ દેવતાઓના પણ દેવરૂપ છે. અને આપ દેવ થઇને ખોટે માર્ગે ચડાવતા શરમાતાં નથી? સારાં માબાપની પુત્રી તો પોતાના પુરુષ સિવાય બીજા કોઇને ભજે જ નહિ, અને સામું પણ ન જુએ. માટે તમે હવે પછી એ વાત બોલશો નહિ. નહિ તો હું શાપ આપીશ.'

આ સાંભળી અશ્વિનિકુમારો ભયભિત થઈ બોલ્યા કે —' હે સતી! અમે તો તમારી પરીક્ષા કરતા હતા. માટે ક્ષમા કરો. અમે તમારો દેહ

જોઇ પ્રસન્ન થયા છીએ માટે કાઇ વરદાન માગો અમે દેવતાઓના વૈદ્ય છીએ માટે તમારા પતિને અમારા જેવાજ સુંદર રૂપવાળા બનાવી દઇશુ અને દેખતા કરીશુ. આ વાત સુકન્યાએ પોતાના પતિને કહી અને તેમને પોતાના પતિ પાસે લઇ ગઇ. અશ્વિનિકુમારો અને ઋષિ એ ત્રણેએ પાસેના એક સિદ્ધિપ્રદ નામના ધરામા સ્નાન કર્યું અને બહાર નીકળ્યા તો ત્રણે સરખા રૂપવાળા જણાયા તેમા ચ્યવન ઋષિ કોણ ને સુકન્યા ઓળખી શકી નહિ તેથી તેણે દેવોને પોતાના પતિ બતાવવા પ્રાર્થના કરી. જેથી તેમના બતાવવાથી ચ્યવન ઋષિને ઓળખી હર્ષથી તેમને ચરણે પડી તે જુવાન રૂપવાન અને દેખતા થયા હતા

ચ્યવન મુનિએ તેમને બદલામા અશ્વિન કુમારોને યજ્ઞમાં સોમપાન કરવામાથી દેવોએ બાતલ કર્યા હતા, તેથી તેમને સોમપાન કરાવવાની હા પાડી. આ પછી આ બને અશ્વિનીકુમારો પ્રસન્ન થઇ ચાલી ગયા. પછી સર્યાતિરાજા યજ્ઞ કરાવવા માટે મુનિને તેડવા આશ્રમમા આવ્યા તો પોતાની પુત્રી એક તેજસ્વી અને યુવાન પુરુષની સેવા કરતી દીઠી તેથી તેમને ઘણો ખેદ થયો અને કહ્યુ કે હે પુત્રી ! તે મારૂં અને મુનીનું બંનેનુ કુળ બુડાવ્યું ! ધિક્કાર છે તને ! ઋષિનો ત્યાગ કરી આ કોણ યુવાન પુરુષને તુ સેવુ છુ ? તેં વૃદ્ધ મુનિને ઠગ્યા જણાય છે ' આ સાભળી સુકન્યાએ કહ્યુ કે --પિતાજી, મેં ધર્મને છોડયો નથી, તે આજ ઋષિ છે, અશ્વિનિકુમારોના પ્રતાપથી તે જુવાન બન્યા છે ' ચ્યવન ઋષિએ પણ કહ્યુ કે. રાજન ! ખરી વાત છે. હુ તે જ વૃદ્ધ ચ્યવન મુનિ છું."
પછી રાજાએ તેમને પ્રણામ કર્યા અને યજ્ઞ માટે પોતાને ત્યા તેડી ગયો, ત્યાં સોમયજ્ઞનો આરંભ કર્યો તેમા ઋષિએ સોમરસ અશ્વિનિકુમારોને પાયો આથી ઇન્દ્રે ક્રોધ કરીને ચ્યવન ઋષિને મારવા માટે વજ્ર ફેંક્યું પણ ઋષિએ પોતાના તપના બળથી તેને અધવચ થભાવી રાખ્યુ.

વૃદ્ધ અને અંધ ઋષિની સાથે માત્ર શ્રદ્ધાથી જ સુકન્યાએ લગ્ન કર્યું હતું અને તેમની તે અનન્ય ભાવે સેવા કરતી હતી. સતીત્વપણાને લીધે તેણે ભવિષ્યમા સુખ મેળવ્યું વૃદ્ધ ઋષિનો પોતે અપરાધ કર્યો અને તેથી પોતાના પિતા સંકટમા આવી પડયા. તેમના બચાવ માટે જ તેણે અંધ અને વૃદ્ધ પતિને પરણવાનુ કબુલ કર્યું, અને પતિ વૃદ્ધ, અંધ

અને નિર્ધન હોવા છતા પણ પોતે રાજ્ય કુંવરી હોઇ ના, મન અને ધનથી પતિની સેવા કરવામા જીવન ગાળતુ સતી સ્ત્રીઓ આવી હોય છે, આવી રીતે અહલ્યા નામના એક સતી થઇ ગયા છે

## અહલ્યા અને ગૌતમઋષી

અહલ્યા એ ગૌતમ ઋષિના પત્ની હતા, તે પોતાના પતિને સહાય કરતા. ગૌતમઋષિ તેમને તત્ત્વજ્ઞાનનો ઉપદેશ આપતા મહાસતીઓમાં અહલ્યા ગણાય છે. તેમને શતાનદ નામનો પુત્ર અને અજની નામે પુત્રી થઇ હતી અહલ્યા ગુણવાન, વિદ્વાન અને રૂપાળા હતા. તેમનાં સૌન્દર્ય ઉપર ભલભલા દેવો મોહવશ થયા હતા સતીનું ચિત્ત તો પતિસેવામાં લાગેલુ હતુ તેમને પોતાના પતિ વગર બીજા પુરૂષનુ મો પણ જોવાનું ગમતુ નહિ.

એક વખતે અહલ્યાદેવીના રૂપમા મોહ પામી ઇન્દ્ર કુકડાનુ રૂપ ધરી મધ્યરાતે આશ્રમમાં આવ્યો અને ' કુકડે કુક ' બોલ્યો, તેથી ઋષિ પ્રાત કાળ થવા આવ્યુ છે એમ માની ઉઠયા અને સ્નાન કરવા નદી ઉપર ગયા. તેમને ગયેલા જોઇ ઇન્દ્ર ગૌતમનો વેશ લઇ સતીને છળવા માટે ઘરમાં આવ્યો. સતી દેવતાની માયામા અજાઇ ગયા અને ઇન્દ્ર પોતાનો પતિ છે એમ માની લીધો આથી ઇન્દ્ર તેમની સાથે સુખ ભોગવવાનો યત્ન કરવા ગયો, તેજ વખતે બહારથી ગૌતમઋષિ સ્નાન કરીને ઘરમા આવ્યા. મુનિને આવેલા જોઇ ઇન્દ્ર ગભરાયો. મુનિએ પોતાનો વેશ લઇ આવેલા ઇન્દ્રને ઓળખી લીધો. તેમણે તેને કહ્યુ કે "હે દુરાચારી ! તેં મારૂ રૂપ લઇને આવુ નીચ કામ કેમ કર્યું ? આ પાપકર્મ કરવાથી તને આખા શરીરે કાણાં પડી જશે અને તુ પુરુષાર્થહીન થઇ જઇશ." તે પછી અહલ્યા તરફ જોઇને તે બોલ્યો કે.—" હે સ્ત્રી ! તેં પણ ઇન્દ્રને ઓળખ્યો નહિ અને હુ બહાર ગયો છુ તે જાણવા છતા મારૂ રૂપ લઇ આવેલા ઇન્દ્ર સાથે અનીતિ કરવા તૈયાર થઇ, માટે તુ આ આશ્રમમા હજારો વર્ષ સુધી શિલા થઇને પડીશ. પણ જ્યારે રામચન્દ્રજી વિશ્વામિત્ર સાથે અહીં આવશે ત્યારે તેમના ચરણનો તને સ્પર્શ થતાં તુ શાપમાથી મુક્ત થઇ સ્ત્રીરૂપને ધારણ કરીશ, અને તેમનાં ચરણસ્પર્શથી તારા પાપ બળી જતાં તુ મને

મળી શકીશ" આમ કહી ઋષિ તે સ્થળનો ત્યાગ કરી હિમાલયમા તપ કરવા ગયા, અને અહલ્યા શિલા થઇ ત્યા પડી રહી આ પછી હજારો વર્ષે શ્રી રામચન્દ્રજી ત્યા આવ્યા ત્યારે તેમના ચરણનો સ્પર્શ થતા અહલ્યાએ પોતાનુ સ્ત્રી રૂપ ધારણ કર્યું અને ગૌતમઋષિ પણ તે વખતે ત્યા આવી પહોચ્યા રામ અને લક્ષ્મણ તેમને પગે લાગ્યા, અને કેટલાક દિવસ ત્યા રહી પાછા ગયા

પછી અહલ્યા પોતાના પતિ ગૌતમની સેવા કરવા લાગી તેમનુ પતિવ્રત વખાણવા જેવુ હતુ પણ ઇન્દ્રે તેમના રૂપથી મોહ પામી ઋષિનુ રૂપ ધારણ કરી તેમને છળ્યા હતા દુરાચરણી પુરૂષોથી સતી સ્ત્રીઓએ બહુજ સાવચેતી રાખવી તેમનાથી દૂર રહેવુ ઘણા લપટ પુરુષો સિચારી ભોળી સ્ત્રીઓને અનેક પ્રકારની લાલચો આપીને ફસાવતા ચુકતા નથી માટે ગમે તેવી સ્ત્રી હોય તોપણ તેણે પોતાના પતિ સિવાય બીજા કોઈ પણ પુરુષનો સગ કરવો નહિ સતીપણુ પાળવુ, પરપુરુષને છાયે પણ ઉભા રહવુ નહિ આવીજ રીતે વસિષ્ઠ ઋષિના પત્ની અરૂધતી નામના એક સતી થઇ ગયા છે

---

# અરૂંધતી અને વસિષ્ટ.

વસિષ્ટ ઋષિના પત્નીનું નામ અરૂંધતી હતું. તે હંમેશા પતિ સેવા કરી પતિને પ્રસન્ન રાખતાં હતા. તેમના સતીત્વના પ્રતાપથી સેંકડો મનુષ્યો તેમના ચરણે પડતા એક વખત મહા દુકાળ પડયો ત્યારે વસિષ્ઠ અને અરૂંધતી અનાજ વગર ઉપવાસો કર્યા કરતા, તેઓ અયાચક વ્રત પાળતા હતા વસિષ્ટે તેમને વેદ, ન્યાય અધ્યાત્મજ્ઞાન વિગેરેની કેળવણી આપી મહાબુદ્ધિમાન બનાવ્યા હતા તે ઘરકામમા કુશળ હતા તે પોતાના સાસુ સસરાની સેવા કરતા અન્ય પ્રાણીઓ પ્રતિ દયા રાખતા, પતિ સાથે તીર્થ યાત્રા કરતા.

એમને અન્ન ન મળવાથી ઉપવાસ કરતા જોઈ એક વૃષાદર્ભિ નામના રાજાએ આવી તેમને અન્ન અને ધન આપવા માંડયું, પણ અરૂંધતીએ તે લેવાની ના પાડી, રાજાએ તેમની પાસે દૂતો મોકલી ધન અને અનાજ લેવાને ઘણા લલચાવ્યા, પણ તે ડગ્યા નહિ. તેથી રાજાએ એક કૃત્યા ઉત્પન્ન કરી તે દમ્પતીને મારવા મોકલી તે કૃત્યા પણ તેમને મારી શકી નહિ, તેમણે ક્ષુધા ભોગવી પણ અયાચક વૃત્તને ન તોડયું, તે સદા પતિ-સેવામા તન્મય રહેતા તેમને શકિત નામનો મહાસમર્થ પુત્ર થયો હતો. તે શકિતને પરાસર નામના પુત્ર થયા હતા વસિષ્ટના ઉપર દ્વેષે બળી વિશ્વામિત્રે તેમના સો પુત્રોને મારી નખવ્યા પણ તેથી સતીને ખેદ થયો નહોતો તે શાંત અને ક્ષમાશીલ હતા. તેમનામાં સામર્થ્ય હોવા છતા પણ વિશ્વામિત્રને શાપ આપ્યો નહોતો. તેમના ઉપર તેમના પતિની ઘણી પ્રીતિ હતી. તે હમેશાં પતિસેવા કરવામાં જ મગ્ન રહેતા હતા. સદા પતિની મરજી પ્રમાણે વર્તતાં. તે ઘણી વખતે પતિને સલાહ આપતા, સંકટ વખતે ધીરજ આપતા

જેમ અહલ્યાને ઈંદ્રે છળ્યા હતા તેમ પૂર્વે વૃંદા નામની પતિવ્રતાઓને વિષ્ણુએ કેવી રીતે છળ્યા હતા તે સાંભળો.



# સતી વૃંદા અને જાલંધર.

પૂર્વે વૃંદા નામની એક પતિવ્રતા સ્ત્રી થઇ ગઇ છે. તે જાલંધર નામના રાક્ષસની પત્ની હતી જાલંધર એ સમુદ્રનો પુત્ર હતો તેણે પોતાની પતિવ્રતા સ્ત્રીના પ્રતાપથી દેવતાઓને અનેકવાર હરાવ્યા હતા તે વારવાર દેવો ઉપર જુલમ કરતો. દેવો સઘળા જુલમ સહન ન થવાથી વિષ્ણુ પાસે ગયા, અને જાલંધરથી બચાવવાની પ્રાર્થના કરી વિષ્ણુ ભગવાને જાણ્યું કે જાલંધર તેની સ્ત્રીના પતિવ્રતાપણાથી આટલો બળવાન બન્યો છે માટે તેનો ઉપાય મારે કરવો જોઇએ તેમણે દેવને નિર્ભય રહેવા વચન આપ્યુ

જાલંધરે વિષ્ણુ સાથે યુદ્ધ કર્યું તેમા જાલંધર જીત્યો. એક વખત નારદે જાલંધરને કહ્યુ કે " તારી સ્ત્રી તો ઘણી સુંદર છે પણ શંકરની પાર્વતી જેવી તો સુંદર નહિ જ તારે લાયક તો પાર્વતી છે, આથી તે દૈત્ય કામાંધ બન્યો અને પાર્વતીનું હરણ કરવાનો વિચાર કરવા લાગ્યો. આ વાત સતી વૃંદાના જાણવામા આવતા તેને સમજાવ્યો કે—પાર્વતી તો સાક્ષાત શકિતનો અવતાર છે તેમના સતીત્વનો પ્રભાવ આખા વિશ્વમા પ્રખ્યાત છે તેની સામે કુદ્દષ્ટિ કરવાને કોઇ સમર્થ નથી. જો તમે તેવી ઇચ્છા રાખશો તો આપણો વિનાશ થશે સતીનુ કહેવુ કામાંધ જાલંધરે માન્યુ નહિ. તે શંકરનુ રૂપ લઇ એક વખતે સતીને છળવા કૈલાસમા ગયો, તેને જોઇ પાર્વતીએ ઓળખી લીધો, તરત તેમણે હરિહરનુ સ્મરણ કર્યું જેથી દૈત્ય નાસી ગયો, આ પછી દેવો સાથે જાલંધરે મહા યુદ્ધ કર્યુ છતા તે હાર્યો નહિ તેથી વિષ્ણુએ પોતાની પત્ની લક્ષ્મીજીને તેમના ભાઇ જાલંધરનુ મૃત્યુ શાથી થાય તે પૂછ્યુ. પોતાના ભાઇને મરાવવો એ કોને સારૂ લાગે ? છતા પતિની ઇચ્છાને માન આપી લક્ષ્મીજી ભાઇને ત્યા ગયા અને પોતાની ભાભી વૃંદા પાસે રહી જાલંધરનુ મૃત્યુ શાથી થાય તે પૂછ્યુ, વૃંદાએ કહ્યુ કે ' જ્યા સુધી હું પતિવ્રતપણું પાળુ છુ ત્યા સુધી તે મરવાના નથી. આ સાંભળી લક્ષ્મીએ આવી પોતાના પતિને જાલંધરનું મૃત્યુ શાથી નથી થતું તે જણાવ્યુ, વિષ્ણુએ વિચાર કર્યો કે હવે વૃંદાને છળ્યા વગર છુટકો નથી તેથી તે સાધુનો વેષ ધારણ કરી જાલંધરના બાગમા ગયા, ત્યાં અનેક પ્રકારની માયા કરી વૃંદાને મોહ પમા-

કર્યાં, પછી જાલંધર તો લડાઈમાં ગયો હતો તેથી તેનું રૂપ લઈ વૃંદા સાથે રહી તેમાં પતિવ્રતનો ભંગ કર્યો વૃંદા વિષ્ણુની માયાથી છેતરાઈ અને તેનું પતિવ્રતપણું નષ્ટ થતાં જાલંધર મરાયો અને દેવોનો વિજય થયો

વૃંદા તરત ચેતી ગઈ કે વિષ્ણુએ મને છેતરી તેથી ઘણી જ પસ્તાવા લાગી. તેમણે તેમને શાપ આપ્યો કે તમે મને છેતરી માટે તમને પણ તમારી સ્ત્રીનો વિયોગ છતાં વનેવન રખડશો, અને પથ્થરરૂપ બનશો વિષ્ણુએ કહ્યું કે હું પથ્થર બનીશ તો તું રૂપ થઈશ, તારૂં નામ તુળશી પડશે અને તારૂં પાન મસ્તકે ચઢશે આ પછી સતી વૃંદાએ ચિતા સળગાવી તેમાં પડી બળી મુઈ, વિષ્ણુએ પણ દૈત્યને મારવા માટે સતી સ્ત્રીને ભ્રષ્ટ કરી માટે કોઈ પણ સ્ત્રીએ પરપુરૂષનો વિશ્વાસ રાખવો નહિ તેની જાળમાં ફસાવું નહિ. સતીના શાપથી વિષ્ણુ શાલીગ્રામ તરીકે બન્યા અને સતી વૃંદા તુળશી થઈ

બ્હેન ! આ પ્રમાણે સતી સ્ત્રીઓ પણ અજાણથી ફસાય છે માટે આપણે તેવા સાધુ ભૂવાથી ભોળવાવું નહિ ઘણા ઢોંગી લોકો સાધુનો વેશ લઈ ભોળી સ્ત્રીઓને મંતર જંતરની લાલચમાં બનાવી ઠગી જાય છે માટે આપણે તો કોઈ પણ પરાયા પુરૂષનો વિશ્વાસ રાખવો નહિ, માત્ર પતિની સેવામાં જ કલ્યાણ માનવું જાણવી કે કોઈપણ પ્રકારની લાલચથી લોભાવું નહિ પૂર્વે દેવયાની નામના સતી થઈ ગયા છે, તેની વાત સાંભળો.

---

# સતી દેવયાની અને કચ તથા યયાતી.

દેવયાની એ પૂર્વે થઈ ગએલા દૈત્યોના ગુરૂ શુક્રાચાર્યની પુત્રી હતી. જ્યારે દૈત્યો અને દેવોને યુદ્ધ થતું ત્યારે મરેલા દૈત્યોને શુક્રાચાર્ય સંજીવની વિદ્યાથી સજીવન કરતા હતા તેથી દેવોએ વિચાર કર્યો કે દેવોના ગુરૂ બ્રહસ્પતિના પુત્ર કચને શુક્રાચાર્ય પાસે સંજીવની વિદ્યા શીખવા મોકલવો કચ વિદ્યા ભણવા શુક્રાચાર્ય પાસે ગયો તે દુશ્મનના પક્ષનો હોવા છતાં પણ દયાળુ ગુરૂએ તેને વિદ્યા શિખવાડવા માટે પોતાની પાસે રાખ્યો. શુક્રાચાર્યને દેવયાની નામની એક પુત્રી હતી તે તેમને ઘણી વ્હાલી હતી. કચ અને દેવયાની ભેગા રમતા તેથી એક બીજાને સ્નેહ થયો

દેવોના ગુરુનો પુત્ર કચ શુક્રાચાર્ય પાસે સંજીવની વિદ્યા શીખી જાય એ દૈત્યોને ઠીક ન લાગ્યુ, તેથી તેમણે કચને મારી નાખવાનો વિચાર કર્યો એક વખત કચ વનમા યજ્ઞને માટે લાકડા લેવા ગયો હતો ત્યાં દૈત્યોએ તેને મારી નાખી કકડા કરી આમતેમ ફેકી દીધો. રાત્ર જ્યારે તે ઘેર આવ્યો નહિ ત્યારે દેવયાનીએ શુક્રાચાર્યને કહ્યુ કે –'પિતાજી ! કચ આવ્યો નથી, માટે તે આવશે ત્યારે હુ જમીશ' શુક્રાચાર્યે ધ્યાનથી જોયુ તો કચને મારી નાખેલો જણાયો તેમણે પોતાની સંજીવની વિદ્યાથી તેને સજીવન કર્યો, જેથી આવી હાજર થયો ફરી દૈત્યોએ તેને મારી નાખ્યો ને ગુરુએ ફરી પાછો જીવતો કર્યો, આથી દૈત્યોએ તેને ત્રીજીવાર મારી નાખ્યો તેના શરીરને બાળી ભસ્મ કરી, અને તે ભસ્મ પોતાના ગુરુને મદીરા સાથે પાઇ દીધી

રાત્રે જ્યારે કચ ઘેર ન આવ્યો ત્યારે દેવયાનીએ તેના વગર ભોજન ન કરવાનો હઠ લીધી શુક્રાચાર્યે તેને કહ્યુ કે 'વારવાર હું તેને જીવતો કરું છુ અને દૈત્યો મારી નાખે છે માટે હવે હઠ છોડી દે ?' પણ દેવયાનીએ હઠ ન છોડી જેથી શુક્રાચાર્યે ધ્યાન ધરી જોયુ તો તેને ભસ્મ કરી પોતાને પાઇ દીધેલો જણાયો. તે હવે શી રીતે જીવતો થાય ? જો તેને જીવતો કરું છુ તો હુંજ પહેલા મરી જઉ છુ. એમ ગુરુએ કહ્યું. પણ દેવયાનીએ કહ્યુ કે –" એમા શુ ! તમે પહેલા તેને સંજીવની વિદ્યા શીખવો અને પછી તે બહાર નીકળી તમને જીવતા કરશે.'

આ સાભળી શુક્રાચાર્યે કચને સજીવની વિદ્યા શીખવાડી અને જીવતો કર્યો, એટલે કચ ઋષિનુ પેટ ફાડીને બહાર નીકળ્યો, અને ગુરુને સજીવન કર્યા, તે જે શીખવાનુ હતુ તે શીખ્યો એટલે ગુરુની રજા લઇ ઘેર જવા તૈયાર થયો તે દેવયાનાની રજા લેવા ગયો તો તે શોકમા વિચાર કરતી જણાઇ તેણે કચને આવલો જોઇ નીચુ જોયુ પણ કાઇ બોલી નહિ. તે શરમાઇ એટલે કચે ત્યાથી ચાલવા માડ્યુ, તેને જતો જોઇ દેવયાનાએ તેનો હાથ પકડી કહ્યુ કઃ–'હે પ્રિય ! તમે મને તમારી સાથે લઇ જાઓ ? તમારા સુખ દુઃખની ભાગીદાર થાવે." આ સાભળી કચ સમજ્યો કે તે પોતાની સાથ લગ્ન કરવા માગે છે, પણ તે ગુરુ પુત્રી હોવાથી બેન તરીકે છે, તેથી કચે કહ્યુ કે " બહેન ! તુ મારા ગુરુની પુત્રી એટલે મારી બહેન

કહેવાય, તારાથી આવું અનટીન ન મોલાય" આ સાંભળી દેવયાની નિરાશ થઇ, તેણે તેને ઘણું ઘણું સમજાવ્યો પણ કચ એકનો બે થયો નહિ. તે તેના રૂપથી કે ગુણથી ભ્રષ્ટ ન થયો છેવટે દેવયાનીએ ગુસ્સે થઇ શાપ આપ્યો કેઃ "તું મારૂં અપમાન કરે છે માટે તારી વિદ્યા નિષ્ફળ જશે," કચે પોતાને નિરપરાધિ શાપ આપેલો જોઇ કહ્યું કે "ભલે મારી વિદ્યા નિષ્ફળ જશે પણ હું જેને શીખવાડીશ તેને તો તે આવડશે જ પણ તું મને નકામો શાપ આપે છે માટે હું પણ તને શાપ આપું છું કે તું બ્રાહ્મણ કન્યા હોવા છતાં તને બ્રાહ્મણ પતિ મળશે નહિ" આ પ્રમાણે એક બીજાને શાપ દેઇ છુટા પડયા દેવયાની નિરાશ થઇ અને કચ દેવલોકમાં ગયો

આવી સ્વરૂપ ગુણવાળી સામી આવેલી કન્યાનો ત્યાગ કરનારા તો કચ જેવા કોઇક જ મળે છે. આજે સ્ત્રીઓથી ન લોભાય તેવા તો કોઇ વિરલ પુરુષો જ છે. દેવયાની ઘણી જ ખિન્ન રહેતી. તેને કચનો સહવાસ ઘણોજ સાલતો. એકવાર દૈત્યોના રાજા વૃષપર્વાની કુવરી શર્મિષ્ટા સાથે તે વનમાં રમવા ગઇ ત્યાં સર્વે સખીઓ સાથે સરોવરમાં સ્નાન કરવા લાગ્યાં એવામાં શકર પાર્વતીની સ્વારી જતી જોઇ સર્વેએ તરત બહાર નીકળી વસ્ત્રો પહેર્યાં. ઉતાવળમાં શર્મિષ્ટાએ દેવયાનીના વસ્ત્ર પહેર્યાં જેથી બન્ને સખીઓ વચ્ચે તકરાર થઇ તેમાં શર્મિષ્ટાએ ગુસ્સે થઇ તેને કુવામાં નાખી દીધી અને પોતે નગરમાં ગઇ દેવયાની કૂવામાં પડી બુમો પાડવા લાગી એ બુમ સાંભળી ત્યાં મૃગયા રમવા આવેલો યયાતિ રાજા ત્યાં ગયો અને તેને કુવામાંથી બહાર કાઢી.

દેવયાનીએ રાજાને પોતાનો હાથ આપ્યો માટે તેની સાથે વરવાની ઇચ્છા બતાવી, રાજાએ તેના પિતાની મરજી હશે તો હું તને પરણીશ એમ કહ્યું. પછી તે ઘેર ગઇ અને શુક્રાચાર્યને વાત કહી. શર્મિષ્ટા કરેલા અપમાનનો બદલો લેવા કહ્યું જેથી શુક્રાચાર્યે ક્રોધે ભરાઇ તે નગર છોડવાનો વિચાર કર્યો, તે જાણી દૈત્યોના રાજા વૃષપર્વાએ માફી માગી અને તેમને નગર ન છોડવાનો આગ્રહ કર્યો. શુક્રાચાર્યે દેવયાનીને પ્રસન્ન કરવા કહ્યું. દેવયાનીને બહુ વિનવતા તેણે કહ્યું કે "જો શર્મિષ્ટા સો સખીઓ સાથે મારી દાસી થઇને રહે તો મારા પિતા અહીં રહે." રાજાએ

શર્મિષ્ટાને આ વાત પૂછી તેણે પોતાના અપરાધને લીધે પિતાને આવી પડેલું દુઃખ ટાળવા દાસી થવાનું કબુલ કર્યું. અને જ્યારે શુક્રાચાર્યે દેવયાનીને યયાતિ રાજા સાથે પરણાવી ત્યારે શર્મિષ્ટા પણ તેના દાસી તરીકે તેની સાથે ગઇ હતી. અહિં દેવયાનીએ પોતાના પતિની સેવા કરી તેમને રાજી કર્યા. તે પતિની આજ્ઞા પ્રમાણે ચાલતી. આ શર્મિષ્ટાએ ત્યાં દાસી થઇને યયાતિ તથા દેવયાનીની સેવા કરી તેની હકીકત આ પ્રમાણે છે.

# શર્મિષ્ટા અને યયાતી

દૈત્યોના રાજા વૃષપર્વાની પુત્રી શર્મિષ્ટા શાણી અને મગરૂર હતી શુક્રાચાર્યે પોતાના પિતાને ત્યાંથી જાય તો પિતાના કુળનો ક્ષેવો નાશ કરી નાખે. તે ન થવા માટે તેણે દેવયાનીનું દાસીપણું સ્વિકારી પિતાના સંકટને ટાળ્યું યયાતિ રાજા સાથે લગ્ન થયા પછી દેવયાની સાસરે રહેવા લાગી શર્મિષ્ટા પણ તેની દાસી તરીકે ત્યાં રહી રાજાએ તે બનેના મહેલ જુદા જુદા બનાવી આપ્યા હતા. પોતાના પતિને ન મળવાની પણ શર્મિષ્ટાને દેવયાનીએ તાકીદ આપી હતી

દેવયાની પોતાના પતિ સાથે રાજ્ય વૈભવના સુખ ભોગવી આનંદ પામવા લાગી ત્યારે શર્મિષ્ઠાને પતિપત્નીના સુખ જોઇ કુવારા રહેવાથી દુઃખ થતું. એક વખત તે બાગમાં ફરતી ફરતી એક ગાયન ગાતી હતી તે વખતે યયાતી રાજા પણ ફરતો ફરતો ત્યાં ગયો વસંતઋતુ ચાલતી હતી. સુંદર વન પક્ષીઓ લતામંડપમાં મધુરા નાદ કરી રહ્યાં હતા શર્મિષ્ટા રૂપવાન હતી અત્યારે તે યાવનના પુરબહારમાં હતી તેના મુખ ઉપર સૌંદર્ય ઝળકી ઉઠયું હતું, તે પોતાની જુવાની વહી જતા છતાં પણ કુંવારી રહી દુઃખ વેઠવાના વિચારમાં ગરક થઇ ગઇ, તેવામાં રાજાની દૃષ્ટિ તેના ઉપર પડી તેનું રૂપ જોઇ તેને મોહ ઉત્પન્ન થયો અને તેને પાછળથી આવી પકડીને પોતાની કામવાસનાને તૃપ્ત કરવા વિનવવા લાગ્યો આ જોઇ શર્મિષ્ટા શરમાઇ ગઇ. તેણે કહ્યું " હે રાજન ! આ શું ! આવા ખમો હમણાં રાણી દેવયાની આવશે તો મારી અને તમારી શી વલે થશે ? વળી શુક્રાચાર્યને કહેશે તો કુજેનો થશે આપણે વચનથી ઓ બીજાને

અડકવા બધાયાં છીએ તે વચનને કેમ તોડો છો ? આમ છતાં પણ રાજાએ તેને ન છોડી અને મહેલમા લઈ ગયો.

આ પછી શર્મિષ્ટા સાથે રાજાએ દેવયાનીથી છાની મૈત્રી બાંધી તેથી તેને પુત્રો થયા, તેની દેવયાનીથી ખબર પડી જેથી પોતાને પીયેર રીસાઈને ચાલી ગઈ. રાજા તેને મનાવા શુક્રાચાર્ય પાસે ગયો. ત્યારે શુક્રાચાર્યે તેને 'વૃદ્ધ થઈ જા' એવો શાપ આપ્યો, તેથી તે રાજા વૃદ્ધ થયો, પણ તે બીજાની જુવાની લઇ શકે એવો તેમણે અનુગ્રહ કર્યો ઘેર આવી તેણે દેવયાનીના પુત્રો પાસે પોતાનુ ઘરડપણુ આપી જુવાની લેવાની માગણી કરી, પણ તેમણે ના પાડી. છેવટે શર્મિષ્ટાના પુત્ર પુરુએ પોતાની જુવાની પોતાના બાપને આપી હતી જેથી આ પુરૂને રાજ્યગાદી મળી અને તેના વંશમાં જ કૌરવ પાડવો ઉત્પન્ન થયા હતા.

આ પ્રમાણે યયાતી રાજાની દેવયાનીએ અને શર્મિષ્ટાએ સેવા કરી. તે પોતાના પતિને રાજી રાખવા યત્ન કરતાં, શર્મિષ્ટાએ પોતાના સ્નેહવડે પોતાના પતિને જીતી લીધો અને તેમની પ્રીત મપાદન કરી.

આવી રીતે તેમણે પતિસેવા કરી. તેમ મૈત્રેયી નામની એક સતી થઇ ગઇ છે. જેણે પોતાના પતિના ધનવૈભવ કરતા પોતાના પતિની સેવા કરવામા જ પોતાનું સુખ માન્યુ છે તેની વાત સાંભળો.

---

# મૈત્રેયી યાજ્ઞવલ્કય.

પૂર્વે યાજ્ઞવલ્કય નામના એક મહા સમર્થ ઋષિ થઈ ગયા હતા. તેમની સ્ત્રીનુ નામ મૈત્રેયી હતુ. યાજ્ઞવલ્કયને બે સ્ત્રી હતી એક મૈત્રેયી અને કાત્યાયની, મૈત્રેયી પોતાના શોકય સાથે પોતાની સગી બ્હેન જેવા હેતથી વર્તતી. બનેમા સારી પ્રીતિ હતી, એક વખતે યાજ્ઞવલ્કયે પોતાની બન્ને સ્ત્રીઓને કહ્યુ કે: " હુ વૃદ્ધ થયો છુ માટે તમો અહીં રહો અને હું વનમા જઇ તપ કરૂ એવી મારી ઇચ્છા છે મારી સપત્તિ હું તમને સરખે હીસ્સે આપુ તે લઇ સુખ ભોગવો, " આ સાંભળી કાત્યાયની તો કાંઇ બોલ્યા નહિ પણ મૈત્રેયી બોલ્યા કે " હે પ્રભો ! આ ધનથી શુ મને મોક્ષ

મળવાનો છે ? " આથી યાજ્ઞવલ્કયે કહ્યું કે:—ધનથી તમારૂં જીવન ધન-વાનોના જીવન જેવું બનશે, કાંઇ અમર નહિ થવાય ? " તેથી મૈત્રેયીએ કહ્યું કે: " તો મારે તે ધન શું કામનું ? મને તો મોક્ષ મળે એવા બ્રહ્મ-જ્ઞાનનો ઉપદેશ આપો. " આથી યાજ્ઞવલ્કયે કહ્યું કે " હે મૈત્રેયી ! તમે અને પ્રિય છો. કોઇ સ્ત્રી સ્વામીની ઇચ્છાનુસાર તેને પ્રિય બનાની ઇચ્છા રાખતી નથી, પરંતુ આત્માની કામનાના અનુરૂપ પતિને પ્રીતિપાત્ર થાય છે. સ્ત્રી પોતાની ઇચ્છા પૂર્ણ થવાથી સંતુષ્ટ થાય છે. પત્ની પતિને ન ગણે તો સ્વામીથી છુટી પડે છે પુત્રો પિતાને ભવિષ્યમાં સુખ આપે માટે જ પિતાને પ્રિય લાગે છે, જે પુત્ર પિતાના કહ્યામાં ન રહે તે કદી પણ પિતાને પ્રિય થતો નથી, સર્વ કોઈ સ્વાર્થને માટે એક બીજાને વ્હાલા લાગે છે આત્મા સિવાય બીજું કંઇ પણ માણસને પ્રિય નથી, પુત્ર, સ્ત્રી વિગેરે સવ આત્માના સ્વાર્થને લીધે વ્હાલું લાગે છે. " આમ કહી યાજ્ઞ-વલ્કયે બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ આપી પોતાની સાથે તેડી ગયા હતા.

પતિવ્રતપણું ગાંધારીએ તેમજ તારામતીએ કેવી રીતે પાળ્યું તે હવે કહું છું તે સાંભળો

---

## ગાંધારી અને ધૃતરાષ્ટ્ર.

ગાંધારી એ ધૃતરાષ્ટ્રરાજાની પત્ની હતી, તે માયાળુ અને પતિસેવામાં એક્કો હતા. પોતાના પતિ ધૃતરાષ્ટ આંધળા હોવાથી તે પણ જન્મારા સુધી આંખે પાટા બાંધીને રહ્યાં હતા, પોતાના પતિ અંધ હોવા છતાં પણ તેના ઉપર તેને કદી અભાવ કે અપ્રીતિ ઉત્પન્ન થયા નહોતાં. તે પતિવ્રતપણું બરોબર પાળતાં હજારો ચાકર નોકરો અને સો પુત્રો હોવા છતાં પણ પોતાના પતિની આજ્ઞા પોતે પાળતા તેમની સેવા કરવામાં આનંદ માનતા.

તે કાર્યકુશળ હતા, ઘણીવાર તે પોતાના પતિને રાજ્ય કારભારમાં પણ સલાહ આપતા. પાંડવો અને કૌરવોના યુદ્ધ વખતે તેમણે પોતાના પતિને અને પુત્રને કુટુંબ ક્લેશ ન કરવા, અધર્મે ન ચાલવા અને ધર્મથી વર્તવા સલાહ આપી હતી. જુગાર રમીને રાજ લઇ લેવું એ પાપ છે,

માટે ન કરવા તેમણે વારંવાર ઉપદેશ આપ્યો હતો. તેમનુ કહ્યું ન માનવાથી કૌરવોએ પાંડવો સાથે યુદ્ધ કર્યું અને પોતાનો વિનાશ કર્યો. પુત્રો લડાઇમા મરાયા છતા પણ તેણે દ્રૌપદી પાસે જઇને પોતાના પુત્રોએ દીધેલા દુ.ખ માટે ક્ષમા માગી હતી

આ સ્ત્રી પતિવ્રતપણુ ઉત્તમ પ્રકારે પાળી જીવ્યા ત્યા સુધી પતિ સેવામા જ ચિત્ત રાખ્યુ હતુ

આવી જ રીતે તારામતી નામનાં એક સતી થઇ ગયા છે તેમણે પણ પતિની આજ્ઞા માની પતિના વચન ખાતર સર્વસ્વને આપી દીધુ હતુ.

---

# સતી તારામતી અને સત્યવાદી હરિશ્ચંદ્ર.

ઘણા વર્ષ પુર્વે અયોધ્યામા હરિશ્ચંદ્ર કરીને મહા સત્યવાદી રાજા થઇ ગયા હતા. તેમના પત્નીનુ નામ તારામતી હતુ તે પતિવ્રતા હતા. બંને પતિ પત્ની સત્યવાદી હતા હમેશા સત્યનુ પાલન કરતા તેમના સત્યનાં દેવો પણ વખાણુ કરતા. તારામતી દાન આપવામા પણ પ્રખ્યાત હતા. એક વખતે તેમના સત્યની પરીક્ષા કરવાને વિશ્વામિત્ર ઋષિ તેમની પાસે આવ્યા, અને તેમણે તેમની પાસે દાનમા સર્વસ્વ માગી લીધુ. હરિશ્ચંદ્ર દાનેશ્વરી અને સત્યવાદી હતા તેથી તેમણે જે માગ્યુ તે આપી દીધુ અને રાજપાટ ઋષિને સોપી પહેર્યે લુગડે તે રાજા રાણી નગર બહાર નીકળ્યા.

વિશ્વામિત્રને આથી સંતોષ ન થયો અને પાછળ જઈ દાન પાછળ દક્ષિણા માગી, રાજાની પાસે તો હવે કાંઇ રહ્યુ ન હતું તેથી તેમણે સત્યને ખાતર પોતે વેચાઇને પણ ઋષિને દક્ષિણા આપવાનું ધાર્યું. તેમણે ઋષિને કાશીમાં આવવાનુ કહ્યું, અને પોતે કાશી ગયા. ત્યાં પોતાની સ્ત્રી તારામતીને દાસી તરીકે એક બ્રાહ્મણને ત્યા વેચી, અને આવેલી રકમ મુનિને દક્ષિણામા આપી. આટલી દક્ષિણાથી મુનિ સંતુષ્ટ ન થયા અને વધારે માગી તેથી રાજા પોતે એક ચંડાળને ત્યાં વેચાયો અને આવેલી રકમ મુનિને દાન કરી સંતોષ્યા.

દાન લઈ મુનિ ચાલ્યા ગયા, અને હરિશ્ચંદ્ર ચંડાળને ત્યાં અને સતી તારામતી બ્રાહ્મણને ત્યાં ગયાં. તે બન્ને છુટા પડતાં ઘણાં દિલગીર થયાં. તારામતીએ પોતાના પતિને પ્રણામ કરી કહ્યું કે "સત્ય વચનને પાળવા જેવો બીજો ધર્મ નથી. હે પ્રભો ! મેં જો સતીપણું પાળ્યું હોય, દાન આપ્યું હોય તો તેના પ્રતાપથી ફરી આપ મારા પતિ થજો." "છુટા પડતાં રાજાની આંખમાં આંસુ આવી ગયાં. હે પ્રિયે ! મને પરણીને તમે સુખ ભોગવવાને બદલે દાસીપણું ભોગવવા તૈયાર થયાં. તમારા વગર હવે મને પુરાણની કથા કોણ સંભળાવશે ? મને રાજ્ય જવાથી જે દુઃખ થતું નથી તે દુઃખ તમારો ત્યાગ કરવાથી થાય છે." આ પછી બ્રાહ્મણ તારામતી અને તેના પુત્રને લઈ ચાલતો થયો અને હરિશ્ચંદ્ર ચંડાળને ત્યાં ગયા.

તારામતી રાણી કે જે રાજ્યવૈભવમાં ઉછરી હતી. તડકાનું મોં જોવાનું પણ કોઈ વખત પામી ન હોતી. હજારો દાસીઓ જેની હેનાતમાં હતી તે અત્યારે સત્યની ખાતર, પોતાના પતિના વચનના ટેકની ખાતર બ્રાહ્મણને ત્યાં દાસીપણું કરવા લાગી. રાજ્યસુખ ભોગવનાર રાજા ચંડાળને ત્યાં સ્મશાનમાં શબ ઉપરના કપડાં અને કર લેવાને માટે મુકાયો. બન્ને સત્યવાદી હતાં તેથી પોતાનું કામ બરાબર પ્રમાણિકપણે કરતાં. એક બીજાને મળવા પણ કામ મુકીને જતાં નહિ.

ઘણો કાળ થયો તેવામાં બ્રાહ્મણને ત્યાંથી તારામતીનો પુત્ર રોહીદાસ બાગમાં ફુલ લેવા ગયો હતો ત્યાં તેને નાગ કરડવાથી મરી ગયો. તે જાણી દુ:ખમાં આવી પડેલાં પુત્ર વત્સલ માતા તારામતીના દુ:ખનો પાર રહ્યો નહિ, દાસીપણું ભોગવતાં બ્રાહ્મણીના હુંકારા ટુંકારા સહન કરતાં છતાં પણ તારામતી માત્ર પોતાના પુત્રનું મુખ જોઈ દિવસ કાઢતી હતી. પુત્રના મરણની વાત સાંભળી તેના હોશકોશ ઉડી ગયા નિરાશ થઈને રડવા લાગ્યાં. તે પુત્રને અગ્નિદાહ કરવા સ્મશાનમાં લઈ ગયાં. ત્યાં જઈ તેમણે પોકે પોક રડવા માડયું. તે સાંભળી સ્મશાનની રક્ષા કરનાર ચંડાળને ત્યાં રહેલા હરિશ્ચંદ્રે કહ્યું કે "અરે કોણ છે ? અહિં મારા શેઠનો કર આપ્યા વગર કોણ બાળવા આવ્યું છે ? પહેલો કર આપ પછી શબને બાળ ?"

---

આ સાંભળી તારામતી બોલી કેઃ 'અરે! મારી પાસે કાંઇ પણ નથી. હું શું આપું? મારા પુત્રની દયા લાવીને બાળવા દ્યો. અરે દૈવ! મહા સામર્થ્યવાન રાજા હરિશ્ચંદ્ર રાજાની આ દશા! પુત્રને બાળવાને માટે કર આપવાને પણ કાંઇ ન મળે?"

ઘણો વખત થવાથી તેમજ અંધારી રાત હોવાથી રાજાએ રાણીને ઓળખી નહોતી પણ તેણે પોતાનું નામ સાંભળ્યું તેથી સમજ્યો કે.— આ તો મારી રાણી અને આ મરેલો પુત્ર તે મારો રોહિદાસ! આ જાણતા જ તે શોક વશ થઇ મૂર્ચ્છા ખાઇને પડયો. થોડીવારે જાગ્રત થયો અને દુઃખથી ખિન્ન થઈ સ્ત્રીને તથા પુત્રને જોઇ રડવા લાગ્યો. તેણે સતીને કહ્યું કે "તુ જે તારા પતિનું નામ દે છે તેજ હુ નિર્ભાગી, વજ્ર હૃદયનો હરિશ્ચંદ્ર છુ. કયા એક વખતનો હુ રાજા અને કયા એક આજે ચંડાળની નોકરી કરનારો હુ ગુલામ! વ્હાલી! તું મને પ્રાણથી પણ અધિક વ્હાલી છે. પુત્ર પણ મને મારા પ્રાણથી વધુ પ્રિય છે, છતા મારાથી મારા શેઠનો કર લીધા સિવાય તેને બાળવા દેવાય નહિ, જે માણસ પોતાને માટે કે પોતાનાં સગા સ્નેહીઓને માટે પોતાના શેઠનુ અહિત કરે છે તે અધમ ગણાય છે, માટે તુ બીજા કોઈ પાસેથી માગીને પણ મને કર આપ કે જેથી મારો ધર્મ જાય નહિ"

આ સાંભળી તારામતી સ્મશાનનો કર લેવા પછી નગરમાં ગઇ જતાં રસ્તામા એક મુએલા બાળકને પડેલું જોઇ દયાથી તે કોણ છે તે જોવા ગઇ, તેવામાં પાછળથી રાજાના સિપાઇઓ તેણે જ બાળકને મારી નાખ્યો છે એમ માની તેનો શિરચ્છેદ કરવાનો હુકમ કર્યો, રાણીને સ્મશાનમાં લઇ ગયા, અને ચંડાળે પોતાના નોકર હરિશ્ચંદ્રને તેને મારી નાખવાનો હુકમ આપ્યો, શેઠની આજ્ઞાનુ પાલન કરવા તેણે તારામતીને મારવા માટે તલવાર ઉગામી. આ જોઇ સતી તારામતીએ કહ્યું કે "હે રાજન! ખુશીથી તરવાર મારા ગળામાં મારી તમારા ધર્મને પાળી મારો ઉદ્ધાર કરો. તમારાથી અસત્ય ન બનો. રાજા તરીકે પ્રજાનું પાલન કરવું, બ્રાહ્મણોને સંતોષવા, વિગેરે ધર્મો તમે બરાબર પાળ્યા છે તો વખતે શેઠની આજ્ઞાનું પાલન કરવા રૂપ સેવકધર્મ ને પણ પાળી બતાવો. મારાં સત્યકર્મ અને પતિવ્રતા વ્રતના પ્રતાપથી જન્માંતરે પણ આપની દાસી થઉં એવી ઇચ્છા છે"

આ સાભળી રાજાએ કહ્યુ કે "હે પ્રિયે ! નિષ્કપટપણે મારા સ્વામીની આજ્ઞા પાળવી એ મારો ધર્મ છે. તેથી આપણે બન્ને થોડા જ વખતમા સ્વર્ગમા એકઠાં થઇશુ હવે આપણા વિયોગને આ તરવાર વડે વખત સહન કરવાની નથી" આમ કહી જેવી તરવાર ઉગામી ઘા કરવા જાય છે કે તરત જ વિશ્વામિત્ર સાથે દેવોએ આવી તેનો હાથ પકડી લીધો અને કહ્યુ કે હે રાજા ! પ્રાણ જતા પણ તે તારા ધર્મને છોડયો નથી માટે તને ધન્ય છે પતિવ્રતા મહારાણી તારામતી ! તમે ધર્મ સત્ય અને પતિવ્રતાથી ડગ્યા નથી તમારા સત્યને જોઇ અમે પ્રસન્ન થયા છીએ અમે તમારી પરીક્ષા કરવા જતા તમારા સત્યથી જીતાયા છીએ તમારો કુંવર જીવતો થાય અને તમને ફરી તમારુ રાજ્ય મળો બીજી જે ઇચ્છા હોય તે માગો "

વિશ્વામિત્ર અને દેવોના વરદાનથી રોહિત જીવતો થયો તેમણે તેમના ચરણમા પ્રણામ કર્યા સતી તારામતીના પ્રતિવ્રતપણાથી, હરિશ્ચંદ્રના સત્યથી અને રોહિતના માબાપ પ્રત્યેના ધર્મથી દેવો પ્રસન્ન થયા અને કહ્યુ કે "ધર્માચરણ વગર મનુષ્યોનુ, કલ્યાણ થતુ નથી માટે મનુષ્યોએ કોઇ પણ રીતે ધર્મને પાળવો જોઇએ પછી દેવો અતર્ધ્યાન થઇ ગયા અને રાજા તથા રાણીએ અયોધ્યા જઇ રાજ્ય મેળવ્યુ. સતી તારામતી પોતાના પતિનુ વચન ભગ ન થાય તે માટે દાસી તરીકે વેચાઇ સકટ ભોગવ્યુ છતા પણ પોતાનો પતિવ્રતપણાનો ભગ ન કર્યો અને છેવટ સુધી તેમણે પતિ ભક્તિ કાયમ રાખી સત્ય અને ધર્મને પાળી દુઃખ સહન કર્યા તો અતે રાજ સુખ મળ્યુ, દેવોના દર્શન થયાં અને આનદમાં રહેવા લાગ્યા સતી સ્ત્રીએ તારામતીની માફક પોતાના પતિની આજ્ઞાનુ પાલન કરવુ જોઇએ જે સ્ત્રી પોતાના પતિની આજ્ઞા પાળે છે. પતિના સુખને માટે, તેના વચનને માટે પોતે સર્વસ્વને અર્પણ કરે છે, દુખનો પણ વિચાર કરતી નથી તે પતિવ્રત સ્ત્રી સમજવી

પતિવ્રતપણુ પાળવાની ઇચ્છા રાખનારી સ્ત્રીએ તારામતીના ચરિત્રનું મનન કરવુ જોઇએ. પોતાનું મન વશ રાખવુ. પતિ ઉપરજ અત્યંત સ્નેહ રાખવો પતિની સેવા કરવામાં જ ચિત્ત રાખવુ. પોતાના પતિની ઇચ્છા

તરત જાણી જાઇ તે પ્રમાણે વર્ત્તવું. તેમને પ્રસન્ન રાખવા યત્ન કરવો ઘરમા સ્વચ્છતા રાખવી. ખુણે ખોચરે પણ પુંજો એકઠો થવા દેવો નહિ. પતિની પ્રસન્નતા માટે તેમને બેસવા ઉઠવાની જગ્યા સ્વચ્છ અને સુઘડ રાખવી. પતિની આજ્ઞા લીધા વગર કઇ કામ કરવું નહિ. ગમે ત્યાં જવું આવવું નહિ. પોતાના પતિની પ્રીતિ સંપાદન કરવા માટે જે રીતે તે રાજી રહે તેમ વર્તવું. ઘરના સાસુ સમગ્રને પોતાના માબાપ તુલ્ય સમજી સેવા કરીને પ્રસન્ન રાખવા નણંદ ઉપર પણ સ્નેહ રાખવો કામ કરવામા વાદ રાખવો નહિ. ઘરનાં માણસો ગુસ્સે થાય તેવી રીતે વર્તવું નહિ પોતાના પ્રાણ કરતા પણ શિયળને વધુ કિંમતી ગણી સાચવવું પતિની સ્થિતિ અનુસાર પોતાને અન્ન વસ્ત્ર વિગેરે જેવું મળે તેમાજ સંતોષ અને આનંદ માનવો.

પતિવ્રતા સ્ત્રીએ તો હમેશાં પતિ ગમે તેવો હોય પોતાને મારતો હોય, ગુસ્સે થતો હોય છતા પણ અન્ય પુરુષમા પ્રીતિ બાંધવી નહિ. કોઇ પણ વસ્તુનો લોભ રાખવો નહિ કદાચ પ્રજા ન થાય તો તેથી પણ દુ:ખી ન થવું ઇશ્વરની તેમ ઇચ્છા હશે એમ માની સંતોષ માનવો. પણ પ્રજા થાય તે માટે ભુવા જતીના હાથમાં સપડાવું નહિ. અન્ય કપટી પુરુષોની સાથે પ્રજા થવાની આશાએ પ્રીતિ બાંધવાથી ઘણાં દુ:ખ પડે છે અને જગતમા ફીટકાર થાય છે, અને પરલોકમા નરકમા પડે છે સતીએ તો પોતાને પ્રાપ્ત સ્થિતિમાં આનંદ માનવો

સતી સ્ત્રીએ વિપત્તિમા પણ ધૈર્ય રાખવું તે દુ:ખ ટાળવા અન્યના ધનની ઇચ્છા રાખવી નહિ. પારકે ઘેર જવું નહિ. જે ઘરમા સ્ત્રી ન હોય તેવા એકલા રહેતા પુરુષને ત્યાં તો તે ગમે તેવો સગો હોય છતા પણ જવું નહિ. સ્હવારમાં ચાર વાગે ઉઠવું. ઘરને સ્વચ્છ રાખવું. ઘરના કપડાં, વાસણ વિગેરે તમામ સામાન સાફસુફ રાખી નિયમસર ગોઠવવા. ઘરમાં ગમે તે વસ્તુ ગમે ત્યા પડી ન રહે તેની કાળજી રાખવી ગમે તેવું સુંદર ઘર હોય છતા પણ લીંપીઘુંપીને સ્વચ્છ રાખવું. ઘરની સ્વચ્છતા જોઇને તે ઘરની સ્ત્રીની સુઘડપણાની પરીક્ષા થઇ શકે છે.

પતિ શી રીતે રાજી રહે તેવાજ વિચારો કર્યા કરવા. પતિને માટે

સ્વાદિષ્ટ રસોઇ બનાવી જમાડયા પછી જમવું અનાજ વીણીને સ્વચ્છ રાખવું. તેમાં જીવજંતુ ન હોય, કાંકરા ન હોય તેની કાળજી રાખવી. રસોડું સ્વચ્છ રાખવું ઉપર ધુમાડીથી બાવાં ન ચોંટી રહ્યાં હોય તેની કાળજી રાખવી, કારણ ઘણીવાર તે બાવામાં જંતુઓ ભરાઇ રહે છે અને રાંધેલી વસ્તુમાં પડે છે તો રોગ થાય છે રસોઇ કરતી વખતે કોઇ ચીજ ઉઘાડી રાખવી નહિ. વાસણો સ્વચ્છ રાખવાં ગાગીના વાસણો સ્વચ્છ રાખવાં. દરરોજ પાણી ગળીને વાપરવું. માટલીઓ પણ બરોબર હાથવડે રોજની રોજ વીંછળીને પાણી ભરવું પાણી ગળવાનું ગળણું ધોઇને સ્વચ્છ રાખવું બપોર જમી પરવારી જો કોઇ સીવવાનું હોય તો સીવવું, બીજું ઘરકામ કરવું, ઘરકામથી પરવાર્યા પછી જ્ઞાન મળે તે માટે કંઇ વાંચવા લખવાનો અભ્યાસ પાડવો.

પતિને કોઇ વખતે કંઇ શોક થાય તો પતિવ્રતા સ્ત્રીએ પોતાના હાસ્યવિનોદથી તે શમાવી દેવા પોતાના સાસુ નણંદ વગર બહાર એકલા જવું નહિ પતિને દુઃખમાં પણ આનંદ આપવો તેમનું મન રાજી રહે તેવા આનંદી અને મધુર વચનો કહેવા અન્ય પુરુષ સાથે નજરે નજર મેળવી વાત કરવી નહિ. શરમ રાખવી, ઉંચે સ્વરે બોલવું નહિ, ક્રોધ કરવો નહિ કદી પણ પોતાના પતિ ઉપર ગુસ્સે થવું નહિ રોષ ચઢાવવો નહિ. તેમનું મન દુભાય તેમ વર્ત્તવું નહિ પતિ બહારથી કમાઇ લાવે અને ઘરમાં તેનું રક્ષણ કરવું, સાચવવું અને વ્યવસ્થા કરવી એ પત્નીનો ધર્મ છે. કોઇ લંપટ પુરૂષ કુબુદ્ધિ કરી પતિવ્રતાના સામું જુએ, તેને રાજી કરવા ધનવૈભવની લાલચ આપે, છતાં પણ સતી સ્ત્રી મતી બગાડતી નથી પતિ નિર્ધન, રોગવાળો કે વૃદ્ધ હોય છતાં પણ તેના ઉપર અપ્રીતિ કરતી નથી. પરપુરૂષની સાથે સ્નેહ રાખવાની વૃત્તિ થતી નથી પોતાનો પતી ગમે તેવો હોય છતાં પણ તેને દેવતુલ્ય ગણી પુજે છે, તેનામાજ સ્નેહ રાખે છે.

દુર્ગુણી મનુષ્યો ગમે તેવી રીતે વીનવે, ધનાદિનો લોભ બતાવે, છતાં તે ચળતી નથી. પરપુરુષના ધનને પથ્થર તુલ્ય માને છે. મેળામાં વધુ માણસોની ભીડમાં જતી નથી. પરપુરુષનો પોતાના શરીરને સ્પર્શ થઇ જાય તેવી રીતે કંઇ જતી આવતી નથી. શરીર આરપાર જણાય તેવું પાતળું

વસ્ત્ર પહેરતી નથી ગાઢે સાલ્લો પહેરી ફરતી નથી. કાચળીને હમેશાં પહેરી રાખે છે માથુ ઉઘાડું થઇ જાય, પાલવનો છેડો ખસી જાય, પગની પાની દેખાય, પેટ જણાય તેવી રીતે બેદરકારીપણે વસ્ત્ર પહેરતી નથી કપડા પહેર્યા વગર સ્નાન કરતી નથી નીચી નજરે ચાલે છે વસ્ત્રાલંકારો કરતા સદ્દગુણોને ધારણ કરવા માટે તે વધુ પ્રીતિવાળી હોય છે. કોઇની સાથે કલેશ કરતી નથી કોઇની નિંદા કરતી નથી, કોઇના દોષ જોઇ કુથલી કરતી નથી, પતિનુ અપમાન થાય તે સહન કરી શકતી નથી. પીયેરમાં બહુ દિવસ રહેતી નથી હમેશા પતિ સાથે જ રહેવામા તેને આનદ જણાય છે હલકી સ્ત્રીઓની સોબત કરતી નથી પોતાનાથી વૃદ્ધ અને સતી સ્ત્રીઓની જ સોબત કરે છે સુખ કે દુખમા ધીરજ રાખી રહે છે.

પતિવ્રતા સ્ત્રી પતિની જેવી સ્થિતિ હોય તેમાજ રહેવામા આનદ માને છે સારા કપડા કે ઘરેણાની દરકાર કરતી નથી પતિને તેવા હઠ કરી સતાવતી નથી. પતિ જે આપે તેમાજ મતોષ માને છે સતીપણુ પાળવુ એ તરવારની ધાર ઉપર ચાલવા જેવુ છે આ જગતમા અનેક કુલ્ટા સ્ત્રીઓ અને લપટી પુરુષોની લાલચોમા ન ફસાવુ, એ સતિપણાને જ સર્વ કરતા કિમતી ગણીને પાલન કરવું એ ઘણુ દુર્ઘટ છે જે સ્ત્રી મન, વચન અને કર્મથી પતિની સેવા કરે છે પતિનાજ સુખે સુખી અને દુખે દુખી રહે છે, પતિના જ સ્નેહને મેળવવાને મથ્યા કરે છે, જેને સર્વ કરતા પોતાનુ શીયળ અને પતિનો સ્નેહ વ્હાલો છે તેજ સ્ત્રી સતી-પણુ પાળી શકે છે, સ્ત્રીએ જો બરાબર પતિસેવા શુદ્ધ હૃદયથી કરી હોય છે તો તેનું એક પણ વાક્ય મિથ્યા જતુ નથી, તેના ઉપર ઇશ્વર પ્રસન્ન રહે છે અને આ જગતમા દેવી જેટલુ સામર્થ્ય ધરાવે છે.

સતી સ્ત્રી પોતાના સ્નેહથી પતિને જીતી લે છે પતિ જો દુરાચારી હોય છે તો તે તેને નમ્રતાથી સુધાર



# મહાશ્વેતા—પુંડરીક.

મહાશ્વેતા એ પૂર્વે થઇ ગયેલા હંસ મુનિની પુત્રી હતી તેમની માતાનુ નામ ગૌરી હતુ તે માબાપની સાથે હેમકૂટ પર્વત ઉપર લાડમા ઉછર્યા હતા, તેમને તેમની માએ વ્યવહાર, નીતિ અને ધર્મનુ જ્ઞાન આપી કેળવ્યા હતાં. એક વખતે વસત ઋતુમા મહાશ્વેતા સખીઓ સાથે હિમાલય પર્વતની તળેટીમા આવેલા અચ્છોદ સરોવરમા સ્નાન કરવા ગઇ હતી. તે વખતે વસતઋતુ ખીલી રહી હતી વનની શોભા જોતી મહાશ્વેતા આમતેમ ફરતી હતી તેવામા ત્યા બે મુનિકુમારોને જોયા તેમાના એકના કાનમા ઘાલેલો પુષ્પમજરીની સુગધીથી ચારે બાજુ સુવાસ પ્રસરી રહ્યો હતો. મહાશ્વેતા મુનિકુમારના સૌદર્ય ઉપર મોહ પામી, મુનિકુમાર પણ તેને જોઇ મોહ પામ્યો મહાશ્વેતાએ તે મુનિકુમારના મિત્રને પુછ્યું કે—"આ કોણ છે ? તેના કાનમાં જે પુષ્પ મજરીઓ છે તે કયા વૃક્ષની છે ? તેણે કહ્યુ કે "તેનું નામ પુડરીક છે, તેના કાનની મજરીઓ પારીજાતક વૃક્ષની છે અને તે નદનવનમાથી દેવતાએ અર્પણ કરી છે" આ વાત સાંભળી પુડરીકે આવી કહ્યુ કે: "તમારે એ મંજરીઓ જોઇતી હોય તો લ્યો તમે પહેરો, ' આમ કહી તેણે પુષ્પમજરીઓ પોતાના કાનમાથી કાઢી મહાશ્વેતાને પહેરાવી.

આ વખતે બનેના મનમા કામ ઉત્પન્ન થયો. પુંડરીકે માળા આપવા જતાં હાથ કપ્યો અને માળા નીચે પડી ગઇ, તે લઇ મહાશ્વેતાએ કઠમા પહેરી લીધી પછી કુમારને પ્રણામ કરી પોતાની સખીઓ સાથે ત્યાંથી ચાલી ગઇ તે અચ્છોદ સરોવરમાં સ્નાન કરી માતા સાથે હેમકૂટ ઉપર ગઇ, પણ તેનુ મન તો પુડરીકમા જ રહ્યુ.

પાછળથી એક સખીએ આવી એક પત્રીકા આપી. તે પુડરીકની લખેલી હતી તે વાચી વધુ વિહ્વળ થવા લાગી. તે દાસી સાથે તે મુનિકુમાર વિષે વાત કરતી હતી ત્યા પુડરિકનો મિત્ર કપિંજલ ત્યાં આવ્યો અને કહ્યુ કે. "તમારા સમાગમ વગર મારા મિત્ર પુડરિકનો પ્રાણ જવા બેઠો છે." આ વાત થાય છે ત્યાં તેની માતા પાછળથી

આવતી જણાઇ અને તેથી કપિંજલના ગભરાટનો પાર રહ્યો નહિ કપિંજલ ત્યાથી ધીમે રહીને ચાલ્યો ગયો. પછી મહાશ્વેતા પોતાની સખી તરલિકાને લઇ પુડરીક પાસે જવા નીકળી.

પુડરિકે મહાશ્વેતાને જોઇ ત્યારથી તેને મેળવવાને માટે તેનું મન તલપી રહ્યુ હતુ તેને મહાશ્વેતા વગર ચેન પડયુ નહિ તે કામથી વિવશ થઇ ગયો આખરે તે મહાશ્વેતાના વિયોગથી તરફડી મરણ પામ્યો. તેના મરણથી તેનો મિત્ર કપિંજલ છાતીફાટ રડવા લાગ્યો મહાશ્વેતા બાન-હથી તેને મળવા આવતી હતી પણ તેને મરેલો જોઇ દુખ પામી, તેણે પણ શોકથી રડવા માડયુ પોતે મનથી માનેલા પતિ સાથે બળી મરવા તૈયાર થઈ પણ આકાશવાણી થઇ કે "તું પ્રાણ ત્યાગ કરીશ નહિ તને તારા પતિનો સમાગમ થશે" કપિંજલ મિત્રના શોકથી દુખી થયો અને તેના પ્રાણને છોડવવા આકાશમા જવા લાગ્યો. મહાશ્વેતાએ ત્યા આખી રાત રડી રડીને કાઢી

બીજે દિવસે સરોવરમા સ્નાન કરી મુનિકુમારના કમંડલ વલ્કલ અને માળા પહેરી. સફેદ વસ્ત્રો ધારણ કરી ત્યા જ આવેલી એક ગુફામા રહી તપસ્વિનીનુ જીવન ગાળવા લાગી ત્યા આગળ એક શકરનું દેવળ હતુ. તેમની પુજા કરી તે આખો દિવસ ઇશ્વરની આરાધના કરવામા ગાળતી. તેની વાત સાભળી તેના માતપિતાને શોક થયો તેની નાનપણની સખી કાદમ્બરીએ તેની આવી દશા જોઇ, પોતે પણ લગ્ન નહિ કરવાનો નિશ્ચય કરી તેની સાથે રહેવા લાગી

પુડરિકનો જન્મ ઉજ્જયીનીના રાજા તારાપીડના મત્રી શુકનાસને ત્યા વૈશપાયન તરીકે થયો એક વખતે તે રાજકુમાર ચન્દ્રાપીડ સાથે શિકાર કરવા વનમા ગયો હતો ત્યા તેની દૃષ્ટિ મહાશ્વેતા ઉપર પડી. તેને જોઇ તેને પૂર્વજન્મના સ્નેહથી મોહ ઉત્પન્ન થયો. તે એક શિલા ઉપર સૂતી હતી ત્યા જઇ વૈશપાયને તેના કાનમા કાંઈ વાત કરી. તેથી મહાશ્વેતા જાગી અને પરપુરૂષને આવી રીતે પોતાની સાથે અમર્યાદપણે વર્તતો જોઇ ક્રોધ કરી શાપ આપ્યો કે,–'તુ પોપટની પેઠે બોલે છે માટે પોપટમાં તારો જન્મ થશે." આ શાપથી તે તરતજ ત્યા મરી ગયો અને તેનો જન્મ પોપટમા થયો.

પોપટ થયેલો પુંડરિક એક વખતે પારધીની જાળમા ફસાયો. તેને પકડી તેની કન્યા લક્ષ્મી શુદ્રક રાજા પાસે ગઇ. ત્યા તેના શાપનો અંત આવતા પોપટનો દેહ છોડી દીધો અને પોતાના મુળ દેહને પામી કપિંજલ સાથે આકાશમાથી ઉતરી મહાશ્વેતા પાસે આવ્યો મહાશ્વેતા જે પોતે મનથી માનેલા પતિના વિયોગથી પતિવ્રતપણું પાળી તપસ્વી જીવન ગાળતી હતી તે પુડરીકને ઘણા વર્ષે મળી આનંદ પામી પછી તેમનુ લગ્ન થાય છે અને સુખે આનદને ભોગવે છે પોતાના મનથી માનેલા પતિના વિયોગથી મહાશ્વેતાએ કેટલું કષ્ટ વેઠયુ પતિવ્રત પાળવામા કેટલુ કષ્ટ વેઠયુ છતા પણ પતિનું સ્મરણ કરી ઘણા વર્ષ સુધી વિયોગને સહન કર્યો તો અતે સુખ મળ્યુ. મહાશ્વેતા કાદમ્બરીની વધુ વાત હવે પછી કાદમ્બરીના ચરિત્રમા કહેવાશે

સતી સ્ત્રીઓ પતિની સાથે આવો સ્નેહ રાખી શકે છે. તેનાથી એક પળવાર પણ પતિનો વિયોગ સહન થઈ શકતો નથી તેની બેન કાદમ્બરી પણ સતી હતી

---

## કાદંબરી અને ચન્દ્રાપીડ.

પૂર્વે થઇ ગયેલા ગધર્વના રાજા ચિત્રરથની પુત્રી મદિરાની પુત્રીનુ નામ કાદમ્બરી હતુ કાદમ્બરી અને મહાશ્વેતા બને સખીઓ હતી મહાશ્વેતાએ મનનો માનેલો પતિ પુડરિક મરણ પામ્યો અને મહાશ્વેતા વિધવા થઇ એ વાત કાદબરીએ જાણી તેથી તે ઘણી દિલગીર થઇ અને પોતે પણ લગ્ન કરવાની ના પાડી તેના માતાપિતાએ ઘણુ સમજાવી પણ તેણે માન્યું નહિ આ જાણી મહાશ્વેતાએ પોતાની સખી તરલિકાની જોડે તેને લગ્ન કરવાનો સદેશો મોકલ્યો તેના જવાબમા તેણે મહાશ્વેતાને કહેવરાવ્યુ કે –"તારા જેવી સખી વિધવા થઇ દુખ વેઠે છે તો પછી મારે પરણી સુખ શુ કામ ભોગવવુ ? તુ પતિવિરહથી પરપુરુષનુ મુખ સરખુ જોતી નથી તો મારે પરપુરુષનો વિચાર શા માટે કરવો ? તારા ઉપરના પ્રેમને લીધે મારાથી લગ્ન કરી સુખ ભોગવી શકાશે નહિ માટે તું હવે આગ્રહ કરીશ નહિ."

આ વખતે તારાપીડ નામનો રાજા હિંદુસ્તાનમાં રાજ્ય કરતો હતો તેના પુત્રનું નામ ચંદ્રાપીડ હતું મહાશ્વેતાનો પતિ પુંડરીક બીજા જન્મે આ રાજાના કારભારીને ત્યાં વેશંપાયન તરીકે જન્મ્યો હતો તે બંનેને મિત્રતા હતી, એક વખતે ચન્દ્રાપીડ પોતના મિત્ર વૈશંપાયન અને બીજી સેના લઇને દિગ્વિજય કરવા નીકળ્યો હતો તેવામાં એક કિન્નરના જોડાને હિમાચલ ઉપર હમતુ રમતુ જોઇ ચંદ્રાપીડે ઘોડો તેના તરફ દોડાવ્યો તે જોડું ગેબ જતુ રહ્યું પણ તે ચાલતો ચાલતો કાદમ્બરીની સખી મહાશ્વેતા પતિ વિયોગે રહી જ્યાં શંકરની આરાધના કરતી હતી ત્યાં આવી ચઢ્યો. દેવકન્યા જેવી આ સ્ત્રીને તપસ્વીની તરીકે જીવન ગાળતા જોઇ તેને આશ્ચર્ય થયું, તેને જોઇ મહાશ્વેતાએ વિવેકપૂર્વક સન્માન આપ્યું અને પુછવાથી પોતાને તપ કરવાનું કારણ કહી બતાવ્યું

મહાશ્વેતાએ ચંદ્રાપીડને રૂપ ગુણવાન જોઇ કાદમ્બરી પાસે લઇ જવાનું ધાર્યું, તેણે કહ્યું કે "હે કુંવર! હેમકૂટ પર્વત ઉપર ચિત્રરથ રાજા રાજ્ય કરે છે માટે ત્યાં પધારો? ત્યાં કાદમ્બરી લગ્ન કરવા ના કહે છે તેને આપણે સમજાવીશુ તમારા સમાગમથી દુખી હૃદયને આશ્વાસન મળશે" આ સાંભળી તેણે કહ્યું કે "ભગવતી! તમારી આજ્ઞા પ્રમાણે હું આવવા તૈયાર છુ" આથી બંને જણા હેમકૂટ તરફ ગયા ત્યાં ચિત્રરથ રાજાનો વૈભવ દેવ જેવો હતો બંને જણ કાદમ્બરીના મહેલમાં ગયા કાદમ્બરી વસ્ત્રાભુષણ પહેરી સખીઓની મધ્યમાં બેઠી હતી. તેનું રૂપ અને તેજ કોમળપણુ પુરુષને મોહ પમાડે તેવા હતા

કાદમ્બરીએ પોતાની સખી મહાશ્વેતાને આવેલી જોઇ તેથી હર્ષથી તરત જ ઉઠી તેના ગળે વળગી પડી બંને સખીઓ પરસ્પર ભેટી હર્ષાશ્રુ પાડવા લાગી મહાશ્વેતાએ ચંદ્રાપીડનુ ઓળખાણુ પાડયું ચન્દ્રાપીડનુ રૂપ પણ એવુ હતુ કે તેને જોતા જ કાદમ્બરીનુ મન મોહવશ થઇ ગયું તેણે વેગળેથી તેને પ્રણામ કર્યા અને મહાશ્વેતા સાથે એક પલંગ ઉપર પોતે બેઠી. ચન્દ્રાપીડને પણ સામેના આસન ઉપર બેસાડયો બંને સખીઓ સુખ દુઃખની વાતો કરવા લાગ્યા, પછી પાનનાં બીડા બનાવ્યા. તે પાન લઇ કાદમ્બરી મહાશ્વેતાને આપવા લાગી ત્યારે મહાશ્વેતાએ કહ્યું કેઃ—"સખી!

મેં તો લીધુ છે પણ આ મેમાન આવ્યા છે તેમને ( ચન્દ્રાપીડને ) આપ. આ સાભળી કાદમ્બરી શરમાઇ અને બોલી કે.-" બ્હેન ! તેમની સાથે ઓળખાણ ન હોવાથી આપતા શરમાઉ છુ માટે તુ આપ. "

મહાશ્વેતાએ ફરી પણ તેને જ પાન આપવાનો આગ્રહ કર્યો તેથી કાદબરી ધડકતા હૃદયે પાન આપવા ઉઠી અને આડી નજરે ચન્દ્રાપીડને પાન આપ્યુ. આમ વાતો થતી હતી ત્યા રાજા ચિત્રરથ અને રાણી, મહાશ્વેતાને મળવા આવે છે એમ દાસીએ કહ્યુ. એટલે મહાશ્વેતાએ કહ્યું કે " ચન્દ્રાપીડ કયા ઉતરશે ? " ત્યારે કાદમ્બરીએ કહ્યુ -" સખી, એમાં સવાલ શો ? જ્યા તેમની મરજી હોય ત્યા ભલે ઉતરે. " એટલે મહાશ્વેતાએ ચન્દ્રાપીડનો મુકામ પ્રમોદવનમા આવેલા મણિમહેલમા કરાવ્યો, અને તે રાજા ચિત્રરથ- મળવા ગઇ.

ચંદ્રાપીડ મહાશ્વેતાના મહેલમાથી પછી મણિમહેલમા ગયો. ત્યાં પાથરેલા એક પલગમાં પડયો પડયો વિશ્રાતિ લેવા લાગ્યો થોડીવારે મદનલેખા ચન્દન અને પુષ્પના હાર લઇને આવી અને તેને પહેરાવ્યો. કાદમ્બરીનુ મન ચન્દ્રાપીડને જોઇ કામવશ બની ગયુ હતું, તેનો લગ્ન ન કરવાનો આગ્રહ મનમાંથી છુટી ગયો હતો તે પોતાના મહેલની અગાશી ઉપર ચઢીને ચન્દ્રાપીડને જોવા લાગી.

સાયકાળે કાદંબરી તેને મળવા આવી, તેને જોઈ પોતે પલગ ઉપરથી બેઠો થયો. કાદબરી આવીને નીચે બેઠી એટલે ચન્દ્રાપીડ પણ નીચે બેઠો, ચન્દ્રાપીડે કહ્યુ કે " મારામાં એવુ શુ છે કે આપ આટલી બધી કૃપા કરો છો ? આ સેવક પાસેથી આપને યોગ્ય લાગે તે માગી લ્યો. " આવામા મદન ખા બોલી કે ' તમે સેવક કહીને બોલો છો, તેથી મારી સખીને દુખ લાગશે તમારૂ સર્વસ્વ મારી સખીએ સ્વીકાર્યું છે માટે હવે બીજી વાતો ન કરો ' પછી થોડીવાર ઉજ્જયીની નગરી કેવી છે ? રાજા શુ કરે છે વિગેરે વાતો કરી મોડી રાતે કાદમ્બરી પોતાના મહેલમાં જઇ સુઈ રહે, અને ચન્દ્રાપીડ પણ સુઇ ગયો.

સવારમાં ઉઠી સન્ધ્યાદિ કરીને કાદમ્બરી તથા મહાશ્વેતાને તે મળ્યો તે ત્યાંથી પછા રજા લઇને ગંધર્વો સાથે અચ્છોદ સરોવર પર આવ્યો, ગધર્વોને રજા આપી. પછી ત્યા બીજે દિવસે કેયુરકે આવી ચન્દ્રાપીડને

કહ્યું કે. " તમારા વગર કાદમ્બરીને ચેન પડતું નથી માટે ફરી આપ પધારો. " તેથી તે ફરી હેમકુટ ગયો અને કાદમ્બરીને મળી આશ્વાસન આપી પાછો આવ્યો, બીજે દિવસે તેના પિતાનો તેને તેડાવવાનો પત્ર આવ્યો, તેથી તે પોતાની સેના પોતાના મિત્ર વૈશંપાયનને સોપી પોતે એકલો અવંતી ગયો.

તે ઘેર આવ્યો પણ તેને કાદમ્બરી સિવાય ચેન પડયુ નહિ, આ તરફ કેટલાક દિવસ પછી કેયુરકે આવી કહ્યુ કે' જો તમારે કાદમ્બરીને જીવતી રાખવી હોય તો તેની પાસે ચાલો, તે તમારૂ સ્મરણ કરી વિયોગથી મરવા જેવી થઇ ગઇ છે. પોતાનુ સૈન્ય મેઘના સાથે પાછુ આવ્યુ પણ મિત્ર વૈશપાયન આવ્યો નહોતો તેથી ચન્દ્રાપીડને ચિંતા થવા લાગી તેથી તેને શોધવા માટે તે માબાપની રજા લઇ અવંતીથી નીકળી અચ્છોદ સરોવર પાસે આવ્યો. શોધતા વૈશપાયનનો પત્તો લાગ્યો નહિ.

તે વૈશપાયન વિષે પુછપરછ કરવા મહાશ્વેતા પાસે ગયો તો ત્યાં મહાશ્વેતાને રડયા કરતી જોઇ તેને રડતી જોઇ તેણે કહ્યુ કે-" કેમ રડો છો ?" આ સાભળી મહાશ્વેતાએ કહ્યું કે " આપના ગયા પછી હું અહિ આવી અને આપના જેવા રૂપવાન એક કુમાર મારી પાસે આવ્યા મને જોઇ તેમની નજર બગડી અને મારા સતીપણાને કલંક લગાડવાનો તેમણે વિચાર કર્યો. તે મારી પાછળ પાછળ ફરવા લાગ્યા મે તેમની તે વાત જાણી ઘણા સમજાવ્યા પણ ન સમજ્યા એક વખત હું શીલા ઉપર સુઈ ગઇ હતી, તે વખતે તે પાછળથી આવી પોતાની દુષ્ટેચ્છા તૃપ્ત કરવા પ્રયત્ન કરવા લાગ્યા. તેથી હુ ભયથી એકદમ ઉઠી ગઇ અને ક્રોધથી તેને શ્રાપ આપ્યો કે-" તું પોપટ માફક સમજ્યા વગર બોલે છે માટે જા પોપટ થઇને જનમ. " મારો શ્રાપ થવાથી તરતજ તે મરી ગયા. તેના મરણ પછી મને ખબર પડી કે તે આપના મિત્ર હતા, અને મારાથી મહા અપરાધ થયો તેથી હવે કલ્પાંત કરૂ છુ.

બને મિત્રો વચ્ચે અવર્ણનીય સ્નેહ હતો ચન્દ્રાપીડે પોતાના મિત્ર વૈશપાયનના મરણની વાત સાભળી તરતજ પોતાનો પ્રાણ ત્યાગ કરી દીધો, આમ એકાએક ચન્દ્રાપીડને મરી ગયો જાણી મહાશ્વેતા તથા

તેની સખી તરલિકા ગભરાટમાં પડી ગયા આ તરફ કાદમ્બરી પણ ચન્દ્રાપીડના આવવાની વાત જાણી ત્યા આવી ચઢી, તેને પોતાના પ્રીતિપાત્ર ચન્દ્રાપીડને મરણ પામેલો જોઇ મૂર્ચ્છા આવી ગઇ થોડીવારે તેને ચેતન આવતા ગડફડળ કરવા લાગી તેણે ચન્દ્રાપીડના શબને પોતાના ખોળામાં લઇ બળી મરવાનો વિચાર કર્યો પણ આ વખતે આકાશવાણી થઇ કે 'તું એ શબને બાળીશ નહિ તેમ તું પ્રાણ ત્યાગ કરતી નહિ શબને એમને એમ રહેવા દેજે' આથી કાદમ્બરીએ બળી મરવાનો વિચાર મધ રાખ્યો અને શબને જાળવી રાખ્યુ

આ તરફ ચન્દ્રપીડ અને વૈશપાયન ના આવ્યાથી તેમની ખબર કાઢવા રાજાએ માણસો મોકલ્યા. તેમણે તપાસ કરી તેમના મરણના સમાચાર રાજાને કહી મભળાવ્યા તેથી સર્વ દિલગીર થઇ વિલાપ કરવા લાગ્યા ચંદ્રાપીડનુ શબ હજુ છે તેવું ને તેવુ છે એમ જાણી સર્વ તે તરફ ગયા તેમને આવતા જોઇ મહાશ્વેતા દુખની મારી ગુફામાં પેસી ગઇ અને કાદમ્બરી દુઃખની મારી મુર્છિત થઇ પડી રાજા તારાપીડ અને રાણી વિલાસવતી તથા પ્રધાન શુકનાશ અને તેની સ્ત્રી મનોરમા રડતા રડતા આવી પહોચ્યાં તેમણે ચન્દ્રાપીડનું શબ જોઇ છાતીફાટ રડવા માડયુ અને વિલાપ કરવા લાગ્યાં

થોડીવારે શાંત થઇ કાદમ્બરી જે મુર્છા ખાઇને પડી હતી તેને રાણીએ જાગ્રત કરી. તેનો પોતાના પુત્રના શબને આટલા દિવસ જાગતી રાખવા બદલ ઉપકાર માનવા લાગ્યા પુત્ર શોકથી રાજા રાણીનો આ સંસાર ઉપરથી મોહ ઉડી ગયો અને તેમણે કાદમ્બરીને પુત્રના શબને જાગવવાનુ કહી વનમા વાસ કર્યો.

કેટલાક વખત પછી વસન્તઋતુ બેઠી, ચૈત્ર માસમા વન ચારે બાજુ લતાપલ્લવોથી ખીલી રહ્યુ હતુ એક દિવસ સંધ્યાકાળે કાદમ્બરીએ સ્નાન કરી ચન્દ્રાપીડના શબને પણ સુગંધી જળથી સ્નાન કરાવ્યુ તેના માથે પુષ્પનો મુકુટ પહેરાવ્યો શીતળ ચદનના લેપ કર્યો. શરીરે વસ્ત્રાલકારો પહેરાવ્યા પછી તે શબના મુખ સામે કામવાસનાથી ટગર ટગર જોવા લાગી અને વખતે મહાશ્વેતા જોતી તો નહિ હોય એવા વિચારથી આજુબાજુ જોતી હતી, એકાંત હતું, વસન્તનો પવન વાઇ રહ્યો હતો પતિને ભેટવાને

તત્પર થઇ રહેલી કાદમ્બરીએ એકાંતનો લાભ લઇ ચન્દ્રાપીડના શરીરને બે હાથવડે આલિંગન કર્યું. કાદમ્બરીનું અમૃતમય શરીર શબની સાથે આલિંગન થતા તરતજ ચન્દ્રાપીડના શબમા પ્રાણ આવ્યા. તેના હૃદયમા ચેતન આવી શ્વાસ લેવો ચાલુ થયો આંખો ઉઘડી અને જાણે ઉંઘમાથી કોઇ માણસ જાગે તેમ ચન્દ્રાપીડ જીવતો થઇ આલિંગન કરેલી કાદમ્બરી ! સુખમાં વધારો કરતો બોલ્યો કે "પ્રિયે ! હવે હું સજીવન થયો છુ તારા જેવી અમૃતમાથી ઉત્પન્ન થયેલી સ્ત્રીનો સ્પર્શ થતાં મૃત્યુ હોયજ કયાં ? આજે મારો શાપ પૂરો થયો છે હવે આનંદને ભોગવ"

આ તરફ મહાશ્વેતાનો પતિ પુંડરીક કે જેણે વૈશપાયનનો જન્મ લીધો હતો અને પોતાની પત્નીના જ શાપથી મરણ પામ્યો હતો તે પણ જીવતો થયો તે ચન્દ્રાપીડ પાસે આવી પહોચ્યો તે જોઇ કાદમ્બરી મહાશ્વેતા પાસે પુંડરિક અને ચન્દ્રાપીડ જીવતા થવાની વધામણી ખાવા ગઇ. આ સમચાર રાજા તારાપીડ તથા રાણીને, પ્રધાન શુકનાસ તથા તેમની પત્નીને મળ્યા એટલે સર્વો ત્યા આવ્યાં અને ચન્દ્રાપીડ તથા પુંડરિક જીવતા થયા જાણી કલેશનો ત્યાગ કરી આનંદ માનવા લાગ્યા

આવી રીતે કાદમ્બરી અને સતી મહાશ્વેતા પોતપોતાના પતિને મેળવી સુખ ભોગવવા લાગ્યા કાદમ્બરી પતિસેવા કરી આનંદ માનતી જેણે પોતાના મરણ પામેલા પતિના શબની આટલી બધી સેવા કરી તે પોતાના પતિ જીવતા થયા પછી કેટલી સેવામા તત્પર રહેતી હશે તેનો આપણે જ વિચાર કરવો ઘટે છે, આવીજ રીતે સતી શકુંતલાનુ ચરિત્ર પણ આદરણીય છે.

---

# શકુંતલા—દુષ્યંત.

શકુન્તલાનો જન્મ વિશ્વામિત્ર દ્વારા મેનકા અપ્સરાને પેટે થયો હતો. તેને જન્મ આપીનેજ તેના માતા મેનકા અને પિતા વિશ્વામિત્રે તેનો ત્યાગ કર્યો હતો. જેથી તે નાનપણમાથી જ કણ્વઋષિને ત્યાં ઉછરી મોટી થઇ હતી. શકુંતલાએ મેનકા જેવી વિશ્વામિત્રને મોહ પમાડી તપથી ભ્રષ્ટ કરનાર મોહિની અપ્સરાની પુત્રી હતી તેથી તે અત્યંત રૂપાળી હતી. તેણે મહાત્મા કણ્વમુનિના આશ્રમમાં રહીને ઘણો સારો અભ્યાસ કર્યો હતો, તેને સાથે

અતિથીનો સત્કાર કરવાનુ કામ હતું. મુનિએ તેને વિવેકી અને ધર્મનિષ્ટ બનાવી હતી.

એક વખતે પુરૂવંશનો રાજા દુષ્યંત મૃગયા રમવાને તે વનમા આવી ચઢ્યો. તે મુનિનાં દર્શન કરવાને આશ્રમમા આવ્યો અને પુછ્યુ કે: "મુનિ છે ?" રાજાને આ પ્રમાણે પૂછતો જોઇ તપસ્વિનીના વેશમા રહેલી સ્વરૂપ સૌદર્યવાન શકુંતલાએ પણ કુટીમાંથી બહાર આવી કહ્યુ કે—'ગુરુજી બહાર પધાર્યા છે. આવો, પધારો ?" આમ કહી તેણે રાજાને બેસવા માટે આસન આપ્યુ અને પાણી વિગેરેથી સત્કાર કરીને પુછ્યું કે " શી આજ્ઞા છે ?" રાજાએ કહ્યુ કે. હું તો માત્ર મુનિના દર્શન કરવા જ આવ્યો હતો" તેથી શકુન્તલાએ કહ્યું કે " બેસો હમણાજ આવશે."

આમ થોડીવાર વાતચિત કરી શકુંતલાનુ રૂપ જોઈ રાજાને મોહ લાગ્યો. તેણે શકુંતલાને કહ્યુ કે—' તે મારો અતિથીસત્કાર કરી મારા હૃદયને જીતી લીધુ છે તુ ક્ષત્રિયાણી હોઇ આ વનમા રહેવાને લાયક નથી. તુ તો રાજવૈભવ ભોગવવાને લાયક છે તારી ઇચ્છા હોય તો મારો વિચાર તને મહારાણી બનાવવાનો છે. આ સાભળી શકુંતલા શરમાઇ ગઇ અને શરમથી નીચુ જોઇ બોલી કે " લગ્નની બાબતમા મારા ધર્મપિતા કણ્વ જે કરે તે ખરૂ, " આમ કહી શકુંતલા ઉભી થઇ અંદર જવા લાગી એકાંત જોઇ રાજાએ તેનો હાથ પકડી કહ્યુ " આમ જવાય કે ? અતિથીની સેવા કોણ કરશે ? ક્ષત્રિયો તો ગાધર્વવિવાહ કરી શકે છે તુ ઉમ્મર લાયક છે તેથી જો તારી મરજી હાય તો લગ્નની બાબતમાં પતિ પત્નીના પરસ્પરના પ્રેમની જ જરૂર છે તુજ તારૂ દાન કરવા યોગ્ય છે. "

રાજાનુ રૂપ જોઇ શકુંતલા પણ મોહ પામી હતી, રાજાનો આગ્રહ જોઇ તે પણ શરમાઇ મનમા ને મનમા હસવા લાગી શકુંતલાનુ માન અને હાસ્ય જોઇ રાજાએ તેની સમ્મતિ માની લીધી અને ત્યાં ગાધર્વ વિવાહથી લગ્ન કરી દીધા શકુંતલા પણ લગ્નથી રાજી થઇ. પછી તે પરસ્પર આનંદ ભોગવવા લાગ્યા થોડીવારે રાજા તેની રજા લઇ નગરમાં જવા તૈયાર થયો તેને જતા જોઇ શકુંતલાએ કહ્યુ " મહારાજ, આપ તો જાવ છો, પણ હવે મારી શી વલે ?" આથી રાજાએ કહ્યુ " તારે ચિંતા કરવી નહિ, હું શહેરમાં જઇ તને તેડવા મોકલીશ."

આ પછી રાજા નગરમા ગયો અને શકુતલા ઘરકામ કરવા લાગી. થોડી-વારે કણ્વઋષિ આશ્રમમાં આવ્યા, તો શકુંતલાને શરમથી અકુ જોઇ ઉભેલી દીઠી. મુનિએ પોતાના તપના પ્રભાવથી તેના મળથી બનેલી વાત જાણી લીધી તેમણે શકુતલાને સાત્વન આપી કહ્યુ કે "! તે ધર્મ-વિરૂદ્ધ કામ કર્યું નથી માટે ગભરાઇશ નહિ, ક્ષત્રિયો ગાધર્વ વિવાહથી પરણી શકે છે. તે જેને પતિ તરીકે માની લીધો તે પુરૂવશનો મોટો રાજા છે " આવી શકુતલા નિર્ભય થઇ કહેવા લાગી કે " પિતાજી, મને જે પુત્ર થાય તે મહાન પરાક્રમી અને પુરુવશનુ રાજ્ય કરે તેવો થાય એવું માગુ છુ " કણ્વે એ માભળી તેને તેમ થશે તેવો આશીર્વાદ આપ્યો

શકુતલાને નગરમાથી કોઈ તેડવા ન આવ્યુ, જેથી તે આશ્રમમાજ રહી, તેને દશમે મહિને પુત્રનો જન્મ થયો તે પુત્ર નાનપણુમાથી જ પરાક્રમી જણાતો હતો હસ્તની રેખાઓ પણ ઘણી સારી હતી. માથુ મોટુ હતુ. સ્વરૂપ દેવ જેવુ સુદર હતુ. તે કુમાર છ વર્ષનો થયો ત્યારે આશ્રમની બહાર વનમા રમતા રમતાં વાઘ, સિહ વિગેરે હિંસક પશુઓને પકડી લાવતો અને કુતરાની માફક તેમને બાધી રમાડતો, આથી તેનુ નામ ઋષિએ સર્વદમન પાડયુ કુમાર ઉમ્મર લાયક થયો એટલે ઋષિએ શકુતલાને કહ્યુ કે " પુત્રી, હવે કુવર યુવરાજના અભિષેકને લાયક થયો છે માટે તું તેને લઇ સાસરે જા, મોટી ઉમ્મર થયા પછી કન્યાએ સાસરે રહેવુ જોઇએ, ઘણો વખત પીયેરમા રહેવાથી કન્યાના ચરિત્રને અને કીર્તિને કલક લાગે છે ને ધર્મને હાન થાય છે. માટે તારે સાસરે જવુ સારૂ છે. " શકુતલાને પણ હવે સાસરે જવાનુ મન થયું હતુ તેથી તે પુત્રને લઇ ઋષિની આજ્ઞાથી રાજા પાસે જવા તૈયાર થઇ. મુનિના શિષ્યો તેને મૂકવા ગયા. શકુતલા સાસરે જતી વખતે ઋષિ તથા ઋષિપત્નીને તેના સ્નેહથી ઘણુ લાગી આવ્યુ. મુનિએ સુખી થવાનો આશિર્વાદ આપ્યો. પિતામાતાના સ્નેહમાંથી છુટાં પડી સાસરે જતા શકુંતલાને પણ આસુ આવી ગયાં. સર્વના આશિર્વાદ મળ્યા.

શકુન્તલાને મુનિના શિષ્યો પુત્ર સાથે હસ્તિનાપુરમા દુષ્યંત રાજા પાસે લઇ જઇ તેમનુ ઓળખાણુ કરાવી પાછા ગયા શકુન્તલાએ સ્નેહથી રાજાને નમન કરી કહ્યુ કે -" રાજાજી ! આ પુત્ર તમારો છે. તમે કણ્વ-

ઋષિના આશ્રમમા મને જે વચન આપ્યું હતુ તે પાળો" આ સાભળી રાજા બોલ્યો કે —"તુ કોણ છે? હુ તને ઓળખતો નથી, મે તારી સાથે સબધ કર્યો હોય તે મને યાદ નથી માટે તારી મરજીમા આવે ત્યા જા"

આ સાભળી જાણે વજ્ર તુટી પડયું હોય તેવી વેદના શકુન્તાલાને થઇ. તે કોધથી આંખો ચઢાવીને બોલી કે—"રાજા ! તમે આપણા લગ્નની વાત જાણો છો છતાં અસત્ય બોલી તમારા આત્માને અને પુરુવશને કલક લગાડો છો. તમારામા રહેલો સાક્ષીરૂપ પરમાત્મા તે વાત જાણે છે જે મનુષ્ય પાપકર્મ કરે છે તે જાણે છે કે કોઇ જાણતુ નથી પણ તેની ભૂલ છે તેના કરેલા કર્મને સૂર્ય, ચન્દ્ર, અગ્નિ, વાયુ આકાશ, ભૂમિ, જળ, હૃદય, દિવસ, રાત્રિ અને સંધ્યાકાળ તથા ધર્મ જાણે છે જે અસત્ય બોલીને પોતાના અતરાત્માને ઠગે છે તેનુ કલ્યાણ થતુ નથી.

હુ પતિવ્રતા સ્ત્રી છુ આ વાત હું રાજસભા વચ્ચે કહું છુ પુરુષ પોતે જ પોતાની સ્ત્રીમા પુત્ર તરીકે જન્મે છે. તેથી સ્ત્રીને શાસ્ત્રમા જાયા કહી છે. પુત્ર પુ નામના નરકમાથી પિતાને તારે છે માટે તે પુત્ર કહેવાય છે જે સ્ત્રી ઘરકામમાં કુશળ, પ્રજાવાળી અને પતિ ઉપર પ્રીતિવાળી હોય છે તેને ભાર્યા કહે છે સ્ત્રી એ પુરુષના મિત્ર સરખી છે ધર્મ, અર્થ, કામ અને મોક્ષના મૂળરૂપ સ્ત્રી જ છે આપત્તિ વખતે તે પોતાના પતિને મિત્ર તરીકે મદદ કરે છે. સ્ત્રી ઘરકામમા પિતા સમાન, દુખમા માતા સરખી અને વિપત્તિમા વિશ્રામના સ્થાનરૂપ છે. સ્ત્રીને લીધે જ પુરુષનો ગૃહસ્થાશ્રમ છે માટે સ્ત્રી જ પુરુષનુ સર્વસ્વ છે પતિવ્રતા સ્ત્રી પતિને નરકમાથી તારનારી છે.

તાપથી તપતો પુરુષ જેમ શીતળ જળથી સ્નાન કરી શાત થાય છે તેમ આધિવ્યાધિથી પીડાતા પુરુષને સ્ત્રી શાતિ આપે છે. રતિ, પ્રીતિ, અને ધર્મના આધારરૂપ સ્ત્રી છે. સ્ત્રી ક્ષેત્રરૂપ છે તેમાં પતિનો આત્મા પુત્રરૂપે જન્મે છે. પોતાની સ્ત્રીને વિષે ઉત્પન્ન થયેલા પુત્રને જોઇને પુરુષ જાણે દર્પણમા જોતો હોય તેવો આનદ પામે છે. શરીરે ધુળથી રગદોળા-યલો પુત્ર જો પિતાના ખોળામા ચઢીને બેસે છે કે તેને ગળે વળગી પડી ભેટે છે તો તેના પિતાને તે વખતે જે આનદ થાય છે તેવો આનદ બીજા કશાથી થતો નથી. સ્ત્રીને પોતાના પતિનો સબધ આ લોક અને પરલોક એમ બન્ને લોકમાં છે.

મારા જેવી પતિવ્રતા સ્ત્રી અને કામદેવ સમાન રૂપાળો આ તમારો પુત્ર તમારા સામુ જોઇ ઉભા છીએ તો તમે અમારી અવગણના ન કરો. કીડી વિગેરે જંતુઓ પણ પોતાના ઈંડાનું રક્ષણ કરે છે, તો તમે ધર્મજ્ઞ થઇને અમારૂં કેમ રક્ષણ કરતા નથી? આ પુત્ર ભવિષ્યમા બળવાન રાજા થવાના છે. તેને આલિંગન કરી સુખનો લાભ લ્યો. હું સુવાવડી હતી ત્યારે આકાશવાણી થઇ હતી કે, "આ પુત્ર આખા ભરતખંડનો રાજા થશે, અને સો અશ્વમેધ યજ્ઞ કરશે" મે પૂર્વે શા પાપ કર્યા હશે કે જન્મતા જ મારા માતાપિતાએ ત્યાગ કર્યો અને અત્યારે તમે મારો ત્યાગ કરવા બેઠા છો? તો ભલે મારો ત્યાગ કરશો તો હું આશ્રમમા જઇ રહીશ

આ સાભળી રાજા બોલ્યો કે 'તું કોઇ જુઠી સ્ત્રી મને વળગી પડવા આવી હોઉ એમ મને લાગે છે. માટે ચાલી જા? મે તારી સાથે લગ્ન કર્યાનું યાદ આવતુ નથી' આ સાભળી શકુન્તલાએ કહ્યું કે "તમે મારા પતિ થઇને અસત્ય બોલો છો તેની હું શરનાઉં છુ મુર્ખ માણસો અન્યના દોષને ગ્રહણ કરે છે, પણ સાધુ પુરૂષો તો સદગુણોનેજ ગ્રહણ કરે છે. સજ્જનની નિંદા તો મુર્ખ જ કરે છે. પુત્રનો ત્યાગ કરવો એ ધર્મને ત્યાગ કરવા બરાબર છે તમે સત્ય ધર્મને પાળનાર હોવા છતા આવુ અસત્ય બોલો એ યોગ્ય ન કહેવાય સત્ય જેવો બીજો ધર્મ નથી માટે તમે સત્યનો ત્યાગ ન કરો. મારો અને આ પુત્રનો સત્યની ખાતર સ્વીકાર કરો. જો તમે ના કહેશો તો હું ચાલી જઇશ, પણ આ આ પુત્ર તમને જીતી તમારૂં રાજ્ય બળાત્કારે લઈ લેશે. આમ છતાં રાજાએ ન માનવાથી શકુન્તલા રીસ ચઢાવી પાછી વળી, પણ તરત જ આકાશવાણી થઇ કે "હે દુષ્યંત! શકુન્તલા તારી સાથે ગાંધર્વવિવાહથી પરણેલી સ્ત્રી છે, અને એ પુત્ર તારો છે માટે તેનો સ્વિકાર કર, અને પુત્રને રાજ્યાસન ઉપર બેસાડી તારી કીર્તિનો વધારો કર."

આ સાભળી દુષ્યંત પ્રસન્ન થયો અને કહ્યું કે. "હું જાણતો હતો કે શકુંતલા મારી સ્ત્રી છે છતા પણ જો તેને વગર તપાસે ઘરમાં રાખત તો લોકાપવાદ ચોંટત. અને મારી અને શકુંતલાની નિંદા કરત પણ આકાશવાણી થવાથી સર્વની ખાત્રી થઈ, માટે હવે તેમને બોલાવો." આ પછી

તેણે શકુંતલાને અને પુત્રને પોતાના રાજમહેલમા રાખ્યા અને આનંદ તેમને આલિંગન આપી સુખ ભોગવવા લાગ્યો

તેણે શકુંતલાને કહ્યુ કે "દેવી ! મે તમારૂ અપમાન કર્યું તેથી ખોટું લગાડશો નાહ. આપણો સબધ આશ્રમમા છુપી રીતે થયો હતો, તેથી મે તમારી તથા મારી પવિત્રતા સિદ્ધ કરવા તેમ કર્યું હતુ આથી લોકોને ખાત્રી થઇ છે માટે ક્રોધમાં કાંઇ વધુ બોલાયું હોય તો ક્ષમા કરશો" આમ કહી રાણીને રાજી કરી અને પુત્રને રાજ્યાભિષેક કર્યો.

શકુતલાએ પતિસેવા કરી પતિના સ્નેહને જીતી લીધો, ને રાજ્યકાર્યમા પણ કુશળ હતા, તેમણે નાનપણથી પુત્રને રાજ્યને યોગ્ય કેળવણી આપી બહાદુર બનાવ્યો હતો, આવી રીતે આ શકુન્તલાએ પોતાનું નામ પતિસેવા કરી પતિવ્રત ધર્મ પાળી જગતમા અમર કર્યું છે. માટે બ્હેનો ! આપણે તેમના ચરિત્ર ઉપરથી પતિસેવા કરવાનુ શિખવાનુ છે હાલ તો ગાંધર્વ લગ્ન થઈ શકતા નથી માટે તેવા રસ્તે કોઇએ ચઢી જવુ નહિં પણ પોતાના માબાપે જેને આપણા માટે પતિ તરીકે પસદ કરી લગ્ન કર્યા હોય તેને જ આપણે પ્રિય પતિ માનીને રહેવુ, તેને જ સુખ અને આનદ આપવા કાળજી રાખી પતિસેવા કરવી.

બીજી પવિત્ર સતીઓના જીવન ચરિત્રો સાભળો.

---

# મનોરમા–કાર્તવીર્યાર્જુન

મનોરમા કરીને પૂર્વે થઇ ગયેલી સતી ઘણી વિદ્વાન હતી, પતિની સેવા પરાયણ હતી, તેમનુ લગ્ન ચદ્રવશી મહારાજા કાર્તવીર્યાર્જુન સાથે થયુ હતું, કાર્તવીર્ય રાજાએ સપ્તદ્વીપા, અને સપ્તસાગરા પૃથ્વીને જીતી હતી. રાજા પોતે ઘણા ધર્મિષ્ટ હતા.

એક વખતે પરશુરામ સાથે રાજાએ યુદ્ધ કરવાની તૈયારી કરી ત્યારે તેમની પત્ની મનોરમા તેમને સલાહ આપવા સભામા ગઇ ત્યારે રાજાએ કહ્યું કે. હે પ્રિયે, મે જમદગ્નિ મુનિને યુદ્ધમા મારી નાખ્યા છે, જેથી તેમનો પુત્ર પરશુરામ ભાઇ ભાડુ સાથે મારી સાથે યુદ્ધ કરવા માટે નર્મદા

તટ સુધી આવી પહોચ્યો છે. તેણે મને યુદ્ધ કરવા આમંત્રણ કર્યું છે, અને તેમણે ભવાની પતિ પાસે વરદાન રૂપે કદી ચુકે નહિ એવાં અસ્ત્રો મેળવ્યાં છે, તે અસ્ત્રોથી તેમણે ૨૧ વાર નક્ષત્રી પૃથ્વી કરવાનો વિચાર કર્યો છે, પરશુરામનું નામ સાંભળી મને ભય થાય છે, મારૂં ડાબુ અંગ ફરકે છે. મને રાત્રે ખરાબ સ્વપ્નો આવ્યાં છે, હવે મારે શું કરવું તે કહે.

સ્વામીના વચન સાંભળી મનોરમાએ રડતે રડતે કહ્યું. હે મહારાજ, તમે મને પ્રાણથી પણ અધિક વ્હાલા છો, આપ મારી કલ્યાણકારી સલાહ સાંભળો. ભગવાન જમદગ્નિના પુત્ર પરશુરામે નારાયણનાં અંશરૂપે જન્મ ધારણ કર્યો છે, તે ઘણા બળવાન છે અને જગતનો સંહાર કરનાર શંકરના શિષ્ય છે, માટે મારી તો એવી સલાહ છે કે એમની સાથે યુદ્ધ ન કરવું. પાપાચારી રાવણને હરાવ્યાથી આપ બળવાન છો એમ માનો છો. પણ રાવણને આપે આપના બળથી જીત્યો નથી, તે તો એના પાપથીજ હાર્યો છે, જે માણસ ધર્મનું રક્ષણ નથી કરતો, તેનું આ જગતમાં કોઇ રક્ષણ કરતું નથી, એવા અધર્મી મનુષ્યો પોતાની મેળે જ નાશ પામે છે.

હે મ્હારાજ ! પુત્ર, ભાર્યા વગેરે સબંધીઓ, સુખ, વૈભવ એ સર્વ પાણીના પરપોટાની પેઠે થોડા વખતનું છે. એનો નાશ જરૂર થવાનો છે. આ સંસારને સ્વપ્નામાં દેખેલા પદાર્થોની પેઠે મિથ્યા ગણીને ડાહ્યા મનુષ્યો સદા ધર્મનો વિચાર કરવામા અને ભક્તિપૂર્વક તપ કરવામા ગાળે છે. હે પ્રભો, આપ શું દત્તાત્રેય મુનિનો ઉપદેશ ભૂલી ગયા ! જો તે ઉપદેશ સ્મરણમા હોય તો આપે વિપ્રની હિંસા કરવાનું મનમાં કેમ ધાર્યું ! આપ મૃગયા કરતા કરતા ભૂખ્યા તરસ્યા જમદગ્નિના આશ્રમે ગયા, ત્યા તેમણે તમને મિષ્ટાન્ન જમાડીને સારી રીતે આગતા સ્વાગતા કરી તો તેના બદલામાં તમે તેમની જ હત્યા કરી. જે કોઇ ગુરુ, બ્રાહ્મણ અને દેવનાનું અનિષ્ટ કરે છે તેના ઉપર દેવ કોપે છે. અને તેના ઉપર આપત્તિ આવે છે. માટે હવે તમે ગુરુ દત્તાત્રયનું સ્મરણ કરો. ગુરૂભક્તિથી લોકોની સઘળી વિપત્તિ ટળી જાય છે. માટે તમે ગુરૂભક્તિ કરી પરશુરામને શરણે જાઓ.

વિપ્રો અને દેવો પ્રસન્ન થાય તો ક્ષત્રીને કોઇ દિવસ કાંઇ વિઘ્ન નડતું

નથી. ક્ષત્રિયો બ્રાહ્મણોના દાસ છે માટે બ્રાહ્મણને શરણે જવામાં અપકીર્તિ થવાની નથી. બ્રાહ્મણો દેવતાથી પણ શ્રેષ્ટ છે, માટે જો તે પ્રસન્ન થશે તો આ આપત્તિ ટળશે માટે તમે પરશુરામને શરણે જાઓ !

આમ ઉપદેશ આપતી મનોરમા વિલાપ કરતી પતિ સામે જોતી હતી. વળી તેણે કહ્યુઃ હે મ્હારાજ, જરા વિલબ કરો, હું આપને થોડી સામગ્રી ખવરાવી લઉં, આપના આ સુદર શરીર ઉપર સુગધીદાર ચન્દન કસ્તુરીનો લેપ કરૂ હે નાથ, આપ થોડીવાર સિહાસન ઉપર બિરાજો, મારા હૃદય ઉપર વિલાસ કરો, આપ શય્યા ઉપર વિશ્રામ કરી લ્યો, હું ધરાઇને આપના દર્શન કરી લઉં. હે મ્હારાજ ! પતિવ્રતા સ્ત્રીનો પુત્ર કરતા પણ પતિ ઉપર અધિક સ્નેહ હોય છે.

મનોરમાના આ વાક્ય સાભળી પડિત મહારાજા કાર્તવીર્યાર્જુને મનોરમાને કહ્યુ કે.

હે પ્રિયે, મે તારી બધી વાત સાભળી છે. શોકાર્ત મનુષ્યની વાત સભામા માન્ય ગણવામા આવતી નથી. હે સુદરી ! સુખ, દુખ, ભય, શોક, લ્હડાઇ, ટટો સર્વ મનુષ્યોના શુભાશુભ કર્મોને લીધે થાય છે.

એ બધી કાળની ગતિ છે, કાળ કદી કોઇને રાજ્ય અપાવે છે તો કદી મૃત્યુ પણ કરે છે કાળની ગતિથી લોકો સસારમા જન્મ લે છે. પરમાત્મા તો જગતના અદષ્ટદાતા છે અને તેજ સર્વને તપ વિગેરેનું ફળ આપે છે. તેની આજ્ઞા વગર કોઇનો વિનાશ થતો નથી. પરમાત્માની આજ્ઞાથી જ સર્વ પદાર્થ ઉત્પન્ન થાય છે અને તેની જ આજ્ઞાથી લય થાય છે. માટે હું ઇચ્છાપુર્વક પરશુરામની સાથે લ્હડાઇ કરૂ છુ એમ ન માનતી.

હે પ્રિયે ! પરશુરામ નારાયણની કૃપાથી મહાબળવાન છે તે હું જાણું છુ. અને પરશુરામ પૃથ્વીને ૨૧ વાર નક્ષત્રી કરશે, તેને કોઇ રોકી શકશે નહિ, એ હુ જાણુ છુ હે વ્હાલી ! પરશુરામની પ્રતિજ્ઞા કદી નિષ્ફળ જવાની નથી. હુ તેમની સાથે યુદ્ધ કરી પરાજય પામીશ તે હું જાણું છુ. માટે તુ શાત થા, હુ ભવિષ્ય જાણવા છતા પરશુરામને શરણે જઇ શામાટે હલકો પડુ આ જગતમા આબરૂદાર મનુષ્યને માટે અપકીર્તિ કરતાં તો મત્યુ શ્રેષ્ટ છે

આમ પોતાની પત્ની મનોરમાને કહી રાજા કાર્તવીર્ય પરશુરામ સાથે લડવા માટે રણક્ષેત્રમા જવા તૈયાર થયા રાજાને ધનુષબાણ લઇ લડવા જતાં જોઇ સતી મનોરમા સ્તબ્ધ બની ઉભી રહી, તેણે પોતાના પતિને યુદ્ધમાં ન જવા ઘણી વિનંતી કરી, છતા જ્યારે રાજાએ ન માન્યુ એટલે તે કાર્તવિર્યને લઇ ક્રીડા ભવનમા ગઇ અને ત્યાં તેમને પાસે બેસાડી તેમના મુખકમળનું દર્શન કરતાં કરતાં તેમને વારંવાર સ્નેહથી ચુંબન કરવા લાગી મનોરમાને ઘણી ચિન્તા થઇ તેથી તેણે પોતાના પુત્રો વિગેરે સંબંધીઓને બોલાવ્યા. અને પતિ વિયોગ થશે એમ માની તેણે હરિનુ ધ્યાન ધર્યું અને યોગક્રિયાથી સંસાર ઉપરથી આસક્તિ છોડીને સ્વામિના પહેલા જ પોતાના પ્રાણ છોડી દીધા. આ વખતે પણ તેની દૃષ્ટિ સ્વામી તરફ હતી, અને તેના બંને હાથે તેણે પોતાના પતિને કંઠે આલિંગન અર્પ્યુ હતું

પોતાની પત્નીનુ મૃત્યું જોઇ કાર્તવીર્યાર્જુન વધુ વિલાપ કરવા લાગ્યો અને યુદ્ધ કરવાનો સંકલ્પ છોડી કહેવા લાગ્યો કે હે મનોરમા, ઉઠ તો ખરી, હુ યુદ્ધમા નહિ જાઉં, મારી સાથે મ્હેલમાં ચાલ, હુ પરશુરામ સાથે યુદ્ધ નહિ કરૂ, આમ વિલાપ કરવા લાગ્યો આ સાંભળી એકાએક દેવવાણી થઇ કે —

હે મહારાજ ! સ્થિર થાઓ, રડો છો શા માટે, તમે જ્ઞાનીઓમા શ્રેષ્ઠ છો, આ સંસાર પાણીના પરપોટા જેવો છે, તારી સાધ્વી પત્ની, દેવી મનોરમા કમળાના વિલાસ ભવનમાં ગઇ છે, તુ પણ રણક્ષેત્રમા જઇ વૈકુંઠમા આવ અને ત્યાં પત્નીને ભેટ " આવી દેવવાણી સાંભળી રાજાએ શોક ત્યજી દીધો અને મનોરમાની પુત્રના હાથે અંત્યેષ્ટી ક્રિયા કરાવી, બ્રાહ્મણોને દાન આપ્યુ અને પછી પોતે પરશુરામ સાથે યુદ્ધ કરવા ગયો. યુદ્ધમાં પરશુરામના હાથે તે મરાયો.

આવી પતિવ્રતા સ્ત્રીઓને ધન્ય છે. પતિ સ્નેહ સ્ત્રીઓમાં કેટલે સુધી હોઇ શકે તેનુ આ દૃષ્ટાંત ઉત્તમ છે પતિનો વિયોગ થશે, તેમનુ મૃત્યુ થશે એવુ નક્કી માનતા મનોરમાએ પોતાનો દેહ પાડી દીધો, ધન્ય છે સતી હોય તો આવી જ હોજો.

---

# ઉર્મિલા

મિથિલા નગરીના રાજા જનકની પુત્રી ઉર્મિલા હતા. ઉર્મિલા સીતાની બ્હેન અને લક્ષ્મણના પત્ની હતા.

રામચંદ્રને રાજ્યાભિષેકની તૈયારી વખતે ઊર્મિલાને અત્યંત આનંદ થતો હતો. પણ રામને વનવાસ જવું પડ્યું અને તેમની સાથે લક્ષ્મણે વનવાસ જવાની રજા માગી પતિને રામની સાથે ચૌદ વર્ષ વનવાસ જવાની વાત જાણી ઉર્મિલાના દુખનો પાર રહ્યો નહિ, પરણીને આવ્યા પછી થોડાજ સમયમાં પતિ વિયોગ સહન કરવાનો ઉર્મિલાને પ્રસંગ આવ્યો.

સીતા દેવી માફકજ ઉર્મિલા પણ પોતાના પતિ સબંધમાં ઉચ્ચ ભાવના હતી. તેણે પોતાના પતિને તેમના ભાઇ રામચંદ્રજી સાથે જવા દેઇ પોતે વિયોગ દુખ સહન કર્યું અને પતિને આડખીલી કરી નહિ

વનવાસમાંથી આવ્યા પછી એક ચિત્ર ઉપર ઉર્મિલાની છબી લક્ષ્મણને બતાવી સીતાએ પુછ્યુ કે લક્ષ્મણ આ કોણ છે? લક્ષ્મણ સીતાજીના કટાક્ષ સમજી ગયા અને શરમાઇ ગયા તેમણે સીતાજીના પ્રશ્નનો ઉત્તર ન આપતા તે ચિત્ર ઉપર હાથ મુકી ઢાંકી દીધું.

ઉર્મિલા સબંધમાં રામાયણમાં સ્પષ્ટ વાત લખાયલી નથી, પણ તે એક સતી હતા અને આદર્શ સ્ત્રી તરીકે તેમનો દરજ્જો ઉંચો છે.

---

# અન્નપૂર્ણા

એક દિવસે મહાદેવજીને પાર્વતીજી સાથે કલહ થતા મહાદેવજી ભિક્ષાની ઝોળી લઇ ત્રણ લોકમાં ભિક્ષા માગવા નીકળ્યા. આ વખતે દેવી અન્નપુર્ણા કાશીમાં રહી બધા લોકોને અન્નનુ દાન આપતા હતા, મહાદેવજીએ પણ તેમની પાસે ભિક્ષા લીધી હતી દેવી અન્નપુર્ણાએ દેવીનુ નામ છે. ચૈત્ર સુદ ૮ ને રોજ તેમનુ પુજન થાય છે. કાશીમાં તેમની મુર્તિ પણ છે.

સ્ત્રીઓએ અન્નપુર્ણા દેવી જેવા થઇ અતિથી સત્કાર કરવામાં નિપુણતા મેળવવી ઘટે છે બીજું ન બને તો અન્નદાન તો જરૂર આપ્યાજ કરવું.

# કુવલયા.

કુવલયા એક વારાંગના હતી તે અપ્સરા જેવી સુંદર હતી. એક વખતે શ્રાવસ્તી નગરીમાં ઉજાણી હતી ત્યાં દૂર દેશાવરના અનેક સ્ત્રીપુરૂષો આવ્યા હતાં ત્યા કુવલયા પણ ગઇ અને ભર સભામા તેણે કહ્યું કે મારા સૌંદર્યનુ આકર્ષણ કરી શકે એવો કોઇ પુરૂષ અહિ છે ?

આ સાંભળી એક પુરૂષે કહ્યું હા એક ગૌતમ નામનો શ્રમણ છે. અને તે જેતવનમાં તપ કરે છે

આ સાંભળી કુવલયા જેતવનમા બુદ્ધભગવાન તપ કરતા હતા ત્યા ગઇ અને બુદ્ધના સન્મુખ જઇ વેશ્યાની માફક નાચ નખરા કરી તેમને પોતાનું સૌંદર્ય બતાવવા લાગી બુદ્ધદેવ મહા તપસ્વી અને ઇશ્વરાવતારી પુરૂષ હતા તેમણે પોતાની અમાનુષિક શક્તિના પ્રભાવથી કુવલયાનુ સૌંદર્ય નષ્ટ કરી દીધુ અને તે એકદમ એંશી વર્ષની ડોશી જેવી બની ગઇ, શરીર કદરૂપુ થઇ ગયુ આથી તેને પોતાના પાછલા પાપકર્મોનો પસ્તાવો થયો અને તેણે તરત બુદ્ધદેવને પ્રણામ કરી પોતાના પાપનુ પ્રાયશ્ચિત બતાવવા વિનતી કરી. દયાળુ બુદ્ધદેવે તેને જાતે ઉપદેશ આપી તેનુ ચરિત્ર સુધાર્યું, અને તેમના ઉપદેશથી તે વિદુષી બની પાછળથી બૌદ્ધ પરિવ્રાજિકા તરીકે તેણે સારી નામના મેળવી.

ખરાબ સ્વભાવની સ્ત્રીઓ પણ સત્સંગથી કેવી સુધરી શકે છે તેનુ આ દૃષ્ટાંત છે.

---

# ગાન્દિની

કાશી રાજાની કન્યાનુ નામ ગાન્દિની હતી, જ્યારે ગાન્દિની તેની માતાના ગર્ભમાં હતી અને પુરા દિવસ થયા છતા કાંઇ અવતર્યું નહિ ત્યારે કાશીરાજા ચિંતા કરવા લાગ્યા, ત્યારે કન્યાએ ગર્ભમાંથી કહ્યું કેઃ જો મને રોજ એક ગૌદાન આપવાની રજા આપો તો હું ગર્ભમાથી બહાર આવું. આ વાત કાશીરાજાએ કબુલ કરી એટલે પછી ગાન્દિનીનો પ્રસવ

થયો તે મોટી થયા પછી રોજ ગોદાન આપતી. તેણે દાન વડે ઘણા બ્રાહ્મણોને પ્રસન્ન કર્યાં હતા

ગાન્દિનીને યદુવંશના રાજા શ્વફલ્ક સાથે પરણાવ્યાં, તેમને અક્રુરજી નામે પુત્ર થયા. તેમને બીજા તેર પુત્રો અને એક કન્યા હતી. તે સર્વ બાળકોને ગાન્દિની સારી કેળવણી આપતી, પોતે પતિની સેવા કરવામાં તત્પર રહેતી.

અક્રુરજી મથુરાના રાજા કંસને ત્યાં રહેતા હતા, તેમને કંસે કૃષ્ણ અને બલરામને તેડવા ગોકુળ મોકલ્યા હતા. અક્રુરજી શ્રીકૃષ્ણના પિત્રાઈ કાકાના પુત્ર હતા. અને કૃષ્ણના ભક્ત હતા. તેમને તેમની માતા ગાન્દિનીએ ઉત્તમ ધર્મની કેળવણી આપી હતી

## ગાયત્રી

ગાયત્રી બ્રહ્માના પત્ની હતા બ્રહ્માએ પ્રથમ સાવિત્રી સાથે લગ્ન કર્યું હતુ એક વખતે બ્રહ્માએ યજ્ઞ આરંભ્યો અને તે વખતે સ્ત્રીની જરૂર પડે તેમ હોવાથી તેમણે સાવિત્રીને બોલાવવા ઇન્દ્રને મોકલ્યા ઇન્દ્રે સાવિત્રીને જઈ બ્રહ્માનો સંદેશો જણાવ્યો ત્યારે સાવિત્રીએ કહ્યુ કે, લક્ષ્મીજી વિગેરે હજુ આવ્યા નથી માટે તે બધી સ્ત્રીઓ આવશે એટલે હું આવીશ. આ વાત ઇન્દ્રે બ્રહ્માને કહી એટલે બ્રહ્મા ગુસ્સે થયા

બ્રહ્માએ બીજી સ્ત્રી પરણવાનો વિચાર કર્યો, જેથી ઇન્દ્ર પાતાળમાંથી એક ગોવાલણને પકડી લાવ્યા જેની સાથે બ્રહ્માએ ગાંધર્વ વિધિથી લગ્ન કર્યુ, આ સ્ત્રીનુ નામ ગાયત્રી હતુ, તેને બે હાથ, એક હાથમાં મૃગનું શિંગડું અને બીજા હાથમાં કમળ હતુ તેના વસ્ત્ર લાલ હતાં, ગળામાં મુક્તાહાર હતો, કાનમાં કુંડળ હતા, માથા ઉપર મુકુટ હતો.

ગાયત્રીને વેદની માતા ગણી છે. ગાયત્રી એ વેદ ધર્મમા બીજ મંત્ર છે, અત્યારે કરોડો લોકો ગાયત્રી મંત્રદ્વારા પરબ્રહ્મ પરમાત્માની ઉપાસના કરે છે. ગાયત્રી મંત્ર એ બ્રાહ્મણોનો ઇષ્ટમંત્ર ગણાય છે. તે ગાયત્રી મંત્રની અધિષ્ઠાતા દેવી ગાયત્રી છે.

# ધન્યા

ધન્યા દેવી એ જનકના સ્ત્રી હતા. ધન્યા દેવી સાધ્વી, પતિ પરાયણ હતાં. તેમને પતિને માફક આ રાજવૈભવમા કાંઇ પણ આસક્તિ નહોતી. તેમની પુત્રી જાનકીજી હતી, જેમને શ્રી રામચંદ્રજી સાથે પરણાવ્યા હતાં. તે સીતાદેવીને આજે જગત્ માતા તરીકે પુજે છે, સીતા દેવીને ધન્યા દેવીએ ઉત્તમ કેળવણી આપી હતી.

ધન્યા દેવીને પતિ ઉપર અત્યંત સ્નેહ અને ભક્તિ હતા, તે પતિના જમતા પહેલા કદી પણ જમતા નહિ, રાજર્ષિ જનક સંધ્યા પુજામા મગ્ન રહેતા.; ઘણો વખત ભૂખ્યા રહેતા તો ધન્યા પણ ભૂખ્યાં રહેતાં જ્યારે પતિ જમતા ત્યાર પછી જ તેમને જમતા વધેલું પોતે જમતા પતિની આજ્ઞા વગર તે કાંઈ કામ કરતા નહિ, તે બધાના ઉપર અત્યંત સ્નેહ રાખતી સીતાજી તો તેમના પાલ્ય પુત્રિ હતા છતા તેમને પોતાના પુત્રી તુલ્ય ગણી પાળી ઉછેરી ઉચ્ચ કેળવણી આપી હતી.

સીતાજી ઉપર તેમનો અત્યંત સ્નેહ હતો. તે તેમને પોતાના પ્રાણ કરતા પણ વધુ વ્હાલા હતા. જ્યારે સીતાજીએ પાતાળમા પ્રવેશ કર્યો ત્યારે ધન્યાએ કન્યાના મૃત્યુ શોકને લીધે પોતાના દેહને, ત્યાગ કરી દીધો હતો આવી પોતાની પુત્રી ઉપર તેમની અત્યંત પ્રીતિ હતી.

# સુરૂચિ

સુરૂચિ એ અપ્સરા હતી, તે ઘણી સુંદર હતી, તે જ્યારે હિમાલયના મોટા શિખર ઉપર બેઠી હતી, ત્યારે તેણે નજર પહોંચાડીને જોતા એક જણને ઉજડ રસ્તેથી જતા જોયો, તે કોણ છે ને ક્યાં જાય છે તે જાણવાની તેને ઇચ્છા થઇ, તેની તપાસ કરતાં તેને જણાયું કે તે ઇંદ્રનો દૂત છે, ત્યારે તેણે તેને કેટલાક પ્રશ્નો પુછ્યા કે: હે મહાભાગ્ય, આપ ક્યાંથી આવો છો, અને ક્યાં જાઓ છો ?

તે દૂતે કહ્યું કે: અરિષ્ટનેમી નામના રાજાએ ઘડપણને લીધે સંસારની તૃષ્ણાઓનો ત્યાગ કરી પોતાના છોકરાને રાજ્ય સોંપ્યું, અને હાલ

તે ગધમાદન પર્વત ઉપર મોટી તપશ્ચર્યા કરે છે, તે રાજાની પાસે મને ઇન્દ્રે મોકલ્યો હતો અને હવે હુ મહેન્દ્રની પાસે જઉ છુ

સુરૂચિએ કહ્યુ–તો આપને તે રાજા જોડે શી વાત થઇ તે કહેશો ! દૂતે કહ્યુ. હા, સાભળો. અરિષ્ટનેમી રાજા ગધમાદન પર્વત ઉપર તપ કરવાનો આરંભ કરે છે, તે સાંભળી મને ઇન્દ્રે આજ્ઞા કરી કે આ વિમાન લઇને જાઓ અને તે રાજાને અહીં લઇ આવો. હુ ત્યા ગયો, અને રાજાને આવવા કહ્યુ ત્યારે રાજાએ કહ્યુ કે સ્વર્ગમાં શા ગુણ છે અને શા દોષ છે તે વાત મને કહો.

એટલે મે તેને કહ્યુ કે. ઉત્તમ પુણ્યો એકઠાં થવાથી સ્વર્ગમા સુખ મળે છે, પુણ્યના પરિણામ પ્રમાણે સુખ ભોગવવામાં પણ ફેરફાર છે, પણ સ્વર્ગમાં ગયેલો માણુસ જો શુદ્ધ આનદ ભોગવી માણુસની હિસા કરે તો તેનો ધર્મ ઓછો થાય છે આવી રીતે પુણ્ય ઓછું થવાથી સ્વર્ગમાના માણુસથી સ્વર્ગ ભ્રષ્ટ થવાય છે

આ વાત સાભળી રાજાએ કહ્યું કે હુ એવા ખરાબ ફળ આપનાર દેવલોકમા આવવા ઇચ્છતો નથી હુ તો મોટુ તપ કરી એકી વખતે પાપનો નાશ કરવાની ઇચ્છા રાખું છુ. માટે તમે પાછા જાઓ, મારે નથી આવવુ.

એટલે હુ પાછો ગયો અને ઇન્દ્રને વાત કરી, એટલે ઇન્દ્રે કહ્યુ કે તમે હવે ફરી રાજા પાસે જાઓ, અને તેને સાથે લઇ સર્વ તત્ત્વ જાણુનાર વાલ્મીકિના આશ્રમમા લઇ જાઓ

ઋષિને કહેજો કે સસારના કલેશથી ભય પામનારા અરિષ્ટનેમીનો મોક્ષ થાય એવી વ્યવસ્થા કરો એટલે હુ ગયો અને રાજાને વાલ્મિકી પાસે તેડી ગયો વાલ્મિકી સાથે રાજા વાતો કરવા લાગ્યા એટલે હુ પાછો જઉ છુ

રાજા અરિષ્ટનેમી અને મહર્ષિ વાલ્મીકિ વાતો કરવા લાગ્યા, તે ઉપરથી યોગવસિષ્ઠ ગ્રથની રચના થઇ. સુરૂચિ એક અસાધારણ સ્ત્રી હતી, જે યોગવસિષ્ટ ગ્રથની પ્રસ્તાવનાનુ મુળ છે, તે ઘણી પવિત્ર હતી. તે ધર્મનુ તત્ત્વ સારી પેઠે જાણુનારી અને સમજનારી હતી.

# જના

જના એ નીલધ્વજ રાજાની રાણી હતી નીલધ્વજ રાજા પુર્વે માહિષ્મતી નગરમા રાજ્ય કરતા હતા જનાની ગંગાજી ઉપર વધુ ભક્તિ હતી, અને ગંગાજીના વરથી તેને પ્રવીર નામનો પુત્ર થયો હતો. જ્યારે યુધિષ્ઠરે અશ્વમેધ યજ્ઞ કર્યો ત્યારે યજ્ઞનું રક્ષણ કરતા અર્જુન માહિષ્મતી નગરીમા આવ્યા.

જનાના પુત્ર પ્રવીરે યજ્ઞનો અશ્વ બાંધ્યો અને જેથી અર્જુને અશ્વ પાછો આપવા અથવા તો યુદ્ધ કરવા આમંત્રણ કર્યું. અર્જુન જેવા સમર્થ રાજા સાથે યુદ્ધ કરવાનું નીલધ્વજનું શુ ગજુ? જેથી રાજા ભયભીત થયો. નીલધ્વજ કૃષ્ણનો ભક્ત હતો, અને તેથી અર્જુન તરફથી કૃષ્ણ યુદ્ધ કરવા આવે તે વખતે કૃષ્ણ સામે પોતે યુદ્ધ ન કરી શકે એવા વિચારથી તેણે અશ્વ પાછો આપવાનો નિશ્ચય કર્યો

પ્રવીર બળવાન હતો, ઘોડાને પોતે અભિમાનપુર્વક બાધ્યા પછી પાછો આપવો તે તેને ઠીક ન લાગ્યું, તેમ પોતાના પિતાની આજ્ઞાનુ ઉલ્લંઘન કરવુ તે પણ તેને અસહ્ય જણાયુ. પોતાના પિતાનુ વચન તો ગમે તેવું દુખ વેઠીને પણ પાળવુ જ પડે એવુ તે માનતો હતો જેથી હવે શુ કરવુ તેની ચિન્તા કરતો તે પોતાની માતા પાસે ગયો.

જના પણ શુદ્ધ ક્ષત્રીયાણી હતી, તેણે પોતાના પુત્રની વાત સાભળીને કહ્યુ હે પુત્ર! તારી વાત સાભળી મને ઘણો આનંદ થાય છે. તારે કોઇની ચિન્તા કરવી નહિ, તારી વીર વાસના ગંગામાતા પુરી કરો, ક્ષત્રીયે પાછી પાની કરવી નહિ, તુ તારા પિતાનો નમ્યું આપવાનો હલકો વિચાર છોડી દઇ યુદ્ધ કરવા તત્પર થા. આવી માતાની સલાહ મળવાથી પ્રવીર ખુશી થતો મ્હેલમા ગયો

જનાએ પોતાના પતિ પાસે જઇ પુત્રની ઇચ્છા જણાવી. નીલધ્વજે કૃષ્ણ અને અર્જુન સાથે યુદ્ધ કરવાથી રાજ્યનો નાશ થવાનો ભય જણાવ્યો. જેના શ્રીકૃષ્ણ સહાયક છે તેવા પાંડવોના તાબેદારી સ્વીકારવામાં નાનમ નથી એમ જણાવ્યુ જેથી જનાએ તેમને કહ્યુ આપ ક્ષત્રીય થઇ આવી વાત કેમ ઉચ્ચારો છો. જે ખરો ક્ષત્રીય હશે તે આવુ નહિ બોલે, તમે કાંઇ પાંડવો કરતાં નીચ નથી, તે પણ ક્ષત્રીય છે, તમે પણ ક્ષત્રીય છો,

માટે આપ આપના ક્ષાત્રધર્મનું સ્મરણ કરો તમારા અને આ વીર પુત્રના બાહુબળ ઉપર ભરોસો રાખો, ડરો છો શું કામ ! વગર યુધ્ધે શત્રુને શરણે જવું તેના કરતાં મરવું સારૂં આ રાજ્ય, વૈભવ, જીંદગી, કશું ચિરસ્થાયી નથી, દરેક યુગમા કેટલાય રાજ્યો નવા થતા હશે અને કેટલાનો નાશ થતો હશે. એકની મિલ્કત નાશ થઇ બીજાને મળે છે, એકનું ઘર ભાગે છે તો બીજાનું મંડાય છે. દરેક ક્ષણે અસંખ્ય જીવો આ સંસારમાંથી નાશ પામે છે, અને અસંખ્ય જીવો નવા જન્મે છે, તો પછી આ નાશવંત ધન, દોલત, રાજપાટ, ઘરબાર કે જીંદગીની મમતાથી ધાર્મિક મનુષ્યે પોતાના ધર્મનું ઉલ્લંઘન કરવું ન જોઇએ

મ્હારાજ આપ પુરુષ છો. વીર છો, હું તો સાધારણ સ્ત્રી છુ આપને શું કહું ! આપ આપનું કર્ત્તવ્ય ન ભૂલો પોતાને હલકો ધારવાથી મનુષ્ય ધીમે ધીમે હલકો પડતો જાય છે જેને મનુષ્યત્વનું અભિમાન છે તે કદી હીનતાનો વિચાર કરતો નથી

પોતાની વીર પત્ની જનાનાં આવા વચનો સાંભળી નીલધ્વજ શરમાયો, અને પાંડવોને શરણે જવા કરતા તેમની સાથે લડવા જવું સારૂં છે. એમ માનવા લાગ્યો પણ તેણે કહ્યું કે હું શ્રીકૃષ્ણનો ભક્ત છું માટે કૃષ્ણ મારા ઇષ્ટદેવ છે તે અર્જુનની સાથે લડવા માટે આવ્યા છે તો હું તેમની સાથે શી રીતે યુદ્ધ કરૂં ? એટલે જનાએ કહ્યું કે ભગવાનનો પણ એ જ ઉપદેશ છે કે મનુષ્યોએ પોતાનો ધર્મ પાળવો જોઇએ ક્ષત્રીઓએ વીર થવું ક્ષાત્રધર્મ પાળવો એવી ભગવાનની જ આજ્ઞા છે તો પછી કૃષ્ણ ક્ષત્રીય થઇ લડવા આવે તો તમારે તેમની સાથે લડવામા કશોય વાંધો નથી

રાજા પત્નિનું કહ્યું માની યુદ્ધમા જવા તૈયાર થયો નીલધ્વજ રાજા, પ્રવીર પુત્ર સાથે યુધ્ધે ચઢયો સામે પાંડવોનુ સૈન્ય હતુ પહેલે દિવસે તો વીર પ્રવીરનો જય થયો પણ બીજે દિવસે કૃષ્ણની યુક્તિથી પ્રવીર મરાયો.

શ્રીકૃષ્ણ અને અર્જુને વીર પ્રવીરની મરાયાથી શોકાતુર થયેલા નીલધ્વજ સાથે યુદ્ધ કરવાનું માંડી વાળ્યું અને પ્રવીરની વીરતા માટે તેને અભિનંદન આપ્યું અને બંધુતાની નિશાની તરીકે યજ્ઞનો ઘોડો પાછો માગ્યો. નીલધ્વજ શ્રીકૃષ્ણનો વિચાર તથા સાદાઇ જોઇ, પોતાનો પુત્ર શોક

વિસરી જઇ અર્જુનને મિત્ર તરીકે ભેટી પડયો. અશ્વ તેમને પાછો આપી તેમને પોતાના નગરમાં તેડી ગયો.

શ્રીકૃષ્ણના ચરણરજથી નગર પવિત્ર થયું માની તેણે પ્રવીરના શોકનું રૂદન કરતાં નરનારીઓને તેણે આનંદોત્સવ કરવાની આજ્ઞા આપી. શોકથી છવાયેલા નગરમાં પાછી ધ્વજા પતાકા ઉડવા લાગી, અને ઠેર ઠેર માંગલિક વાજા વાગવા લાગ્યા.

જનાને આ આનંદોત્સવ અસહ્ય થઈ પડયો પુત્રની વીરતાના અભિમાનને લીધે પુત્રના અકાળ મૃત્યુનો દારૂણ શોક પણ તે સહન કરી શકી નહિ, કૃષ્ણ હોય કે કૃષ્ણનો મિત્ર અર્જુન હોય પણ તેમણે શત્રુરૂપે આવીને પોતાના પ્રાણથી પણ અધિક વ્હાલા પુત્રની હત્યા કરી હતી એ દારૂણ શોક ભુલી જઇ ખરા ક્ષત્રીની પેઠે પુત્ર હત્યાનો બદલો લેવાનો પ્રયત્ન કર્યા વગર રાજા પુત્રની હત્યા કરનાર શત્રુને પોતાના નગરમા પધરાવી આનંદોત્સવ કરી રહ્યા છે. એવા તિરસ્કાર અને ક્રોધથી તેજસ્વિની જનાના હૃદયમાં દારૂણ અગ્ન સળગી ઉઠી

જના પોતાના સ્વામી પાસે ગઇ અને કહ્યુ કે 'મહારાજ, આપના નગરમા આ આનંદોત્સવ શાનો થાય છે ! પ્રવીર યુદ્ધમા વિજય મેળવીને ઘેર આવ્યો કે શુ ? મ્હારાજ પ્રવીર કયા છે ? પ્રવીર તમને અભિનંદન આપવા કેમ ન આવ્યો ? પ્રવીરનુ લોહી લ્હુવાણુ થયેલુ શબ હજુ રણક્ષેત્રમા પડેલુ છે, શિયાળ, ગીધ, વિગેરે પક્ષીઓ તેનુ માસ ખાવાની લાલચમાં એ દેહને ફાડી ખાઇને ભયંકર આનંદ ધ્વનિથી રણભુમિમા નૃત્ય કરી રહ્યા છે ચાલો, આપણે રણક્ષેત્રમા જઇ એ દૃશ્ય એકવાર જોઇ આવીએ ! પછી પ્રવીરના ખરડાયલા લોહીની અંજલિ આપીને તમારા ઇષ્ટદેવના ચરણની પૂજા કરજો.

કૃષ્ણ આજે તમારે ત્યા કેમ આવ્યા છે ? શુ ભક્તની ભક્તિથી સંતુષ્ટ થઇ કોઇ દેવ આશીર્વાદ આપવા ઘેર આવે તેમ એ તમારે ઘેર આવ્યા છે ! તમારી આખની કીકીરૂપ, રાજ્યની આશારૂપ એકના એક પુત્રનુ શબ આજે એ કૃષ્ણની યુક્તિથી રણમા રગદોળાય છે, એવો શું તેમનો આશિર્વાદ છે ! કયા ઉત્સાહથી, શુ મ્હોં લઇને તમે આજે કૃષ્ણ-

ની પુજા કરવા તૈયાર થયા છો ? જો તમે ક્ષત્રીય હોતો જાણજો કે એ કૃષ્ણ તમારા શત્રુ છે, તમારા વીર પુત્રને મારનાર એ તમારા પરમ શત્રુ છે. માટે પુજા ન કરતા પુત્ર હત્યાનો બદલો લેવા તમે હાથમા તલ્વાર લઇ તેમની સાથે યુદ્ધમા ઉતર્યા હોત તો કૃષ્ણનુ ખરૂ સ્વાગત કર્યુ' કહે- વાત આપ તો સમજુ છો, ક્ષત્રીય ધર્મનો ત્યાગ કરી આજે આપે ક્ષત્રી- ઓના નામને કલંક લગાડયુ છે.

હજુ પણ મોહ અને ભ્રાન્તિ છોડી ટેક સાચવવા ઇચ્છતા હો વીર કુટુબની કીર્તિ સાચવવા માગતા હો તો નિમત્રણ કરેલા અતિથિનો ખુબ આદરસત્કાર કરો અને કાલે તેમને સમરક્ષેત્રમા આવવાનુ તેડુ મોક- લો જો પુત્રહત્યા કરનાર દુશ્મનના લોહીથી પુત્રનુ તર્પણ ન કરી શકો તો પોતાના લોહીથી પુત્રનુ તર્પણ કરો.

નીલધ્વજે પોતાની સ્ત્રી જનાને ઘણું સમજાવી, પણ જનાએ પુત્રના ઘાતથી ઘણુ લાગી આવેલુ હોવાથી કાંઇ ન માન્યુ તમે મારા મરેલા પુત્રની સ્મૃતિમા શત્રુઓના માનમા આનંદોત્સવ કરી મારૂ અસહ્ય અપમાન કરી રહ્યા છો, આપ મારા સ્વામી છો, આપના પગલે ચાલવુ એ મારો ધર્મ છે, પણ મારા પુત્ર પ્રવીરનો ઘાત મને સાલી રહ્યો છે ક્ષાત્ર ધર્મ ત્યાગનાર સ્વામીને પગલે ચાલવા ખાતર ક્ષત્રીય ધર્મ પાલન કરનાર પુત્રનુ અપમાન નહિ કરી શકુ. તેણે માહિષ્મતી રાજ્યના સન્માન ખાતર સમર- ક્ષેત્રમાં પ્રાણ અર્પ્યાં છે. તેનુ આપ આજે અપમાન કરી રહ્યા છો પુત્ર પ્રવીરની જનની જના પણ હવે એક ક્ષણ આ નગરમા રહેવા માગતી નથી. જે નગર પોતાના વીર યુવરાજના મૃત્યુને બીજે દિવસે હર્ષ માને છે તે પાપી નગરીનો હું હમણાં જ ત્યાગ કરૂં છુ તમે એકલા જ આ નગરમા વાસ કરજો આમ કહેતી પુત્ર વિયોગે દુખી થઇ તે ગાંડાની માફક મ્હેલને છોડી દઇ ત્યાથી ચાલી ગઇ અને એકલી એકાંત જગલમા ચાલી નીકળી. તેને કોઇ પાછુ વાળી શકયુ નહિ, આહાર, નિદ્રા ભય સર્વ છોડી તેણે એકાંત વનમાં ચાલ્યા કર્યું, તે ગગા નદિના તીરે જઇ ચઢી. ગગાના પ્રવાહમાં તેણે પોતાના દેહને વિસર્જન કર્યુ મહારાણી જનાએ ઇષ્ટદેવી ગગાનુ સ્મરણ કરી ગગાના ખોળામા ચિરશાન્તિ મેળવી. પુત્ર વિયોગે દેહ છોડી દીધો. આવી પુત્ર પ્રેમી માતાઓ પણ ઓછીજ હોય છે.

---



## પ્રકરણ ૬ ઠું.

## સ્ત્રીઓએ ઘરનો કારભાર કેવી રીતે ચલાવવો ?

મોહનરાયે કેટલોક વખત નોકરી કરી પછી તેની સુરત બદલી થઈ. ત્યાં હેડમાસ્તર સાથે તકરાર થવાથી તેને નોકરી છોડવી પડી હતી તેને નોકરીમા અત્યારે પોણુસોનો પગાર મળતો હતો. પગાર વધવાનો સભવ હતો છતા ઉપરી જોડે વારવાર તકરાર થવાથી તેને નોકરી કરવી ઠીક લાગી નહિ આજકાલ ઘણા માણસો નોકરીને પસદ કરનારા નીકળે છે કેટલાક તો ગૃહસ્થ હોવા છતાં પણ હાથે કરીને ગુલામી પસદ કરે છે. ખરી રીતે તો સ્વતત્ર ધધો કરવો તેના જેવુ સુખ નથી. નોકરીમાં હજાર રૂપિયા પગાર મળતો હોય છતા પણ તે માણસ પૈસાદાર થઈ શકતો નથી તેમજ તેણે જીદગી સુધી નોકરી કરી હોય છે છતા પણ મરી જાય છે ત્યારે તેનો નોકરીનો વારસો તેના છોકરાંને મળતો નથી. ખાનગી ધધો કરનાર જે વેપાર કે ધધો જન્મારા પર્યંત કરે છે તે ચાલુ ધધો જ્યારે મરણ પામે છે ત્યારે તેના વારસોને સોપી જાય છે તેણે જો વેપારની સારી પેઢી જમાવી હોય છે તો તેજ પેઢી તેના પછી તેનો છોકરો ચલાવી શકે છે. તેના ધધાની કમાણીનો વારસો તેનો પુત્ર ભોગવી શકે છે

અત્યારની કેળવણી જાણે નોકરો થવાનુ જ શિક્ષણ આપતી હોય તેવી અપાય છે. ભણીને પરીક્ષા આપતા જો મેટ્રીક થાય છે તોપણ કેટલાક કારકુનની નોકરી માટે ફાંફાં મારે છે. કદાચ નોકરી ન લેતાં આગળ

કૉલેજમાં જાય છે તો ગ્રેજ્યુએટ થયા પછી પણ નોકરી જ કરે છે. કેટલાક કાયદાનો અભ્યાસ કરી વકીલાત કરે છે. આ મોટામાં મોટી લાયકાત. લાગ્યે જ ગ્રેજ્યુએટ થવા જેટલી કેળવણી મેળવી કોઇ સ્વતંત્ર ઉદ્યોગ કરી શકે છે. પરીક્ષામાં જે પાસ ન થાય અને જેને સરકારી નોકરી મળવાનો સંભવ હોતો નથી તેજ ખાનગી નોકરીમાં જોડાય છે અથવા તો ખાનગી વેપાર રોજગાર કરવા લાગે છે. મોહનરાયે નોકરી કરવી છોડી દીધી તેણે કોઇ પણ વ્યાપારી પેઢીમા નોકરી કરી શિક્ષણ લઇ ખાનગી ધંધો કરવાનો વિચાર કર્યો ચન્દ્રકાન્તાની પણ તેમાં સંમતિ હતી. ખાનગી ધંધામા શરૂઆતમાં પગાર ઘણો જ ઓછો મળે છે જેથી મોહનરાયને શરૂઆતમાં પચીસ રૂપીઆ પગારની નોકરી અમદાવાદમા એક કાપડીયાને ત્યાં મળી. આવા ટુંકા પગારમા પોતાનું અને પોતાની સ્ત્રીનુ ભરણપોષણ કરવાનુ, ભાડું આપવાનુ અને બીજુ જોઇતું ખર્ચ કરવાનુ હતુ. મોહનરાય પ્રમાણિકપણે ચાલતો અને ઇશ્વર ઉપર શ્રદ્ધા રાખી પોતાને જે પગાર મળતો તે ઉપર જ પોતાનો કારભાર ચલાવવા લાગ્યો. ચન્દ્રકાન્તા વિવેકી, ડાહી અને પતિની સ્થિતિ અનુસાર રહેવામા સુખ માનતી

તે પોતાના પતિનું ઘર તે જ પોતાનુ ઘર છે એમ માનતી. તેની માએ તેને ઘરવ્યવસ્થા શી રીતે કરવી તેનુ સારૂ શિક્ષણ આપ્યુ હતુ. તે સ્હવારમા હંમેશા ચાર વાગે ઉઠતી. દાતણ પાણી કરીને ઘરનો કચરો પુંજો વાળી નાખતી ઘરને ખુણે ખોચરે કચરો પડી ન રહે તે માટે તે પેટી પટારા ને ખૂણાઓમાથી સંભાળપૂર્વક કચરો વાળી ઘર સ્વચ્છ કરતી. ભીંતે પણ જાળા ભરાઇ ન રહે માટે સાવરણી ફેરવતી તે જાણતી કે ઉપર ઉપરથી કચરો વાળવાથી ખૂણે ખોચરે પુંજો ભરાઇ રહે છે અને તેથી ચાચડ, મચ્છર વિગેરે જંતુઓ થતાં હવા બગડે છે વળી ઘરમાં ભરાઇ રહેલો કચરો હવામાં ઉડી આપણા શ્વાસદ્વારા પેટમાં જતાં રોગ ઉત્પન્ન કરે છે ઘરમાં પાણી ઢળે અને તેથી જમીન ભીની થાય તો તરત સાફ કરતી, કારણ કે ભીનાશથી શરદી થાય છે તે જાણતી હતી. ઘર સ્વચ્છ કર્યા ઘરની સર્વ વસ્તુઓ વ્યવસ્થિત ગોઠવતી ગાદી, તકીયા, ખુરશી ટેબલો ખંખેરી સાફ કરી સહુ સહુની જગ્યાએ બરોબર ગોઠવતી તકીઆ-

ઓ ઉપર જાળાં બાઝી ન જાય તેની કાળજી રાખતી પછી ઘરના વાસી વાસણો સારી રીતે અજવાળાને બરોબર ગોઠવતી વાસણોમા મેલ રહેવાથી તે મેલ ખાવાપીવામાં પેટમા જાય છે તેથી રોગ થાય છે એમ તે સમજતી. ત્યાર પછી ખાટલા ગોદડામા પનસેવો ચોટવાથી માકણ થાય છે માટે બે ચાર દિવસે તડકે નાખતી. પછી શરીર ચોળીને સ્નાન કરતી પછી પાણી-આરૂ વીંછળી સ્વચ્છ કરી ગોળી વીંછળી પાણી ગળીને ભરતી. પતિ ઉઠે એટલે તેમને દાતણ પાણી આપતી તે દાતણ પાણી કરી રહે એટલે તેમને માટે ન્હાવાનું પણ તૈયાર રાખતી.

ન્હાતી વખતે શરીર ઘસીને ન્હાતી લુગડુ પહેર્યા વગર સ્નાન કરતી નહિ બીજે દિવસે માથુ ખારાથી, કે આમળાથી, કે છાસથી ચોળી સ્વચ્છ કરતી, ન્હાયા પછી ટુવાલથી શરીર ઘસીને લ્હોઇ નાખી પછી ધોયેલા વસ્ત્ર પહેરતી. તે ન્હાવામા ટાઢુ પાણી વાપરતી—કારણ કે ઉના પાણીએ સ્નાન કરવા કરતા ટાઢા પાણીએ સ્નાન કરવાથી આરોગ્ય સારૂ રહે છે એમ તે માનતી. પતિને સ્નાન કરાવતી. તેમને પાણી, સાબુ, ધોયેલાં વસ્ત્રો વિગેરે હાજર કરતી. પછી તેમને માટે દેવસેવાના વાસણો માજી આપતી. દેવગૃહ સ્વચ્છ કરી, આસન, ધુપ, દીવો. ચદન વિગેરે તૈયાર કરી મૂકતી. પતિ દેવસેવા કરવા બેસે તે વખતે તે રસોડુ સ્વચ્છ કરી ચુલો સળગાવી દાળ ઓરતી, પછી પતિની સાથે આસન નાખી થોડી વાર ઇશ્વર સ્મરણ કરવા બેસતી.

ત્યાર પછી રસોઈ કરવા જતી, તેને રસોઇ કરવાનું તેની માએ સારી રીતે શીખવ્યુ હ પ્રથમ રસોઇનો જોઇતો બધો સામાન રસોડામા મુકતી. મીઠા મરચા વિગેરે થાળો સ્વચ્છ રહે, તેમા કાંઇ પડે નહિ તેની કાળજી રાખતી, અનાજ વીણી, ઝાટકી સ્વચ્છ કરી મુકતી હમેશા વિણ્યા વગરનું અનાજ રસોઇમા વાપરતી નહિ પતિને ભાવે તેવી સ્વાદિષ્ટ રસોઇ બનાવતી. ભોજન કરવાની જગ્યા સ્વચ્છ અને સુઘડ બનાવતી. જમતી વખતે મન આનદમાં રહે તે માટે ધૂપ પણ સળગાવતી. પતિ દેવસેવા કરી રહે એટલે તેમને સુંદર પાટલા ઉપર બેસાડી ગરમાગરમ રસોઇ પીરસતી. પાણી પીવાને જળપાત્ર સ્વચ્છ કરી ગળીને પાણી ભરી તૈયાર મુકતી. જમતી વખતે આનંદની વાતો કરતી હાસ્યવદને પતિનું મનરંજન કરતી તેમને જે જે

વસ્તુ જોઇએ તે પીરસવામા કાળજી રાખતી ભોજન થઇ રહ્યા પછી પતિને પાન સોપારી આપતી. જો કોઇ અતિથી આવેલા હોય તો તેમને પણ પતિની સાથે બેસાડી આનંદથી જમાડતી જમનારને ઉદ્વેગ થાય નહિ કે જમતા શરમાય નહિ તેની કાળજી રાખતી. સર્વને જમાડી પછી પોતે જમતી જમ્યા પછી વાસણો માજી, રસોડુ અબોટ દઇ સ્વચ્છ કરતી, પછી ઘરકામમાં ચિત્ત પરોવતી.

ઘરનુ ખર્ચ પોતાના પતિને મળતા ટુંક પગારમા કરકસરથી ચલાવતી ઘરના અનાજ, મશાલા, ઘી, ગોળ વિગેરે વ્યવસ્થીત રીતે ભરતી અને વીણી ઝાડકી સ્વચ્છ રાખતી. ઘણી વખતે કાળજી ન રાખવાથી અનાજ સળી જાય છે અને તેથી નુકશાન થાય છે. કોઇ વસ્તુ ઉઘાડી રહે નહિ તેની કાળજી રાખતી. ઘણી સ્ત્રીઓ બેકાળજી રાખી અનાજના ડબા, પાણીની ગોળી વિગેરે ઉઘાડુ મુકી દે છે ને ઢાકવાનું ભૂલી જાય છે તેથી તેમા જીવજંતુ પડતા કે ઉપર ઘરોળી વિગેરે ફરતા હોય તો તેનો ઝેરી ગલ પડે છે તેથી મહા અનર્થ થાય છે. તેમ તે કરતી નહિ દરેક વાસણમા ભરેલી વસ્તુ તે ઢાકવાને ભુલતી નહિ અનાજ ઉંદર ખાય નહિ કે ઘી, દુધ બીલાડી ઉડાવી ન દે તેની કાળજી રાખતી. ઘરની દરેક વસ્તુ ઘણીજ વ્યવસ્થીત રીતે ગોઠવતી બહારથી આવનારને ઘરની સ્વચ્છતા અને સુંદરતા જણાઇ આવે તેવી રીતે વ્યવસ્થા રાખતી જે વખતે જોઇએ તે વખતે ઝટ મળી શકે અને ખોળવી ન પડે તેમજ બગડે નહિ તેવીરીતે દરેક વસ્તુઓ ગોઠવતી. કપડા બરોબર ગડી વાળીને વળગણીએ નાખતી, વધારાના લુગડા ધોઇ સ્વચ્છ કરીને મૂકી દેતી

ઘર પંદર વીસ દિવસે લીપી સ્વચ્છ રાખતી. પતિવ્રતા સ્ત્રીઓ અને દૈવી પુરુષો અને દેવદેવીઓના સુંદર ચિત્રો મઢાવીને ઘરમા લટકાવતી, સુવાનો ખંડ સ્વચ્છ રાખતી આગણુ વાળી ઝુડી, પાણી છાટી સ્વચ્છ રાખતી. ઘરમાંના બારી બારણામા કચરો ભરાઇ ન રહે તે માટે તેને હમેશા વાળી ઝુડી સ્વચ્છ રાખતી, ખર્ચ આવકના પ્રમાણમા જ કરતી. જે વસ્તુ થઇ રહે તે આઠ દિવસ પહેલા લાવવાનું પતિને કહેતી. ઘરમા ઉપયોગ વગરની વસ્તુ મંગાવતી નહિ. મોજશોખની વસ્તુઓમા પૈસો ખર્ચતી નહિ.

પોતે સાદાં પણ સ્વચ્છ વસ્ત્રો પહેરતી, અનેક ફેરીઆઓ સાડી વિગેરે વેચવા આવે તો તે ખપ હોય તો બરાબર તપાસ કરી પતિની આજ્ઞા લઇ લેતી દેખાદેખી તેને કોઇ ચીજ લેવાનું મન થતું નહિ કે વસ્તુ સારી છે માટે મોહ પામી કોઈ વસ્તુ લેતી નહોતી.

ઘરમાં મહિનામાં શું ખર્ચ થાય છે તેનો હિસાબ તે જાતે રાખતી આટલી નાની રકમની આવકમાંથી પણ કાંઇ બચાવવાની કાળજી રાખતી. તે ધારતી કે આવકમાંથી બચાવ કરવાથી ભવિષ્યમાં કોઇ વખતે કામ લાગે છે. તેથી ઉડાઉપણે જેમ ફાવે તેમ ખર્ચ કરતી નહિ પોળમાં ઘણા સાધુ અને વેષધારી ભિખારીઓ આવતા લોકોના હાથ જોઇ, બાધા આપી, કેટલાક ચમત્કારો બતાવી ભોળી સ્ત્રીઓને ઠગી જતા. ચન્દ્રકાંતા તેમનાથી ભોળવાય તેવી નહોતી પાત્ર જોઇ દાન આપતી પૈસા તો સાધુને અપાય જ નહિ તેમ તે માનતી

બીજી સ્ત્રીઓને સારા સારા કપડા કે સારી સારી જણસો પહેરતા જોઇ મનમાં તેવી જણસો કે કપડા લેવાનો તે વિચાર સરખો પણ કરતી નહિ, તે કોઇ ચીજ લાવી આપવાના પતિ પાસે હઠ તો કરતીજ નહિ પતિને પણ પોતાને માટે કોઇ કિમતી વસ્તુ લાવી આપવાનું કહે તો ના જ કહેતી. તે પોતાની સ્થિતિ સમજીને તે પ્રમાણે જ ખર્ચ કરતી ઘરનું ખર્ચ કરકસરથી ચલાવતી જે ચીજ વગર ચાલે તેમ હોય તે વગર ચલાવતી. ન છુટકે જે વસ્તુની ખાસ અગત્ય હોય તેજ લાવતી. તે ઘરની કોઇ વસ્તુ બગડે નહિ, દાણા ઉંદર ખાય નહિ, કપડા રઝળતા ન રહે તેની કાળજી રાખતી.

આ જગતમાં ગૃહસ્થાશ્રમમાં દ્રવ્યની ડગલે ને પગલે જરૂર પડે છે. વ્યવહારમાં પૈસા વગર કોઇ ચીજ મળતી નથી, માટે તે પૈસાની કિંમત ઘણી ગણતી. કોઇને પૈસા કે વસ્તુ આપવા લેવામાં ચોખવટ રાખતી ઉધારે ગજા ઉપરાંત કોઇ વસ્તુ લેતી નહિ ઘર કામમાંથી પરવારી પોતે ઘરમાં પણ થોડું કમાઈ શકે તે માટે નવરી બેસી ન રહેતા ભરવા ગુંથવાનું કામ કરતી. ઘરમાં નોકર રાખતી નહિ, પાણી ભરવું. દળવું, ખાંડવું વિગેરે તમામ કામ જાતે કરતી. તેથી પૈસાનો બચાવ થાય અને શરીર સારૂ રહે

તેમ તે માનતી. બપોરે પતિ બજારમાં જાય ત્યારે પોતે જમી પરવારી કાંઇ ને કાંઇ ગુંથતી, સાડીની કોરો ભરતી અને મહીને દિવસે વીસ પચીસનું તો તે કામ કરતી થોડું ઘણું સ્ત્રીઓનુ અને બાળકોનુ વૈદું પણ શીખી હતી તેથી દવા આપવાનુ પણ કામ કરતી તે ધારતી કે સ્ત્રીઓએ પણ સ્વતંત્ર રીતે પોતાનુ ગુજરાન થાય એવો ધંધો તો શીખવો જ જોઇએ. તે ધંધો ઘરમાં બેઠા કરી શકાય અને બે પૈસા મેળવી શકાય તેવો કરતી.

ઘરના ખર્ચનો હિસાબ તે લખતી દર માસે કેટકેટલુ ખર્ચ કઇ વસ્તુમાં કર્યું એની તારવણી કાઢતી અને વર્ષે દિવસે સરવાળું પણ તેજ કાઢી વર્ષમા શુ ખર્ચ થયુ તે નોંધી રાખતી. ઘરનુ ખર્ચ આખળુ ગણાય છે. તેથી હિસાબ રાખ્યા વગર ખર્ચ કરવાથી ઘણી વખતે શામા શુ ખર્ચ થયુ તે સમજાતું નથી અને આવક કરતાં વધારે પણ ખર્ચ થઇ જાય છે. કોઇની વસ્તુ ઉછીની લાવતી કે કોઇને ઉછીની આપતી તો તે પણ લખી રાખતી કે ભૂલ થાય નહિ ઉધારે માલ લાવતી તો તેની પણ નોંધ રાખતી ઘણી વાર ઉધારે વસ્તુ લાવીએ અને ઘેર હિસાબ ન રાખીએ તો ઘણે દહાડે તે માણસ એકમે રકમ વધારે લખે તો આપણે જાણી શકીએ નહિ અને નુકશાનમા આવી પડીએ છીએ એમ તે જાણતી. તેથી દરેક વસ્તુનો ચોખ્ખો હિસાબ રાખતી. તે હિસાબ લખવામા જરા પણ આળસ રાખતી નહિ. પતિ એ રાજા છે અને પત્ની એ ઘરની કારભારી છ. ઘરની વ્યવસ્થા કરવી એ સ્ત્રીનુ કામ છે એમ તે માની ઘર કારભાર સારી રીતે ચલાવતી. બપોરના ટાઇમે નવરી બેસી રહેતી નહિ કે ઉંઘી વખતનો દુરુપયોગ કરતી નહિ. પોતાની પાસે સ્ત્રીઓ આવતી તો તેમને હુનર ઉદ્યોગનુ, પતિસેવાનું અને ઘરકામનું શિક્ષણ આપતી સતીઓનાં ચરિત્રો સમજાવતી તે સુધરે તેમ કરતી. તે જાણતી કે આ જગતમા સ્ત્રી એ સંસારના પાયારૂપ છે સ્ત્રીને સુધારવાથી જ સંસાર સુધરે છે માટે સ્ત્રીઓને સુધારવી એ ઘણુંજ પુણ્યનું કામ છે. એક સ્ત્રીને સુધારી પતિસેવા કરવામા લગાડવી, આનંદી રહેતાં શીખવવું, એ સેંકડો કુટુંબોને સુખ આપ્યા સમાન ફળ આપનાર છે. સાંજે પતિ ઘેર આવતા ત્યારે તેમને આનંદ થાય તેમ હસતે મોઢે આવકાર આપતી. વાળુ કર્યા પછી પોતાના પતિ પાસે જ્ઞાનની વાતો સાંભળતી આ જન્મ

સાર્થક કરવા ઇશ્વર સ્મરણ કરવુ એ મુખ્ય કર્તવ્ય છે એમ તે માનતી તેથી ભજન કિર્તન પણ પતિ સાથે ગાતી.

ટુકા પગારમા પણ આ જોડુ આનદ અને સુખમા રહેતુ મોહનરાયની બુદ્ધિ વેપારમાં વધી. તેની પ્રમાણિકતા અને હોશીઆરી જોઇ શેઠે તેનો દુકાનમાં ભાગ કર્યો અને બીજી શાખા ઉઘાડી. મોહનરાય કામ કરવામા મહેનતુ, ઉત્સાહી અને પ્રમાણિક હોવાથી ધીમે ધીમે આગળ ચઢયો સ્વતંત્ર ધધો કરી શકે તેવુ જ્ઞાન પણ મેળવ્યુ નોકરી કરતા વેપારમા સારી કમાણી છે તેની તેને ખબર પડી કેટલોક વખત તે અમદાવાદમા રહ્યો. પછી શેઠે તેને મુબાઇ મોકલી ત્યા એક સારા પાયા ઉપર તેની પાસે દુકાન કરાવી. ચન્દ્રકાતા પણ મુબાઇ ગઇ તેમને હવે સારા પૈસા મળતા થયા. છતા પણ ચન્દ્રકાંતા છત દેખી છલકાઇ ગઇ નહોતી આવકના પ્રમાણમાં ખર્ચીને ઉપભોગ પણ કરી જાણતી, મુબાઇમા ગીરગામની નાજુના આવેલા એક માળામા ત્રીજે માળે ત્રણ ખડ તેમણે ભાડે રાખ્યા હતા. એક દિવાનખાનુ, અને અદર બે ખડ હતા હવે ફરનીચર પણ સારૂ વસાવ્યુ હતુ, એક ઘાટીને કામ કરવા પણ રાખ્યો હતો. ચન્દ્રકાતા હવે સુખી હતી. તે માળામા પચીસેક કુટુબ રહેતા હતા. બપોરના વખતમા સર્વ સ્ત્રીઓ ચન્દ્રકાતાના દિવાનખાનામા એકઠી થતી અને આનદવાર્તા કરતી

અહિં પણ ચન્દ્રકાતા સતી સ્ત્રીઓના જીવનચરિત્રો તેમને સભળાવી સ્ત્રીઓને પતિવ્રતપણુ પાળવાનો ઉપદેશ આપતી એક વખતે સર્વ બપોરના ત્યા ભરાયા એટલે ત્યા આવેલી સ્ત્રીઓમાથી એક ચદનગૌરી કરીને સુરતની જૈન વાણીયણ હતી તેણે કહ્યુ —" બેન ! આજે તો અમે સુવરીએ એવી કાંઇ વાત કહો " આથી ચન્દ્રકાતાએ મવની મરજી જોઇ સ્ત્રીઓનુ ગૃહિણી પદ એ વિષે વાત શરૂ કરી.

---

# સ્ત્રીઓનું ગૃહીણી પદ.

જુઓ બેનો પુરૂષ એ ઘરના રાજા તુલ્ય છે, અને સ્ત્રી એ કારભારી સમાન છે. સ્ત્રી અને પુરૂષ બંને મળી દપતી ગણાય છે જો સ્ત્રી અને પુરૂષ એક બીજામા સપ રાખે, એક બીજાના વિચારો મળતા થાય, પરસ્પર વિરોધ

ન કરે, મતભેદ ન ઉત્પન્ન કરે અને સદા એકબીજાને અનુકુળ રહે તો ગૃહસ્થાશ્રમના યથાર્થ સુખને મેળવી શકે છે

પુરુષ બહારથી કમાઇ લાવે છે, અને તેની કમાઇનો સદુપયોગ કરવો એ સ્ત્રીનુ કામ છે, સ્ત્રીઓએ ઘરમા રહી ઘરનુ કામકાજ કરવુ, ઘરના ખર્ચનો હિસાબ રાખવો, આવક પ્રમાણેજ ખર્ચ કરવુ, પતિની જેટલી કમાઇ હોય તે પ્રમાણેજ ખર્ચ કરવુ. કરકસરથી ખર્ચ કરી કમાણીમાથી થોડુ ઘણુ પણ બચાવવુ જેટલુ કમાયા તેટલુ ઉડાડી દેવાથી ભવિષ્યમા પસ્તાવાનુ થાય છે. કારણ કે મનુષ્યની હંમેશા એક સરખી સ્થિતિ રહેતી નથી. સ્ત્રીઓએ બહુ ખર્ચાળ થવુ નહિ પોતાને માટે ઘરેણા અને લુઘડામા પણ બહુ ખર્ચી નાખવાની દાનત ન રાખવી. પતિની મરજીમા આવે તે પ્રમાણે લાવી આપે તેમા સતોષ માનવો.

દર મહિને આવકમાથી થોડુ ઘણું પણ બચાવવુ બહુ કજુસ પણ ન થવુ જરૂર જેટલુ તો ખર્ચ કરવુ. જાતે સુખેથી રહેવું અને ગજા પ્રમાણે સુખ વૈભવ ભોગવવા પણ તેમા કમાએલુ સઘળુ ખર્ચી ન નાખવુ. નજીવું પણ ખોટું ખર્ચ ન કરવુ મનુષ્ય માત્રે પૈસાનો સગ્રહ તો કરવો જ

કરકસર કરી ઘરની આવકમાંથી બચાવ કરવો એ સુજ્ઞ સ્ત્રીનું કામ છે, જે આવેલુ ઉડાવી દે છે, આવક કરતાં વધુ ખર્ચ કરે છે તે સ્ત્રી ફુવડ ગણાય છે. ઘણી સ્ત્રીઓ રાધવામા પણ કાળજી રાખતી ન હોવાથી વરા કરતાં બમણુ રાધે છે એટલે ઘણું પડી રહે છે અને વધેલુ વરે પડે એમ વધેલુ નાખી દેવુ પડે છે અને નુકશાન થાય છે લુઘડાલત્તામા પણ ગજા ઉપરાન ખર્ચ કરવુ નહિ, સાદાં અને સ્વચ્છ વસ્ત્રો કીંમતી પણ મેલાં વસ્ત્રો કરતા સારી શોભા આપે છે

કાચનાં વાસણો જેવી ચીજો વધુ ખરીદવી નહિ કારણ તે ભાગી જતા પૈસા નકામા જાય છે, તાબા પીતળના વાસણ રાખવા કે ભાગે નહિ અને વાગ્યા વપરાશે ભાગે તૂટે તો અર્ધા પૈસા પણ ઉપજે છે સ્ત્રી એ ઘરની દેવી છે, તેને ઘરની ગૃહિણી ગણી છે કરકસરથી ઘર ચલાવવુ એ તેનુ કામ છે.

સાસરે ગયા પછી દીકરી મટી તે વહુ થાય છે શરૂઆતમા તેને સાસુ નણંદની તાબેદારી ઉઠાવવો પડે છે, પતિની મરજી ઉઠાવવી પડે છે ત્યાં જઇ તેણે સાસરૂ એ પરભાર્યું ઘર ન ગણતા પોતાનુ ઘર ગણવુ સાસુના કહ્યામા રહેવુ નણંદની સાથે સ્નેહ રાખવો અને પતિની સેવા કરી સવની પ્રીતિ મેળવી લેવી નાની હોય ત્યા સુધી વહુ અને મોટી થયે તે પણ સાસુ થાય છે પતિનુ ઘર એજ પતીનુ ઘર છે પીયેર એ તો પારકુ ઘર માનવુ.

સાસરે પણ સ્ત્રીએ સ્હવારમા વ્હેલા ઉઠવુ, પતિને પગે લાગી તેમના મુખ દર્શન કરવા. પતિના ઉઠતા પહેલાં વાસી કામ પરવારી, ન્હાઇ ધોઇ પતિને જગાડવા, તેમને દાતણ પાણી આપી તેમને ન્હાવા માટે પાણી ગરમ કરી આપવુ પછી તેમને પુજાનુ સાહિત્ય તૈયાર કરી આપવુ.

પછી પાણીયારૂ, રસોડુ વિગેરે સાફ કરી પાણી ગળી, ચુલો સળગાવી રસોઇની તૈયારી કરવી સાસુને પગે લાગવું પોતાના પતિને ગજી રાખવા, તેનુ મન ન દુભાય તે માટે સ્ત્રીએ બનતી કાળજી રાખવી પતિનુ કામ તો સ્ત્રીએ જ કરવુ સ્ત્રીએ સમજવુ કે તેના સર્વ સુખનો આધાર તેના પતિ ઉપર છે પતિની સેવા કરવા એ તેનો મુખ્ય ધર્મ છે

કહ્યું છે કે —

मनो व कर्माभि शुद्धा पति देशानुवर्त्तिनी ॥
छायेवानुगता स्वेच्छा सखेव हित कर्मसु ॥
दासी वा दिष्ट कार्येषु भार्या भर्तुः सदा भवेत् ॥

સ્ત્રીએ મન વાણી તથા કર્મ કરી સદા શુદ્ધ, પતિની આજ્ઞા પાલન કરનારી, તેને છાયાની માફક અનુસરનારી, પવિત્ર, તેના હિતકાર્યમા મિત્ર સરખી અને હુકમ માનવામા દાસી સમાન થવુ જોઇએ

સ્ત્રીને હમેશા પતિને જમાડી, વડીલ સાસુ, સસરા અને ઘરના માણસોને જમાડી પછી જમવુ જમ્યા પછી એઠ અબોટ કરવા અને બપોરના વખતમા કાંઇ ભરત ગુંથણનુ કે વાચવાનુ કામ કરવુ સ્ત્રીએ બપોરના વખતે નવરા બેસી રહેવું નહિ પણ કાંઇ કામ કરવુ

કોઇ પણ દિવસે વહુએ તો ઘરના સાસુ સસરા કે પતિ સાથે ઉપ-

ડતા સાદે બોલવુ નહિ, તેમને અપ્રિય લાગે તેવાં વચન બોલવાં નહિ, વિવાદ કરવો નહિ, જુઠુ બોલવુ નહિ. અહિંસા પાળવી, સાચુજ બોલવું બ્રહ્મચર્ય પાળવુ, ચોરી ન કરવી, અભિમાન રાખવુ નહિ, પીયેરની મોટાઇ ભુલી જવી, કોઇની નિંદા કરવી નહિ, કોઇનો દ્વેષ કરવો નહિ, અદેખાઈ કરવી નહિ

સ્ત્રી અને પુરૂષના સુખનુ સ્થાન ગૃહસ્થાશ્રમ છે. ગૃહસ્થનો આશ્રમ એ ગૃહસ્થાશ્રમ છે સ્ત્રી પુરૂષે દંપતિ ભાવે એકરૂપ બની રહેવુ અને સંસારના સુખવૈભવો ભોગવવા અતિથીની સેવા કરવી, દાન ધર્મ કરવુ, એ ગૃહસ્થ ધર્મ છે. પુરૂષ એ ગૃહસ્થ છે અને સ્ત્રી એ ગૃહિણી છે ગૃહસ્થાશ્રમનુ યથાર્થ રીતે પાલન કરવાથી સુખ અને આનંદ મળે છે, સ્ત્રીએ સદા પોતાના પતિના કહ્યામા રહેવુ

સ્ત્રીઓએ નાની ઉમ્મરના પીયેરમા રહી જ્યા સુધી કુંવારી હોય ત્યા સુધીમા વિદ્યા ભણવી, યોગ્ય કેળવણી લેવી, અને સ્ત્રી તરીકેનું સર્વ કામકાજ શીખી લેવૂ પડે છે, પછી તેનુ લગ્ન થાય છે, ત્યાર પછી તેને સાસરે રહેવાનુ થાય છે. ત્યા જેની સથે તેનુ લગ્ન થાય છે તે તેના પતિ સાથે તેણે આખી ઉમ્મર સુધી તેને આધિન થઇ રહેવુ પડે છે, ત્યા કદી પણ સ્ત્રીએ પતિના આજ્ઞાનુ ઉલ્લંઘન કરી મનસ્વીપણે વર્તવૂ નહિ, પતિના કહ્યામા ન રહેનાર સ્ત્રીને પતિ સાથે બનતુ નથી અને તેથી તેનો જન્મારો ક્લેશ કકાશમા જાય છે

સ્ત્રીઓએ બાલ્યાવસ્થામા માબાપને આધિન રહેવુ પડે છે, યુવાવસ્થામા પતિને આધિન અને વૃદ્ધાવસ્થામાં પુત્ર કે પતિનાં સગા વ્હાલાને આધિન ન રહેનારી સ્ત્રી સુખી થતી નથી તેણે સદા પોતાના પતિની સાથે આનંદ અને પ્રેમથી તેને વશ થઇ જવુ તેણે પતિ ઉપર અત્યંત પ્રેમ રાખવો જેઇએ, ચાણાક્ય નીતિમા કહ્યુ છે કે—

आहारा द्विगुणाः स्त्रीणां लज्जा चापि चतुर्गुणा ।

साहसं षड्गुणंचैव काम श्चाष्टगुणः स्मृतः ॥

સ્ત્રીઓને પુરૂષ કરતા આહાર બમણો હોય છે, લજ્જા ચાર ધણી, સાહસ છ ધણુ તેમ કામ આઠધણો હોય છે.

વળી સ્ત્રીઓના સંબંધમા મનુસ્મૃતિમાં કહ્યું છે કેઃ

भोजने द्विगुणा स्त्रीणां बुद्ध कृत्ये चतुर्गुणा ।
निश्चयेषड्गुणा पुम्यः काम वेगस्तथाष्टधा ॥
बालयावा युवत्यावा वृद्धया वापि योषिता ।
न स्वातंत्र्येण कर्त्तव्यं किंचित्कार्यं गृहेष्वा पे ।
बालये पितुर्वशे तिष्ठेत्पाणि ग्राहस्थ यौवन ।
पुत्रा णां भर्तारि प्रेते न भजेत् स्त्री स्वतंत्रताम् ॥
पिता रक्षंति कौमारे भर्त्ता रक्षति यौवने
रक्षंति स्थविरे पुत्रान स्त्री स्वातंत्र्य मर्हति ॥

જમવામા સ્ત્રીઓને આહાર બમણો, બુદ્ધિમા ચાર ગણો, નિશ્ચ મા છ ધણો અને કામમા છ ધણો વેગ હોય છે

બાળ, યુવાન કે વૃદ્ધ સ્ત્રી હોય છતાં પણ તેણે ઘરનુ કાઇપણ કાય સ્વતંત્રપણે કરવું નહિ

બાળપણામાં સ્ત્રીએ માબાપને, જુવાનીમાં પતિને, અને પતિ ન હોય તો પુત્રના કહ્યામા રહેવુ સ્ત્રીએ કદી સ્વતંત્ર વર્તવુ નહિ

સ્ત્રીઓનુ નાનપણમાં પિતા રક્ષણ કરે છે, જુવાનીમાં પતિ રક્ષણ કરે છે અને વૃદ્ધાવસ્થામા પુત્ર રક્ષણ કરે છે જેથી તેણે સ્વતંત્ર રહેવુ નહિ.

આવી રીતે શાસ્ત્રો પણ કહે છે તો સ્ત્રીઓએ સ્વતંત્ર થવુ નહિ. સ્ત્રી એ દેવી છે અને પતિ એ દેવ છે સ્ત્રીનુ તેનો પતિ રક્ષણ કરી શકે છે. સ્ત્રીએ પતિના કહ્યામાં રહેવુ પતિનો પ્રેમ પોતાના ઉપરથી ઓછો થાય તેવી રીતે કદી વર્તવુ નહિ.

ઉપરનો અર્થ સ્ત્રીઓને ગુલામડી કે દાસી બનાવવાનો નથી પણ પતિની ગૃહદેવી બનાવવાનો છે. સ્ત્રીનુ રક્ષણ કરવાનો, તેનું પાલનપોષણ કરવાને તેનો પતિ બધાયલો છે

આજ કાલ સુધારાના પવનથી ઉછરતી વયની જુવાન છોડીઓને અંગ્રેજી ભણ્યા પછી સ્વતંત્ર હરવા ફરવાનો મોહ લાગ્યો છે. પણ સ્ત્રીઓએ સ્વતંત્ર ફરવુ એ તેમને અનીતિમાન જીંદગીમા નાંખનારૂં છે, ઘણા

પુરુષો અને ઘણી સ્વતંત્ર બીજાજની સ્ત્રીઓ—સ્ત્રીઓની સ્વતંત્રતાની હિમાયતી થઈ જાય છે, અને પુરુષ સ્વતંત્ર છે તો સ્ત્રીઓ સ્વતંત્ર કેમ નહિ એમ કહેનારી છે. પણ આવી સ્વતંત્ર હરફર કરનારી સ્ત્રીઓનું ચારિત્ર્ય ભાગ્યેજ ઉચ્ચ હોય છે. તે પતિની સેવા કરતી નથી, પતિવ્રતા ધર્મ પાળતી નથી. અન્ય પુરુષો સાથે સ્નેહથી હસે બોલે છે, તેમની સાથે એકાંતમાં વાતો કરે છે, એકલી પરપુરુષ સાથે હવા ફરવા જાય છે, આ બધું સ્ત્રીઓએ ધર્મભ્રષ્ટ કરાવનાર છે માટે જે સ્ત્રીઓ નીતિમય જીવન ગાળવું હોય, પતિવ્રતા સ્ત્રી બની સતી થવું હોય, દેવી તુલ્ય ઉચ્ચજીવન અનુભવવું હોય તેણે કદી સ્વતંત્ર થવાની ઇચ્છા રાખવી નહિ

સ્ત્રી અને પુરુષનો, પત્ની અને પતિનો સબંધ એવો નથી કે તે એક બીજાથી સ્વતંત્ર પડી શકે. જ્યાં એક બીજાના મનમાં સ્વતંત્રતાનો વેગ ઉઠે છે કે તરત તેમની પવિત્ર સ્નેહની ગાઠ—લગ્ન બંધનની ગાઠ, દમ્પતિ સૂત્ર તુટે છે અને પરિણામે એક બીજાનાં મન ઉંચાં થાય છે, માટે હંમેશાં ઉચ્ચ કુળની સ્ત્રીઓએ તો સ્વતંત્રતા મેળવવાનો વિચાર સરખો પણ ન કરવો સદા પતિના સંયોગમાં પતિની સાથે એકમેક બની જવામાં જ પોતાની જાતને ધન્ય માનવી. અંતઃકરણ નિર્મળ રાખવું. પતિના વિશ્વાસપાત્ર બની જવું, નીતિમય જીવન ગાળવું, મનને વશ રાખવું, લોભ લાલચને વશ થઇ જવું નહિ સત્યનું પાલન કરવું અને સદા પતિની મરજી સાચવી ચાલવું એજ સ્ત્રીઓને શોભા આપનાર ગુણો છે.

સ્ત્રીએ ઘરના ખર્ચમાં કરકસર કરતા શીખવું. પારકે જઈને ઘરના છિદ્રની વાત ઉઘાડી ન પાડવી - નિર્ધનતા બહાર બતાવવી નહિ. ઘરની વસ્તુઓ સાફ રાખવી, વાસણ કુસણ માજી સ્વચ્છ રાખવાં, વસ્ત્રાલંકાર સંભાળવાં. બાળકો ઉછેરતા શીખવું, બાળકોને કેળવતા શીખવું. વિનય અને વિવેક રાખવો, લજ્જા રાખવી, શિયળ સાચવવું, પતિમાંજ ચિત્ત ચોંટેલું રાખવું, સાસરામાંજ સુખ માનવું, નાટક જોવા કે મેળામાં એકલા જવું નહિ, સાસુ સસરા વિગેરે વડીલવર્ગની આજ્ઞા માનવી એ સ્ત્રીઓના ખાસ ધર્મ છે

સ્ત્રીઓને ઘરેણાં પહેરવા ઘણાં ગમે છે, સારાં સારાં વસ્ત્રો પહેરવાં

બહુ ગમે છે. આથી ઘણી સ્ત્રીઓ પતિની પાસે લુઘડાં ઘરેણાંની હઠ લે છે, અને ઘરમા કકાસ કરે છે. અને એથી સ્ત્રી પુરૂષ બંને દુઃખી થાય છે. પતિની સ્થિતિ અનુસાર તે જેવા કપડાં કે ઘરેણા લઇ આપે તેમા સંતોષ માનવો, સેકડે પોણોસો ઘર એવા હોય છે કે જે સ્ત્રીઓની હઠથી ત્રાસી જાય છે. જ્યાં રાત દિવસ ઘરેણાની અને લુઘડાની હઠ કરી સ્ત્રીઓ પોતાના પતિને રજાડે છે.

આવી સ્ત્રીઓ પોતાના પતિને, માસુ નણંદને પણ રજાડે છે. એક બીજીને જુઠુ ભરવી વેર ઉત્પન્ન કરાવે છે ઘણી સ્ત્રીઓ પતિના ઉપર જોર ચલાવે છે, પતિ કકાસનો માર્યો હાજી હા કરે છે, તેને સ્ત્રી એમ સમજે છે કે મે પતિને વશ કર્યો પતિ એક કહે તો તે તેને બે સભળાવે છે, પતિના સામુ બોલે છે એવી સ્ત્રીઓ કુઆરજા ગણવી

ઘણી સ્ત્રીઓ પતિને વશ કરવામા, પતિના ઉપર હુકમ ચલાવવામા પોતાનુ ડહાપણુ સમજે છે. ઉત્તમ, મધ્યમ અને કનીષ્ટ સ્ત્રીઓ હોય છે તેમા ઉત્તમ તે છે કે જે સદા પતિને વશ થઇ જાય છે પતિના ઉપર આજ્ઞા કરનારી સ્ત્રી અધમ ગણાય છે, જે સ્ત્રી દુરાચરણી હોય છે તેનો પતિ કદી સુખી થતો નથી.

હવે લોપામુદ્રા કરીને એક સતી થઇ ગયા છે તેનો વ ત મ્રંમ ો

---

# લોપામુદ્રા.

પૂર્વે વિદર્ભ રાજા થઇ ગયા તેમની પુત્રીનુ નામ લોપામુદ્રા હતુ, તેમને નાનપણુમાથી તેમના પિતાએ સારી કેળવણી આપી હતી તેનાં રૂપ અને ગુણ જોઇને અગસ્ત્ય મુનિએ રાજા પાસે જઇ લોપામુદ્રાની માગણી કરી. રાજાને પોતાની લાડકવાયી પુત્રીની ઋષિએ માગણી કરતા ચિંતા થઇ તે વાત લોપામુદ્રાએ જાણી એટલે તેણે કહ્યુ ' પિતાજી! આપ ચિંતા ન કરો, હું ખુશીથી એ મુનિની સાથે લગ્ન કરીશ સર્વ કરતા ધર્મનુ સુખ સર્વોત્તમ છે અને તે મને ઋષિ સાથે મળી શકશે માટે તેમની માગણી કબુલ કરો " રાજાએ પોતાની પુત્રીના આવા વચન સાભળી તેને ઋષિ સાથે

પરણાવી. તે પછી લોપામુદ્રા રાજ્યવૈભવનો ત્યાગ કરી, પોતાની પતિની માફક વલ્કલ ધારણ કરીને પતિ સાથે વનમા રહેવા ગઇ.

નાનપણમાં રાજવૈભવમા ઉછરી રાજ્યસુખ ભોગવનાર લોપામુદ્રા અત્યારે પતિસેવા કરવા માટે વનમા જઇ પતિની મન, વચન અને ક્રિયાથી સેવા કરવા લાગ્યા પતિની આજ્ઞાનુસાર વર્તતા, તેમને પ્રસન્ન રાખવા યત્ન કરતાં સ્હવારમાં વ્હેલા ઉઠી પતિને સ્નાન કરાવી પોતે સ્નાન કરતા, તેમને જમાડયા પછી પોતે જમતા અને સૂતા પછી સુતા હમેશા અતિથિ, ગાય વિગેરને જમાડી જમતા પતિની આજ્ઞા પ્રમાણે ચાલતાં પણ પોતાના મનનું ધાર્યું કરતાં નહિ તે પતિના કાર્યમાં મદદ કરતા. અહર્નિશ પતિસેવામાં તેમનુ મન ચોટેલુ રહેતુ તેમણે પોતાના પતિ પાસેથી તત્ત્વજ્ઞાન મેળવ્યુ હતુ તેમને એક પુત્ર થયો હતો તેનુ નામ દઢદસ્યુ હતુ ગોદાવરી નદીના ઉત્તર કાંઠે લોપામુદ્રાનો દડકારણ્યમા આશ્રય હતો

લોપામુદ્રા એક રાજાની રાજકન્યા હોવા છતા તેમણે પોતાના ઋષિપતિની સાથે વનમા રહી પતિસેવા કરવામા આનદ માન્યો, તેમની પિતૃભક્તિ, અને પતિભક્તિ અનુકરણ કરવા જેવા હતા તેમના ઉપર ઋષિની પણ પ્રીતિ હતી તેમણે પતિ પાસેથી જ્ઞાન સુખ મેળવી આનદ મેળવ્યો હતો. સતી સ્ત્રીનો પ્રભાવ જુદો જ હોય છે તેવી જ રીતે એક શાંડિલી નામના તપસ્વિની થઇ ગયા છે તેની વાત કહું છુ તે સાંભળો —

## શાંડીલી.

---

તપસ્વિની શાંડિલી ઋષભ પર્વત ઉપર રહી પોતાના પતિ સાથે ધર્મમય જીવન ગાળતા હતા. ત્યા આવ્યા ગયાનો અતિથિ સત્કાર તે કરતાં એક વખતે ગરુડ પોતાના ગુરુ ગાલવમુનિને કાળા કાનવાળા હજાર ધોળા ઘોડા આપવાની શોધ કરવા તેમને લઈ નીકળ્યો હતો તે આ પર્વત ઉપર આવ્યો. સતીએ તેમનો સત્કાર કરી અન્નપાનાદિથી સતોષ પમાડયો. રાત્રે ગરુડ અને ઋષિ સુઇ ગયા પછી સતીનું રૂપ જોઇને ગરૂડને વિચાર આવ્યો કે આ સ્ત્રીને ઉપાડી જઇ બ્રહ્મા, વિષ્ણુ કે રૂદ્રની પાસે લઇ જઉ તો કેવું સારૂ ? ઠીક સવારે વાત છે આવા વિચાર કરતો તે ઉંઘી ગયો. સવારે ઉઠી

જુએ છે તો પોતાના પીંછા ખરી ગયેલાં જોયાં અને ચાલવાની શક્તિ પણ તેને ન રહી. આ જોઇ ગાલવઋષિએ વિચાર કર્યો કે–" અરે ! આ ગરુડે આ પવિત્ર આશ્રમમા આવી કઇ દુષ્ટ વિચાર કર્યો હશે, તેથી તેમણે ગરુડને તે વાત પૂછી ગરુડે ને વાત કબુલ કરી. જેથી ઋષિએ કહ્યુ કે: " જાઓ તે સિદ્ધ સ્રીની પાસે ક્ષમા માગો તો કાઇ વળશે " ગરુડ ગુરુની આજ્ઞાનુસાર શાંડિલી પાસે ગયો અને માફી માગી. તેથી સતીએ તરતજ ક્ષમા આપી અને કહ્યું કે. " તે ખોટો વિચાર કર્યો તેથી તારી આ દશા થઇ છે, જા તારી પાખો સાજી થશે, હું પતિ પરાયણ જીવન ગાળી સદા ચરણ અને તપપરાયણ રહુ છુ. જેથી દુષ્ટોના પાપી વિચારો તરત જાણી શકુ છુ તારે હવે કોઇ પણ સતી સ્રીના સબધી ખોટા વિચારો કરવા નહિ કે તેની નિદા કરવી નહિ. સદાચારથી તેમજ સ્રીની પતિ સેવાથી ધર્મ અર્થ અને કામની સિદ્ધ થાય છે. અને તે દુ ખને ટાળી શકે છે. "

આ પછી ગરુડની પાખો સારી થઇ અને તે ચાલ્યા ગયા. શાંડિલી પોતાના પતિવ્રતના પ્રભાવથી સ્વર્ગમા ગઇ, ત્યા સુમના નામની સ્રીએ પુછ્યુ કે ' તમે કયા પુણ્યથી સ્વર્ગમા આવ્યાં ?' ત્યારે શાંડિલીએ કહ્યુ કે: " હું માત્ર એકનિષ્ઠાથી પતિસેવા કરવાથી સ્વર્ગ લોકને પામી છુ. કાઇ ભગવા પહેરી સાધુ થવાથી આવી નથી મે નિત્ય મારા સાસુ, સસરા, પતિ દીયેર અને જેઠની સેવા કરી છે તેમને રાજી રાખ્યા છે. અતિથિની સેવા કરી છે કોઇ વખતે કોઇની નિદા કે કુથલી કરી નથી, લાજ શરમ છોડી લુગડુ માથેથી કે છાતીએથી ખસી જાય તેવી હરીફરી નથી. હુ દરેક કામ મારી જાતે કરવાની મારી ફરજ સમજતી. કોઇ દિવસ કોઇની સાથે ઉંચે સ્વરે બોલી નથી હું વિવેક અને મર્યાદાને સાચવતી પતિના ઉઠતા પહેલાં ઉઠતી, જમાડયા પછી જમતી અને સુવાડયા પછી સુતી. પતિની આજ્ઞા પાળવામા મારો ધર્મ માનતી. પરપુરૂષને ભાઇ કે બાપ સમાન ગણી તેમની સાથે મર્યાદાથી વર્તતી. પતિ મનમા જરા પણ અપ્રસન્ન થાય તેવું એક પણ કૃત્ય મે કર્યું નથી. આવી રીતે પતિવ્રતપણુ પાળ્યાથી હું અહિ આવી છુ."

આ સાભળી સુમના પ્રસન્ન થઇ અને તેમને ધન્યવાદ આપ્યો. આવી રીતે એક જરત્કારૂ નામના સતી થઇ ગયા છે.

---

## જરત્કારૂ

જરત્કારુ એ વાસુકી નાગનાં બ્હેન હતા. બધા સર્પોનો નાશ થવા બાબતનો તેમની માતા કદ્રુનો શાપ થયો હતો. તેમાથી છુટવા માટે બધા સર્પોએ વિચાર કરી ઉપાય શોધવા લાગ્યા બ્રહ્માએ સર્પોને પ્રાર્થના કરી તો કહ્યું હતું કે "વાસુકીની બ્હેન જરત્કારૂના લગ્ન જરત્કારૂ નામે પ્રખ્યાત જીતેંદ્રિય અને પ્રખ્યાત મહર્ષિ સાથે કરવા તેનાથી આસ્તિક નામે પુત્ર થશે તે સાપોને તેમની માતાના શાપમાથી મુક્ત કરશે, જરત્કારૂ નામના ઋષિ બ્રહ્મચર્ય પાળી તપ કરતા હતા તેમનો વિચાર લગન કરવાનો નહોતો તે ફરતા ફરતા એક ખીણુ પાસે ગયા તો ત્યા પોતાના પિતૃઓને ઉંધે માથે એક વેલા ઉપર લટકતા જોયા તેમણે જરત્કારૂને લગન કરી પુત્ર ઉત્પન્ન કરે તો અમે છુટીએ એમ કહ્યુ. જેથી ઋષિ પોતાને લાયક કન્યા શોધવા લાગ્યા

ઋષિએ ઘણી શોધ કરવા માંડી પણ પોતાને લાયક કન્યા મળી નહિ. ફરતા ફરતા કહેતા કે મારે જે સ્ત્રીનુ પોષણ કરવુ પડે નહિ તેવી ને મારા નામનીજ કન્યા હોય તેની જોડે લગન કરવુ છે. તે શબ્દ વાસુકી નાગે સાભળ્યો તેથી તેમણે પોતાની બ્હેન જરત્કારુને ઋષિ સાથે પરણાવી. પછી ઋષિ પોતાની પત્ની સાથે રહ્યા, પત્નીને કહ્યુ કે "તારે મને અપ્રિય લાગે તેવુ વચન બોલવુ નહિ કે કાર્ય કરવુ નહિ. જો તુ તે પ્રમાણે કરીશ તો હું આ ઘરનો ત્યાગ કરી ચાલ્યો જઇશ" જરત્કારુ સ્ત્રીએ કહ્યુ કે "પ્રભો! હુ આપની આજ્ઞા પ્રમાણે વર્તીશ " તે પછી તે સ્ત્રી ઋષિની મહુજ સાવધાનતાથી સેવા કરવા લાગી મુનિ અપ્રસન્ન ન થાય તેને માટે તે મહુ ચેતતી રહેતી. પતિસેવામાજ જેનુ ચિત્ત જોડાયલુ છે તેવી સતી સ્ત્રીને ગર્ભ રહ્યો

એક વખત ઋષિ પોતાની પત્નીના ખોળામા માથુ મુકી ઉંઘતા હતા તેવામા સૂર્યનારાયણ આથમવા લાગ્યા જેથી સતી સ્ત્રીએ સન્ધ્યા કરવાનો સમય થયે છે, માટે હવે પતિને જગાડવા કે નહિ તેમનો સ્વભાવ ઘણો ક્રોધી છે જો ઉઠાડુ છુ તો તે ક્રોધ કરશે અને નહી ઉઠાડતી તો સૂર્ય આથમી જવાથી તેમના ધર્મનો લોપ થશે આવા વિચારથી તેણે પતિને ધીમે રહીને કહ્યુ કે "હે પતિ, સૂર્ય આથમી જવા આવ્યો છે, સન્ધ્યા વખત થયો છે માટે જાગ્રત થાવ તો સારૂ" આ

સાંભળી ઋષિ જાગી ઉઠયા અને ગુસ્સે થઇ કહેવા લાગ્યા કે “ હે સ્ત્રી ! તે મારૂં અપમાન કર્યું માટે હવે હું તારી પાસે ન રહેતા વનમા ચાલ્યો જઇશ.” આ સાભળી સ્ત્રીએ કહ્યુ ધર્મનો લોપ થવાના ભયથી ઉઠાડયા છે માટે માફ કરો જેથી દયા કરી વનમા ન જશો ?” તે સાભળી ઋષિએ કહ્યું કે—“ મને ખાત્રી છે કે જો હું ઉઘતો હોઉં તોપણ જ્યા સુધી મેં સન્ધ્યા ન કરી હોય ત્યા સુધી મગદુર નથી કે સુર્ય આથમી શકે ? માટે હવે હું અહીં નહિ રહુ ” સતી સ્ત્રીએ ઋષિને સમજાવ્યા પણ તેમણે તો કહ્યુ કે “ જો, વચન તો એક છે મે તને લગ્ન વખતે જે કહ્યુ હતુ તે કાંઇ મિથ્યા નહોતું માટે હવે મારા જવાથી તુ શોક કરીશ નહિ તને જે ગર્ભ રહ્યો છે તે મહાસમર્થ પુત્રરૂપે જન્મશે અને તે તારા ભાઇનું સ કટ તારશે.’

આમ કહી ઋષિ ચા’યા ગયા. તે પ’છી થોડા મહીને જરત્કારુને પુત્રનો પ્રસવ થયો અને તેનુ નામ આસ્તિક પાડયુ સતી જરત્કારુએ હમેશા પતિની સેવા કરી તેમને પ્રસન્ન રાખવામા જ પોતાનુ સૌભાગ્ય માન્યું હતુ, તેમનુ મન સાચવવા તે ઘણુ કષ્ટ વેઠતી અને એક મનથી એવુ જરા પણુ અપમાન થયુ તો ચાલી જવાની પ્રતિજ્ઞા લેનાર ઋષિની સેવા કરતી. તેને થયેલા પુત્ર આસ્તિકે યજ્ઞમાથી વાસુકી વિગેરે સર્પોને બળતા અટકાવ્યા હતા. આવી જ રીતે પૂર્વે એક ભામતી નામના સતી થઇ ગયા છે

---

# ભામતી—વાચસ્પતી મીશ્ર

પૂર્વે થઇ ગયેલાં ભામતી નામે વિદુષી સ્ત્રી એ વાચસ્પતી મીશ્રનાં પત્નિ હતા. વાચસ્પતિ મિશ્ર વિદ્વાન અને પઠન પાઠનમા લિન્ન થઇ રહેનાર હતા તેઓ એક વખતે શ્રી શકરાચાર્યના ભાષ્ય ઉપર ટીકા લખતા હતા તે કામમા એવા તન્મય થઇ ગયેલા હતા કે પોતે શુ કરે છે, ક્યા રહે છે ઉંઘે છે કે જાગે છે તેનુ ભાન પણુ નહોતું. સતી ભામતી પણ વિદ્વાન્ હતી તે પોતાના પતિને તે કામમાં મદદ કરવામાં પોતાનું કર્ત્તવ્ય સમજતી. વાચસ્પતિ મિશ્રને લખવામા, ગ્રથો શોધી આપવામાં, અને શકાનુ સમાધાન કરવામા ભામતી પતિને

મદદ કરતા. બંને જુવાન હતા. ભામતી પણ પરણીને ભરયૌવનમાં પહે-લ–વ્હેલા જ સાસરે આવ્યા હતા બંને સાથે બેસતાં, ઉઠતાં અને સૂતાં છતા વાચસ્પતિમિશ્ર તો તે જાણે પોતાનો સહાધ્યાયી મિત્ર હોય તેમ જાણતા. પાતને ભાષ્ય ઉપર ટીકા લખવાના કામમા રાતદિવસ ગુથાયેલા જોઇ ભામતિ તેમને વિક્ષેપ ન થાય તેની કાળજી રાખતાં તે શરમાળ, વિનયી, સુશીલ અને આનદી હતા, પતિ એજ પરમેશ્વર છે એમ માનતા.

ટીકા લખતા લખતા બનેની જુવાની ચાલી ગઇ અને પ્રૌઢાવસ્થામા આવ્યા છતા પતિએ સસાર સુખની ઇચ્છા સરખી કરી નહિ. એક વખતે મધ્યરાત્રે ભામતી થાકીને ઉંઘી ગયા હતા અને ઋષિ ભાષ્ય લખ્યા કરતા હતા તેવામા દીવેલ ખૂટી પડવાથી દીવો ઝાંખો થઇ ગયો ને લખવાની કલમ અટકી ગઇ. તેથી વાચસ્પતિ મિશ્રે સૂતેલી ભામતીના સામુ જોયુ તેઓએ તેને તે જ વખતે પોતાની સ્ત્રી છે એમ જાણ્યુ અને પ્રસન્ન ચિત્તે બોલ્યા કે –" હે પ્રિય ! તને ધન્યવાદ ઘટે છે તે મારા શ્રમને સફળ કર્યો છે. તે મને જીતી લીધો તારી અપૂર્વ સહાયથી આ ટીકા મે લખી માટે તારા નામથી જ તેને પ્રસિદ્ધ કરીશ" આમ કહી તેમણે તે ટીકાનું નામ ભામતી રાખ્યુ

ભામતી આ સાંભળી જાગ્રત થયા અને બે હાથે પ્રણામ કરીને કહ્યુ કે "પ્રભો, આ સંસારના મિથ્યા સુખો કરતા મે આપની પાસેથી જ્ઞાન સુખ મેળવવુ ઉત્તમ ગણ્યુ હવે મને તેવા મિથ્યા સુખની ઇચ્છા નથી. આપના ચરણની સેવા કરવામાં જ મને આનદ થાય છે" આ સાભળી વાચસ્પતિ મિશ્રે તેમને ધન્યવાદ આપ્યો આ પછી સતી ભામતીએ પોતાના પતિને ઇશ્વર જાણી જન્મારા પર્યંત સેવા કરી, તેમને પ્રસન્ન રાખવા યત્ન કરતા. તેમણે પતિસેવાથી પોતાના પતિ પાસેથી તત્ત્વજ્ઞાન મેળવ્યુ પતિના ધર્મ-કાર્યમા સહાય કરવામા જ પોતાને ધન્ય માનતા હતા.

આજે તો મિથ્યા સુખને માટે સ્ત્રીઓ પતિની અવગણના કરી રહી છે પતિને વિક્ષેપ કરવા ચૂકતી નથી પતિને પ્રસન્ન રાખવાને બદલે પતિ પોતાને પ્રસન્ન રાખવા મથે એવુ ઇચ્છે છે, ને દોષરૂપ છે તેમ થવુ જોઇએ નહિ સ્ત્રીઓએ તો પતિસેવા કરવામા જ પોતાનુ સર્વસ્વ માની લેવુ ઘટે છે



## પ્રકરણ ૭ મું.

### સ્ત્રીઓની જવાબદારી

ચન્દ્રકાન્તાએ બીજે દિવસે સર્વ સ્ત્રીઓ આવી ગયા પછી દરરોજની માફક આગળ વાર્તા શરૂ કરી તેણે કહ્યું કે બેનો! આપણ સ્ત્રીઓને માટે મહાન જવાબદારી છે પોતાના પતિને સુખી કરવો, પતિને આનંદ આપવો અને લેવો, ઘરકામ સભાળવું, આવક ખર્ચનો હિસાબ રાખવો, તે ઉપરાંત સ્નેહિ, સબંધી સાથે મળતાવડો સ્વભાવ રાખવો. છોકરાને સારા સંસ્કારો આપી ઉછેરવા, સ્ત્રીને માથે પ્રજાને ઉછેરી તેમને સત્સંસ્કારી બનાવવાની મોટામા મોટી જવાબદારી છે. સ્ત્રીએ પુરુષની માફક કામો કરવાના નથી. તેની પ્રકૃતિ નાજુક હોય છે. નીતિથી ચાલવું, સત્ય બોલવું, પ્રસન્ન રહેવું, કોઈનો પણ ઉપકાર કરી છુટવો એ ગુણો તો સ્વભાવસિદ્ધ દરેક સ્ત્રીમા હોવા જ જોઈએ.

સ્ત્રી એ ઘરના શણગારરૂપ છે, બાળકો સારા નરસા થવાં એ સ્ત્રીના હાથમાં છે. નાનપણમા બાળકોના ઉપર જેવા સંસ્કારો પાડવામા આવે છે તેવાં તે થાય છે માતાનામા જેવા આચારવિચાર હોય છે તેવા બાળકો થાય છે. કેળવાયલી સ્ત્રી ઘરનો કારભાર માથે ઉઠાવી લે છે એટલે પતિને ઘર તરફની ચિંતા રહેતી નથી સ્ત્રીઓ ભણેલી હોય છે તો છોકરાને નાનપણથી જ વિદ્યાભ્યાસ કરવાના સસ્કારો પડે છે, ઘરમા કલહ ન થાય અને હમેશા આનંદ જ રહે, સર્વ સાથે સંપથી રહે એ સર્વ સ્ત્રીના ઉપર આધાર રાખે છે સરખે સરખા સ્વભાવના સ્ત્રી પુરુષ મળે છે તો તેમને આનંદ થાય છે અને સુખથી ગૃહસંસાર ચલાવી શકે છે તેમાથી એક વિપરીત સ્વભાવનુ હોય છે તો હમેશાં કલેશ થાય છે ને ગૃહસ્થાશ્રમ

દુઃખરૂપ થાય છે. માટે સ્ત્રીઓએ જો પોતાનો પતિ પ્રતિકુળ વિચાર કે આચારનો હોય તો તેને પ્રેમથી સન્માર્ગે વાળી પોતાના સ્વભાવને અનુકુળ કરી લેવો જોઇએ.

સ્ત્રીઓએ સર્વની સાથે ભલમનસાઇથી વર્તવુ. ગૃહિણી તરીકે આ સસારમા સ્ત્રીને માથે મહાન જવાબદારી છે. તેને ઘણાના મન રાખીને ચાલવાનું હોય છે પતિની મરજી સાચવવી, પતિના સગા વ્હાલાંની મરજી સાચવવી, ઘર કારભાર ચલાવવો, અને બાળકોને ઉછેરવા તથા કેળવવામા સ્ત્રીની મુખ્ય જવાબદારી છે તેણે હમેશા પોતાના મનને કબજે રાખવુ પતિ ઉપર નિર્મળ પ્રેમ રાખવો, તેની મન, વચન અને પ્રેમથી સેવા કરવી, પતિના કાર્યમા ઉત્સાહ આપ્યા કરવો પતિની આજ્ઞા વગર પરઘેર જવુ નહિ પોતાનામાં અનેક સદ્‌ગુણોને ધારણ કરી રાખવા, પતિને સ્નેહથી જીતી લેવો સતી સ્ત્રી પોતાના સતીત્વના પ્રતાપથી આ જગતમાં ધારે છે તે કરી શકે છે, કૌશલ્યા કરીને એક પવિત્ર સતી થઇ ગયા કે ઇશ્વરાવતાર કે જેમને પેટે શ્રી રામચન્દ્રજી પુત્ર થઇ અવતર્યા હતા

## કૌશલ્યા

કૌશલ્યા એ અયોધ્યાના રાજા દશરથના પત્ની હતા તે કોશલ દેશના રાજાની પુત્રી હતા. નાનપણમાં વિદ્યાભ્યાસ કરી વ્યવહારિક કેળવણી સારી રીતે મેળવી હતી. દશરથ રાજા ભગવદ્‌ભક્ત હતા. તેમનો ઘણો કાળ તત્વ ચિંતનમા જતો. કૌશલ્યા તેમને પુરાણની વાતો કહી મનરજન કરતાં. તે હમેશા પતિની સેવા કરવામા ચિત્ત રાખતાં. રામચન્દ્રજી તેમના પુત્ર હતા. શ્રીરામચન્દ્રજીને કેળવવામા રાજધર્મનુ અને પરમાર્થધર્મનુ ઉપયોગી જ્ઞાન આપવામા કૌશલ્યાએ કચાસ રાખી નહોતી તેમણે તેમને ધર્મ અને નીતિનુ શિક્ષણ આપ્યુ હતું તેમણે પોતાની બુદ્ધિથી રામને વિનયી, નમ્ર, આજ્ઞાંકિત, વડીલો તરફ પુજ્ય બુદ્ધિવાળા, અને વીર બનાવ્યા હતા રામ ઇશ્વરાવતાર હતા તેમને કૌશલ્યાએ કેળવી ધર્મરૂપ બનાવી દીધા હતા, રામ ઉપર સર્વની પ્રીતિ હતી

રામને જ્યારે રાજ્યાભિષેક વખતે કૈકેયીની હઠથી દશરથ રાજાએ

દેશવટો દીધો ત્યારે તેમના માતા કૌશલ્યા, ભાઈ લક્ષ્મણ, શત્રુઘ્ન વિગેરેને મહા સતાપ થયો પણ રામે તે સર્વને શાંત પાડયા. પિતાની આજ્ઞા પાળવી એ પુત્રનો ધર્મ છે એમ માની રામે પિતાનું વચન માથે ચઢાવી પોતાના પિતાની પ્રતિજ્ઞા પાળવા વનમા ગયા કૌશલ્યા માતાએ પોતાના પુત્રને ગમે તેવી સ્થિતિમાં પણ માબાપની આજ્ઞાનું પાલન કરવુ જોઈએ, એવું શિક્ષણ આપેલુ તે પ્રમાણે રામે પિતાની આજ્ઞા પાળી બતાવી.

આમ છતાં પણ કૌશલ્યાએ પોતાના પતિ દશરથની અવગણના કરી નહિ જો કે તેમણે રામને વગર અપરાધે વનમા મોકલ્યા હતા છતા પણ દશરથની સેવા કરવામાં કૌશલ્યાએ કાંઈ કચાસ રાખી નહિ રામવિયોગે દશરથ ઘણા શોક કરવા લાગ્યા તેમને કૌશલ્યા પુરાણોની અનેક વાતો કહીને સાન્ત્વન આપતા દશરથે કૌશલ્યાને કહ્યું કે. "હે દેવી! મે કૈકેયીની હઠથી, તેનુ વચન પાળવા પુત્ર રામને વનવાસ કહાડી તારો મોટો અપરાધ કર્યો છે, તે ક્ષમા કર પતિ ગુણી હોય કે ગુણ વગરનો હોય તો પણ સ્ત્રીએ તેનો અનાદર કરવો ઘટીત નથી. માટે મારા પ્રતિ-દ્વેષ ન રાખતા સ્નેહ ભાવથી વર્તજો," આ સાભળી કૌશલ્યાની આંખમાં આંસુ આવી ગયાં, તેમણે કહ્યું કે "હે વ્હાલા! આપ મારી ક્ષમા માગો એ મને અપમાન આપવા જેવુ છે રામ શુ તમને વ્હાલો નથી? મને અને આપને સરખોજ વ્હાલો છે જે સ્ત્રી પતિને સતાવે અને પતિ તેને આજીજી કરી વિનવે, પતિના દુ:ખમા જે સ્ત્રી રીસાઈને તેના દુ:ખને વધારે તેને ધિક્કારવા જોગ છે. આપ સત્યવાદી છો. તમે મારી બ્હેન કૈકેયીને વચન આપ્યા પ્રમાણે 'ભરતને રાજ્ય આપ્યુ અને રામને વનવાસ મોકલ્યા' એ કાંઈ ખોટુ નથી. તમારૂં વચન ભંગ કરવા હું ઈચ્છતી જ નહોતી. તમે પુત્રને વનવાસમાં મોકલી વચનને પાલન કરનાર ગણાયા છો માટે મારા ઉપર પ્રસન્ન થાવ, મારા મનમા કાંઈ નથી માટે શોકનો ત્યાગ કરો"

કૌશલ્યાના આ વચન સાંભળી દશરથ પ્રસન્ન થયા કૌશલ્યાએ પોતાના પુત્રને પતિએ વનમાં મોકલ્યા છતા પણ તેમના ઉપર રોષ ન રાખતા પ્રેમ રાખ્યો એ સતી સ્ત્રીજ કરી શકે તેવીજ રીતે કૈકેયી જે દશરથ રાજાના બીજા પત્ની હતા તેમણે પણ પતિસેવા કરી નામ અમર કર્યું છે.

# કૈકેયી

રામને વનવાસ મોકલવા હઠ લેનાર કૈકેયી એ દશરથનાં પત્ની અને કેકય રાજાના પુત્રી હતા. તેમને નાનપણમા બાપે જાણવા યોગ્ય કેળવણી આપી હતી, તેમને દશરથ રાજા સાથે પરણાવ્યાં હતા. તેમનામાં પતિસેવા કરવાનો અને પતિનુ મન જીતી લેવાનો ગુણ ઘણો જ ઉત્તમ હતો તેથી તે દશરથ રાજાના માનીતા રાણી થયા હતા

એક વખતે દેવ અને રાક્ષસો વચ્ચે યુદ્ધ થયુ તેમા દેવોએ દશરથને મદદ આપવા આમંત્રણ કર્યું હતુ, તેમા દેવો તરફથી દશરથ રાજા લડવા ગયા હતા. દશરથ રાજાની સામે માયાવી રાક્ષસ શંબર યુદ્ધ કરવા આવ્યો તેણે પોતાની માયાવી સત્તાથી દશરથના રથની ધરી ભાંગી નાખી. અને દશરથ રાજા બેશુદ્ધ થઇ ગયા. તે વખતે રથ પડી ન જાય તે માટે કૈકે-યીએ [illegible] [illegible]િના સાવધ થ[illegible] સુધી રથની ધરીને પોતાના ખભા ઉપર લઇને રથને પડવા દીધો નહોતો અને શત્રુને મારવામાં દશરથને સહાય કરી હતી. જો કૈકયીએ રથની ધરા ઝીલી ન રાખી હોત તો દશરથનો પરાજય થાત. આવી તેની હિમ્મતથી દશરથે તેને વચન આપ્યુ કે –" હે દેવી! તારા બહાદુરીના આ કાર્યથી હુ ગજી થયો છુ તું માગ હુ તને બે વરદાન આપીશ આ સાભળી કૈકેયીએ તે વરદાન હુ જ્યારે જોઇશે ત્યારે માગી લઇશ એમ કહ્યું આવી રીતે પતિને સંકટ વખતે મદદ કરવાથી કૈકેયી રાજાને પ્રીય થઈ પડ્યા દશરથને કૌશલ્યા કૈકેયી અને સુમિત્રા ત્રણ રાણીઓ હતી તેમા કૌશલ્યાને રામ, કૈકયીને ભરત અને સુમિત્રાને લક્ષ્મણ અને શત્રુઘ્ન નામે પુત્રો હતા.

રામ સર્વથી મોટા હતા તેમને રાજ્યાભિષેક કરવાનો વખત થયો, ત્યારે મથરા નામની દાસીએ કૈકેયીને પાણી ચઢાવ્યુ અને ભરતને રાજ્ય મળે તે માટે રાજા પાસે માગણી કરવાનુ કહ્યુ. કૈકેયી સમજુ છતાં હઠીલા અને કાચા કાનના હતા તે કોઇની વાત ઝટ માની જતા. તેને કહ્યું કેઃ " તમે રાજાના માનીના છતા તમારા પુત્રને રાજ્ય કેમ ન મળે ? માટે રણમા તમને રાજાએ બે વરદાન આપ્યા છે. તે અત્યારે ભરતને રાજ્ય

આપવાનું માગો અને રામને વનમાં મોકલો કે પછી ફ્લેશ જાય! રામ બળવાન છે માટે અહીં રહેશે તો ભરતને પજવશે." આથી કૈકેયીનું મન ફરી ગયું અને રાજા પાસે ગયાં. રામને રાજ્યાભિષેક થવાનો હતો તેજ વખતે તેમણે આનંદમા વિઘ્ન નાખ્યુ. અને દશરથ પાસે તેમણે આપેલાં બે વચનોમાં રામને ૧૪ વર્ષ વનવાસ મોકલવા અને ભરતને રાજ્ય આપવાનું માગી લીધુ

કૈકેયી જેવી સમજુ સ્ત્રી પણ ખરાબ સગત-મથરા જેવી નીચ દાસીની ભભેરણીથી અનર્થ કરી બેઠી. માટે સ્ત્રીઓનો સહવાસ રાખવો નહિ આ સાભળી સર્વને ક્લેશ થયો. પણ રામ તો પ્રસન્ન ચિત્તે મનમા કાંઇ ન લાવતા પિતાની આજ્ઞા માથે ચઢાવી વનમાં ગયા. કૈકેયી પતિ માટે પ્રાણ આપે તેવી સતી હતા છતા પણ ખરાબ સોબતથી પતિને વૃદ્ધાવસ્થામાં રામ જેવા સમર્થ પુત્રનો વિયોગ કરાવ્યો અને તેજ વિયોગે ઝુરી ઝુરીને દશરથે પ્રાણ છોડ્યો. માટે હમેશા સ્ત્રીએ ખરાબ કે હલકી સ્ત્રીઓની સોબત કરવી નહિ, તેમના ઉપર ભરોસો રાખવો નહિ મન શાંત અને સ્વભાવ ગભીર રાખવો કોઇ પણ બાબતમા ઉતાવળીયો નિશ્ચય ન કરવો. કૈકેયીના પુત્ર ભરત બુદ્ધિશાળી, ભાઇના ઉપર અત્યત પ્રેમ રાખનાર અને સદ્‌ગુણી હતા. તે મોશાળથી ઘેર આવ્યા ત્યારે રામને વનવાસ ગયેલા જોઇ દુ:ખી થયા પોતાની માતાને ઘણો ઠપકો આપ્યો અને પોતે રાજ્યનો સ્વિકાર કર્યો નહિ પણ રામની પાદુકા રાજ્ય ગાદી ઉપર મુકી તેમણે રામના આવતા સુધી રાજ્યવહીવટ ચલાવ્યો. પોતે રામના વિયોગથી વલ્કલ ધારણ કરી રહેતા તેથી કૈકેયીને પણ પશ્ચાતાપ થયો હતો માટે આવી રીતે કોઇ સ્ત્રીએ અવિચારથી પતિને દુ:ખી કરવા નહિ દશરથ રાજાની ત્રીજી સ્ત્રી સુમિત્રા હતા.

---

# સુમિત્રા

સુમિત્રા એ દશરથના ત્રીજી સ્ત્રી હતા તે પતિસેવા કરતા. પતિને દેવ તરીકે માનતાં. તેમને લક્ષ્મણ અને શત્રુઘ્ન કરીને બે પુત્રો હતા. બન્ને પુત્રોને સુમિત્રાએ ઉચ્ચ કેળવણી આપી સદ્‌ગુણી બનાવ્યા હતા સુમિત્રા ઉપર દશરથની પ્રીતિ સારી હતી તે પોતાની શોકય કૌશલ્યા અને કૈકયી ઉપર પણ સગી બ્હેનો જેટલી પ્રીતિ રાખતા તેમના ઉપર દ્વેશ રાખતા નહિ પોતાની શોકયના પુત્રો રામ, અને ભરત ઉપર પણ પોતાના પુત્ર જેટલી જ મમતા રાખતા તે વિવેકી, સદ્‌ગુણી, અને સ્નેહાળ હોવાથી સર્વને પ્રીતિ પાત્ર થયા હતા તેમના ગુણ લક્ષ્મણમા આવ્યા હતા લક્ષ્મણ જેવા ભ્રાતૃભાવ કોઇનામા જોવામા આવશે નહિ તે પોતાના મોટા ભાઇ રામ ઉપર અત્યંત સ્નેહ રાખી માન સાચવતા

રામ જ્યારે પિતાની આજ્ઞા પાળી વનવાસ જવા તૈયાર થયા ત્યારે પોતાના ભ્રાતૃભાવથી લક્ષ્મણ પણ તેમની સાથે જવા તયાર થયા સુમિત્રાએ લક્ષ્મણને વનમાં જતા કહ્યુ કે "ભાઇ! તુ તારા મોટાભાઇની સેવા કરવા વનમાં જાય છે માટે હુ તને આજ્ઞા આપુ છુ મોટાભાઇની આજ્ઞા પાળવી એ તારો ધર્મ છે તુ હવે રામને પિતાતુલ્ય ગણજે, સીતા જે તારા ભાભી થાય છે તેમને માતા ગણીને ચાલજે! આ પછી રામ, લક્ષ્મણ ને સીતા વનમા ગયા ત્યારે પોતાના પતિ દશરથ શોકમા મુર્છા ખાઇ પડયા હતા, કૌશલ્યા રડકકળ કરતા હતા તે વખતે સુમિત્રાએ તેમને આ પ્રમાણે ધીરજ આપી હતી કે—"પ્રભો! આપ મિથ્યા શોક ન કરો? રામ સર્વગુણ સમ્પન્ન ને બળવાન છે તેમને વનમા દુ:ખ પડવાનું નથી. તે સત્યવાદી છે જેથી તમારૂં વચન પાળવા વનમા જાય છે માટે શોક ત્યજો લક્ષ્મણ તેમની પિતાતુલ્ય સેવા કરશે માટે ચિંતા ન કરો." આવી રીતે તેમને સુમિત્રાએ ધીરજ આપી શાન્ત પાડયા હતા

સુમિત્રા પતિવ્રતા સ્ત્રી હતાં પતિને કષ્ટ થતુ તે જોઈ શકતા ન હતા પુત્રને કેળવણી આપી બ્હાદુર બનાવવામા પણ તત્પર રહેતા. લક્ષ્મણનામા તેમનો સ્વભાવ ઉતરી આવ્યો હતો શોકયના પુત્ર ઉપર પણ સંપૂર્ણ પ્રીતિ રાખતા પોતાના પતિને કષ્ટ વેઠીને પણ મદદ કરવા તત્પર

રહેતાં. પોતાના પુત્રને ઈશ્વરઘેર જતો જોવા છતા પણ પતિ અપ્રસન્ન થાય તેવું કાંઈ કર્યું નહિ. પણ તેમને હિંમત આપી અને શોકને દૂર કરવા યત્ન કરતા. આ પ્રમાણે બાળકોને મહાન પુરુષ બનાવવાની પણ સતી સ્ત્રીઓને માથે મોટામા મોટી જવાબદારી છે. આવીજ રીતે સતી રેણુકા કરીને એક સતી થઇ ગયા હતાં. તેમના ચરિત્રમાંથી કેટલોક બોધ આપણે ગ્રહણ કરવા જેવો છે તે ધ્યાનપૂર્વક સાભળો.

# રેણુકા

રેણુકા એ જમદગ્નિ ઋષિના સ્ત્રી હતા, રેણુકાએ નાનપણમા પતિ પાસે યોગ્ય કેળવણી મેળવી હતી. તેમણે પતિસેવાપરાયણ રહી પતિના સ્નેહને જીતી લીધો હતો. તે હમેશા પતિસેવામા જ મનને જોડી રાખતા તેમને પરશુરામ કરીને મહાસમર્થ પુત્ર થયા હતા કે જેમણે એકવીસ વાર નક્ષત્રિય પૃથ્વી કરી હતી પરશુરામ ઇશ્વરાવતાર મનાતા હતા આવા સમર્થ અને બળવાન પુત્રને રેણુકાએ જન્મ આપીને યોગ્ય કેળવણી આપી હતી રેણુકા આશ્રમમાં રહી પતિની સેવા કરી ધર્મપરાયણ જીવન ગાળતા

એક વખતે રેણુકા ગગા નદીમા પાણી ભરવા ગયા હતા તે વખતે ગંધર્વ રાજા કેટલીક સ્ત્રીઓ સાથે ત્યા જળક્રીડા કરતો હતો તેને વિષયવાસના વધારનારી જળક્રીડા કરતા જોઈ રેણુકાનુ મન રજોગુણી થયુ, અને અપવિત્ર વિચાર આવ્યો, તેથી પતિની સેવામા તત્પર રહેનાર રેણુકા તેમની જળક્રીડા જોવા ત્યા ઉભા રહ્યા પણ થોડીવારે પોતાનામા પાપવાસના ઉત્પન્ન થએલી જોઇ શરીર કપવા લાગ્યુ અને પશ્ચાતાપ કરવા લાગ્યા કે "અરે! પ્રભો, મારી પતિસેવા કરેલી કયા ગઇ? મને આ વખતે કેમ મિથ્યા વિષય પ્રતિ મન થયુ? આ શુ સૂઝ્યુ?" આમ પસ્તાવો કરતા ઘેર આવ્યા તેમણે આશ્રમમા જઇ પતિ જમદગ્નિને પ્રણામ કર્યા અને નીચા મુખે ઉભા રહ્યા. તેમને નિસ્તેજ મુખે ઉભેલા જોતા જમદગ્નિએ પોતાના ધ્યાનથી જોઇ લીધુ કે તેણે મહા અનર્થ કર્યો છે તે ઋષિ બહુ ક્રોધી હતા. તેમને વસુ, પરશુરામ વિગેરે પાચ પુત્રો હતા. તેમને બોલાવી એક એકે કહ્યું કે "તમે મારા પુત્ર હો તો તમારી માતાનુ માથુ જુદું કરો." એ સાભળી વસુ વિગેરે માતુ માથુ કાપવા તૈયાર ન થયા, જેથી

મુનિએ તેમને શાપથી બાળી ભસ્મ કર્યા અને સૌથી નાના પુત્ર પરશુરામને માતાનું માથું છેદી નાંખવાની આજ્ઞા કરી પિતાની આજ્ઞા પાળવા પરશુરામ તૈયાર થયા અને ઝટ ફરશીથી માતનું માથુ ઉડાવી દીધું

આ પ્રમાણે પોતાની આજ્ઞા પાળેલી જોઇ જમદગ્નિ પરશુરામના ઉપર ખુશી થયા અને કહ્યું કે. "હે પુત્ર! તે મારી આજ્ઞા પાળી તેથી હું તારા ઉપર પ્રસન્ન થયો છુ, માટે જે તારી ઇચ્છા હોય તે માગ?" આ સાભળી પરશુરામે પોતાની માતા તથા બન્ધુ ભાઇઓ પાપમાંથી મુક્ત થઇ જીવતા થાય એવું વચન માગ્યુ. જેથી રેણુકા તથા તેમના બીજા પુત્રો જીવતા થયા, પરશુરામે પોતાની માતાને પગે પડી કરેલા અપરાધની ક્ષમા માગી. પણ રેણુકાએ કહ્યુ કે "હે પુત્ર! તેમાં તારો અપરાધ નથી. તે તારા પિતાની આજ્ઞા પાળી ઘણું સારૂ કર્યું કે પિતાની આજ્ઞા પાળવી અને તેમના મનમા દુખ થાય એવુ કાંઇ કરવુ નહિ, એ તેનુ કામ છે"

રેણુકાએ પરશુરામને માબાપની આજ્ઞા પાળવા વિષે નાનપણથી શિક્ષણ આપ્યુ હતું. તે કહેતાં કે અન્ય ધર્મ પાળવા છતા જે માબાપની સેવા કરતા નથી તેમને તે ધર્મનુ ફળ મળતું નથી વળી પુત્રને નિર્ભયતાનું જ્ઞાન આપી પોતે સવ કરવા સમર્થ અને બળવાન છે એમ માનવાનુ શિક્ષણ આપ્યુ હતુ, તેમને પતિએ મારી નખાવ્યા છતા પણ પોતે પતિ ઉપર ગુસ્સે થયા નહિ કે અપ્રસન્ન થયા નહિ પણ જેવાને તેવાજ સ્નેહથી પતિસેવા કરવા લાગ્યાં. આજ તો પતિ હુંકારો કરે તો ચાર દહાડા સુધી મો ચઢાવી ફરનાર સ્ત્રીઓ મળી આવશે પણ રેણુકા જેવી કે કૌશલ્યા જેવી સ્ત્રીઓ કે જે પતિના દુખ આપવા છતા પણ રોષ ન રાખતા પતિ ઉપરનો સ્નેહ જેવાને તેવો કાયમ રાખનારી ઓછી જણાશે

રેણુકાએ પોતાના પુત્ર પરશુરામને બાલ્યપણથી જ એવુ શિક્ષણ આપ્યુ હતુ કે તેમણે મહાબળવાન થઇ એકવીસ વાર ક્ષત્રિયોનો સહાર કરી પૃથ્વીને ક્ષત્રિય વગરની બનાવી હતી, અને તે ઇશ્વરાવતાર મનાયા હતા સ્ત્રીઓએ પતિસેવા સાથે પોતાના પુત્રોને આવી ઉત્તમ કેળવણી આપી મહાપુરુષ થાય તેવી ભાવનાથી પોષવા જોઇએ,

આજ પ્રકારે મરીચી નામની એક સતી થઇ ગઇ છે.

# મરીચી.

સિકિમ દેશના રાજાના પ્રધાન યશલાલસિંહની પુત્રીનું નામ મરીચી હતું. તે નાનપણથી જ ઘણી સુંદર અને મોહક હતી તેનું હૃદય પ્રેમી અને મન આનંદી હતું તેને તેના માબાપે નાનપણથી જ ધર્મનું શિક્ષણ આપ્યું હતુ. તે પોતાની રાજકુમારીની મરિની કુમારિકા થઇ હતી. તેનો બાપ તેના ઉપર ઘણો પ્રેમ રાખતો, તેમના દેશમા કન્યા ઉમ્મર લાયક થાય એટલે પોતાની ઇચ્છા પ્રમાણે વરે એવો રીવાજ હોય છે, પણ નીતિને રસ્તે ચાલે તો માબાપ વચ્ચે પડે નહિ મરીચી પોતાના પ્રાણ કરતા પણ પોતાના શિયળનુ મુલ્ય વધારે સમજતી,

મંદિરમા રહેનારી સ્ત્રીઓ પોતાના શિયળનુ રક્ષણ કરવા અંબોડામાં છરીઓ રાખે છે તેમ મરીચી પણ રાખતી એક દિવસ તે પોતાની બ્હેન સાથે ફરવા ગઇ હતી ત્યાંથી તે પાછી આવી ત્યારે તેણે એક અજાણ્યા પુરૂષને ઓસરીમાં ફરતો જોયો, મરીચી નિર્ભયતાથી ઘરમા ગઇ તેને જોઈ તે પુરૂષે તેને પોતાની સાથે આવવા કહ્યું, અને કહ્યું કે હુ તને ઘણુ સુખ આપીશ, તેણે ઘણી લાલચ બતાવી, તેમ પોતાને તાબે નહિ થાય તો તેને મારી નાખવાની બીક પણ બતાવી પરંતુ તે સાભળી મરીચી કાંઇ બોલી નહિ, આથી તે પુરૂષ તેની પાસે આવી હાથ પકડવા લાગ્યો એટલે તે વેગળી ખસી ગઇ જેથી તે પુરૂષે તેને બાથમા પકડી લીધી તેથી મરીચી તેને તરછોડી નાખી દૂર ખસી ગઇ, એમ છતા અત્યારે મરીચી એકલીને જોઇ તે ફરી તેના ઉપર ધસ્યો એટલે મરીચીએ ગુસ્સે થઇ કહ્યુ કે: "નિર્લજ્જ મને અડક નહિ નહિ તો ઠેર મારીશ" આ સાભળી તે પુરૂષે કહ્યુ કે "તું એકલી છુ અને શુ કરવાની છુ? મારી પાસે આવ અને અનેક સુખ ભોગવી સુખી થા." આમ કહી તેણે તેને પકડી તેણે ઘણુ બળ કર્યું પણ પેલા માણસે તેને છોડી નહિ

પોતાના શિયળનો ભંગ થવાની અણી આવી, હવે બીજો ઉપાય રહ્યો નહોતો તેથી તેણે પોતાની માથામા સંતાડેલી છરી કાઢી અને જેવો તે પુરૂષ તેને છતાપાટ નાંખી ઉપર ચઢવા જાય છે કે તરતજ તેણે તે છરી

તેની છાતીમા ખોસી દીધી. આથી તે પુરૂષ તરત બુમ પાડી ગબડી પડયો. અને તે કન્યાએ પોતાનું શિયળ સાચવ્યું. સતી સ્ત્રીઓ આવી હોય છે. છેવટે કાંઇ ન ચાલે તો મરવા તૈયાર થાય છે પણ શિયળનો ત્યાગ કરતી નથી, શીયળને સાચવવું એજ સ્ત્રીઓનો મોટામાં મોટો ધર્મ છે, શિયળને સાચવનારી સ્ત્રી જ સતી છે. આ પ્રમાણે મરીચીએ પોતાનુ શિયળ બહાદુરીથી સાચવ્યુ, બ્હેનો ! કોઇપણ વખતે શિયળ ભંગ થવાનો પ્રસંગ આવે. દુષ્ટ લોકોના પંઝામા સપડાવાય, તે લાલચો આપે છતા પણ શિયળને ન ત્યજશો પણ મરીચી માફક બહાદુરી બતાવી તેને તમારૂં સતીપણું બતાવી આપજો.

ચન્દ્રકાન્તાએ આ પ્રમાણે સ્ત્રીઓની જવાબદારી કેટલી છે તે આજે સમજાવ્યુ પછી વખત થતા સર્વે પોતપોતાને ઘેર ગયાં.

---



## પ્રકરણ ૭ મું.

### સંકટ વખતે પત્નીએ પતિને સહાય કેવી રીતે કરવી?

સ્ત્રીએ પોતાનો પતિ અવળે રસ્તે ચાલતો હોય તો તેને સન્માર્ગે વાળવો જોઇએ હઠથી નહિ પણ સ્નેહથી તેના દુર્ગુણો છોડાવવા જોઇએ સંકટ વખતે પોતાના પતિને સહાય આપવી. ધીરજ આપવી અને ઉત્સાહ વધારવો એ સ્ત્રીનુ કામ છે. કેટલીક વખતે પતિને વ્યવહારમા એકાએક મહા સંકટ આવી પડે છે તે વખતે તેને દુનિયામા દુઃખથી ઉભુ રહેવાની જગા પણ જડતી નથી. તે વખતે સ્ત્રી દુઃખથી ન ગભરાવા પતિને ધીરજ આપે છે તેને દુઃખમાથી બચાવવા મદદ કરે છે, અને ઉત્સાહ આપી ભવિષ્યમા સુખી બનાવી શકે છે પતિને સંકટ વખતે પોતાના ઘરેણા પણ અર્પી દે છે. જે પતિને સુખ થતુ હોય છે તો તે પોતાનુ સર્વસ્વ અર્પણ કરવાને ચુકતી નથી. પુર્વે મંદોદરી નામની સતી થઇ ગઇ છે તેણે પોતાના પતિ રાવણને કુમાર્ગે જતા ઘણીજ શીખામણ આપી હતી

## મંદોદરી—રાવણ

મંદોદરી એ રાવણની સ્ત્રી હતી. તે મય નામે દાનવની પુત્રી હતી. તે રૂપ અને ગુણમા સર્વોત્તમ હતી. પતિસેવા કરવામા પ્રીતિવાળી હતી તેણે નાનપણમા વ્યવહારીક ઉપરાત ધાર્મિક જ્ઞાન પણ મેળવ્યુ હતુ રાવણ લંકામા રાજ્ય કરતો હતો તે પોતાની સત્તાના બળે અહંકારી થઈ ગયો.

હતો. ક્રોધી પણ તેવોજ હતો, છતાં મંદોદરીએ તેને સ્નેહથી વશ કરી લીધો હતો. મંદોદરીમાં તેની પ્રીતિ હતી, છતા પરસ્ત્રી ભોગવવાની ઇચ્છા તેને રહ્યાં કરતી તેણે જ્યારથી સ્વયંવરમાં સીતાજીને જોયાં ત્યારથી તેમને મેળવવાનો નિશ્ચય કર્યો હતો. મદોદરી રાવણની વાત જાણી ગઇ હતી. તેણે રાવણને પરસ્ત્રી સામે કુદૃષ્ટિ ન કરવા ઘણો સમજાવ્યો પણ કામી રાવણ સમજ્યો નહિ અને સીતાનુ હરણ કર્યું તે જોઇ તેની સતી સ્ત્રી મંદોદરીએ કહ્યું કે "તમે બળવાન રાજા છો. તમારે પરસ્ત્રીને મા-બેન સમાન ગણવી જોઇએ પરસ્ત્રીના શિયળનો ભંગ કરવો, સતીને દુઃખ આપવુ એ ઘણુજ અનિષ્ટ કર્મ છે જેમ ઝેર પીને જીવી શકાતુ નથી. ગળે પત્થર બાંધીને તરી શકાતું નથી તેમ પરસ્ત્રીની ઇચ્છા કરનાર માણસ સુખી થતો નથી માટે સીતાને પાછી સોપો, નહિ તો મહા અનર્થ થશે. આમ છતાં રાવણે માન્યુ નહિ.

પતિવ્રતા સ્ત્રી પરસ્ત્રીની લાજ જવા વખતે મદદ કર્યા વગર રહેતી નથી મદોદરી પણ ઘણીવાર સીતાજી પાસે જતી અને તેમને ધીરજ આપતી. સીતાજી તેને જ્ઞાન આપતા સીતાજીના સહવાસથી તેને તેમના ખરા સ્વરૂપનુ જ્ઞાન થયુ એટલે મંદોદરીએ તેમને પગે લાગી કહ્યુ કે 'માજી તમે શક્તિનુ રૂપ છો એમ મને જણાયુ તમારા સમાગમથી મને આપના સત્ય સ્વરૂપનુ જ્ઞાન થયુ છે' આ પછી મંદોદરીએ રાવણને કહ્યું કે "હે વ્હાલા! સીતાજીને પાછી સોપો, હઠ છોડી દો તે મનુષ્ય નથી પણ દેવી છે તેમનો કોપ થશે તો મહા અનર્થ થશે માટે સતીને રામ પાસે મોકલો અને બચવુ હોય તો માફી માગો. પરસ્ત્રીની ઇચ્છા રાખનાર કોઇ પણ પુરુષનો નાશ થયા વગર રહેતા નથી, માટે માનો અને થતા અનર્થથી બચો' આમ છતા પણ અહંકારી રાવણે માન્યુ નહિ, અને કહ્યું કે. "હું રામને જીતીશ પણ સીતાને સોપનાર નથી" આથી મંદોદરી નિરાશ થઇ અને મનમાં ખેદ કરવા લાગી

જ્યારે રામ સીતાની શોધે લંકામા આવ્યા અને રાવણ સાથે યુદ્ધનો આરંભ થયો ત્યારે રાવણના ભાઇ વિભિષણે પણ તેને ઘણો ઉપદેશ આપ્યો. પણ રાવણે કાંઇ માન્યુ નહિ મંદોદરીને ઇન્દ્રજીત નામે એક બળવાન પુત્ર હતો. મંદોદરીના શીક્ષણથી નાનપણથી જ નિર્ભય અને

બહાદુર નીવડયો હતો. રાવણે કોઇનું ન માન્યું. વિભીષણ ઉપર ગુસ્સે થઇ તેને દેશપાર કર્યો જેથી તે રામ પાસે ગયો. મંદોદરી ઘરમાં ખેદ કરતી ચિંતા કરવા લાગી. યુદ્ધમાં રાવણનું ઘણું સૈન્ય, પોતાનો ભાઇ કુંભકર્ણ અને પુત્ર ઇન્દ્રજીત મરાયા. છેવટે રાવણ પોતે લડવા તૈયાર થયો, તે વખતે પણ સતી મંદોદરીએ તેને ઘણો સમજાવ્યો. અને સીતાને મોકલી આપવા વિનંતિ કરી, સતીને ત્રાસ ન દેવા વિનવ્યો પણ તેનું કહ્યું ન માન્યું અને લડાઇમાં રામને હાથે મૃત્યુ પામ્યો.

પરસ્ત્રીના ઉપર કુદૃષ્ટિ કરનાર ભાગ્યેજ બચે છે. સતી સ્ત્રીનો શાપ લાગ્યા વગર રહેતો નથી દુષ્ટ અને લંપટ પુરુષો પરસ્ત્રી સાથે વ્યભિચાર કરવા લલચાય છે પણ જાણતા નથી કે તે ઝેરને હાથે કરી પીવા જેવું છે રાવણ જેવો મહાબળવાન રાજા પણ સીતા ઉપર કુદૃષ્ટિ કરી તેથી નાશ પામ્યો. પુત્ર, ભાઇ કુટુંબ અને રાજ્ય સર્વ પાયમાલ થઇ ગયું. પતિનું મૃત્યુ થયું જાણી મંદોદરી રડતી કકળતી સતી થવા માટે જ્યાં રાવણનું શબ પડ્યું હતું ત્યાં ગઈ આ વખતે રામે તેની પાસે જઇ કહ્યું કે. "સતિ, શામાટે રડો છો? આ જગત્ નાશવંત છે, કાળે કરીને સર્વ જાય છે જ સર્વ પોતપોતાના કર્મ પ્રમાણે ફળ ભોગવે છે, રાવણ જેવાને ત્યાં પણ તમે સતી ધર્મ પાળી તેની એક ચિત્તે સેવા કરી છે તમે તમારો ધર્મ બજાવ્યો છે તમારા પતિને ધર્મ અને નીતિના ઉપદેશ આપી આ દુષ્ટ કર્મ ન કરવા વિનવ્યો હતો. માટે શાન્ત થાવ, તમારી ગણત્રી મહા સતીઓમાં થશે.

સતીએ તેમનાં દર્શન કર્યાં, અને રાવણની ઉત્તરક્રિયા કરી. રાવણ જેવા મહાક્રોધી, અહંકારી અને પરસ્ત્રીગમન કરવાની ઇચ્છા રાખનારા પતિની પણ મંદોદરીએ એકચિત્તે પતિસેવા કરી તેનો સ્નેહ મેળવ્યો હતો. પોતાના પુત્ર ઇન્દ્રજીતને નાનપણથી જ ઉચ્ચ કેળવણી આપી સમર્થ અને બળવાન બનાવવામાં તેણે કચાસ રાખી નહોતી પતિ તેના ઉપર ગુસ્સે થતા પણ તેણે પતિના ઉપર રોશ કર્યો નહોતો, તેણે પતિની સેવા કરી, પતિને સન્માર્ગે વાળવા ઘણી મહેનત કરી હતી, જેથી આજે તે મહા-સતીઓમાં ગણાય છે, ઇન્દ્રજીતની સ્ત્રી સુલોચના પણ સતી થઇ ગઇ છે, તેની સાથે પણ મંદોદરીએ પુત્રી જેવો સ્નેહ રાખ્યો હતો.

# સુલોચના—ઇન્દ્રજીત

રાવણના પુત્ર ઇન્દ્રજીતની સ્ત્રીનું નામ સુલોચના હતું. તે શાંત, સ્નેહાળ અને દયાળુ હતો, રાવણ અને ઇન્દ્રજીત પોતાના રાક્ષસી સ્વભાવ પ્રમાણે ક્રુર કર્મો કરતા ડરતા નહોતા તે વખતે મંદોદરી અને સુલોચનાને દયા ઉત્પન્ન થતી, તે પોતાના પતિની સેવા કરવામા, તેને રાજી રાખવામાં કુશળ હતાં, પોતાનો પતિ ગમે તેવો હોવા છતા પણ તેમના ઉપર તેનો અત્યત સ્નેહ હતો, પતિને સુધારવા તે ઘણીવાર ઉપદેશ આપતી જ્યારે રાવણે સીતાનું હરણ કરીને તેમને લંકામાં આણ્યાં ત્યારે સુલોચનાને ઘણું દુઃખ થયુ, તેણે પોતાના પતિને કહ્યુ કે. "પ્રિય ! પરસ્ત્રીની સામે કુદૃષ્ટિ કરવાથી નાશ થાય છે, જેવી હું તમને વ્હાલી છુ, અને મારી સામે કોઇ કુદૃષ્ટિ કરે તો મને અને તમને કેવુ થાય? તેવુ બીજાને પણ થાય" આ વાત ઇન્દ્રજીત સમજતો પણ રાવણ જેવા ક્રોધી પિતા પાસે કાંઇ કહી શકતો નહિ, રામ અને રાવણના યુદ્ધ વખતે પિતાની આજ્ઞાનુ પાલન કરવા તે લડવા ગયો, રામચન્દ્રજીના ભાઇ લક્ષ્મણની સાથે તેને ઘોર યુદ્ધ થયુ, તેમા તે મરાયો અને તેનો હાથ ઉડીને સુલોચના પાસે પડ્યો સુલોચના પોતાના પતિનો હાથ જોઇ દુખથી મુર્છીત થઇ પડી જાગ્રત થતા તે અત્યત વિલાપ કરવા લાગી ને હાથમા તેણે કલમ અને કાગળ આપ્યો, તે હાથે પોતાના મૃત્યુનુ અને મસ્તક રામચન્દ્રજી પાસે છે તે લખી જણાવ્યુ શોક અને દુખથી વ્યાકુળ થઇ તે પોતાના પતિનો હાથ લઈ સતી થવા માટે પતિનુ મસ્તક લેવા રામચન્દ્રજી પાસે ગઇ

સુલોચનાએ ત્યા આવી મસ્તક માગ્યુ ત્યારે વાનરોએ કહ્યુ કે 'માથુ હસે તો આપીએ.' આ સાભળી સતી વિલાપ કરવા લાગી અને કહ્યુ કે' 'જો મારા પિતા અહિ હોત તો આમ થવા ન પામત'

આ સાભળી માથું હસ્યુ. કારણ કે મૂવા પછી ઇન્દ્રજીતે જાણ્યુ કે જેને માટે તુ કહે છે તે તારા પિતા શેષનાગના અવતાર લક્ષ્મણે જ મને માર્યો છે તે પછી સુલોચના પોતાના પતિનુ મસ્તક ખોળામાં મુકી ચિતા ખડકાવી સતી થઇ. પતિ ગમે તેવા સ્વભાવનો હોય છતાં પણ સતી સ્ત્રી

એ તો સુલોચનાની માફક પતિ ઉપર સ્નેહ રાખી તેમની આજ્ઞાનુ પાલન કરી સેવા કરવી જોઇએ.

કુન્તા માતાનુ ચરિત્ર પણ બોધ લેવા જેવુ છે તે હવે કહું છુ.

---

# કુન્તાજી–પાંડુ.

પૂર્વે શુર નામના જાદવને ત્યાં કુંતાજીનો જન્મ થયો હને તે શુર રાજાએ પોતાની ફોઇના પુત્ર કુતીભોજને કહેલુ કે જો મને પુત્રી થશે તો હું તમને આપીશ તે વચન પ્રમાણે પોતાની કન્યા પૃથાને તેમણે કુતીભોજને આપી. તેમનુ નામ પહેલાં પૃથા હતુ. પણ કુતીભોજને ત્યા આવ્યા પછી તેમનું નામ કુન્તા પડ્યુ તે પોતાના બાપને ત્યા અતિથિ બ્રાહ્મણોના સત્કારનું કામ કરતી. કુન્તા ડાહી, વિવેકી, ભણેલી અને રૂપાળી હતી. નાનપણમાં તેને ઉચ્ચ શિક્ષણ આપવામાં આવ્યુ હતુ.

એક વખતે દુર્વાસા મુનિ કુન્તીભોજને ત્યા આવ્યા. તેમની સારી રીતે સેવા કરવાથી કુન્તા ઉપર મુનિ પ્રસન્ન થયા અને કહ્યુ કેઃ પુત્રી "હું તારા ઉપર ખુશી થયો છુ આ મત્ર હુ તને શિખવાડુ છુ તે મત્ર જપી તું જે દેવનુ આવાહન કરીશ તે તારી પાસે આવશે, અને તને પુત્ર આપશે " પછી મુનિ વિદાય થયા. સ્ત્રીઓનો સ્વભાવ કુતુહલવાળો હોય છે તેથી કુન્તાએ કુવારી અવસ્થામા જ તે મત્ર સાચો છે કે જુઠો તેની પરીક્ષા કરવા સારૂ મંત્ર જપીને સુર્યદેવનું આવાહન કર્યું. તરત જ સૂર્ય દેવ આવતા જણાયા. તેમના તેજથી કુન્તા અજાઇ ગયા અને આશ્ચર્ય પામ્યા. સુર્યે આવી કહ્યુ કે " હે સ્ત્રી ! મને શામાટે બોલાવ્યો છે તે કહે ? " આ સાભળી કુન્તાએ કહ્યુ કે " મે તો મુનિએ આપેલા મત્રની પરીક્ષા કરવા સારૂ આપનું આવાહન કર્યું છે માટે માફ કરો. " આથી સૂર્યે કહ્યુ કે " હુ આવેલો તો હવે પાછો ન જઉ, મારાથી તને એક પુત્ર થવો જોઇએ, " કુંતાએ પોતે કુવારી છે અને પુત્ર થાય તો પોતાની ફજેતી થાય, એમ ધારી ના પાડી, પણ સૂર્યે કહ્યું કેઃ " તને મારાથી પુત્ર થશે છતા તું કુવારી જ ગણાઇશ. " આ પછી

સૂર્ય તેને પુત્ર આપી વિદાય થયા, આ પુત્રનું નામ કર્ણ પાડ્યુ અને તેને પેટીમા મુકી નદીમા તરતો મુકી દીધો.

પુત્ર થયા છતા પણ કુંતાની કન્યાવસ્થા કાયમ રહી તે પછી તેને ઉમરે આવેલી જોઇ કુંતીભોજ રાજાએ સ્વયવર રચ્યો, તેમા પાંડુ રાજાનુ રૂપ જોઇ તેમને કુંતાએ વરમાળ આરોપી, અને કુંતાનું લગ્ન પાંડુરાજા સાથે થયુ, પાંડુરાજા કુંતાને લઇ હસ્તિનાપુર આવ્યા કેટલાક સમયે રાજાએ ફરી માદ્રી સાથે લગ્ન કયુ. તે બને સ્ત્રીઓ સાથે આનદ ભોગવવા લાગ્યા. કુંતા પોતાની શોકય માદ્રી સાથે સગી બ્હેન જેટલું હેત રાખતી, આજકાલ જેમ બે શોકયોને પરસ્પર બનતું નથી ને કલેશ કર્યા કરે છે તેમ કુન્તી કરતી નહિ

એક વખતે પાંડુ રાજા વનમા મૃગયા રમવા માટે સ્ત્રીઓને લઇને ગયા હતા ત્યા એક મૃગ અને મૃગલી કામ તૃપ્તિ કરતાં આનદ ભોગવતા હતા તેમના ઉપર બાણ માર્યું આ મૃગ એ મહામુનિ હતો અને જેણે મૃગના વેષ લીધો હતો. તેણે મરતા મરતાં શાપ આપ્યો કે: " હે રાજા, તેં મને મારી સ્ત્રી સાથે રતિક્રિડા કરતાં બાણ મારી મારા આનંદમા ભગાણ પાડયુ, તેથી તું પણ તારી સ્ત્રી સાથે રતિક્રિડા કરતા મરણ પામીશ." આથી પાંડુરાજાને ઘણો ખેદ થયો. તે પછી તેમણે વનમા રહેવાનો નિશ્ચય કર્યો. તેમના સાથે કુન્તા અને માદ્રી પણ તૈયાર થયા

એક વખતે બ્રાહ્મણો બ્રહ્મલોકમા જવા તૈયાર થયા ત્યારે રાજા પણ પોતાની સ્ત્રીઓ સાથે તેમની સાથે જવા તૈયાર થયો ત્યારે ઋષિઓએ કહ્યું કે: ' હે રાજા, જે માણસ, દેવ, ઋષિ, પિતૃ અને મનુષ્ય ઋણમાથી મુકત હોય તેજ બ્રહ્મલોકમા આવી શકે છે " આ સાભળી રાજાને ખેદ થયો. કારણકે તેમને પુત્ર નહોતો અને પિતૃઋણમાથી મુકત થયા નહોતા વળી સ્ત્રી સાથે રતિક્રિડા કરતા મરણ થવાનો શાપ હતો, તેથી ઘણી ચિંતા થઇ આ પછી તેમણે કુન્તાને પોતાના વાત કરી પુત્ર ન હોવાથી દિલગીરી જણાવી. કુંતા બધુ જાણતા હતા તેથી પતિને શાત્વન આપતાં, તેમણે પોતાને દુર્વાસા મુનિએ આપેલા વરદાનની વાત કરી, અને કહ્યુ કે: ' જો આપ કહો તો હું તે મત્રનો ઉપયોગ કરૂં, " પાંડુએ તે સાંભળી કુંતાને

પુત્ર મેળવવાની આજ્ઞા કરી જેથી કુંતાએ ધર્મ, વાયુ અને ઈંદ્રદેવતાનું આવાહન કરી. તેમનાથી ધર્મરાજા, ભીમ અને અર્જુન એ ત્રણ પુત્રોને ઉત્પન્ન કર્યા. પછી પાંડુએ માદ્રિને પણ પુત્ર થાય તો સારૂં તેવી ઇચ્છા કરી જેથી તેણે અશ્વિનીકુમારનો મંત્ર પોતાની શોક્ય માદ્રીને આપ્યો અને તેણે પણ નકુળ અને સહદેવને ઉત્પન્ન કર્યા, આ પ્રમાણે પાંચ પુત્રો થયા.

પાંડુ રાજા એક વખતે વસંતઋતુમાં કામ ઉત્પન્ન થતાં એકાંત હોવાથી માદ્રી સાથે સંગ કરવા ગયા. માદ્રીએ પતિને ઘણાજ વાર્યા પણ ન માન્યું અને બ્રાહ્મણના શાપથી તરતજ મૃત્યુ પામ્યા. માદ્રીએ તે પછી રડવા માંડયું તેથી કુન્તા પુત્રો સાથે ત્યાં આવ્યાં. તેમણે પતિને મરેલા જોઈ ઘણો વિલાપ કર્યો. પુત્રો માદ્રીને સોંપી પતિ સાથે સતી થવાને તે તૈયાર થયા, પણ માદ્રીએ કુંતાને કહ્યું કે પુત્રોને તમે સંભાળો હુંજ સતી થઈશ એવો આગ્રહ કર્યો. આથી માદ્રી સતી થઈ અને કુન્તા પુત્રોને લઈને હસ્તિનાપુરમાં ગયા ત્યાં પાંડુના પાંચ પુત્રો પાંડવો કહેવાયા. તે ધૃતરાષ્ટ્રના પુત્રો કૌરવો સાથે રહેવા લાગ્યા.

પાંડવોમાં ભીમ બળવાન અને અર્જુન અસ્ત્રશસ્ત્રમાં સર્વથી ચઢીયાતો હતો તેથી કૌરવો તેમનો દ્વેષ કરવા લાગ્યા. કુન્તાએ પોતાના પાંચે પુત્રોને વ્યાવહારિક અને પારમાર્થિક કેળવણી ઉચ્ચ પ્રકારની આપી તે બળવાન થાય, રાજ્ય ચલાવવાને યોગ્ય શૂરવીર અને હિંમતવાળા થાય તેવું શિક્ષણ આપ્યું. કૌરવોએ બળવાન ભીમને મારી નાખવા ઉજાણીમાં ઝેરના લાડુ ખવરાવી ગંગામાં ફેંકી દીધો, છતાં પણ તે ન મર્યો અને પાતાળમાં નાગકન્યાને પરણી જીવતો થઈ પાછો આવ્યો, ત્યારે સર્વ પાંડવોને વારણાવત નગરમાં મોકલી પુરાચન પાસે લાખાગ્રહ બંધાવી તેમાં બાળી નાખવાનો વિચાર કર્યો. તેમાંથી પણ વિદુરના સલાહથી તે જીવતા બચ્યા અને કુન્તાજી સાથે પાંચે ભાઈ બ્રાહ્મણનો વેશ લઈને ચક્રનગરમાં રહ્યા.

કૌરવોએ તો તે બળી મુવા છે એમ સમજી ઉત્તરક્રિયા પણ કરી. પાંડવોએ જે ગામમાં મુકામ કર્યો હતો તે ગામમાં બકરાક્ષસને રોજ એક માણસનો ભોગ આપવો પડતો, એક વખતે જેને ઘેર પાંડવોનો મુકામ હતો તે બ્રાહ્મણનો વારો આવ્યો, તેથી તે, તથા તેના સ્ત્રી છોકરાં રડવા લાગ્યાં, તે જોઈ કુન્તાને દયા આવી તેથી તેણે બ્રાહ્મણને ધીરજ આપી

અને તેને બદલે પોતાના પુત્ર ભીમને બકરાક્ષસ પાસે મોકલ્યો. ભીમે તે રાક્ષસને મારી નાંખ્યો અને આખા ગામ ઉપર ઉપકાર કર્યો

ત્યાર પછી કેટલેક વખતે દ્રૌપદીના સ્વયવરની વાત પાડવોએ જાણી તેથી તે પણ સ્વયવરમા ગયા અને અર્જુને મચ્છવેધ કરી દ્રૌપદીને જીત્યા. તેને લઇ ઉતારે ગયા અને કુન્તાને કહ્યુ કે "મા, મા, ભિક્ષા લાવ્યા," તેથી કુન્તાએ કહ્યુ કે "બધા સરખે ભાગે વહેચી લ્યો" તે સાભળી માનું વચન પાળવા વ્યાસમુનિની આજ્ઞાનુસાર પાચે ભાઇઓ દ્રૌપદીને વર્યા

પાંડવો તે પછી કુન્તામાતા સહિત દ્રોપદીને લઇ હસ્તિનાપુર ગયા અને રાજ્યમા ભાગ મેળવી ઇન્દ્રપ્રસ્થનગર વસાવી ત્યા રહી રાજ્ય કરવા લાગ્યા છતા પણ કોરવો ન ઝપ્યા તેમની સાથે જુગાર રમી તેમને વનમાં કહાડયા પાંડવો સાથે સતી દ્રૌપદી પણ વનમા જવા તૈયાર થયાં ત્યારે કુન્તાએ તેમને દુખી થતા વનમા જવાની રજા આપી. તેમણે સતી દ્રૌપદીને વનમા પતિની સાથે રહી પતિસેવા કરવા, શીયળ, સાચવવા અને દુ:ખમા ન ગભરાવા હિતવચન કહ્યા પાડવો વનમાં બાર વર્ષ રહ્યા અને તેરમે વર્ષે વૈરાટ નગરમા ગુપ્ત રહ્યા પછી પાછા આવી રાજ્ય માગ્યું પણ કૌરવોએ ન આપ્યુ જેથી પાડવોએ કોરવો સામે યુદ્ધ કર્યું

કુન્તાનો પ્રથમ પુત્ર કર્ણ કે જેને તેણે પેટીમા પૂરી નદીમા મુકી દીધો હતો તેને એક સારથીએ ઉછેરી મોટો કર્યો હતો તે મહાસમર્થ અને બળવાન હતો તેથી દર્યોધને તેની મૈત્રી કરી હતી કર્ણ યુદ્ધ વખતે કૌરવાના લક્ષમા હતો જેથી તે એક વખતે સૂર્યની ઉપાસના કરતો હતો તે વખતે કુન્તા તેની પાસે ગયા અને કહ્યુ કે "હે કર્ણ ! તું મને ઓળખે છે ? તું મારો મોટો પુત્ર છે તને જન્મ આપનાર માતા હું છું. માટે તારે તારા ભાઇ પાડવોની સહાય કરવી જોઇએ" આ સાભળી કર્ણે કહ્યુ "ગમે તેમ હો છતા પણ મે જન્મથી કૌરવોનુ લુણ ખાધુ છે તેથી તે અત્યારે હરામ કરનાર નથી. તમે મારી માતા છો તેથી હુ યુદ્ધમા અર્જુન સિવાય બીજાની સાથે યુદ્ધ કરીશ નહિ મારશ તો અર્જુનને મારીશ" આ સાભળી કુતાજી તેનુ કલ્યાણ ઇચ્છી પાછા વળ્યા.

યુદ્ધમા કૌરવો મરાયા અને યુધિષ્ઠરને રાજ્યાભિષેક કર્યો ધૃતરાષ્ટ્ર પુત્રો મરાયાથી શોક કરવા લાગ્યા. પછી તે પાડવોને પુત્રો સમજી રહેતા

લાગ્યા. છેવટે ધૃતરાષ્ટ્ર અને ગાંધારી વનમા જઇ જેઠ જેઠાણીની સેવા કરી તપ કરવા માટે જવા તૈયાર થયા પુત્રોએ માતાના વિયોગ થવાના દુખે તેમને વનમા ન જવા વિનંતિ કરી. છતાં કુંતાજીએ પુત્રોને શાન્ત પમાડયા અને પોતે ધૃતરાષ્ટ્ર સાથે વ્યાસઆશ્રમમા જઇ રહ્યા

માતાના જવાથી બળવાન પાંડવો ખેદ કરવા લાગ્યા. કુન્તાએ આ પ્રમાણે પતિસેવા કરી, પતિની આજ્ઞાનુ પાલન કર્યું અને પતિનુ મરણ થતાં વૈધવ્ય પાળી હિંમત હારી ન જતા પોતાના પુત્રોને યોગ્ય શિક્ષણ આપ્યું. સ્ત્રીઓને માથે બાળકોને કેળવણી આપવાની કાંઇ ઓછી જવાબદારી નથી.

# માદ્રી

માદ્રી પણ પતિવ્રતા હતી. તેણે પણ પતિસેવા કરવામાં કચાસ રાખી નહોતી. પોતાની શોકય કુન્તા સાથે પણ તે સ્નેહથી વર્તતી તેને કુન્તાએ અશ્વિનિકુમારોનો મંત્ર આપ્યો હતો તેથી બે પુત્રો સહદેવ અને નીકુળ થયા હતા. પતિ સાથે તે પણ વનમા ગઇ હતી પોતે રૂપવાન હતી તેથી વસન્તઋતુમા પાંડુરાજા શાપ હોવા છતા પણ તેની સાથે કામ ક્રિડા કરવા તૈયાર થયો તે વખતે તેણે પોતાના પતિને ઘણું ઘણું સમજાવ્યા અને ના પાડી છતા પણ તેમણે ન માન્યુ અને શાપથી મરણ પામ્યા. કુન્તા પોતાના પતિ સાથે સતી થવા તૈયાર થયા તે વખતે પોતાના પતિ ઉપર અત્યંત પ્રેમ હોવાને લીધે કુંતાને સતી થવાનુ ના કહ્યું અને પોતે પોતાના પતિ સાથે સતી થઇ તેનો પ્રેમ પોતાના પતિ ઉપર અત્યંત હતો, અને તેથી જ તે પતિનો વિયોગ સહન કરી ન શકી

પુર્વે તેવી રીતે અદિતિ નામના સતી થઇ ગયા છે.

# દીતી, અદીતી—ઋષિ કશ્યપ

અદિતી એ કશ્યપ ઋષિના પત્નિ હતા અને દક્ષ પ્રજાપતિનાં પુત્રી હતાં નાનપણુમાથીજ તેમને ધર્મનુ શિક્ષણુ આપવામાં આવ્યુ હતું પરણી સાસરે આવી પતિસેવા કરી, પતિની આજ્ઞાનુ પાલન કરતા, તેમણે પતિની સાથે ધાર્મિક તથા વ્યાવહારિક કાર્યોમા ભાગ લઇ પતિના સ્નેહને જીતી લીધો હતો દિતી પણ દક્ષ પ્રજાપતિના પુત્રી હતા દિતી અને અદિતી બને બેનોને કશ્યપ વેરે પરણાવ્યાં હતા દિતીના પુત્રો રાક્ષસો થયા

અને અદિતીના પુત્રો દેવો થયા દૈત્યો અને દેવો સાથે હમેશા યુદ્ધ થયા કરતું. સ્વર્ગનું રાજ્ય દેવોને મળ્યુ હતુ તે લેવા દૈત્યો હમેશાં યુદ્ધ કરતા. તેમણે દેવોને જીતીને સ્વર્ગનુ રાજ્ય લીધુ. આથી અદિતીનું શરીર ચિંતાથી સુકાવા માડયુ. કશ્યપ ઋષિ સમાધીમાથી ઉઠયા, તે વખતે પોતાની પત્નિને ઉદાસ જોઈ પુછ્યુ કે "વ્હાલી! તું આજે ઉદાસ કેમ છે?" અદિતીએ કહ્યુ કે દિતીના પુત્રો દૈત્યોએ મારા પુત્રોનુ રાજ્ય લઇ લીધું છે માટે ઉદાસ છુ માટે આપ તેમને રાજ્ય મળે તેમ કરો" તેથી કશ્યપ મુનિએ કહ્યું કે "હે પ્રિયે! તે ઘણી રીતે મારી સેવા કરી પતિસેવાનો ધર્મ બજાવ્યો છે. તુ ફાગણ મહિનામા શુદ ૧ થી બારસ સુધી કેવળ દુધ પીને વિષ્ણુ ભગવાનનુ પુજન કરજે, અગ્નિમા રોજ હોમ કરજે, બ્રહ્મચર્ય પાળી, મૌનવ્રતનુ સેવન કરજે, ક્રોધ કરતી નહિ બ્રાહ્મણોને ભોજન આપી તેરમે દિવસે પારણુ કરજે આ વ્રતનુ નામ પયોવ્રત છે તે કરવાથી તને શુરવીર પુત્ર ઉત્પન્ન થશે."

આ પ્રમાણે અદિતીએ વ્રત કર્યું તેથી તેમને પેટે ઉપેદ્ર નામના ભગવાને અવતાર લીધો, તેમણે વામનરૂપ ધરીને બલીરાજા પાસેથી ત્રણ પગલા પૃથ્વી માગી અને તે ત્રણે પગલામા ત્રણે લોક જીતી લીધા, અને દૈત્યોએ લઇ લીધેલું સ્વર્ગનુ રાજ્ય દેવોને અપાવ્યુ આ પ્રમાણે પતિસેવા કરીને અદિતીએ પરક્રમી પુત્ર પેદા કરીને પોતાના બીજા પુત્રો દેવોના દુખને ટાળ્યુ

# રેવતી–બળદેવ.

રેવતી એ પૂર્વે થઇ ગયેલા શ્રીકૃષ્ણ ભગવાનના ભાઇ બલદેવનાં પત્ની હતા. તે રૂપાળા હતાં તેમ ગુણો પણ તેમનામા ઘણા હતા. તે રૈવતદેશના રાજા ઇંદ્રદ્યુમ્નનાં પુત્રી હતા. લગન પછી સાસરે આવતી રેવતીએ પોતાના પતિની સેવા કરવામા કચાસ રાખી નહોતી. તેમને તેમણે પોતાના સ્નેહથી જીતી લીધા હતા બનેના શરીર જૂદા હતા પણ મન અને આત્મા એક રુપ થઇ રહ્યો હતો, તેમના નામનો કુડ દ્વારિકામા છે. તેમા લોકો સ્નાન કરી પોતાને પવિત્ર થયા એમ માને છે. તેમણે પતિવ્રતા ધર્મ પાળી પતિની પ્રીતિ સપાદન કરી હતી.

# રૂક્મિણી—શ્રીકૃષ્ણ.

રૂક્મિણી એ વિદર્ભ દેશના રાજા ભીમકના પુત્રી હતા તેમના ભા-ઇનુ નામ રૂક્મિ હતુ, રૂક્મિણીને નાનપણમા તેના માબાપે સારૂ શિક્ષણ આપ્યું હતું. તેમણે શ્રીકૃષ્ણ ભગવાનના પરાક્રમોની વાતો સાભળી ત્યારથી તેમનુ મન શ્રીકૃષ્ણઉપર ચોંટયું હતુ, તેનો ભાઇ તેની વાત જાણી દિલ-ગીર થયો. તે શિશુપાળ અને કસનો મિત્ર હતો તેથી પોતાની બેન રૂક્મિ-ણીની ઇચ્છા ન છતાં પણ તેણે તેનુ સગપણ શિશુપાળ સાથે કર્યું હતું. લગ્નનુ મુહુર્ત નક્કી કરી રૂક્મિએ કકોત્રીઓ લખી, રાજ્યમા ધામધુમ થવા માડી, છતા પણ રૂક્મિણીને સતાપ થતો હતો, તેનો વિચાર તો કૃષ્ણને વરવાનો જ હતો

રૂક્મિણીએ એક પત્ર લખી પોતાના ઘરના એક વિશ્વાસુ બ્રાહ્મણ સાથે શ્રીકૃષ્ણને મોકલ્યો, શ્રીકૃષ્ણ રૂક્મિણીનો પ્રેમ પોતાના ઉપર છે તે વાત ઘણા વખતથી જાણતા હતા, રૂક્મિણીનો પત્ર વાચી શ્રીકૃષ્ણે ત્યા જવાનો નિશ્ચય કર્યો, તે તરત રથ જોડાવી વિદર્ભ દેશમા ગયા ત્યા રૂક્મિણીને શિશુપાળ સાથે પરણાવવાની ધામધુમ ચાલતી હતી રૂક્મિણીના મનમા ખેદ થતો હતો, તે શ્રીકૃષ્ણની વાટ જોતી હતી તેવામા પેલા બ્રાહ્મણે આ-વીને કહ્યુ કે " શ્રીકૃષ્ણ આવ્યા છે અને તમને પરણવા પોતાની ખુશી બતાવી છે ! " આ સાભળી તે ખુશી થઇ

લગ્ન થવા પહેલા રૂક્મિણી દેવીની પુજા કરવા લઇ ગયા, ત્યા પુજા કરીને જેવી બહાર નીકળી કે તરત જ કૃષ્ણે તેને ઉચકી લઇ રથમા બે-સાડી, રથને હાકી મુકયો. કન્યાનુ હરણ થએલુ જોઇ સર્વે રાજાઓ પાછળ પડયા, તેમને કૃષ્ણે કહ્યુ કે 'હુ રૂક્મિણીની સાથે લગ્ન કરવાનો છુ. માટે હરણ કરી જાઉ છુ ' પછી રૂક્મિણી તથા શિશુપાળ સૈન્ય લઇ પાછળ લડવા દોડયા, શ્રીકૃષ્ણે તેમને આવતા જોઇ રથ ઉભો રાખ્યો અને તેમની સાથે યુદ્ધ કર્યુ તેમા શત્રુપક્ષના ઘણા માણસો મર્યા ગયા. રૂક્મિને જીવતો પકડયો. તેને મારવા જતા હતા પણ રૂક્મિણીએ ન મારવા વિનતી કર-વાથી તેને જીવતો છોડી દીધો.

પછી શ્રીકૃષ્ણે રૂક્મિણી સાથે લગ્ન કર્યું તેઓ એક બીજાને પ્રથ-મથી જ ચ્હાતા હતા તેથી લગ્ન થયા પછી પણ પરસ્પર પ્રેમથી આનદ

માનતા રૂક્ષ્મિણી રાજનીતિમાં તેમજ ધર્મનીતિમા કુશળ હતી, પતિસેવા કરવામા તેમ જ પતિને રાજકાર્યમા પણ સહાય આપવામા તે કુશળ હતી શ્રીકૃષ્ણની સેવા કરવી અને તેમની આજ્ઞાનુ પાલન કરી તેમને પ્રસન્ન રાખવામા જ રૂક્ષ્મિણીજી પોતાનુ મહાભાગ્ય સમજતા

# તારા-વાલી.

તારા એ મહા સતીઓમાની એક સતી ગણાય છે તે સુષેણ નામના રાજાની પુત્રી હતા તેમને નાનપણમા સારી કેળવણી આપી હતી તેમનું લગ્ન કિષ્કિધાના રાજા વાલી સાથે થયુ હતુ, વાલી મહાબળવાન અને બુદ્ધિમાન હતો, તે ઘણીવાર પોતાના કામમા પોતાની સ્ત્રી તારાની સલાહ લેતો શાસ્ત્રમા સ્ત્રીને પુરૂષની મત્રી કહેલી છે પુરૂષને ઘરકારભાર ચલાવવામા અનેક પ્રસંગે સ્ત્રી પોતાના પતિને સલાહ આપે છે તે ગૃહકુશળ હતી, પતિસેવા કરી પતિની મરજી સાચવવામા જ પોતાનુ શ્રેય માનતી.

બને પતિપત્ની વચ્ચે પ્રેમ ઉત્તમ હતો તેઓ આનદથી રહેતા. તારાને અગદ નામે પુત્ર થયો હતો તેને બાળપણમા યોગ્ય કેળવણી આપી. વિદ્વાન, બળવાન અને ડહ્યો બનાવવામા તારાએ ઘણી મહેનત લીધી હતી વાલીના બીજા ભાઈનુ નામ સુગ્રીવ હતુ, તે બને ભાઇને બનતુ નહોતું સુગ્રીવને પોતાના દેશમાથી વાલીએ કહાડી મુકવાથી તે દુખી થયો હતો, ઘણીવાર અદર અદરના કકાશથી નાશ થવાનો વખત આવે છે તેમ આ બને ભાઇના કલહથી વાલીને માટે બન્યુ

રામ જ્યારે સીતાની શોધે નીકળ્યા ત્યારે સુગ્રીવને મળ્યા. સુગ્રીવે સીતાની શોધ કરી લાવવાની અને તેમને મેળવી આપવાની ખાત્રી આપી અને રામે વાલીને મારી કિષ્કિધાનુ રાજ્ય સુગ્રીવને આપવાનુ વચન આપ્યુ તેથી સુગ્રીવે રામ, લક્ષ્મણની સાથે કિષ્કિધા ઉપર ચઢાઇ કરી. વાલી બળવાન અને હુંપદવાળો હતો તે પોતાના ભાઇ સાથે લડવા તૈયાર થયો તે વખતે તારાએ પોતાના મહેલમા રહી સુગ્રીવના સૈન્ય સામે નજર નાખી. તેનુ સૈન્ય જોઇ પોતાના પતિના વિજય માટે તેને શકા થઇ તેથી તેણે પોતાના પતિને કહ્યું કે "બડાવા શત્રુનુ સૈન્ય વધારે છે માટે ક્રોધ છોડી દો, કારણકે આ સુગ્રીવનુ ગજુ નથી પણ રામ અને લક્ષ્મણ બે વીર

પુરૂષો સીતાની શોધે નીકળ્યા છે તેમની સહાય મળી હોય એમ લાગે છે. માટે આ વખતે સલાહ કરવામાં જ સાર છે." આમ છતાં વાલીએ પોતાની પત્નીનું કહ્યું ન માન્યું અને લડવા ગયો. તેમાં રામે સુગ્રીવને આડો રાખી જોરથી બાણ મારી વાલીને માર્યો. તારા પતિ મરાયાની વાત જાણી રડતી કકળતી ત્યાં આવી અને નામતા યોદ્ધાઓને ન નામવા કહી રામ અને લક્ષ્મણ પાસે જઇ કહેવા લાગી કે "હે રામ! તમે સાક્ષાત ઇશ્વરાવતાર છો એમ મે સાંભળ્યું છે, તમે વગર અપરાધે મારા પતિનો વધ કરી મારૂં ઘણુંજ અનિષ્ટ કર્યું છે હવે મને પણ મારી નાખો કે હું પણ મારા પતિ સાથે જઉં" આ સાંભળી રામચન્દ્રે કહ્યું કે "આ માં છે તે મરતો નથી, માટે શોક ન કરતા તમે અંગદને આજ્ઞા આપો કે તે તેની ઉત્તર ક્રિયા કરે."

આ વખતે વાલી ઘાયલ થયેલો રણમાં પડ્યો હતો તેના પ્રાણ જતા નહોતા, તેની દૃષ્ટિ સુગ્રીવ ઉપર પડી ભાઇના ઉપર પ્રેમ ઉત્પન્ન થયો. તેણે કહ્યું કે—"હે ભાઇ, હું મરતી વખતે તારી ભાભીના સંબંધમાં ભલામણ કરૂં છું કે, તે વ્યવહારકુશળ અને સુક્ષ્મ વિચાર કરવામાં કુશળ છે. તે જે કહે છે તેજ પ્રમાણે થાય છે માટે તારે તેની સલાહ પ્રમાણે વર્તવું." આમ કહી તેણે પોતાના પ્રાણ છોડી દીધા.

તારા ગૃહકાર્યમાં કુશળ હતી બુદ્ધિમાન હતી. વાલીએ તેની સલાહ ન માની તો મરણ પામ્યો તેથી વાલીએ મરતી વખતે તેની અગમબુદ્ધિની પોતાના ભાઇને ભલામણ કરી તારા ભણેલી પતિસેવા કરવામાં કુશળ, રાજકાજમાં બુદ્ધિમાન અને અનુમાનથી ભવિષ્ય જાણી શકવાની શક્તિ વાળી હતી. ત્યાર પછી તે પોતાના દિયેર સુગ્રીવ સાથે રહી હતી. તેનો પુત્ર અંગદ પણ મહાભાગ્યવાન અને બુદ્ધિશાળી થયો હતો સતી સ્ત્રી પતિસેવા કરે છે, પતિને તેના કાર્યમાં યોગ્ય સલાહ નિર્ભયપણે આપે છે. પતિનું મન રાજી રાખે છે અને પોતાનાં બાળકોને ભવિષ્યમાં મહાન થાય તેવી કેળવણી આપી ઉછેરે છે

ચન્દ્રકાંતા—"હવે કહો તો બંધ કરીએ વળી કાલે કહીશું" સર્વેએ વખત થતા બંધ કરવા મરજી જણાવી તેથી આગળ વાર્તા બંધ કરી. સર્વ સ્ત્રીઓ ચન્દ્રકાન્તાનો ઉપકાર માનતી પોતપોતાને ઘેર ગઇ.



## પ્રકરણ ૯ મું.

### સતી સ્ત્રીઓ કેવું જીવન ગાળી શકે.

બીજે દિવસે વખત જતા સર્વ સ્ત્રીઓ ચન્દ્રકાન્તાને ત્યાં એકઠી થવા લાગી ચન્દ્રકાન્તાએ સર્વને આવેલી જોઇ આગળ ચલાવ્યું તેણે કહ્યુ કે બેનો, આપણે સતી સ્ત્રીઓના જેવુ પવિત્ર જીવન ગાળવું જોઇએ. પતિને આપણા પ્રાણ સરખા ગણવા જોઇએ તેમની ગમે તેવી સ્થિતિમા પણ આપણે તેમને અનુકુળ રહી સહાય કરવી જોઇએ. ઘર કામમાં કુશળ થવુ જોઇએ પતિના ઉપર વિપત્તિ આવી પડે તો તે વખતે હિમત આપવી સ્ત્રીએ પોતાનુ મત્રીપદ ઉત્તમ પ્રકારે જાળવી રાખવુ. પતિ એ સ્ત્રીના આધારરૂપ છે. સ્ત્રી એ પુરુષની અર્ધાંગના ગણાય છે તે પતિના અર્ધ અગ તરીકે ઘરમા રહી પતિની સેવા કરે છે.

સતી સ્ત્રીઓએ સારા સારા કપડા અને જણુસે કરતા સદગુણરૂપી અલકારોને ધારણ કરી શોભા વધારવી જોઇએ. પુરુષ ગમે તેવો કઠોર હૃદયનો હોય છે છતા પણ સતી સ્ત્રી તેને કોમળ અને દયાળુ બનાવી શકે છે પતિ ચીડીયા સ્વભાવનો હોય છે છતાં પણ સતી સ્ત્રી તેની ગાળો સહન કરે છે તેના સામી થતી નથી, ઘરમા કકાસ કરતી નથી, પોતાના પતિને પ્રેમથી વશ કરવા યત્ન કરે છે તે ઘરકારભાર ઉત્તમ પ્રકારે ચલાવે છે, બાળકોને ઉછેરવા અને કેળવવામા કાળજી રાખે છે. સસાર વ્યવહારના બીજા કાર્યોમા પોતાની બુદ્ધિનો ઉપયોગ કરી પતિને મદદ કરે છે ઉત્તમ ચારિત્ર્યવાળી માતાના પુત્રોજ ઉત્તમ થાય છે. માટે સ્ત્રીઓએ સારા ગુણોને પોતાનામાં ધારણ કરવા

# ઇલા–શક્તિ.

પૂર્વે ઇલા નામની સતી સ્ત્રી થઇ ગઇ છે તે મનુના પુત્રી હતા મનુએ પુત્રીને નાનપણમા ધર્મશાસ્ત્ર અને ઇતિહાસની કથા વાર્તા સંભળાવી કુશળ બનાવ્યા હતા ઇલા સદ્ગુણી અને રૂપાળા હતા તેમને વશિષ્ઠ ઋષિના પુત્ર શક્તિ સાથે પરણાવી હતી. ઇલાએ મન, વચન અને કર્મ થી શક્તિની સારી રીતે સેવા કરી હતી.

ઇલાને પરાશર નામના પુત્ર જન્મ્યા હતા પરાશર માતાની કેળવણીથી મહા સમર્થ જ્ઞાની થઇ ગયા તેમણે માતાપિતાની ઉત્તમ પ્રકારે સેવા કરી હતી પુત્રો સારા કે ખોટા નીવડવાની જવાબદારી માતાને માથે છે. તેમણે પરાશરને નાનપણમા અનેક ધર્મની વાતો કહી હતી. તેમની કેળવણીથી પરાશર મોટા ધર્મશાસ્ત્રના બનાવનાર અને પ્રસિદ્ધ મહાપુરુષ થયા હતા. પ્રજા સારી નરસી થવામા સ્ત્રી આધારરૂપ છે જો સ્ત્રી કેળવાયલી હોય છે તો પ્રજાને ઉત્તમ બનાવી શકે છે

---

# વેદવતી

બૃહસ્પતિના પુત્ર કુશધ્વજની પુત્રીનુ નામ વેદવતી હતુ. તેને નાનપણમાથી જ વિદ્યા આપી યોગ્ય કેળવણી આપી હતી તેનું રૂપ પણ ભલભલાને મોહ પમાડે તેવુ હતું. તેની ઘણા રાજાઓએ માગણી કરી પણ તેમના બાપે ના પાડી તેની દૈત્યના રાજા શુંભે માગણી કરી તેને પણ ના પાડી શુંભે તેથી ગુસ્સે થઇ તેના પિતાને મારી નાખ્યો જેથી તેની માતા પણ પતિ પાછળ સતી થઇ

વેદવતી એકલી રહી, તે હિમાલય ઉપર જઇ તપ કરવા લાગી. એક વખતે રાવણ ફરતો ફરતો ત્યાં જઇ ચઢયો. તેણે વેદવતીને તપ કરતા જોઇ. વેદવતી રૂપાળી હતી. વલ્કલ ધારણ કરી. જટા વધારી એકચિત્તે તપ કરતી હતી. તેને જોઇ રાવણનું મન લોભાયું. તેણે તેની પાસે જઇ કહ્યું કે: "હે સ્ત્રી ! તું આવી રૂપાળી છે છતાં તપ

કરીને શા માટે કષ્ટ વેઠે છે? તુ તો કોઈ રાજમહેલમા શોભે એવી છું, તને શુ દુઃખ છે કે તું તપ કરી શરીર ગાળી નાખે છે?"

આ સાભળી વેદવતીએ તેને કહ્યુ કે "હે રાવણ, તારા મનની વાત મે જાણી છે, માટે તારે જતુ હોય ત્યા જા, હું પરપુરુષ સાથે વધુ વાત કરવા ખુશી નથી." આ સાભળી રાવણે કહ્યુ કે હે "સતી, તું યુવાન, રૂપવાન હોવા છતા તપ કરે તે શોભે નહિ હુ લકાનો રાજા છુ, મારી સાથે લગ્ન કરી રાજ્યવૈભવને ભોગવી સુખી થા' આ સાભળી સતી ગુસ્સે થઈ બોલી કે "હે દુષ્ટ બુદ્ધિવાળા, તુ તારે રસ્તે ચાલ્યો જા, સતીને છેડવામા સાર નથી' આથી રાવણે ગુસ્સે થઈ તેનો ચોટલો પકડ્યો અને પોતાના વિમાનમા બેસાડવા તાણવા લાગ્યો વેદવતીએ પોતાનો ચોટલો કાપી નાખ્યો, અને કહ્યુ કે "હે નીચ! તું મને અડક્યો તેથી હવે હું મારો દેહ અગ્નિમા હોમી દઈ તારો નાશ કરવા પૃથ્વી ઉપર ફરી જન્મ લઈશ." આમ કહી અગ્નિ સળગાવી તે બળી મરી

આ વખતે સતી ઉપર પુષ્પની વૃષ્ટિ થઈ બીજે જન્મે તે જ વેદવતીએ સીતાનો અવતાર લઈ રાવણનો નાશ કરાવ્યો પતિવ્રતા સ્ત્રીનો પ્રતાપ આવો હોય છે તેને છેડનાર પુરુષનો નાશ થયા વગર રહેતો નથી. શ્રીકૃષ્ણની બેન સુભદ્રા પણ સતી થઈ ગયા છે

# સુભદ્રા-અર્જુન.

શ્રી કૃષ્ણની બ્હેનનુ નામ સુભદ્રા હતુ એક વખતે અર્જુન કૃષ્ણને મળવા દ્વારકામા આવ્યો હતો તે સન્યાસીના વેશમા યાત્રા કરતો કરતો વનમાં ફરતો હતો તે વખતે સુભદ્રા પોતાની સખીઓ સાથે વનમા રમવા નીકળી હતી સુભદ્રાને જોઈ અર્જુનનુ મન લોભાયુ સુભદ્રાની પણ નજર તેના ઉપર ઠરી. બન્નેની આખે આખ મળતા એક બીજામા પ્રેમ ઉત્પન્ન થયો સુભદ્રાનુ લગ્ન દુર્યોધન સાથે કરવાનો બળભદ્રનો વિચાર હતો, પણ શ્રીકૃષ્ણની મરજી અર્જુન સાથે કરવાની હતી તેથી અર્જુને કૃષ્ણની સમ્મતિથી સુભદ્રાનું હરણ કર્યું, બળદેવને તેથી ક્રોધ થયો પણ તેમને કૃષ્ણે સમજાવી શાન્ત પાડ્યા. અને અર્જુન સાથે સુભદ્રાના લગ્ન કર્યા

સુભદ્રા ગુણવાન અને રૂપાળી હતી. તે પતિ ઉપર પ્રીતિવાળી હતી. દ્રૌપદી પણ અર્જુનના પત્ની હતા. તેમની સાથે તે સ્નેહથી વર્તતાં. તેમનામાં પતિસેવા કરવાનો, વડીલ માણસો પ્રીતિ સંપાદન કરવાનો અને દિયેર જેઠની સેવા કરવાનો ઉત્તમ ગુણ હતે. તેમને અભિમન્યુ નામનો મહાબળવાન પુત્ર જન્મ્યો હતો. પાંડવો વનમાં ગયા ત્યારે સુભદ્રા અભિમન્યુને લઇ પીએરમાં રહેતા. સુભદ્રાએ નાનપણમાં જ બાળક અભિમન્યુને પતિના જેવો બળવાન બનાવવા માટે યોગ્ય શિક્ષણ આપ્યુ હતું.

વિરાટ રાજાની પુત્રી ઉત્તરા સાથે અભિમન્યુનુ લગ્ન કરવામાં આવ્યું હતુ. સુભદ્રાની ઉત્તરા ઉપર પ્રીત સારી હતી. પાંડવો અને કૌરવો વચ્ચે યુદ્ધ થયુ તે વખતે કૌરવોએ અર્જુનને સંસપ્તકો સાથે લડવા બોલાવ્યો અને ચક્રવ્યૂહની રચના કરી. તે વખતે કૌરવો સાથે લડવાની અભિમન્યુએ હા પાડી ઉત્તરાને તેનામ જ પીએરથી બોલાવી, ઉત્તરાએ અભિમન્યુને આશિર્વાદ આપ્યો. જુવાન સ્ત્રીને, માને અને સર્વ સંબંધીને મુકી અભિમન્યુ લડવા ગયો અને ત્યાં વીરતા બતાવી અનેક સૈનિકોનો ઘાણ કર્યો. છેવટે કપટથી તે મરાયો તે વખતે વીરપુત્રની માતા સુભદ્રાએ હિંમત રાખી ખેદ કર્યો નહિ, અર્જુનના ઉપર સુભદ્રાની ઉત્તમ પ્રીતિ હતી તેને તે વારવાર એક વીરને છાજે તેવી સલાહ અને હિંમત આપતી.

# ઉત્તરા—અભિમન્યુ.

ઉત્તરા એ વિરાટ રાજાની પુત્રી હતી, જ્યારે પાંડવો વેશ બદલી એક વર્ષ વિરાટ રાજાને ત્યાં રહ્યાં ત્યારે અર્જુન ઉત્તરાને નૃત્યકળા શીખવવા રહ્યો હતો. જ્યારે કૌરવોએ ગોધન લુંટવા વિરાટનગરમાં સૈન્ય મોકલ્યુ ત્યારે અર્જુને ઉત્તરકુમાર સાથે ગોધનને પાછુ વાળી કૌરવસૈન્યને હરાવ્યુ હતુ. પાંડવો જ્યારે જાહેર થયા ત્યારે વિરાટ રાજાએ પોતાને ત્યાં નોકર તરીકે પાંડવો રહ્યા તેને માટે ખેદ જાહેર કર્યો અને પોતાની પુત્રી ઉત્તરાને અર્જુન સાથે પરણાવવાની ઇચ્છા બતાવી. પણ અર્જુને તો તેને ભણાવી છે તેથી પુત્રી સમાન છે એમ કહ્યું ત્યારે યુધિષ્ટરે તેને અર્જુનના પુત્ર અભિમન્યુ સાથે પરણાવવાની વાત જણાવી, જેથી ઉત્તરાનુ લગ્ન અભિમન્યુ સાથે કર્યુ.

પાડવો ઉત્તરાને પીયેરમા મુકી હસ્તિનાપુરમા ગયા ત્યા કૌરવોએ રાજ્ય આપવાની ના પાડવાથી યુદ્ધ થયુ. અર્જુન સમસંક્તો સાથે લડવા ગયેલો જોઇ કૌરવોએ કોઠા યુદ્ધ પ્રમાણે લડવાની માગણી કરી. આ કોઠા યુદ્ધ અર્જુન વગર બીજો જાણતો નહાતો તેથી યુધિષ્ઠિરને ખેદ થયો પણ અભિમન્યુએ કહ્યુ કે "હુ કોઠા યુદ્ધ જાણુ છુ માટે તમે ખેદ કરશો નહિ, આથી પાડવો રાજી થયા અને યુદ્ધમા અભિમન્યુએ જવાનો વિચાર કર્યો.

યુદ્ધમા અભિમન્યુ જવાનો છે તે વાત જાણી દ્રૌપદી દિલગીર થયાં કે આવા છતા છોકરો યુદ્ધ શુ કરે? ત્યારે સુભદ્રાએ કહ્યુ કે "બેટા, આશા છે! ક્ષત્રિયનો પુત્ર યુદ્ધ કરવાને વાસ્તેજ જન્મ લે છે, માટે ભલે જાય." આ પછી દ્રૌપદીએ ઉત્તરાને તેડી મગાવવાની યુધિષ્ઠિર પાસે વાત કરી જેથી અભિમન્યુના રણમા જવા અગાઉ ઉત્તરાને પીયેરમાથી તેડી મગાવી રાત્રે પતિપત્નીએ આનદ વાર્તા કરી, ઉત્તરાએ પતિને રણમાં જતા જોઇ શરમ મુકી અભિમન્યુના રથના ઘોડાની લગામ પકડી પોતાના પતિને રણમા જવાનો આગ્રહ જોઇ ઉત્તરાએ કહ્યુ કે "હે પતિ! તમે રણમા પાછા હઠશો નહિ ક્ષત્રીયને છાજે તેવી રીતે મારજો કે મરજો?" આ પછી ઉત્તરા ખસી ગઇ અને અભિમન્યુ યુદ્ધમા ગયો ત્યા તેણે ઘણી બહાદુરી બતાવી છેવટે તેને કપટથી ફસાવીને જયદ્રથે માર્યો.

અર્જુને ઘેર આવી પુત્રને મરેલો જાણી ઘણો ખેદ કર્યો તેણે પુત્રને મારનાર જયદ્રથનો તેજ દિવસે સૂર્ય આથમતા પહેલા વધ કરવાનુ પણ લીધુ અને તેને માર્યો ઉત્તરાને અભિમન્યુથી ગર્ભ રહ્યો અને પુત્ર અવતર્યો. તેનુ નામ પરીક્ષીત પાડ્યુ. તેનાથી પાડવોનો વશ રહ્યો. ઉત્તરા બિચારીએ એકજ રાત પતિ સુખનો આનદ ભોગવ્યો. સતી તરીકે તેણે ઉત્તમ પ્રકારે પતિને હિમત આપી હતી

# ભારતી–મંડનમિશ્ર

ભારતી એ પડિત મડનમિશ્રના પત્ની હતા પુર્વે બ્રાહ્મણગ્રામ ગામમાં થઇ ગયેલા વિષ્ણુમિત્ર નામક બ્રાહ્મણના પુત્રી હતા. તેમનુ બીજુ નામ સરસ્વતી હતું. પોતાના પતિ પાસેથી તે ઇતિહાસ, પુરાણ, અર્થશાસ્ત્ર,

વ્યવહારનીતિ, ગણિતશાસ્ત્ર, વિગેરે ઉપયોગી વિદ્યાઓ ભણીને હોશીયાર થઇ હતી. તેની માતાનુ નામ સુભગા હતું તે સર્વ વિદ્યામા પારંગત થઇ હતી સરસ્વતી ઉમરે આવતા તેના માબાપે તેને લાયક વર શોધી તેનુ લગ્ન કરવાનો વિચાર કર્યો.

એક વખતે નર્મદાની પ્રક્રમા કરનારા કેટલાક બ્રાહ્મણો વિષ્ણુ મિત્રને ત્યાં આવ્યા, તેમના મુખેથી માહિષ્મતી ગામના હિમમિત્રનો પુત્ર મંડનમિશ્ર મહા વિદ્વાન છે એ વાત તેમના જાણવામા આવી. તેમની સાથે મંડનમિશ્રને પત્ર લખ્યો, અને તે પછી મંડનમિશ્ર સાથે સરસ્વતીનાં લગ્ન કર્યા મંડનમિશ્ર સમર્થ વિદ્વાન હતા. તેમણે બૌદ્ધમતનું ખંડન કરી વેદધર્મનુ મંડન કર્યું હતુ. સરસ્વતી જેવી વિદ્વાન સ્ત્રી સાથે લગ્ન થવાથી મંડનમિશ્રને આનદ થયો

એક વખતે શંકરાચાર્ય દિગ્વિજય કરતાં મંડનમિશ્ર સાથે વાદવિવાદ કરવા આવ્યા ત્યારે બનેમાં કોણ જીત્યું તેની પરીક્ષા કરવા સારૂ ભારતીને મધ્યસ્થ નીમી હતી. તે ન્યાયી હતી તેથી શંકરાચાર્યે તેને મધ્યસ્થપણે કબુલ કરી. તેમા બને જણ વચ્ચે વાદવિવાદ થયો. તે વખતે સરસ્વતીએ બંનેના ગળામા ફુલના હારો પહેરાવ્યા અને કહ્યુ કે 'જેનો હાર કરમાશે તે હાર્યા છે એમ મનાશે.' આ વાદમા મંડનમિશ્રની હાર થતાં ભારતીએ પોતાના પતિની હાર અને શંકરાચાર્યનો જય થયો એમ જાહેર કર્યું.

વાદવિવાદમા જે હારે તે બીજાનો શિષ્ય થાય એવી સરત હતી તેથી મંડનમિશ્ર શંકરાચાર્યના શિષ્ય થયા પણ સરસ્વતીએ કહ્યુ કે 'પત્ની એ પતિની અર્ધાંગના છે માટે મને જીતે તો ખરૂં' આથી શંકરાચાર્યે કહ્યું કે 'યશસ્વી પુરુષો સ્ત્રીઓ સાથે વાદ કરતા નથી માટે હુ તમારી સાથે વાદ કરવા યોગ્ય નથી.' આથી ભારતીએ કહ્યુ કેઃ 'પુર્વે યાજ્ઞવલ્કયે ગાર્ગી સાથે વાદ કર્યો હતો. જનકે સુલભા સાથે વાદ કર્યો હતો માટે સ્ત્રી સાથે વાદ કરવામાં હરકત નથી.' આથી શંકરાચાર્યે તેની સાથે વાદ કરવાનુ કબુલ કર્યું બંને વચ્ચે વાદવિવાદ સત્તર દિવસ સુધી ચાલ્યો પણ શાંકરાચાર્ય હાર્યા નહિ. જેથી સરસ્વતીએ વિચાર

કર્યો કેઃ—આ આચાર્ય બાળપણુથી સન્યાસી થયા છે, બ્રહ્મચર્ય પાળ્યુ છે. માટે કામશાસ્ત્ર સબધી વાદ કર્યા વગર તેમનો પરાજય થશે નહિ તેવો વિચાર કરી તેમણે કામશાસ્ત્ર સબધી પ્રશ્નો પુછ્યા, આથી શંકરાચાર્યે એ વિષય માટે એક મહિનાની મુદત માગી.

શંકરાચાર્યે તે મુદતમા પરકાયા પ્રવેશની વિદ્યાથી એક મૃતરાજાના શબમા પ્રવેશ કરી, ત્યા રાજ્યવૈભવ ભોગવી કામશાસ્ત્ર સબધી જ્ઞાન મેળવ્યુ અને મુદત થતા પોતાના શરીરમા પ્રવેશ કરી સરસ્વતી સાથે વાદ કર્યો. તેમા શંકરાચાર્યનો જય થયો સરસ્વતીની વિદ્વતા માટે શંકરાચાર્યે તેને ઘણુ માન આપ્યુ. મંડનમિશ્ર શકરાચાર્યના શિષ્ય થયા અને સન્યસ્ત લીધુ, અને સરસ્વતી તુગભદ્રા નદીને કાઠે શૃગગિરીને નામે પ્રખ્યાત છે, સરસ્વતીએ ત્યાં રહી ભાગ્તી સપ્રદાય સ્થાપ્યો. મંડનમિશ્રને શકરે **તત્ત્વ-મસિ** 'તે તુ છે' એ વેદવાક્યનો ઉપદેશ આપ્યો અને તેમનુ નામ સુરે-શ્વરાચાર્ય રાખ્યુ હતુ

પુર્વે સ્ત્રીઓ પણ આવી સમર્થ વિદ્વાન હતી પોતાના પતિની સેવા કરવી, ઘરકામ કરવુ, પતિને મદદ કરવી ઉપરાંત વિદ્વતા સપાદન કરવી એ કાંઈ સહેલુ કામ નથી, પોતાના પતિનો પક્ષ લઇ શકરાચાર્ય સાથે સર-સ્વતીએ વાદવિવાદ કર્યો હતો.

---

# વાગ્દેવી.

પૂર્વે થઈ ગયેલા અભૃણ ઋષિની પુત્રીનું નામ વાગ્દેવી હતુ તે ધર્મ પરાયણ હતી. તેણે પોતાના આત્મામા બ્રહ્મની શક્તિનો અનુભવ કર્યો હતો તે ઋગ્વેદના ૧૦ મડળના ૧૧૫ ના આઠ સુક્તના મત્રોની દ્રષ્ટા છે. તે મત્રો તેના બનાવેલા છે, તે દેવીસુક્ત તરીકે પ્રખ્યાત છે. ચડીપાઠનો જે અર્થ છે તેમા પહેલા દેવીસુક્ત આવે છે. ચડીનો પાઠ કરનારે પહેલાં દેવીસુક્તનો પાઠ કરવો જોઇએ. તે વિદ્વાન, ધર્મનિષ્ઠ અને ઉદાર હતા. તેમણે વિશુદ્ધપણે પવિત્ર જીવન ગુજાર્યું હતુ.

---

# અપાલા

પુર્વે અપાલા નામની વિદ્વાન સતી થઇ ગઇ કે તે અત્રિમુનિની પુત્રી હતી તેમને રકતપિત્તનો રોગ થવાથી પતિએ ત્યાગ કર્યો હતો, જેથી તે પિતાને ત્યા રહી ઇશ્વર સ્મરણમાં કાળ ગાળતી હતી, ને પિતાની ભક્તિ કરતી, પોતાના બાપ અત્રિમુનિના ખેતરમા અનાજ ન પાકવાથી ઇંદ્રને સોમરસ અર્પણુ કરી વરદાન મેળવ્યુ હતુ તે વિદ્વાન હતી, ને ઋગ્વેદના ૯૧ મા સુકતથી સાત ઋચાઓની દ્રષ્ટા છે, પુર્વે આવી સમર્થ વિદ્વાન સતીઓ થઇ ગઇ છે જે વેદમંત્રની દ્રષ્ટાઓ થઇ હતી, એવીજ રીતે પુર્વે વિશ્વવાહા નામની સ્ત્રી મંત્રની દ્રષ્ટા થઈ છે

---

# વિશ્વવાહા

વિશ્વવાહાનો જન્મ અત્રિગોત્રમા થયો હતો, તે ઋગ્વેદના પાંચમા મંડળમા ૨૮ સુકતની ૭ ઋચાઓના દ્રષ્ટા છે, અગ્નિને સળગતો જોઇ તે થી લઇને અગ્નિ પાસે જાય છે, તમે યજમાનને પશુ, ધન, સત્ય વિગેરે આપો છો, હે અગ્નિ, દંપતીનો બંધ સાકળથી બાંધો ને શત્રુઓના તેજને હરો હે અગ્નિ, તમે તેજસ્વી છો, યજમાનો તમને પ્રજ્વલિત કરીને બોલાવે છે, આ વિગેરે તેની ૭ ઋચાઓ છે, આ સ્રી વેદકાળમા થઇ ગઇ છે, તેના બાપ કે પતિ વિષેની કાંઇ માહિતી મળી શકતી નથી

---

# ઘોષા

ઘોષા પણુ વિશ્વવાહાની માફક ઋગ્વેદના દસ મંડળના ૩૯ ને ૪ સુક્તની દ્રષ્ટા હતી તે કક્ષિવાન રાજાની પુત્રી હતી. તેને અપાલાની માફક રકતપિત્તનો રોગ થયો હતો. તે અશ્વનીકુમારે મટાડયો હતો રોગ મટયા પછી તેનો વિવાહ થયો હતો. તે મહા સમર્થ વિદ્વાન હતી તેમણે રચેલી દ્રષ્ટાઓમાં જણાવ્યું હતું કે હે અશ્વનિકુમારો! તમારો રથ પ્રાતઃકાળે દરેક માણુસ પાસે ધન લઇ જાય છે. તમે આજે કયાં આનંદ કરો છો?

કોણે તમને બાંધી રાખ્યા છે ? આ વિગેરે ઋચાઓથી તેણે અશ્વિનિકુમારોને પ્રસન્ન કરી વરદાન મેળવ્યુ હતું વેદમા તેમની ઋચાઓ હોવાથી તેનુ નામ અમર થઇ ગયું છે

## સત્યરૂપા

સત્યરુપા એ સ્વયંભૂ મનુની પત્ની હતા તેમને જગત્ ઉત્પન્ન કરવા માટે ઉત્પન્ન કર્યા હતા પતિની સાથે નૈમિષારણ્યમા રહી તેણે ઘણી સેવા કરી હતી પતિ સાથે રહી કદમૂળ ખાઇ તપ કર્યું હતુ. ને અવકાશના વખતમા ગૃહકાર્ય અને ઇતિહાસ પુરાણ શ્રવણ કરવામા કાળ ગાળતા તેમને દેવહુતી પુત્રી હતી, અને પ્રિયવ્રત તથા ઉત્તાનપાદ બે પુત્રો હતા પતિસેવામાં તેમજ છોકરાને કેળવવામા તેણે ઘણી કાળજી રાખી હતી તેમની કેળવણીથી દેવહુતીએ મોટી પ્રતિષ્ઠા મેળવી હતી

## અંશુમતી—સુવ્રતમુનિ.

પૂર્વે ભ્રગુ ઋષિને અંશુમતી નામની પુત્રી હતી તેમને નાનપણમા સારી કેળવણી આપી હતી. તેમનુ લગ્ન સુવ્રત નામના મુનિ સાથે કર્યું હતું. તે પતિ સેવા કરતા, અવકાશ મળે તે વખતે દીન અને દુખીને સ્હાય કરતા. અન્ન, વસ્ત્ર આપી ગરીબોની પીડા ટાળતા તે ઘણા દયાળુ હતા. તે કહેતા કે સર્વ ઉપર દયા રાખવી, તમારો અપરાધ કરનાર ઉપર પણ દયા કરવી. છોકરાને નાનપણમાથીજ ધર્મની કેળવણી આપી દયાળુ બનાવવા. પરમાત્માનુ સ્મરણ કરી ઇન્દ્રિયોને વશ રાખી રહેવુ અધર્મ અને અનીતિના માર્ગે ચાલવુ નહિ. તેમણે પોતાનુ જીવન દુખીઓના દુખ ટાળવા માટે અને લોકોને સન્માર્ગે ચઢાવવા ઉપદેશ આપવામા ગાળ્યુ હતુ. તે પતિસેવા કરી પતિને રાજી રાખતા પતિની આજ્ઞા લઇ પરોપકારાર્થે જનસેવા કરતા હતા.

એવીજ રીતે ઘણી સ્ત્રીઓએ પતિસેવા કરવા ઉપરાત દેશસેવા પણ કરેલી છે વિદ્યા સંપાદન કરી વેદની ઋચાઓ રચી સમર્થ વિદ્વાન તરીકે પ્રસિદ્ધ થઇ છે.

# ભોગવતી-નાગરાજ.

ભોગવતી એ પૂર્વે થઇ ગયેલા વિજયરાજની પુત્રી હતી. નાનપણમા તેને ઉત્તમ કેળવણી આપી હતી. નીતિધર્મ, આચારવિચાર, સ્ત્રીઓનું કર્તવ્ય, અર્થશાસ્ત્ર, પુરાણ વિગેરે ઘણી બાબતનુ તેને જ્ઞાન આપ્યુ હતું. તેનુ લગ્ન શૂરસેન રાજાના પુત્ર નાગરાજ સાથે થયું હતુ. નાગરાજ નામ પ્રમાણે ક્રૂર, નાગ જેવો, કદરૂપો અને અભણ હતો. વિજયરાજે વરની પરીક્ષા કર્યા વગર ભોગવતીને પરણાવી હતી.

ભોગવતી સાસરે ગઇ ત્યારે તેના સાસુ સસરાએ તેના પતિને મળવા દીધી નહિ. ભોગવતી વિદ્વાન અને રૂપાળી હતી અને નાગરાજ અભણ અને કદરૂપો હોવાથી રાજકન્યા તેને જોઇ ખેદ પામે તે માટે તેને મળવા ન દીધી. ભોગવતી સાસુ સસરાની સેવા કરવા લાગી. કેટલાક વખતે તેને પોતાનો પતિ કાળો અને કદરૂપો છે માટે તને મળવા દીધી નથી એવી ખબર પડવાથી તે પોતાની મેળે પોતાના પતિ પાસ ગઇ અને પતિને કદરૂપો જોઇ જરા પણ ગભરાઇ નહિ. હર્ષથી પતિને મળી અને તેની આનંદથી સેવા કરવા લાગી.

એક વખતે નાગરાજે કહ્યુ કે "તમે મારાથી કેમ બ્હીતા નથી ?" તે સાંભળી ભોગવતીએ કહ્યુ કે "અમને પતિ તો ઇશ્વર તુલ્ય છે, ઇશ્વરનો ભય હોય ખરો ? ગમે તેવા પતિ હોય છતા પણ તેને ઇશ્વરતુલ્ય સમજી સેવા કરવી જોઇએ" આમ કહી તેમણે પોતાનો પતિ રાજી થાય તેવી રીતે રહેવા માંડયુ ભોગવતી વિદ્વાન હતી તેથી પોતાના પતિને નવરાશના વખતમા ઉત્તમ જ્ઞાનની વાતો પુરાણોના દૃષ્ટાંતો સાથે કહી સંભળાવતી. પતિને વિદ્યા ભણાવી વિદ્વાન બનાવ્યો અને ક્રૂર પતિને પણ તેણે સ્નેહથી જીતી લીધા નાગરાજે તેને કહ્યુ કે "તમે ગોદાવરીમા મને સ્નાન કરાવી એક શિવાલય બધાવો એટલે હુ મારા અસલ રૂપને ધારણ કરીશ ?" આથી ભોગવતીએ તેને ગોદાવરીમા લઇ જઇ તેના કહ્યા પ્રમાણે કર્યું તેથી નાગરાજનો ચ્હેરો બદલાઇ ગયો અને સુદર રૂપ થયુ

પછી બન્ને પાછાં આવ્યા નાગરાજને તેના ભાઇઓ ઓળખી શક્યા નહિં તેથી તેને રાજ્યમાં પેસવા દીધો નહિ આથી નાગરાજ ભાઇઓ

સાથે લડવા તૈયાર થયો. પણ ભોગવતીએ કુટુંબ કલેશ ન થવા દેવા અને પોતાના દીયેરનો નાશ ન થાય તે માટે પોતાના પતિને સમજાવ્યું કે, "હે વ્હાલા! ભાઈ વગર ગમે તેવો માણસ પણ ઓથ વગરનો છે. ભાઈઓ સાથે સંપ રાખવાથી ફાયદો કે જે ભાઈઓને પોષે છે તે જ ધનવાળો છે આપત્તિમાંથી બંધુ જ ઉગારે છે, માટે વ્હાલા, ભાઈઓ સાથે યુદ્ધ ન કરો!"

આથી નાગરાજે યુદ્ધ ન કર્યું. તેણે ભાઈઓને કહ્યું કે "તમે મારા નાના ભાઈઓ છો ભલે તમે રાજ્ય કરો' આમ સમાધાન થતાં નાના ભાઈઓએ પણ નાગરાજની ક્ષમા માગી રાજ્ય તેને સોંપ્યું આવી રીતે ભોગવતીની શીખામણથી ભાઈઓમાં સંપ થયો. અત્યારે સ્ત્રીઓ પતિને તેના ભાઈઓ સાથે લડાવી મારવામાં કુશળ હોય છે ભોગવતીએ પોતાનો પતિ કદરૂપો હતો છતાં પણ આનંદથી તેની સેવા કરી, ભાઈઓ વચ્ચે પણ કુસંપ ન થવા દીધો અને સુખેથી રાજ્ય ભોગવ્યું પતિવ્રતા સ્ત્રીઓ આવી હોય છે.

# માયાદેવી–શુદ્ધોદન

કેટલાક વર્ષ ઉપર બુદ્ધ ભગવાન થઈ ગયા તેમની માતાનું નામ માયાદેવી હતું માયાદેવીનું લગ્ન કપિલ વસ્તુના રાજા શુદ્ધોદન સાથે થયું હતું. માયાદેવી પવિત્ર હૃદયની અને પતિસેવામાં આનંદ માનનારી હતી. એક વખત તેને સ્વપ્ન આવ્યું અને તે રાજાને કહેવા લાગી કે "પ્રિય! મને સ્વપ્ન આવ્યું કે જાણે એક ધોળો હાથી મારી કુખ ચીરીને તેમાં દાખલ થયો." આ સાભળી રાજાએ બ્રાહ્મણોને પુછયું કે 'આ સ્વપ્ન કેવું? બ્રાહ્મણોએ વિચાર કરી કહ્યું કે: 'રાણીને એક ધર્મનીષ્ઠ, મહાસમર્થ પુત્ર થવાનું જણાય છે' રાણીને ગર્ભ રહ્યો અને પૂરા દહાડા થવા આવ્યા ત્યારે તે પીયેર જવા નીકળ્યા ત્યાં જતા રસ્તામાં જ પુત્રનો જન્મ થયો પુત્રનો જન્મ થતાં તેને જોઈ માયાદેવી પુત્રને પોતાની બ્હેન અને શોકયને સોંપી પ્રસવ વેદનાથી મૃત્યુ પામ્યા આ પુત્ર તેજ પછી બુદ્ધરૂપે પ્રસિદ્ધ થયા છે. સતી ધર્મશીલ, પવિત્ર અને ઉચ્ચ વિચારનું સેવન કરનારા હતા પતિ સેવા કરી પતિની આજ્ઞાનું પાલન કરવામાં જ આનંદ માનતા રાજાએ એ કુંવરને ઉછેરી મોટા કર્યો. તેનું નામ સર્વાર્થસિદ્ધ પાડયું હતું

# યશોધરા-બુદ્ધ

સર્વાર્થસિદ્ધ નાનપણથી જ ધર્મનીષ્ઠ અને દયાળુ હતો. તેને અશુભ બનાવો જોતાં સંસાર ઉપરથી મોહ છુટી જતો તેથી તેને હમેશા આનંદમા રાખતા કુવર મોટો થતા યશોધરા નામની સ્ત્રી સાથે તેનું લગ્ન કરવામા આવ્યુ.

સર્વાર્થસિદ્ધને સંસારના મોજશોખ પસંદ નહોતાં. તે લગ્ન થયા પછી પોતાની પત્નીને બેડીરૂપ માનતો. લોકસેવા કરવા માટે, દુ:ખીને સુખી બનાવવા માટે તેને હમેશા વિચારો આવ્યા કરતા. તેને સસારના સુખ વૈભવમા આનદ જણાતો નહિ. માણસોને મરતા જોઇ તેને થતું કે આ સસારમા જન્મીને મરવુ એ શાને માટે છે માટે તેનો ત્યાગ કરી સુખ મેળવવા યત્ન કરૂં તો ઠીક. પતિવ્રતા યશોધરા પોતાના પતિને પ્રસન્ન રાખવા ઘણુ મથતી, તેમની આજ્ઞાનું પાલન કરતી તેમની સેવા કરી આનંદ આપતી છતા સર્વાર્થસિદ્ધનું મન તેના ઉપર ચોટતુ નહિ

આવી રીતે કેટલાક મહિના થયા પછી યશોધરાને ગર્ભ રહ્યો અને પુત્રનો જન્મ થયો પુત્ર થતા સર્વાર્થસિદ્ધે વિચાર કર્યો કે આ [illegible] સસારમાં જકડી રાખનાર બીજી બેડી પડી હવે તો પુત્ર સ્નેહ થતા પહેલાં જ આ સસારને છોડી દેવો જોઇએ. યશોધરા કુંવરને લઇ ઘેર આવી ત્યારે શુદ્ધોદનને પુત્રનો પુત્ર જોઇ આનંદ થયો. રાજ્યમા સઘળે આનંદોત્સવ થવા લાગ્યો પણ સર્વાર્થસિદ્ધ તો હવે આ બેડીમાથી છુટવાનો વિચાર કરતો હતો સસાર ત્યાગનાજ વિચારો તેના મનમાં રમી રહ્યા હતા

મધ્યરાત્રે સ્ત્રી યશોધરા ઉંઘી ગઈ ત્યારે સર્વાર્થસિદ્ધ ઉઠી પત્ની અને પુત્રનુ મુખ જોઇ સ્નેહ ઉભરાતા રડી પડયો, પણ વિચાર કરવા લાગ્યો કે 'આ સર્વ સુખ અતે દુ:ખ આપનાર છે અને ખોટુ છે માટે હવે તેમા મોહ રાખી લપટાવુ ન જોઇએ' આમ વિચાર કરી તરત જ સર્વાર્થસિદ્ધ રાજ્ય, સ્ત્રી, પુત્ર વૈભવ, લક્ષ્મી સર્વનો ત્યાગ કરીને વનમા તપ કરવા ચાલતો થયો

સવારમાં ઉઠી તેને ન જોતા આનદને બદલે શોક છવાઇ રહ્યો, સતી યશોધરા પતિ વિયોગે દુ:ખી થઇ, તેને પતિ વગર સર્વ સુખ નકામું

લાગ્યુ. તે આકુળવ્યાકુળ થઇ છાતીફાટ રડકકળ કરવા લાગી. પુત્રને જોઇને કહેવા લાગી કે 'હે પુત્ર, તુ આવો નિર્ભાગી ક્યાંથી જન્મ્યો કે આ દુઃખ આવ્યુ.' આમ પતિના વિયોગમા સતી યશોધરાએ કેટલોક કાળ દુ:ખમા ગાળ્યો.

સર્વાર્થસિદ્ધે વનમા જઇ તપ કરી ઇશ્વરનો સાક્ષાત્કાર કર્યો અને પછી તે મહાત્મા બુદ્ધ તરીકે પ્રખ્યાત થયા તેમણે બુદ્ધ ધર્મનુ સ્થાપન કર્યું. કેટલેક વખતે તે પોતાની જન્મભૂમિ કપીલવસ્તુમા સાધુ તરીકે આવ્યા અને તેણે પોતાની સ્ત્રી તથા પુત્રને બુદ્ધ ધર્મની દીક્ષા આપી સંસાર નિ:સાર છે એવુ સમજાવી શાંત પાડયા આ પ્રમાણે મહાત્મા બુદ્ધ ભગવાનની સ્ત્રીએ પતિસેવા કરી પતિવિયોગે સુખનો ત્યાગ કર્યો હતો

---

# શબરી

શબરી એ રામચન્દ્રજીના વખતમા થઇ ગઇ છે તે ભીલડી હતી તે ઋષિઓની સેવા કરતી, નાનપણથી વનમા પપાસરોવરના કાંઠે આશ્રમ બાંધીને રહેતી અને યમનિયમોનુ પાલન કરી તપ કરતી હતી ઋષિઓની સેવા કરવાથી તેને અધ્યાત્મજ્ઞાન થયુ હતુ જ્યારે રામ અને લક્ષ્મણ સીતાની શોધે જતા હતા ત્યારે તેઓ ત્યા ગયા હતા શબરીએ તેમને આસન આપી જળપાન કરાવી પૂજા કરી હતી તેણે રામચન્દ્રજીને કહ્યુ કે 'પ્રભો, આપના દર્શનથી હુ આજે કૃતાર્થ થઇ છુ હુ ઋષિ મુનિઓની સેવા કરતી તમારી રાહ જોઇ રહી હતી આપ ભૂખ્યા હશો, મેં ઘણા વખતથી સ્વાદીષ્ટ ફળો ભેગા કરી રાખ્યા છે તેનો સ્વિકાર કરવા કૃપા કરો"
પછી રામે તેનાં મીઠા બેર ખાધા પછી શબરીએ રામચન્દ્રજીની સાથે ફરીને તપોવન બતાવ્યુ, અને પોતાના ગુરુઓના આશ્રમો બતાવ્યા. પછી રામે તેમને આશિર્વાદ આપ્યો.

રામચન્દ્રજીની આજ્ઞાથી શબરીએ ચિતા સળગાવી દેહનો ત્યાગ કરી દિવ્ય દેહને પામી સ્વર્ગમા ગઇ, આ સ્ત્રી નીચ જાતિની હતી છતા મહાપુરુષોની સેવા કરી તરી ગઇ. મહાપુરુષની સેવા કરવી એ ઘણુ જ ઉત્તમ છે વિદુષી સ્ત્રીઓ પણ ઇશ્વરનુ સ્મરણ કરી આ લોકને તરી જાયછે.

# ગાર્ગી

પૂર્વે વચકનું ઋષિ થઇ ગયા છે તેમની પુત્રીનુ નામ ગાર્ગી હતુ. પિતા પાસે નાનપણમા ગાર્ગીએ વેદાભ્યાસ કર્યો હતો તે વિદ્વાન ગણાતા. પોતે બ્રહ્મચારિણી રહ્યા હતા, વિદ્વાનોની સભામાં જઇ વાદવિવાદ કરતાં હતા. એક વખતે જનક યજ્ઞ કર્યો, ત વખતે રાજાએ કોણ વિદ્વાન છે તે જાણવાની ઇચ્છા કરી તેથી તેમણે એક હજાર ગાયોના શિંગડે સુવર્ણ નાખી યજ્ઞમા આવેલા બ્રાહ્મણોમાથી જે વિદ્વાન હોય તેને આપવાની ઇચ્છા જણાવી. બ્રાહ્મણોમાથી કોઇ જનકની આગળ ગાયો લેવાને તૈયાર થયુ નહિ તેથી યાજ્ઞવલ્કયે પોતાના શિષ્યને તે ગાયો પોતાના આશ્રમે હાંકી જવાની આજ્ઞા કરી. તે જોઇ બીજા બ્રાહ્મણોએ દ્વેષથી યાજ્ઞવલ્કયને કહ્યુ કે 'તમે બ્રહ્મવેત્તા હો તો અમારી ખાત્રી કરી આપો પછી ગાયો લઇ જાવ'

આ પછી યાજ્ઞવલ્કયની સાથે બ્રાહ્મણોએ વાદવિવાદ કર્યો તેમા યાજ્ઞવલ્કય જીત્યા, ત્યારે ગાર્ગીએ પણ તેમની પરીક્ષા કરવા માટે તેમની સાથે વાદવિવાદ કર્યો હતો, ગાર્ગીએ યાજ્ઞવલ્કયની પરીક્ષા કરી અને અન્ય બ્રાહ્મણોને કહ્યુ કે તમે યાજ્ઞવલ્કયને બ્રહ્મવાદમા જીતવાના નથી તેમની બુદ્ધિ અગાધ છે. આ પ્રમાણે ગાર્ગી પણ જો હોવા છતાં સમર્થ વિદ્વાન થઇ ગયા છે સ્ત્રીઓએ સારી વિદ્યાને સંપાદન કરીને પોતાની બુદ્ધિનો ઉપયોગ કરવો જોઇએ.

---

# ચન્દ્રવતી

ચન્દ્રવતી એ ઘોર રાક્ષસની સ્ત્રી હતી ઘોર જ્યારે તપશ્ચર્યામાથી પાછા આવ્યા ત્યારે સતી ચન્દ્રવતીએ પતીને વધાવી લેવા માટે આખા નગરને શણગારાવ્યુ, અને અંતઃપુરમા પણ મોટો ઉત્સવ કર્યો ઘોરને ઘેર આવતા આવો હર્ષ ભર્યો આવકાર મળવાથી તે પોતાની સ્ત્રી ઉપર ઘણા પ્રસન્ન થયા અને પોતાની પત્ની સાથે પ્રેમથી વાર્તાલાપ કરવામા તેમનુ તપનુ સઘળુ દુઃખ ઓછુ થઇ ગયુ.

ચન્દ્રવતી ઘણે વર્ષે પતિ પાછા આવ્યાથી આનંદમાં આવી તેમની સાથે સ્નેહથી રહેવા લાગી પતિને નિત્ય કર્મ કરવામા કાંઈ અડચણ ન પડે તેની જાતે કાળજી રાખતી. ઘોર સ્હવારમા વ્હેલા ઉઠી સ્નાન સંધ્યાદિ કરી પોતાના ઇષ્ટદેવની ઉપાસના કરતા પછી રાજસભામાં જઇ કામકાજ તપાસતા હતા, આવક ખર્ચનો હિસાબ લેતા રાજ્યનું રક્ષણ કરતા.

એક વખતે દૈત્યરાજ ઘોરના પુત્ર વજ્રદંડે પોતાના પિતાને કહ્યું કે. પિતાજી! મારા કહેવાથી ખોટું લગાડશો નહિ, રાજાઓએ પોતાના રાજ્યનો વિસ્તાર વધારવો જોઇએ એવી મારી ઇચ્છા છે આથી ઘોરે હસીને કહ્યું કે બેટા, શારીરિક, માનસિક બધા દુશ્મનોનો વિજય કરીને, ભગવાન વિષ્ણુની કૃપાથી મને તારી માતા ચન્દ્રવતી જેવી વિશુદ્ધ ચરીત્રની પ્રેમાળ સ્ત્રી, તારા જેવો પુત્ર, આવું ઉત્તમ રાજ્ય મળ્યા છતા હવે મને વધુ રાજ્ય મેળવવાની ઇચ્છા રહી નથી. હવે મારી કોઇની સાથે યુદ્ધ કરવાની મરજી નથી. એવામા મંત્રી સુસેન બોલ્યો કે મ્હારાજ! રાજકુમાર ખરો ખર કહે છે. પોતાના રાજ્યથી સંતોષ માનીને બેસી રહેલા રાજાઓની પડતી આવે છે. વનવાસમા રહેનારા મુનિઓને પણ બીજાનું વલ્કલ છીનવી લેવાની મરજી થાય છે, તો આપણે શા માટે રાજ્યનો વિસ્તાર ન વધારવો' મંત્રીની સલાહથી રાજાએ પુત્રને વિજય પ્રાપ્ત કરવા જવાની રજા આપી પુત્ર પિતાની રજાથી ત્રિપુરનો વિજય કર્યો આ વખતે ઇન્દ્ર દાનવેશ્વર ઘોરની સાથે સંગ્રામ કરવા માટે બ્રહસ્પતિની સલાહ લેતા હતા. એટલે તેમણે કહ્યું કે ધર્માત્મા ઘોર પરાક્રમી છે, તેને કોઇ જીતી શકશે નહિ. તે ગુણવાન છે માટે તેનો યુદ્ધમા કોઇ પરાજય કરી શકશે નહિ.

આથી દેવોએ તે રાજા કુમાર્ગે વળે તેવો યત્ન કરવા માંડ્યો તેને પરસ્ત્રીલંપટ બનાવવો, અને વેદ, શાસ્ત્ર, દેવો અને બ્રાહ્મણો ઉપર તિરસ્કાર રાખનારો, ભકિતહિન અને આચાર ભ્રષ્ટ કરવો જોઇએ વળી તેમણે તેની સાધ્વી સ્ત્રીને પણ ધર્મભ્રષ્ટ કરવાનો નિશ્ચય કર્યો અને તે માટે દેવર્ષિ નારદને તેમણે ઘોર પાસે મોકલ્યા

નારદ ઘોરને ત્યા ગયા. એટલે ઘોર રાજાએ તેમનો સારી રીતે આદર સત્કાર કર્યો, નારદે કહ્યુ કે વિષયભોગજ સુખજનક છે, અને વિષયી

માણસ જ ભાગ્યવાન છે, ભોગ અને રમણી વિલાસમા નિમગ્ન રહી રોજ નવી નવી સ્ત્રીઓ સાથે ભોગ ભોગવવા એજ તપનુ ફળ છે. ત્રિલોચન મહાદેવ પણ મુનિ કન્યાઓ સાથે ક્રીડા કરતા, તે પણ વિષયભોગ કરતા હતા. વિષ્ણુએ પણ લક્ષ્મીને વક્ષ:સ્થલ ઉપર રાખી મૂકી છે. સર્વ દેવો પણ સુખને ઇચ્છે છે, વિષયભોગ એ ધર્મ અને તપનુ ફળ છે

આવો વિપરીત ઉપદેશ સાભળી દૈત્યરાજે વિસ્મય પામી કહ્યુ: નારદ, આપ કહો છો તે ધર્મ પ્રમાણે નથી, હે મહાત્મન ? સયમી જ ઉત્તમ છે અસયમી પશુ જેવા મનુષ્યોને નરકમા પડવુ પડે છે, જીતેન્દ્રિય પુરુષ જ વિદ્વાન અને વિનયી છે લોકોને જે ખુશ કરી શકે છે તે સપત્તિ મેળવે છે, ઔષધ સેવન કરવાથી રોગ મટે છે પણ ઇન્દ્રિયોનું સેવન કરવાથી તો દોષ વધે છે. કામ વધ્યા પછી તેનો નાશ કરવો મુશ્કેલ છે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગધ એ પાચ વિષયોનો અનુભવ કરનાર પાચ જ્ઞાનેદ્રિયો અને પાચ કર્મેન્દ્રિયોને જે વશ રાખે છે તેનુજ કલ્યાણ થાય છે જે વિષયી મનુષ્ય વિષયોમા આસક્ત રહે છે, તે મુળમાથી જ સડી ગયેલા વૃક્ષની પેઠે ઘણો જલ્દી ઐશ્વય ભ્રષ્ટ થાય છે.

સ્ત્રીઓમા આસક્તિ, સુરાપાન, દિવસે ઉઘવુ, નાચ તમાશા જોવા, જુગાર રમવો, વૃથા ફરવુ, મૃગયા એ બધી કામવાસનાઓ, કડવા વચન, ઇર્ષ્યા, અસૂયા, દુ:સાહસ, અપકાર વિગેરે ક્રોધમાથી ઉત્પન્ન થયેલા દુર્ગુણો એ સર્વ મૃત્યુનુ કારણ થઇ પડે છે દેવો પણ એવા દુરાચારોથી મૃત્યુ પામે છે.

નારદે આ સાભળી રાજાને નીતિભ્રષ્ટ કરવા ફરી કહેવા માડ્યુ કે હે રાજન, જે કાર્યો કરવામા દોષ નથી તેવા કામ સત્રાનુ શત્રુઓને જીતીને ધર્મથી રાજ્યનુ પાલન કરવુ, સારાકુળમા ઉત્પન્ન થયેલી અનાથ કન્યા સાથે લગ્ન કરવુ જેથી દોષી થવાતુ નથી રાજન એજ ધર્મનુ સાધન છે, રાજ્ય એ ઉત્તમ ઐશ્વર્ય મેળવવા માટે છે. રાજાએ એક રાજ્ય અને એક પત્નીનો ભોગ કરતા કરતા પણ બીજા રાજ્ય અને બીજી પત્નીનો ભોગ કરી શકે છે, ભાગ્યવાન રાજાએ બાળકીવાળી અને વૃદ્ધ સ્ત્રી સાથે વિલાસ ન કરવો જોઇએ, આવી અનેક વાતો કહીને રાજાને અવળે માર્ગે ચઢાવવા માટે નારદે પ્રયત્ન કર્યો

નારદના આવા દુરાચારના ઉપદેશથી, તેમણે બતાવેલી વિષયભોગની લાલસાઓથી મુગ્ધ થઇ આખરે રાજા ઘોરની મતી ફરી, તે પાપ કર્મ કરવામાં, પરસ્ત્રી સાથે અનાચાર કરવામાં દોરાયો, તે અવળે રસ્તે વળ્યો, એટલે તેણે પોતાની સતી સ્ત્રીનો સહવાસ, વિષ્ણુની પુજા અને અતિથિઓની સેવા કરવાનુ છોડી દીધુ અને રોજ નવી નવી પરસ્ત્રી સાથે વિલાસ કરવામા પડયો.

નારદની આવી ઉંધી સલાહથી રાજા અવળે માર્ગે ચઢયો આથી તેની રાણી ચન્દ્રવતીએ કારભારીને બોલાવી કહ્યુ ભાઇ ! મારા પતિ જેમ આ રાજ્યના રાજા છે તેમ તમે મુખ્ય પ્રધાન છો, મારા નરસાનુ તમને જ્ઞાન છે તમે કુમાર્ગે નહિ જાઓ એવી મને ખાત્રી છે, રાજાએ મંત્રીની સલાહથી કામ કરવુ જોઇએ અને આજે રાજા તમારા કહ્યામા નથી, તેમને દુર્વ્યસનમા ફસેલા જોઇ મને ઘણો ઉદ્વેગ થાય છે, તેમને તમારે મારી સલાહ આપવી ને કહેવુ કે તમારા આચરણથી તમારી સ્ત્રી પુત્ર વિગેરે ઘણા નાખુશ છે, તમે મારી સલાહ પ્રમાણે ચાલો અને નારદની આપેલી અધમ સલાહને છોડી દે

રાજાને સારી સલાહ આપવી એ મંત્રીનુ કામ છે, હુ તો સ્ત્રી છુ, મારા બોલવામા કાઇ ભૂલ હોય તો દરગુજર કરશો, માટે આપ રાજાને જેમ બને તેમ સવળે રસ્તે વાળો

આ સાંભળી પ્રધાને કહ્યુ હે દેવી, આપ ધારો છો તેવો કાબુ રાજા ઉપર મારો નથી, બુદ્ધિશાળી રાજાની બુદ્ધિ નારદના ઉપદેશથી ફરી છે, તે મારી સલાહ કંઈ પૂછતા જ નથી, મને તો તેમણે નાપસંદ કર્યો છે નારદે મારા માટે ખોટી રીતે રાજાને ભભેર્યા છે, તોપણ આપની આજ્ઞા છે તો હું જાઉં છુ અને તમે પણ રાજાજીને રૂબરૂમા શિખામણ આપજો.

સતી ચન્દ્રવતી પણ પતિને સલાહ આપવા પતિ પાસે ગઇ, અને પતિને કહેવા લાગી કે હે સ્વામીનાથ, મને જોયા છતા આપ મારા સામુ કેમ જોતા નથી ? મહાન પુરુષો કદી અજાણી, વગર પરણેલી સ્ત્રી સાથે ઉપભોગ કરતા નથી, એવી કન્યાઓથી ઘણું ભયંકર પરિણામ આવે છે, વળી જે લોકો તપસ્વીનો વેશ ધારણ કરનારા, કપટી, હીઝડા, ક્રોધી,

બીકણ અને શત્રુના અનુચર ઉપર, તેમ જોશી ઉપર બહુ વિશ્વાસ લાવે છે તેનો જલદી વિનાશ થાય છે. પરસ્ત્રી એ મહા અનર્થનું કારણ થઇ પડે છે, ધર્મરાજા જેવા પુરુષો પણ જો પરનારીના ફંદમાં પડે તો તેમને વશ થઇ જાય છે, પાન આસન, શય્યા, રમણી, વાહન અને અન્ન એ સારાસારનો વિચાર કર્યા વગર વાપર્યાથી વ્યાધિ અને મૃત્યુગ્રસ્ત થવાય છે, માટે હે નાથ! પરસ્ત્રીલંપટ કદી થશો નહિ.

પૂર્વે જે જે રાજાઓ પરસ્ત્રીમાં લપટાયા હતા તેની શી દશા થઇ હતી તેનો વિચાર કરો.

પૂર્વે ક્રૌંચદ્વીપમાં સુમેધા નામનો રાજા હતો તેને ૧૬ હજાર રાણીઓ હતી. ઘણી સંપત્તિ, સૈન્ય વિગેરે સમૃદ્ધિ હતી, તે નિષ્કંટક રાજ્ય કરતો હતો તે એક વખતે શાક દ્વીપમાં આવી ચઢ્યો, ત્યાં તેણે શિકાર ખેલતાં સાંભળ્યું કે પુષ્કરઋષિને ઘણી રૂપાળી એક કન્યા છે જેથી તે રાજા ઋષિના આશ્રમે ગયો, તો ત્યાં ઋષિ ન મળ્યા પણ તેની કન્યા ભદ્રવામા એકલી જોઇ રાજાને તેની સાથે વિવાહ કરવાની ઇચ્છા થઇ, તેને જોઈ તે એટલો બધો વિહ્વળ થઇ ગયો કે તેને હિતાહિતનું ભાન રહ્યું નહિ અને ભદ્રવામાની ઇચ્છા ન હોવા છતાં તેનો હાથ પકડ્યો ભદ્રવામાએ રડારોળ કરી મૂકી પણ રાજાએ તેને છોડી નહિ અને પોતાની ઇચ્છા પાર પાડી પોતે પોતાના ઉતારે પાછો ગયો ઋષિ બહારથી આવ્યા તો પોતાની પુત્રીને કલ્પાંત કરતી જોઇ, ઋષિને દુષ્ટ રાજાની વાતની ખબર પડી તેથી તેમણે તેને શાપ આપ્યો અને રાજા નરકમાં પડ્યો! આવી રીતે મને પણ બીજાઓના શાપનો ભય થાય છે માટે આપ આ અવળો રસ્તો છોડી ધર્મ માર્ગે ચાલો'

રાજા ઘણો દુરાચારી થઇ ગયો હતો તેથી તેણે પોતાની સાધ્વી સ્ત્રીનું કહ્યું ન માન્યું, ચન્દ્રવતીએ જાણ્યું કે પતિ માનશે નહિ તો તેનું પરિણામ ખરાબ આવશે એમ માની શોક કરવા લાગી.

દૈત્યરાજ ઘોર અવળે રસ્તે વળ્યો, પરસ્ત્રીમાં લપટાયો, દુરાચારી બન્યો અને અંતે પોતાની સતી સ્ત્રીનું કહ્યું ન માનવાથી દેવી દુર્ગા સાથે યુદ્ધ કર્યું અને તેમાં તે મરાયો.

સદ્દગુણી સ્ત્રીઓ પતિને અવળે માર્ગે જતા અટકાવી શકે છે, પોતે ઉપદેશ આપી દુરાચારી પતિને સુધારી શકે છે, પોતે દુરાચારમાં ફસાતી નથી પણ પતિ તરફ પ્રેમ રાખી તેમને સન્માર્ગમા સ્થાપવા યત્ન કરે છે.

---

# જૈન સતી સુભદ્રા

સુભદ્રા એ વસતપુરના રાજા જીતશત્રુના પ્રધાન જીનદાસની પુત્રી હતી તેની માનુ નામ તત્વમાલિની હતુ તેના માબાપે તેને ધર્મ તથા નીતિશાસ્ત્રનુ ઉચ્ચું શિક્ષણ આપ્યુ હતુ. તે પોતે જૈનધર્મી હતા તેથી પુત્રીને પણ જૈનધર્મનુ શિક્ષણ આપ્યુ હતુ.

એક વખતે ચપાનગરીનો બુદ્ધદાસ નામે બૌદ્ધ, વણીક એ ગામમાં આવ્યો તે સુભદ્રાને જોઇ ઘણો મુગ્ધ થયો, તે કન્યા સાથે લગ્ન કરવાની તેને ઇચ્છા થઇ, તે કન્યાને કોઇ બુદ્ધિશાળી અને ધર્મિષ્ટ જૈન સાથે પરણાવવાની તેના માબાપની ઇચ્છા છે, એવી તેણે વાત જાણી તેથી તેણે બુદ્ધ ધર્મનો ત્યાગ કરી જૈનધર્મ અગીકાર કર્યો અને તેણે સુભદ્રાના માબાપની પાસે જઈ તેમને પોતાના આચાર વિચાર અને ધર્મના જ્ઞાનથી ખુશી કર્યાં, એટલે તેમણે સુભદ્રાનું આ બુદ્ધદાસ સાથે લગ્ન કર્યું. સુભદ્રા ઘણી રૂપાળી તેમજ મહ્ગુણી હતી, તેની સાથે લગ્ન થવાથી બુદ્ધદાસને ઘણો આનદ થયો પોતે કેટલાક વર્ષ ત્યા રહી પછી સુભદ્રાને લઇ પોતાને ગામ ગયો.

સુભદ્રાએ સાસરે જઇ સાસુ સસરાને પ્રણામ કર્યા, બીજે દિવસે તેણે જૈન મદીરમા પૂજા કરવાની સાસુ પાસે રજા માગી એટલે તેને ખબર પડી કે સાસરીયા તો બુદ્ધ માર્ગી છે સાસુએ તેને તેનો જૈનધર્મ છોડી બુદ્ધ ધર્મ પાળવા ઘણો આગ્રહ કર્યો, પણ તેણે પોતાનો ધર્મ છોડ્યો નહિ જેથી સાસુ તેના ઉપર અપ્રસન્ન થઇ. પછી તે દરરોજ તેની ખોડો કહાડી બુદ્ધદાસના કાન ભભેરવા લાગી. પણ બુદ્ધદાસની સુભદ્રા ઉપર એટલી બધી પ્રીતિ હતી કે તે સુભદ્રાને કાંઇ કહેતો નહિ. એક વખત એક જૈન સાધુ સુભદ્રાને ત્યાં ભિક્ષા માગવા આવ્યો તે સાધુની આખમા તણખલુ પડ્યુ હતુ. તેથી તે ઘણો દુ:ખી થતો હતો. સુભદ્રાએ પોતાની જીભ

તેની આખમા ફેરવી તે સાધુની આખમાનું તણખલું ક્હાડી નાંખ્યું. આ વખતે સુભદ્રાના લલાટ સાથે મુનિના લલાટનો સ્પર્શ થયો, અને ઇશ્વરેચ્છાએ સુભદ્રાના કપાળના ચાંલ્લાનો ડાઘ સાધુના કપાળમાં પડયો. સાધુના કપાળમા પડેલો ચાલ્લાનો ડાઘ સુભદ્રાની સાસુએ જોયો, તેથી તેને સુભદ્રાના ઉપર વ્હેમ આવ્યો. અને તેણે તે વાત વધારીને બુદ્ધદાસને કહી.

બુદ્ધદાસ આ વાત જાણ્યા પછી ઘણો શકાશીલ રહેવા લાગ્યો. તેની સુભદ્રા ઉપર અપ્રીતિ રહેતી પતિનું ઉંચું મન જોઇ સુભદ્રાને ઘણુ લાગી આવ્યુ. એ પછી તેણે પ્રભુના ભજન ધ્યાનમા વધુ લક્ષ આપવા માંડયું. પોતાના ઉપર આવી પડેલા જુઠા કલકની વાત જાણી ઘણી દુ:ખી થઈ અને તે કલક શી રીતે ટળે તેની ચિન્તા કરવા લાગી

બીજે દિવસે સહવારમા શહેરના દરવાજા ઉઘાડવા માડયા પણ ઉઘડયા નહિ, જેથી દ્વારપાળોએ તે વાત રાજાને કરી, રાજાએ પણ દરવાજાના કમાડ ઉઘાડવા પ્રયત્ન કર્યો પણ કમાડ ઉઘડયાં નહિ. એવામા આકાશ વાણી થઇ કે જે કોઇ સતી સ્ત્રી સુતરના કાચા દોરાથી ચાળણીવડે કુવામાથી પાણી ક્હાડે અને તે પાણી દરવાજાને છાંટે તો દરવાજા ઉઘડે. આથી રાજાએ ગામમા તેવો ઢઢેરો પીટાવ્યો, અને જે સતી પાણી કાઢી આપશે તેને ઇનામ આપવાનુ જાહેર કર્યું આથી શહેરની ઘણી સ્ત્રીઓએ કુવામાંથી પાણી કાઢવા પ્રયત્ન કર્યો પણ કાંઇ વળ્યુ નહિ, સુભદ્રાએ પણ કુવામાથી પાણી કાડવા જવાની સાસુ પાસે રજા માગી પણ સાસુએ તેને હસી ક્હાડી, છતા તેણે સાસુને સમજાવ્યુ કે જો હુ સતી હોઇશ, પતિ ભક્તિમા ચિત્ત રાખતી હઇશ અને મારૂં શિયળ અખડિત હશે તો મારાથી પાણી નીકળશે, માટે મારી પણ પરીક્ષા થશે માટે મને જવા દો, આ સાભળી સાસુએ તેને રજા આપી એટલે સુભદ્રાએ કુવા પાસે જઇ કાચા તાતણાથી ચાળણીવડે કુવામાંથી પાણી ક્હાડી દરવાજાને છાંટયુ કે નગરના ત્રણ દરવાજા ઉઘાડયા. પછી તેણે બીજી સ્ત્રીઓને કહ્યુ કે હવે તમારામાંથી કોઇ સતી હો તો આ ચોથો દરવાજો ઉઘાડો, પણ કોઇ સ્ત્રીએ તે ચોથો દરવાજો ઉઘાડવાની હિમત કરી નાહ.

આ પછી રાજાએ સતી સુભદ્રાનો ઘણો સત્કાર કર્યો અને દેવી તુલ્ય માનવા લાગ્યો. સુભદ્રાની સાસુને પણ પોતાના પુત્રની સતી વહુને

દુ:ખ આપવાથી પસ્તાવો થયો. આ પછી બુદ્ધદાસ પણ પોતાની સ્ત્રી સુભદ્રા ઉપર અત્યંત સ્નેહ કરવા લાગ્યો અને તેની સાથે ઘણા વર્ષ સુધી સુખી જીંદગી ગાળી. સતી સ્ત્રીઓનો મહિમા કોઇ અજબ જ છે, સ્ત્રીઓ જો સતીત્વને પાળે છે તો દૈવી શક્તિયો તેની પાસેને પાસે હાજર રહે છે.

---

# શ્રીદેવી

શ્રી દેવી એ શ્રીપુર નગરના રાજા શ્રીધરની રાણી હતી, તે ઘણી રૂપાળી અને ધર્મિષ્ટ હતી. તેના ઉત્તમ ગુણોથી તેનો પતિ શ્રીધર રાજા તેના ઉપર અત્યંત પ્રસન્ન રહેતા એક વખતે શ્રીધર રાજા અને શ્રીદેવી બાગમા ક્રીડા કરવા ગયા ત્યા કમલકેતુ નામનો એક વિદ્યાધર ત્યા ફરતો હતો તે શ્રી દેવીને જોઇ તેના ઉપર મોહિ પડયો.

વિદ્યાધરે માયાથી અદૃશ્ય થઇ શ્રીદેવીનુ તે સ્થાનેથી હરણ કરી તેને પોતાને ત્યા લઇ ગયો ત્યા તેની સાથે ભોગ રમવાની તે કમલકેતુએ ઇચ્છા કરી એટલે શ્રી દેવીએ તેને કહ્યુ ભાઇ, આવુ બોલ નહિ, વિચાર કર જે પુરુષ પરદારાનુ સેવન કરે છે, તે સરોવર મૂકી ઘડામાંથી જળ પીનારા કાગડાના જેવો છે, પરસ્ત્રી સગથી તો નરકમા પડાય છે, માટે તમે બારી અધોગતિમા પડવાની વાત ન કરો ભાઇ શીલ એ સ્વર્ગના સુખનુ દ્વાર છે. શીલવતી સ્ત્રી અને બ્રહ્મચારી પુરુષને દેવ પણ નમે છે માટે તમે વિદ્યાધર થઇ આવી બુદ્ધિ કેમ કરો છો

શ્રીદેવીના ઉપદેશથી વિદ્યાધરને જ્ઞાન થયુ અને તે પોતાના પાપનો પસ્તાવો કરતો ક્ષમા માગવા લાગ્યો અને પોતે શ્રીદેવીને પાછી જ્યા હતી ત્યા મૂકી આવ્યો. રાજા પણ શ્રીદેવીના એકદમ અદૃશ્ય થવાથી શોકમા ડુબી ગયો હતો તે ક્ષણવારમા સતીને પાછી આવેલી જોઇ ખુશીથયો.

એક વખતે શ્રીદેવી પોતાના મહેલમા એકલી બેઠી ધર્મના પુસ્તકો વાંચતી હતી, તેનુ રૂપ જોઇ કોઇ દેવ તે સ્થળે આવ્યા અને શ્રીદેવી પાસે આવી તેનો સંગ કરવાની ઇચ્છા કરી, દેવીએ તેને વિનયથી કહ્યુ હે દેવ, આપ દેવ હોવા છતા આવી પરસ્ત્રી સમાગમની બુદ્ધિ કરો તે અઘટીત

છે હું સતી છું. મારો પ્રાણ જાય તો ભલે પણ હું કદી પરપુરુષનો સંગ કરીશ નહિ. આવા તેના દઢ નિશ્ચયથી તે દેવ ત્યાંથી અદશ્ય થયો આવી સતી સ્ત્રીઓને ધન્ય છે.

---

# જેષ્ટા.

જેષ્ટા એ જૈનોના ૨૪ તીર્થંકર મહાત્મા શ્રી મહાવીર સ્વામીના મોટા ભાઇ નંદિવર્ધનની સ્ત્રી હતાં જેસ્ટાના પતિનુ નામ સિદ્ધાર્થ અને માતાનું નામ ત્રિશલા હતું. જેસ્ટા ઘણી સુંદર અને સદગુણી હતી. તેને નાનપણમાં જ તેના માબાપોએ ઉચ્ચ કેળવણી આપી હતી

નંદિવર્ધન જેવો સુયોગ્ય પતિ મળવાથી જેષ્ટાને ઘણો આનંદ થયો જેષ્ટા સદા પતિસેવામાં તત્પર રહેતી સાસુ સસરાની સેવા કરતી, જૈન ધર્મ પાળતી, તેના સ્નેહાળ સ્વભાવથી નંદિવર્ધનની તેના ઉપર અત્યંત પ્રીતી હતી. તેનુ સતીત્વ ભંગ કરવા એક દેવને ઇચ્છા થઇ તેથી તેણે અદશ્ય રીતે જેષ્ટાને હરણ કરી ઘોર અરણ્યમા લઇ ગયો અને ત્યા પોતાના દૈવી પ્રભાવથી અનેક લાવ લશ્કર સમૃદ્ધિ એકઠી કરી સતીને કહ્યું કે હું રાજા છુ તું અહી એકલી છુ, તારૂ રક્ષણ કરે તેવુ અહિ કોઇ નથી માટે મારી સાથે ચાલ અને મારા અપુર્વ વૈભવની સ્વામીની બની મારી રાણી થઇ સુખ ભોગવ.

જેસ્ટાએ તે વખતે તેને કહ્યું કે હે અધમ પુરુષ ! તુ તો શું પણ ઇન્દ્ર આવી તેની સર્વ સંપત્તિ મને આપી દે છતા પણ હું તે સંપત્તિથી લોભાઇ મારા પતિ સિવાય બીજા કોઇ પણ પુરૂષ સાથે સંગ કરૂં તેવી નથી, મારા મન તો મારો પતિજ ત્રણ લોકમા સૌથી શ્રેષ્ટ છે મારો પ્રાણ જાય તો ભલે પણ હું મારા શિયળને ભંગ થવા નહિ દઉં, મારા પતિ પ્રેમ આગળ હું ત્રણે લોકના વૈભવોને ધુળ તુલ્ય સમજુ છું આમ છતા પણ તે દેવ તે સ્ત્રી ઉપર બળાત્કાર કરવા માટે તેની પાસે ગયો. એટલે સતીએ ક્રોધ કરી કહ્યુ: દુસ્ટ દૂર રહે, જો તુ મારા ઉપર બળાત્કાર કરવા હાથ નાખીશ તો હું મારો પ્રાણ ત્યાગ કરી તેને સ્ત્રીહત્યા આપીશ, માટે દૂર

ખસ. આ પ્રમાણે સતીને તેના શીયળધર્મમાં દઢ જોઈ પ્રસન્ન થયો અને સતીને તેના સ્થાને મૂકી દઈ પોતે પોતાને સ્થાને ગયો.

નંદિવર્ધનને પોતાની સ્ત્રીના આવા સતીત્વની ખબર પડી એટલે તેને તેના ઉપર ઘણો સ્નેહ વધ્યો અને તે પછી પતિ પત્ની પોતાના ગૃહસ્થાશ્રમમાં સુખપુર્વક રહી ધર્મ, અર્થ, કામ અને મોક્ષની સિદ્ધિ સાધવા લાગ્યા.

જેસ્ટાએ પછી પાછલી અવસ્થામાં મહાવીર સ્વામી પાસે દીક્ષા લીધી હતી અને સ્ત્રીઓને બોધ આપવામાં પોતાનું બાકીનું આયુષ્ય આપ્યું હતું.

---

# દેવી જગદ્ધાત્રી.

જગદ્ધાત્રી એ દેવી છે એકવાર બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર વિગેરે દેવોએ વિચાર કર્યો કે આપણા સિવાય બીજા કોઈ દેવ નથી અને આપણેજ ઇશ્વર છીએ. આ વિચાર દેવી જગદ્ધાત્રીના જાણવામાં આવ્યાથી તેમને ઘણો ખેદ થયો. જેથી પોતે ઉગ્ર જ્યોતિ સ્વરૂપે બની દેવો પાસે ગયાં. અગ્નિ, વાયુ વિગેરે દેવો તે જ્યોતિ સ્વરૂપનો નિર્ણય કરી શક્યા નહિ, એટલે તેમણે પવનદેવને તેમની પાસે મોકલ્યા.

દેવીએ વાયુની પાસે એક તણખલું મુકીને કહ્યું કે તમે આ તરખલું ઉરાડો તો હું તમને ખરા દેવ ગણું વાયુએ ઘણું જોર કર્યું પણ તરખલું હતું ત્યાંથી ઉડયું નહિ એટલે તે પાછા ગયા, પછી અગ્નિદેવ ગયા તેમને દેવીએ કહ્યું. આ તરખલાને બાળો તો હું તમને ખરા દેવ ગણું અગ્નિએ તેને બાળવા પ્રયત્ન કર્યો પણ બાળી શક્યા નહિ

આમ સર્વ દેવો સામર્થ્યહીન થયા એટલે દેવોનું અભિમાન ઉતરી ગયું, તેઓ જ્યોતિર્મયી દેવીને પરમેશ્વરી ગણી પૂજવા લાગ્યા તેમને લાગ્યું કે: અમને સામર્થ્ય આપનાર પણ કોઈ બીજો ઇશ્વર છે ખરો ! આ દેવીને બંગાળામાં ઘણા માને છે તેને ચારભુજા, ત્રણ નયન, અને સિંહનું વાહન છે વસ્ત્રો લાલ અને શરીરે અલંકારો છે. આ જગદ્ધાત્રી દેવીએ પરમાત્માના મહિમાને વધાર્યો

સ્ત્રી પણ દેવીનું સ્વરૂપ છે, પુરુષોએ તેમનો અનાદર કરવો જોઇએ નહિ, પણ સદા તેને પ્રસન્ન રાખી તેમની મરજી સાચવવી જોઇએ જે

ઘરમા સ્ત્રી સદા ક્લેશી રહે છે, દુખી રહે છે તે ઘરમાંથી લક્ષ્મીજી પણ ત્રાસીને ચાલ્યા જાય છે. માટે દરેક પુરૂષે હમેશા સ્ત્રીઓના ઉપર સ્નેહ રાખી તેમને ખુશી રાખવી જોઇએ, તો જગદ્દાત્રી દેવી તેના ઉપર પ્રસન્ન થાય છે

# દેવ સેના.

દેવ સેના એ બ્રહ્માની પુત્રી હતા સાવિત્રી દેવસેનાની મા થાય. દેવસેના માતાને ઘણી મદદ કરતી તેનુ બીજુ નામ ષષ્ઠી હતુ. કાર્તિકેય સાથે દેવસેનાનુ લગ્ન થયુ હતુ. દેવસેના પતિસેવા કરવામા કુશળ, બાળકોને પાલન પોષણ કરી ઉત્તમ ઉપદેશ આપવામા પ્રવીણ હતા. કાર્તિકેય સદા તેમનાથી પ્રસન્ન રહેતા

દેવી સ્ત્રીઓ પણ પતિની સેવા સુશ્રુષા કરી પતિની મરજી સાચવવામાં તત્પર રહે છે, સતીનો ધર્મજ પતિ સુશ્રુષામાં છે તેને પતિ સિવાય બીજા કોઇપણ પરપુરુષ ઉપર પ્રીતિ હતીજ નથી. તે સદા પતિભક્તિમાં જ લીન રહે છે.

# દેવસ્મીતા.

ધર્મગુપ્ત નામના એક વણિકની પુત્રીનુ નામ દેવસ્મિતા હતુ દેવસ્મિતા રૂપાળી, ગુણવાન સુશીલ અને ધર્મિષ્ટ હતી. રામાયણ અને મહાભારતની કથા તે વાંચતી. તામ્રલિપ્તી નગરના એક મણિભદ્ર નામના યુવક સાથે દેવસ્મિતાનુ લગ્ન થયું હતું. બંને પતિપત્ની રૂપ ગુણમાં સમાન હતા. એક બીજા ઉપર અત્યંત પ્રેમ રાખતા.

દેવસ્મિતા પતિવ્રતા હતી, તે ભૂખ્યા તરસ્યાને અન્નદાન પણ આપતી તે આડોશીપાડોશી ઉપર સારો સદ્‌ભાવ રાખતી તે સ્હવારમા વ્હેલી ઉઠી સ્નાનાદિથી પરવારી સાસુને પગે લાગતી, દહાડો ઉગ્યા પહેલાં તો ઘરનુ વાસીકામ પરવારી લેતી. સાસુ સસરો પણ તેના કામકાજથી પ્રસન્ન રહેતાં.

કેટલાક વખત પછી દેવસ્મિતાનો સસરો મરી ગયો એટલે સાસુએ ઘર કામ છોડી દઇ પોતે ઘણો વખત ધર્મ કાર્યમા ગાળવા માડયો. પિતાના મરણથી મણિભદ્રને ધધા રોજગારની પણ ચિતા વધી, અને દેવસ્મિતાને માથે બધુ ઘરકામ માથે પડયુ. મણિભદ્ર વેપારમા કુશળ તો થયો હતો કેટલાક વખત પછી વધુ વેપાર ખેડવા મણિભદ્રને પરદેશ જવાની ઇચ્છા થઇ, દેવસ્મિતાને પતિ વિયોગ થવાની વાત જાણી લાગી આવ્યુ પણ તે સમજી કે પરદેશ ગયા વગર કાંઇ ધન મળે નહીં, માટે પતિને પરદેશ જવાની રજા આપી અને પ્રેમનુ સ્મરણ રહેવા મ તેએ એક બીજાની વીંટીઓ બદલી લીધી

મણિભદ્ર પરદેશ ગયો, પતિનો વિયોગ થવાથી દેવસ્મિતાએ અલકારોનો ત્યાગ કર્યો, સાદા વસ્ત્ર પહેરવા લાગી અને પુરસદે સાસુ પાસે જઇ ધર્મના પુસ્તકો વાચતી મણિભદ્ર કટાહ નગરમા જઇ વેપાર કરવા લાગ્યો. ત્યા તેને કેટલાક દુરાચારીઓ સાથે મિત્રતા થઇ તેમના સગે તે દારૂ વિગેરે પીઈ દુરાચારમા વળ્યો તેણે એક વખત પોતાની સ્ત્રીની વાત પોતાના મિત્રોને કરી કે મારી સ્ત્રીતો ઘણી ભલી અને સતી છે, આથી પેલા લોકોએ તેની સ્ત્રીની પરીક્ષા કરવાનો વીચાર કર્યો.

મણિભદ્રના દુરાચારી મિત્રો તેને તેના ઘરનુ ઠેકાણુ પૂછીને તેના ગામમા ગયા તેમણે ત્યા જઇ ધર્મશાળામા મુકામ કર્યો અને પોતાનું કામ સિદ્ધ કરવા કોઇ વૃદ્ધ સ્ત્રીને પૈસા ટકા આપી પોતાની સાગ્રીત બનાવી, જેથી તે સ્ત્રીએ તેમનુ કામ કરી આપવાની હા ભણી.

તે સ્ત્રી દેવસ્મિતાને ઘેર ગઇ, દેવસ્મિતાએ તેને તપસ્વની જાણી સારો સત્કાર કર્યો, તે વૃદ્ધ સ્ત્રીએ પણ ધર્મની વાતો કરી એટલે દેવસ્મિતા તેને ધર્મિષ્ટ સમજી, તે પછી દેવ સ્મિતાનો પ્રેમ જોઇ તે વારવાર તેને ઘેર જવા લાગી. બંનેને બહુ સબંધ વધ્યો એટલે તે સ્ત્રીએ એક વખતે દેવ સ્મિતાને તેની જુવાનીમા પતિ વિયોગનુ દુખ શી રીતે સહન કરી શકે છે એવુ પુછ્યુ. પણ દેવસ્મિતાએ તેની વાત ઉપર કાંઇ ધ્યાન ન આપ્યું. એક વખતે દેવસ્મિતા એકલી હતી તે જોઇ પેલી વૃદ્ધ સ્ત્રીએ પેલા દુરાચારી લોકોની તેને વાત કરી અને કહ્યું કેઃ તુ જુવાન છે અને મારે

ત્યાં દુર દેશના જુવાન વેપારીઓ આવ્યા છે તે તારા ઉપર ખુશી થયા છે માટે તુ તેમની સાથે સબંધ રાખીશ તો સુખી થઇશ.

દેવસ્મિતા અચાનક આવી વાત સાંભળી આશ્ચર્ય પામી, તેણે જાણ્યુ કે અત્યારે હુ એકલી છુ માટે તેમને સમજાવી રજા આપીશ તો ઠીક એવો વિચાર કરી તેણે કહ્યુ કે ઠીક હુ તમારી વાતનો વિચાર કરી કાલે જવાબ આપીશ આ પછી તે સ્ત્રીએ ધાર્યું કે. દેવસ્મિતા પલળશે તો ખરી, અને આપણું કામ પણ થશે

પેલી વૃદ્ધ સ્ત્રીના ગયા પછી દેવસ્મિતાએ તે વાત પોતાની સાસુને કહી, એટલે સાસુએ કહ્યુ કેઃ કાલથી એ રાંડને પેસવા દઇશ નહિ, દેવસ્મિતા પણ ચતુર હતી, તેણે વિચાર કર્યો કે એ હરામખોરાને સજા તો કરવી જ જોઇએ, જેથી તેમને પોતાને ત્યા બોલાવવાની સાસુપાસ રજા મેળવી. બીજે દિવસે પલી સ્ત્રી આવી એટલે દેવસ્મિતાએ તેને કહ્યુ કે ઠીક, તે લોકો- ને મારી પાસે લાવજો, હુ પુછીશ કે તે શા માટે મને મળવા માગે છે ?

દેવસ્મિતાએ પોતાના બે વિશ્વાસુ નોકરોને પોતાની પાસે રાખ્યા, બીજા દિવસે ગયા સુધી ગયા એટલે પેલી વૃદ્ધ સ્ત્રી પેલા ચારે યુવકને ત્યા તેડી લાવી તે એકે એકે ઘરમા પેઠા દેવસ્મિતાએ પોતાના નોકરોને તપા- વેલા લોઢાના કુતરાના પંઝા પાસે રાખવાની આજ્ઞા કરી હતી જેવો પહેલો એક જણ ઘરમા પેઠો કે તરત જ પેલા નોકરે તેના માથામા કુતરાના પંઝાનો ડામ દીધો અને રાતરે બીજી બારીએથી બહાર ફેંકી દીધો એવી રીતે ચારેને ડામ દઇ બારીએથી ફેંકી દીધા તે બધા શરમાઇને ચુપચાપ- રતોવઇ ત્યાંથી જતા રહ્યા

દેવસ્મિતાએ ત્રીજે દિવસે પેલી વૃદ્ધ સ્ત્રીને પોતાની પાસે બોલાવી ઘણી ધમકાવી અને કહ્યુ કે તુ આમ લોકોને છેતરવા માટે ભિક્ષુકીનો વેશ લઇ ફરે છે ? ઉપરથી ડોળ સાધુનો રાખી કુટણીનો ધંધો કરે છે ? પેલા ચાર જણને તો મે બરોબર શિક્ષા કરી છે, હવે તને શી શિક્ષા કરૂં કહે! તે સ્ત્રી બ્હીી ગઇ અને રડી પડી પણ દેવસ્મિતાએ એવી દુષ્ટ સ્ત્રીને તો બરોબર સજા કરવી જોઇએ એવુ જણાવી ધર્મશાળાના માલિકને બોલાવી તે સ્ત્રીની બધી વાત કહી દીધી જેથી તેણે પેલી વૃદ્ધ સ્ત્રીને રજા આપી.

બીજે દીવસે દેવ સ્મિતાને વિચાર થયો કે આ દુસ્ટો સપ કરી મારા

પતિને તો નહી સતાવે માટે મારે હવે પતિની તપાસ કરવી જોઇએ તેણે પોતાના પતિના ઘણા વખતથી સમાચાર નથી માટે તપાસ કરવા જવાની સાસુ પાસે રજા માગી, અને પતિને ઘેર તેડી લાવવાનુ જણાવ્યુ. એટલે સાસુએ તેને રજા આપી. જેથી દેવસ્મિતા પોતાની દાસીઓ સાથે પુરૂષનો વેશ લઇ પતિની શોધ કરવા કટાહ બંદરે ગઇ.

દેવસ્મિતાએ ત્યાં જઇ પતિની દુકાન પાસે એક મકાન ભાડે રાખી ત્યા રહેવા માડયુ ત્યાં મણિભદ્ર કુસગમા પડયો હતો પેલા ચાર મિત્રો પણ ત્યા આવ્યા હતા, તેમણે તેને તારી સ્ત્રી ખરાબ ચાલની છે એવી રીતે કહી કાન ભભેર્યા દેવસ્મિતાએ ત્યાની બધી હકીકત મેળવી પછી એક દીવસ રાજાની કચેરીમાં જઇ કહ્યુ કે મારા ચાર ગુલામો નાસીને અહિ સતાઈ રહ્યા છે. માટે આપ તપાસ કરીને તેમને મને સોપો તે વખતે ત્યા સૂરસેન કરીને ધર્મિષ્ટરાજા રાજ્ય કરતો હતો તેણે કહ્યુ કે તારા ગુલામોનુ નામઠામ નિશાન બતાવ એટલે તપાસ કરીએ

દેવસ્મિતાએ એ ચારેના નામ જણાવ્યા એ ચારે જણ ત્યાના ધનવાન પુરૂષોના પુત્રો હતા, એટલે પહેલા તો કોઇએ એની વાત માની નહી પણ તપાસ કરવા પેલા ચાર જણને બોલાવી મગાવ્યા પછી રાજાએ કહ્યુ કે: જેમને તું તારા ગુલામો કહે છે તે તો મારા રાજ્યના ધનવાન પુરૂષોના પુત્રો છે માટે તું એમનુ અપમાન કરીને ગુન્હેગાર ઠરે છે,

આથી દેવસ્મિતાએ વધુ પુરાવામા કહ્યુ કે આ ગુલામોના માથામા કુતરાના પઝાનુ ચિન્હ છે એ લોકોએ પાઘડીની નીચે તે ચિન્હ સતાડી રાખ્યુ છે માટે આપ એમની પાઘડી ઉતરાવી જુઓ એટલે મારી વાત ખરી ઠરશે, રાજાએ તે લોકોની પાઘડીઓ ઉતરાવી એટલે તે ચારે જણના કપાળમા કુતરાના પઝાના ચિન્હ જણાયા, આ જોઇ સભાજનો આશ્ચર્ય પામ્યા રાજાએ તેમને પૂછ્યુ કે તમારા કપાળમા આ ચિન્હો કયાથી ! તો પણ તે શરમાઇને કશો ખુલાશો કરી શકયા નહી, એટલે દેવસ્મિતાએ એ દુરાચારીઓના પાપની વાત બધી રાજાને કહી સભળાવી

રાજા ધર્મિષ્ટ હતો એટલે તેણે આ દુષ્ટોના અનાચારની વાત સાંભળી તેમને કેદની સજા કરી પણ તેમનાં માબાપોએ દેવસ્મિતાને પગે પડી ક્ષમા માગી એટલે તેણે રાજાને કહી તેમને માફી અપાવી રાજાએ દેવ-

સ્મિતાના પતિધર્મના વખાણ કર્યાં. તેણે તેને ધન અને અલકારો આપી તેનું સન્માન કર્યું.

મણિભદ્ર પોતાની સ્ત્રીનુ પરાક્રમ સાભળી પ્રસન્ન થયો, અને પોતાના દુરાચારી મિત્રોથી પોતે દુરાચારમા ફસાયો હતો તેથી પસ્તાવા લાગ્યો. આ પછી મણિભદ્ર અને દેવસ્મિતા ત્યાથી મળેલુ ધન વિગેરે લઈ પોતાના દેશમા ગયા. ઘેર ગયા પછી દેવ સ્મિતાનુ બુદ્ધિ ચાતુર્ય અને હિમ્મત જોઇ તેની સાસુ ઘણી ખુશી થઇ અને તેને ધન્યવાદ આપ્યો.

આવી સતી સ્ત્રીઓનુ સાહસ પણ જબરૂ હોય છે, ને દુરાચારમાં ફસાતી નથી પણ દુરાચરીઓને સજા કરી શકે છે, અને પોતાના પતિને સન્માર્ગે સ્થાપી શકે છે.

આવી રીતે સ્ત્રીઓ પોતે વિદ્વાન થઈ જગત્માં પુજ્ય બની શકે છે, પતિની સેવા કરી પવિત્ર જીવન ગાળી શકે છે, અત્યારે તો કેટલાક મા-બાપો સ્ત્રીઓને ભણાવવામા પાપ સમજે છે કહે છે કે 'ભણીને ક્યાં નોકરી કરવા મોકલવી છે?' આમ વિચારી છોકરીઓને કેળવવામા ઓછું લક્ષ આપે છે પુર્વે છોકરીઓને ભણાવી વિદ્વાન બનાવવામા આવતી. કેળવાયલી સ્ત્રી જ ઘરમાં સુખી રહી અન્યને સુખી બનાવી શકે છે

આપણે પણ ન ભણ્યા હોઇએ તો રોજ થોડો થોડો સમય કાઢી ઘેર અભ્યાસ કરી લખતા વાચતા આવડે તેટલુ તો ભણવુ જ જોઇએ, ભણેલાં હોઇએ તો સારા સારા પુસ્તકો વાચી જ્ઞાન મેળવી શકાય છે ત્યો બ્હેનો, હવે બધ કરીએ. જેટલુ જાણીએ તેટલું આચારમા મુકવુ જોઇએ, જ્યા સુધી આપણે જાણ્યા પ્રમાણે વરતીએ નહિ ત્યાં સુધી જાણેલું નકામુ છે.

---



## પ્રકરણ ૧૦ મું.

### સ્ત્રીઓનુ દૈવી જીવન.

નિયમ પ્રમાણે બીજે દિવસે ચન્દ્રકાન્તાને ત્યા સર્વ એકઠા થયા, એટલે ચન્દ્રકાન્તાએ સર્વની મરજી જાણી કથા શરૂ કરી.

'બ્હેનો, આજે તો આપણે સ્ત્રીઓ દૈવી જીવન શી રીતે ગાળી શકીએ તે કહેવાનો વિચાર રાખ્યો છે શાસ્ત્રમા સ્ત્રીઓને દેવીની ઉપમા આપેલી છે. જે સ્ત્રી સુશિક્ષીત, પતિસેવામા આનંદ માનનારી, પતિના સુખમા હિતબુદ્ધિ રાખનારી હોય છે તે પોતાના ઘરમા દૈવી જીવન ગાળી શકે છે. ગમે તેવી સ્થિતીમા રહેવા છતા પણ સ્ત્રીઓએ પતીના સુખે સુખી અને દુખે દુખી થવુ જોઇએ

જ્યા સ્ત્રીથી તેનો પતિ સતોષ પામે છે, અને પતીથી સ્ત્રી સતોષ પામે છે ત્યા હમેશા સુખ અને કલ્યાણ સધાય છે. પતીએ પોતાની સ્ત્રીને સતોષ આપવો, વસ્ત્રાભુષણો પોતાની સ્થિતી અનુસાર આપવાં પુરુષના સુખનો આધાર સ્ત્રી છે, જે ઘરમા સ્ત્રી હોય છે તે ઘરજ સુદર લાગે છે, પુરૂષને સ્ત્રી જેવુ સબધી બીજુ નથી, તે તેને સંકટ વખતે વિસામો આપનાર છે.

સ્ત્રી એ લક્ષ્મીદેવીનો અવતાર ગણાય છે, તે સંસારની જનેતા છે. સ્ત્રી થકી જ પ્રજા ઉત્પન્ન થાય છે, પ્રજાનુ પાલન કરવું, તેને યોગ્ય કેળવણી આપવી એ સ્ત્રીનુ કામ છે, પતિ બહાર ગામ જાય તો સ્ત્રીએ તેમને અપશુકન થાય તેવુ કશું બોલવુ નહિ, તે વખતે રડવુ નહી, પતિની ગેરહાજરીમાં સ્ત્રીઓએ શરીરે તેલાદિ ચોપડવાં નહી, ઘણા ઘરેણા પહેરી

ટાપટીપ કરવી નહી, પતિવ્રત ધર્મ પાળી નીતિથી રહેવુ. પતિની ગેરહાજરીમા સાસુ પાસે સુવુ, એકલાં સુવું નહી, આંખે મેશ આંજવી નહી. દાંત કાઢી હસવુ નહી, પરપુરૂષો સાથે બેસઉઠ ન કરવી, તેમની સાથે હાસ્ય વિનોદ કે મશ્કરી ઠઠ્ઠા ન કરવા. ગમે ત્યા એકલા જવુ આવવુ નહી, સાલ્લો એકલો કે ઘાઘરો એકલો પહેરી ફરવુ નહી, આવી રીતે શીયળનુ રક્ષણ કરી પતિને આવવાની વાટ જોવી

જે સ્રીની સાથે પુરૂષનું લગ્ન થાય છે, તે સ્ત્રીનામા તે પુરૂષના ગુણ આવે છે, જેમ સમુદ્રમા નદી મળે છે ત્યારે સમુદ્રના ગુણ નદીમા આવે છે તેમ પુરૂષના ગુણ સ્ત્રીમા આવે છે. હલકા કુળની સ્ત્રી હોય છતા જો તેને ઉચ્ચ સદ્‌ગુણી વર સાથે પરણાવવામા આવે તો તે વરના ગુણ તેની સ્ત્રીમા આવે છે

પતિ ઉપર અસાધારણ સ્નેહ રાખનારી સ્ત્રીમા પતીના ગના ગુણો આવે છે, પરસ્પરના વિરોધ ભાવ ટળી જાય છે, વિનયશાળી સ્ત્રીનો પતી ગમે તેવો કઠોર હશે છતા તે પતીના શુદ્ધ સ્નેહથી તેના ઉપર પ્રસન્ન રહે છે, અને એક બીજાના સ્વભાવ સરખા થતા બન્નેને સારૂં બને છે, અને સંસારના ખરા સુખને ભોગવી શકે છે.

પતિમા સ્નેહ રાખનારી સ્ત્રીને પતીના દોષ જણાતા નથી તેને દુરાચારમા પ્રીતી થતી નથી, પરપુરૂષો સાથે સ્નેહ બંધાતો નથી, તે તો પોતાની વ્હાલામા વ્હાલી વસ્તુ પતીને જ ગણે છે.

પતિની સાથે અણુગનાવ કરી સ્વતંત્ર હરવા ફરવાની ઇચ્છા રાખનારી સ્ત્રીઓ દુરાચારી થઇ શકે છે, સ્ત્રીઓએ પતિમા અત્યંત ભાવ રાખવો, સુજ્ઞ સ્ત્રીઓએ તો પતીનુ પુજન કરવુ, પતીનુ પુજન કરી તેમને નમન કરી, પતિને જમાડયા પછી જ જમવુ, આથી પતિ તરફ પુજ્યભાવ ઉત્પન્ન થાય છે અને પતિનો પોતાની સ્ત્રી ઉપર સ્નેહભાવ વધે છે

પુર્વે જે જે સતીઓ થઇ ગઇ છે તેમણે પતિ સેવા કરી પોતાનું નામ અમર કર્યું છે, પતિને જમાડી જમવુ, પતિ સુતા પછી જ પોતે સુવુ, પતિ ઉઠે તે પહેલા ઉઠવુ. પતિ ગુસ્સે થાય છતા સામુ ન બોલવુ, પતિ મારે છતાં તેના ઉપર રોષ કરવો નહી, પતિ બુમ પાડે તો ઘરના

સર્વ કામ પડતા મુકી પતિ પાસે જઇ હાજર થઈ જવું, પતિવ્રતા સ્ત્રીએ ઘરની બહાર ઓટલા ઉપર બેસવુ નહિ, છજામા કે બહાર બારીએ ઉભા રહેવુ નહી, પતી જે જે કામ કહે તે કામ આનદથી કરવા.

પતિવ્રતા સ્ત્રી પતિનું જમેલુ જમે છે, પતિનુ ખાધેનું ફળ ખાય છે પતિ આપે તેને મહાપ્રસાદ માની આરોગે છે, ઘરમા નકામુ ખર્ચ કરવું નહિ, પતિના આજ્ઞા વગર વ્રત, નિયમ, ઉપવાસ કે દેવદર્શન કરવા નહી, પીયેરમા પતિની આજ્ઞા લઈ જવુ, લગ્ન પ્રસગે કે નાત જાનમા પતિની આજ્ઞા હોય તો જ જવુ, કઇ પણ એકલા જવાની હઠ કરવી નહી

પતિને જયા બેઠા હોય ત્યાથી પોતાના કામ માટે બૂમ મારી પાસે બોલાવવા નહી, કામ હોય તો તેમની પાસે જઇ પુછી આવવુ ત્યા કોઇ અન્ય બેઠુ હોય તો પતિ જ્યારે આવે ત્યારે અથવા તો કઇ મિશ કાઢી પુછી લેવુ

જે સ્ત્રીઓ તેના પતિ સાથે કલેશ કકાશ કરતી હોય તેની સોબત કરવી નહી, વસ્ત્ર વગર નગ્ન થઇ ન્હાવુ નહી પતિનુ વચન ઉથાપવુ નહી, પતિનુ અપમાન કરવુ નહી ઘરમાં કઇ વસ્તુ ન હોય તો તેની બહાર વાત કરવી નહિ, સ્ત્રીએ તો પોતાના પતિના ચરણની સેવા કરવી એમા જ સર્વ દેવોની સેવા રહેલી છે એમ માનવુ, નાકે કાંટો, જડ કે વાળી પહેરવી, કાને લોળીયુ, એરીગ કે વાળીઓ પહેરવી, હાથે કકણ, ચુડી કે બગડીઓ પહેરવી, ચાલ્લો કરવો, પગે સાકળાં પહેરવાં, માથુ હમેશા ગુથવુ, નઠારી સ્ત્રીઓના સહીપણાં કરવા નહી, સામરીયાનુ ભુડુ બોલે તેની સોબત કરવી નહી.

પતિની સાથે જે રીસ ચઢાવે છે, પતિના સામુ બોલે છે, તેવી સ્ત્રીઓ દુરાચારી ગણાય છે. નકામી કોઈની નિદાકુથલી કરવી નહિ, કોઇ સાથે લઢવું નહી, ઉત્રાડા પડી હસવુ નહી, પતિને મેલી કદી પોતે જમવું નહી, પતિ બહારથી આવે ત્યારે ઉભા થઈ તેમને સન્માન આપવું, આસન આપવુ, પીવાનુ પાણી આપવુ, મધુર હાસ્ય વચનથી તેમને સતોષ આપવો.

સ્ત્રીને તેનો પતિ જે આપે છે તેટલું કોઇ આપી શકતું નથી, તેનો

માઇ કે બાપ પણ પતિ જેટલું આપી શકતા નથી પતિને જેમ સ્ત્રી આખી તેની થઈ રહે છે તેમ પતિની સર્વ મિલ્કત તેની પત્નીની બની જાય છે. પીયેરથી આવી તે પતિના ઘરની માલીક બની જાય છે, પતિ એજ સ્ત્રી-ઓનો દેવ છે, પતિની સેવા કરવામા જ સતીત્વ ધર્મ રહ્યા છે

પતિને તરછોડનારા સ્ત્રી ગમે તેટલા દાન કરે, પુન્ય કરે, દેવદર્શન કરે ધર્મ પાળે, તીર્થયાત્રા કરે પણ તે સર્વ પતિસેવા વગર નકામા છે. સતી પતિથી કદી પણ જુદી પડતી નથી, તે તો પતિની છાયા માફક રહે છે. પતિવ્રતા સ્ત્રીનુ સામર્થ્ય ઘણુ છે, તે સંકલ્પ માત્રથી ધારે છે તે કરી શકે છે.

ગમે તેવા ખરાબ, દુર્ગુણી કે નિર્ધન પતિને પણ પતિવ્રતા સ્ત્રી તો પરમેશ્વર માની પૂજે છે પતિથી ઉલટુ કદી પણ ચાલવુ નહિ, નીચ પુરુષો ધનની, વસ્ત્રાલંકારની લાલચ આપે છતા પણ લોભાવુ નહિ, પતિની ઝુંપડીમા જ આનંદ માનવો.

પતિ વગરની સ્ત્રી વિધવા સ્ત્રી અમંગળરૂપ ગણાય છે સ્ત્રીનું માન પતિને લઈને જ છે. રસ્તામા જતા વિધવા સ્ત્રી સામી મળે તો અપશુકન થાય છે, જ્યારે સધવા સ્ત્રી સામી મળે તો શુકન થાય છે માત્ર મનુષ્યને પોતાની મા વિધવા હોય તો તેની આશિષ લેવી એવું કહ્યુ છે સ્ત્રીએ કદી અહંકાર કરવો નહિ. પરપુરુષની સાથે કદી પણ સ્નેહ રાખવો નહિ જે સ્ત્રી શીયળવ્રત સાચવે છે તે સતી છે ગમે તેવા સંકટમા પડવા છતા પણ સ્ત્રી પરપુરૂષમા લોભાતી નથી

કોઈ દુરાચારી પુરૂષ પોતાના સામુ જુવે, સામુ જોઈ હસે, તો પણ સતી સ્ત્રી તેના સામુ જોતી નથી, પરપુરૂષ રુપાળો હોય, ધનવાન હોય, પોતાના ધનની લાલચ આપે છતા પણ સતી સ્ત્રીઓ લોભાતી નથી. પરપુરૂષ ગમે તેવો હોય, ગમે તો દેવ હોય છતા સતી સ્ત્રી તેથી લોભાતી નથી પતિની આજ્ઞા વગર કોઈને પણ કોઈ વસ્તુ આપવી નહિ પતિનું અહિત થાય તેવુ કદી કરવુ નહિ.

સતી સ્ત્રીએ પતિની મરજી પ્રમાણે ચાલવુ. ઘરમાં શોકય હોય છતાં તેના ઉપર દ્વેષ રાખવો નહિ કોઈના ઉપર દ્વેષ કરવો નહિ, કોઈની નિંદા

કરવી નહિ, પતિની મરજી વિરૂદ્ધ કાંઇ કરવુ નહિ, પતિના રોષને મન ઉપર લાવવો નહિ, મોટા ઘાટા પાડી બોલવુ નહિ, પતિવ્રતા સ્ત્રીને તેના પતિ જેવુ બીજું કોઇ વહાલું સગુ નથી, પતિ જેવુ કોઇ સુખ આપનાર નથી, પતિજ તેનુ સર્વસ્વ છે પતિ જો તેના ઉપર સ્નેહ રાખે છે તોજ તેને સુખ મળે છે.

ઘર સ્ત્રીનુ જ ગણાય છે જે ઘેર સ્ત્રીઓ ઉપર તેનો પતિ રાજી રહે છે, બે હળીમળીને ચાલે છે, એક બીજા સાથે કદી વિખવાદ કરતાં નથી તે ઘરમા જ સુખ હોય છે. જયાં સ્ત્રીઓ કંકાશ કરે છે, પતિના દુ ખથી ત્રાસી જાય છે, જ્યા સ્ત્રીઓ દુ ખથી ગડરડ કરે છે તે ઘર દુ ખમય છે. જેમ પતિવ્રતા સ્ત્રીએ પતિની સેવા કરવાની છે તેમ સુજ્ઞપુરૂષે પોતાની પત્નીને હરેક પ્રકારે સતોષવી જોઇએ જેને ત્યા સ્ત્રી ઉત્તમ ગુણવાળી હોય છે તેનુ જ ઘર સુખી નીવડે છે જયા સ્ત્રી પુરૂષને બનતુ નથી તે ઘર જન્મારા સુધી દુ ખી સમજવુ સ્ત્રી એ ઘરની શોભા છે, સ્ત્રીએ ઘર સભાળવુ, પતિને સુખ આપવુ અને બાળકોને ઉત્તમ શિક્ષણ આપવું જોઇએ. સ્ત્રીઓ લગ્ન કરી પીયેર ત્યજી પતિને ઘેર જઇ રહે છે. પતિના ઘરને પોતાનું ઘર માને છે, પતિને પોતાનો માની લે છે ઉત્તમ સ્ત્રી ઉપર જ પુરૂષના સુખનો આધાર છે તેમ સુજ્ઞ પુરૂષથી તેની સ્ત્રી સુખી થાય છે.

નાની છોકરીઓ કુવારી હોય છે ત્યા સુધી માબાપને ઘેર પીયેરમાં રહી વિદ્યા ભણે છે માના હાથ નીચે ઘરનુ કામકાજ શીખે છે તે પરણ્યા પછી સાસરે જાય છે, તેને જન્મ આપનાર માબાપથી જુદી પડે છે અને આખી ઉમ્મર પતિ સાથે સાસરામા રહી ગાળે છે. નાનપણમા સાસરૂં માને છે તેજ તેનુ ઘર થાય છે સાસરીમા જઇ ઘણી કુટીલ સ્ત્રીઓ પતિને વશ કરવા ઇચ્છે છે સાસરામા પોતાનુ ચલણ થાય એમ વર્તે છે. ઘણી તો પતિ પોતાના કબ્જામા રહે તે માટે યોગ્ય ઉપાયો કરે છે આવી સ્ત્રીઓ કુટીલ સમજવી

જે સ્ત્રીઓ પતિને ઘેર જઈ પતિને વશ કરવા માટે પોતે જ પતિને વશ થઇ જાય છે. પતિને પોતાના કબ્જામા રાખવા કરતા પોતેજ પતિની

કહ્યાગરી બને છે તે સ્ત્રીજ ઉત્તમ ગણાય છે. સાસરે જઈ સ્ત્રીએ પોતાના પતિની સાથે આનંદથી પ્રેમપુર્વક રહેવું. કદી પણ યંત્ર મંત્ર કે જંત્રથી પતિને વશ કરવાનો વિચાર કરવો નહિ, પણ પોતે પ્રેમથી પતિને વશ કરવા માટે પ્રથમ પતિને વશ થઈ જવુ, પતિ સેવાથી, પતિ આજ્ઞાનું પાલન કરવાથી, પતિથી વિરોધ ન કરવાથી, પતિને સર્વ રીતે સુખ આપવાથી પતિનો તેની સ્ત્રી ઉપર સ્નેહ વધે છે માટે જે રીતે પોતાનો પતિ રાજી રહે તેવુ વર્તન રાખવુ.

જે ઘરમા પતિ પત્ની પરસ્પર પ્રેમ રાખે છે, એક બીજાને જોઈ જેમનાં હૃદય સ્નેહથી ઉછળે છે તેજ દંપતી સુખી થઈ શકે છે તેમને જ સર્વ ભોગ ઐશ્વર્ય આવી મળે છે. પણ જ્યા એક બીજાના મન ઉંચાં થાય છે, એક બીજા ઉપર અપ્રસન્નતા થાય છે એક બીજાને બનતુ નથી ત્યા દરિદ્રતા પગ પેસારો કરી બંનેને દુઃખ આપે છે.

સ્ત્રીએ કદી પણ પતિની આજ્ઞા વગર તીર્થયાત્રા કરવા જવુ નહિ, સાધુ સંતોમા ભટકવું નહિ, દેવદર્શન કરવા રઝળવુ નહિ, પતિની મરજી પ્રમાણે સર્વ કાર્ય કરવુ કોઈ કામની હઠ કરી ઘરમા કંકાસ કરવો નહિ.

સ્ત્રીએ સાસરીમાં સાસુ સસરા વિગેરે પતિનાં સગાને પોતાના સગા માની વર્તવુ. કોઈ વાત પતિની મરજી વિરૂદ્ધ તેમને કહેવરાવવાની હઠ કરવી નહિ. સ્ત્રીને માટે તો પતિ સેવા, નિર્મળતા, ઉચ્ચ ચારિત્ર્ય, પવિત્રતા, સત્યતા, સુશીલતા એજ ઉત્તમ આભુષણો છે માટે વસ્ત્રાલંકારો મેળવવા પતિ સાથે હઠ કરી ઘરમા કંકાસ કરવો નહિ

પતિની સામુ બોલવુ નહિ, પતિની નિંદા બહાર કે ઘરમા કરવી નહિ. પતિની ગેરહાજરીમા પરપુરૂષનો સંગ ન કરવો. પતિની કામકાજની સઘળી વ્યવસ્થા સ્ત્રીએ રાખવી, પતિ જે રીતે પ્રસન્ન રહે તે રીતેજ વર્તવું. નિયમસર વર્તવુ, ઘરકામ કરવામા આળસ રાખવી નહિ, પતિને ગમે તેવા અપ્રિય વચન સંભળાવવા નહિ.

કદાચ કાંઈ ભૂલ થઈ હોય તો પતિ પાસે સાચુ બોલી માફી માગવી. ઘરની આબરૂ સાચવી ધંધો કરવો, ઘરની કાંઈ વાત ઉઘાડી પાડવી નહિ, પતિ સાથે અંતરનો પ્રેમ રાખવો, પતિને સુખ આપવાથીજ પોતે સુખ

માનવું. પતિ કદાચ અપમાન કરે, ગાળ દે, કે ગુસ્સે થાય છતાં સામું અપમાન કે ગુસ્સો ન કરવો પણ તે વાત ભુલી જઈ પતિ સાથે સ્નેહથી વર્તવું.

ઉઘાડુ શરીર રાખવુ નહિ, સાંકુ સતોમા ફરવુ નહિ, ઘરમા પણ ગમે તેમ લાજ શરમ મુકી હરવુ ફરવુ નહિ, ઝીણા અંગ દેખાય તેવાં વસ્ત્રો પહેરવા નહિ. પતિ સાથે ગુસ્સે થઇ કદી બોલવું નહિ, પતિને જે જે જરૂરનાં કાર્ય હોય તે કરવામા મદદ કરવી, પતિની આજ્ઞા થતાંજ ગમે તે કામ પડયુ મુકી પતિ આજ્ઞા પાળવા તત્પર રહેવુ.

પતિની કે સાસુ સસરાની કદી નિંદા કરવી નહિ, પતિને વશ કરવા કદી પણ જંત્ર મંત્ર કે તંત્ર કરવા નહિ. દવા ખવરાવવી નહિ. આથી ઘણી વાર પતિને હાની થાય છે અને સ્ત્રીઓનો જન્મારો બગડે છે, પતિના દોષ જોવા નહિ. તેનામા કદી કાઇ દોષ હોય તો તે પ્રેમથી સુધરાવવા પ્રયત્ન કરવો સ્ત્રીએ સદા પતિની દાસી થઇ રહેવુ પતિની સાથે એક બની જઇ તેમય થઈ જવુ.

પતિવ્રતા સ્ત્રી તો પતિની ઇચ્છા એજ તેની ઇચ્છા છે પતિનો હુકમ માનવામા જ કર્તવ્ય સમજે છે પતિને સુખ આપવામા જ સુખ માને છે અને પતિને ખુશી રાખવા યત્ન કરે છે પતિના સદ્ગુણો સ્ત્રીમા આવે છે તેથી પતિની તેણે ઉપાસના કરી પ્રસન્નતા મેળવવી.

પતિ અને પત્ની અંતઃકરણના પ્રેમથી બંધાઈ જાય છે. ઉપર ઉપરનો પ્રેમ નકામો છે

પતિ એ પોતાની સ્ત્રીને મરજી સાચવવા યત્ન કરવો, ભવિષ્યના સુખનો આધાર સ્ત્રી ઉપર છે એમ માની વર્તવુ એક બીજા વચ્ચે કલેશ થાય તેવુ વર્તન ચલાવવુ નહિ. પત્નીને સારે માર્ગે ચઢાવવી, તેને સદ્ગુણી બનાવવી, ઉંચી કેળવણી આપવી એ તેનું કામ છે કદાચ સ્ત્રી ઉગ્ર સ્વભાવની મગી હોય તો તેને સ્નેહથી સુધારવી પત્નીનુ માની માબાપનો વિરોધ કરવો નહિ કે માબાપનુ માની પત્ની સાથે કલેશ કરવો નહિ. પણ બંનેનો વિખવાદ મટે તેવો યત્ન કરવો.

પતિને દુઃખમાં ધીરજ આપી દુઃખનો ત્યાગ કરવા, પ્રયત્ન કરે

સલાહ આપવી તે તેનું કામ છે સ્ત્રી ધારે છે તો તે પોતાના ઘરમાં આનંદને વર્તાવી શકે છે. તે ધારે છે તો કલેશને વધાર્યા કરે છે. ઘરમાં સુખદુઃખનો આધાર સ્ત્રીઓની વર્તણૂક ઉપર છે.

ઉત્તમ સ્ત્રીઓએ તો પોતાના ઘરમાં સર્વે કોઈ દૈવીજીવન ગાળી આનંદનો અનુભવ કરતા થાય તેમ કરવું જોઈએ. સર્વ સાથે સંપથી રહેવું ક્રોધનો ત્યાગ કરવો, શાંત અને આનંદી રહેવું. આપણા પ્રતિ દ્વેષ કરનાર ઉપર પણ ઉપકાર કરવા ચૂકવું નહિ. સ્ત્રી એ ઘરની મુખ્ય માણસ ગણાય છે તે જો સુધરેલી હોય છે તો ઘરનાં બીજાં માણસોને તે સુધારી શકે છે. પૂર્વે ઘણી સતીઓ થઈ ગઈ છે તેમણે પતિસેવા કરી દૈવીજીવન ગાળ્યું હતું આપણે પણ જો આપણા ગૃહસ્થાશ્રમને સુખી અને આનંદી બનાવવો હોય તો દૈવીજીવન ગાળવું જોઈએ.

---

# સતી–શંકર

સતી એ બ્રહ્માના પુત્ર દક્ષપ્રજાપતિની પુત્રી હતા. તેમને મહાદેવજી વેરે પરણાવ્યાં હતા તેમની માતાનું નામ પ્રસૂતી હતું સતી પતિસેવા કરવામાં પોતાને ધનભાગ્ય માનતા. એક વખતે નૈમિષારણ્યમાં પ્રજાપતિઓએ મોટો યજ્ઞ આરંભ્યો હતો તે વખતે દક્ષપ્રજાપતિ ગ ા ત્યારે સર્વ દેવોએ ઉભા થઈ તેમને માન આપ્યું પણ મહાદેવજી અને બ્રહ્મા ઉભા થયા નહિ. બ્રહ્મા તો જાણે તેમના પિતા હતા એટલે કાંઈ ન લાગ્યું પણ શંકર જમાઈ થઈને ન ઉઠયા અને પોતાનું અપમાન કર્યું જેથી તેમણે ગુસ્સે થઈ શાપ આપ્યા કે. 'બ્રહ્મા, વિષ્ણુ અને ઇન્દ્ર વિગેરે દેવો સાથે હવે પછી યજ્ઞોમાં શંકરને ભાગ મળવો ન જોઈએ " આ સાંભળી શંકર ગુસ્સે ન થયા પણ તેમના નંદીશ્વર વિગેરે ગણોને ગુસ્સો થયો અને બોલવા લાગ્યા. લડવાડ વધી પડી અને તેથી શંકર અને દક્ષપ્રજાપતિ વચ્ચે વધુ બોલાબોલી થઈ બને ગુસ્સે થઈને ત્યાંથી ચાલ્યા ગયા.

શંકરનું દક્ષપ્રજાપતિએ અપમાન કરવાથી સતી દેવીએ પોતાના બાપને ત્યાં જવાનું બંધ કર્યું. તેમણે પોતાના પતિનું અપમાન એ પોતાનું

જ અપમાન માનીને બાપનો ત્યાગ કર્યો સતી સ્ત્રીઓ પોતાના પતિ કરતાં કોઇને પણ વધારે ગણતી નથી. પછી તે બાપ હોય કે ભાઇ હોય સતીને પોતાના બાપ ઉપર રીશ ચઢી. તેમણે પતિ ચરણમા ચિત્ત જોડી પતિને આનદમા રાખવા તેમની સેવા કરવા માંડી. દક્ષે પણ છોકરી તો સાસરે સારી એમ ગણી સતીને પીયેરમા તેડી નહિ. આમ કેટલોક વખત ગયા પછી સતીએ એક વખત દેવો અને દેવાગનાઓને વિમાનમાં બેસી જતા જોયા, તેથી તે કયા જાય છે તે જાણવા કૈલાસ ઉપર ગયા, તે વખતે નારદજી ત્યાં આવી ચઢયા તેમને સતીએ કહ્યુ કે ' તમે બધા ક્યાં જાઓ છો. '

આ સાભળી નારદે હસીને કહ્યુ કે ' ઓહો ! તમે શુ જાણતાય નથી કે ? તમારા પિતા દક્ષપ્રજાપતીને બ્રહ્માએ પ્રજાપતિઓના ઉપરી નીમ્યા તેની ખુશાલીમા તેમણે મોટો યજ્ઞ કરવા માડયો છે, ત્યાં સર્વે જાય છે. તે તમને ભૂલે એવા તો નથી ! આવે વખતે સર્વને તેમણે કકોત્રીઓ લખી તેડાવ્યા છે ને દીકરી જમાઇને ન તેડાવે એવુ તો ન બને ! કદી નોકરોને હાથે કામ લેતા ભુલ થઇ ગઇ હશે ? કદાચ તમને આમંત્રણ ન મળ્યુ હોય તો શુ થઇ ગયુ ? બાપને ત્યાં યજ્ઞ મહોત્સવ છે અને તમે જાણ્યા છતા ન જાવ તે પણ ખોટુ ! બાપને ત્યા જવુ એમા વળી તેડા શા?'

આ સાભળી સતીએ કહ્યુ ' હે હુ તો કાઇ જાણુતી નથી બલ્યુ કંકોત્રી વગર તો કોણ આવે ?" આ સાભળી નારદે કહ્યુ કે " એવુ તે થાય કે, તમારા આવ્યા વગર ચાલે કે ? કયા પારકે ઘેર જવુ છે કદી તેમની ભુલ થઇ ગઇ હશે, પણ નહિ આવો તો તમારૂ ખોટુ દેખાશે. આ સાભળી સતીને પોતાના બાપને ત્યાં જવાનુ મન થયુ તે પછી નારદ વીણા વગાડતા ચાલ્યા ગયા, અને સતી પુષ્પ વીણી પોતાના પતિ શકર પાસે જઇ કહેવા લાગ્યા કે. " હે પ્રભો ! મારા પિતાને ત્યા મોટો યજ્ઞ થાય છે જેથી ત્યા બધા દેવા વિગેરે જાય છે માટે આપણે પણ જવુ જોઇએ."

આ સાભળી શકરે કહ્યુ " દેવી, ત્યા જવાને હરકત નથી પણ આપણને આમત્રણ નથી." આ સાભળી સતીએ કહ્યુ કે "એમ બને કે ? આમત્રણ નથી તો ભલે, પરન્તુ આપણે ગયા વગર તે ચાલે ? તે ઘણા કામમા ભૂલી ગયા હશે ! આપણે તો ત્યા જઇ સારૂ દેખાડવુ જોઇએ." શકરે કહ્યુ કે "ભૂલ તે થાય કે ? જેણે બધા દેવોને આમત્રણ મોકલ્યા,

તેમાં ભૂલ ન થઈ અને દીકરી જમાઈને તેડાવવામાં ભૂલ થાય કે? વગર તેડાવ્યે જઈએ તો અપમાન થાય અને દેવોની રૂબરૂમાં માન જાય. માટે તમારે જવુ હોય તો ભલે જાવ પણ હુ તો નહિ જ આવુ."

આ પ્રમાણે પતિની આજ્ઞા મળતા સતી વગર આમત્રણે પિતાને ત્યા ગયાં, શંકરને ખબર હતી કે દક્ષે જાણી જોઈને આમત્રણ મોકલ્યું નથી જેથી તેનુ અપમાન થવાનુ છે. તેથી તેમણે સતીની સાથે નદી વગેરે ગણોને મોકલ્યા હતા સતી વગર નોતરે બાપને ત્યા ગયા તો ખરાં પણ તેમને ત્યાં કોઈએ બોલાવ્યા નહિ. પોતાની માએ પણ બોલાવ્યા નહિ તેથી તે ઘણા દિલગીર થયા પતિના ના કહેવા છતા પરાણે બાપને ત્યાં પણ કોઈએ આવકાર ન દેવાથી તે યજ્ઞ મડપમા પોતાના બાપ પાસે ગયા. પિતાએ પણ તેમને સ્નેહથી બોલાવ્યા નહિ વળી ત્યાં સર્વ દેવોની સાથે યજ્ઞમંડપમા શંકરનુ સ્થાપન પણ કરેલુ જોયું નહિ તેથી તેમને ઘણો ક્રોધ થયો તેમણે ગુસ્સે થઈ પોતાના બાપને કહ્યું કે "મને ધિક્કાર છે કે મારા પતિના ના કહેવા છતા વગર તેડે અહિ બાપને ત્યા આવી જ્યાં પતિનુ માન સચવાતુ ન હોય ત્યા સતી સ્ત્રીઓએ જવુ ન જોઈએ? પછી ભલે તે બાપ હોય કે ભાઈ હોય! અહિ મારા પતિનું સ્થાપન પણ કરેલુ જોવામા આવતુ નથી હું અહિ આવી તે પણ મને હિણપદ લગાડનાર છે! જ્યાં પતિનું અપમાન, ત્યા પતિવ્રતા સ્ત્રી ઉભીજ કેમ રહી શકે? તમારા આવા યજ્ઞમા આગ મુકાજો" આવી રીતે સતીએ ગુસ્સે થઈ પોતાના પતિનુ અને પોતાનુ અપમાન કરનાર બાપને શાપ દીધો. તરતજ યજ્ઞમા આગ લાગી અને યજ્ઞમા ભગાણુ પડ્યું. સતીએ પોતાના ગણો સાથે પતિને કહેવરાવ્યુ કે "આ સઘળી વાત મારાવતી ત્યા જઈ શંકરને જણાવજો. હવે હુ જીવી શકીશ નહિ, હુ પણ અગ્નિમા પડી મરું છુ" આમ કહી પતિના અપમાનથી ગુસ્સે થઈ સતી ત્યાંજ બળી મર્યા.

આ પ્રમાણે પતિવ્રતા સ્ત્રીઓ પોતાના પતિનુ અપમાન સહન કરી શકતી નથી પતિના ના કહેવા છતા સતી બાપને ત્યાં ગયા તો ત્યાંજ તેમને બળી મરવુ પડ્યુ. માટે દૈવીજીવન ગાળનારી સ્ત્રીઓ તો પતિની આજ્ઞાનું

હંમેશાં પાલન કરે છે. પતિના ના કહ્યા છતા જે કામ કરે છે તેને પાછળથી સતીની માફક પસ્તાવુ પડે છે.

---

## પાર્વતી

સતી બીજે અવતારે હિમાલયને ત્યાં પુત્રી રૂપે અવતર્યા અને તેમનુ નામ પાર્વતી રાખવામાં આવ્યુ, તે નાનપણથીજ રૂપાળા અને મનોહર હોવાથી માબાપને પ્રિય થઇ પડયા હતા, માબાપે તેમને પતિવ્રતા સ્ત્રીને યોગ્ય કેળવણી આપી ઉછેર્યા. પાર્વતી પરણવા યોગ્ય થયા પણ તેમને લાયક વર ન મળવાથી તેમના માબાપ ચિંતા કરવા લાગ્યા, તે વખતે નારદ આવી પહોચ્યા. તેમને પાર્વતીના લગ્ન વિષે પુછતા તેમણે કહ્યુ કે. "તમે શા માટે ચિંતા કરો છો ? ઉમા એ કોઇ મનુષ્ય નથી પણ દેવીનો અવતાર છે. માટે તેમને સવથી શ્રેષ્ટ વર મળશે, તેમની પાસે યોગ્ય વ્રતો કરાવરાવો." આ પછી નારદ ચાલ્યા ગયા

પાર્વતીનું બીજુ નામ ઉમા હતું તે સમજણાં થયા એટલે તેમણે પોતાની મા મેનારાણીને કહ્યુ કે. "મા, મારે વનમાં જઇ તપ કરવુ છે. માટે વનમા જવાની રજા આપો," મેનારાણીએ કહ્યું કે. "તુ કોમળ પુષ્પ જેવી વનમાં જઇ એકલી શી રીતે તપ કરીશ. આપણે ઘેરજ રહીને તારે જે કરવુ હોય તે કર" પણ ઉમાએ માન્યુ નહિ તેનો આગ્રહ જોઇ તેમણે તેને વનમા જવાની રજા આપી, જેથી ઉમા પોતાની જયા અને વિજયા બે સખીઓને લઇ વનમા જઇ તપ કરવા લાગ્યા

કેટલોક કાળ ગયા પછી તેમને તપમા દૃઢ થઇ બેઠેલા જોઇ શંકર ભગવાન વૃદ્ધ બ્રાહ્મણનુ રૂપ લઇ તેમની પાસે આવ્યા. તેમણે ઉમાને તપ કરતી જોઇ પૂછ્યુ કે "હે કન્યા ! શા માટે તુ આવા કઠિન તપ કરે છે ? આવા તપથી સ્વર્ગ મળવુ મુશ્કેલ છે તારા જેવી રૂપવાન કન્યાએ આવુ ઉગ્ર તપ શા માટે કરવુ પડે છે ?" આ સાભળી ઉમાએ કાંઇ જવાબ ન આપ્યો. ત્યારે તેમની દાસી જયા અને વિજયાએ કહ્યું કે: મહારાજ ! તે તો શંકર ભગવાનને વરવા માટે તપ કરે છે કહો વારૂ, શંકર તેને મળશે કે કેમ ? આ સાભળી બ્રાહ્મણના રૂપમા આવેલા શંકરે કહ્યુ

કે " હે, શું એ શંકર માટે તપ કરે છે ! અરે ભગવાન, એ શંકરમાં તે તેણે શું દીઠું ? તે તો શરીરે ભસ્મ ચોપડી, ગળે સાપ નાખી, વાઘનું ચામડું પહેરી જૂનોમાં ફર્યા કરે છે, એવા શંકરને આવી રત્નરૂપ કન્યા શું જોઇને વરવા વિચાર કરતી હશે ' ઉમા, તું તો ઐરાવત હાથી ઉપર સ્વારી કરવા લાયક છે તે પોઠીયા ઉપર શી રીતે બેસાશે ? આવું તમારૂં રૂપ તે ભસ્મ ચોપડેના શંકર પાસે સ્મશાનમાં શી રીતે શોભશે ? " આ સાંભળી ઉમાએ કહ્યું ' મ્હારાજ ! મહેર કરો, હું તમારૂં માગણાં માનતી નથી, માટે આવ્યા હો ત્યાં પાછા જાવ. "

શંકરે પાર્વતીની કસોટી કરી જોઇ તેમને મક્કમ જોઇ તરત જ પોતે બ્રાહ્મણનું રૂપ બદલી શંકરનું રૂપ ધારણ કર્યું ઉમા શરમાઇ ત્યાંથી ઉઠી ચાલવા લાગી ત્યાં શંકરે તેનો હાથ પકડી કહ્યું કે " હવે જવાય કે ? " ઉમા ઉભા રહ્યા અને નીચું મુખ રાખી શરમાઇ મનમાં ને મનમાં હસવા માંડ્યું " શંકરે જયા અને વિજયાને કહ્યું, ' હું પ્રસન્ન થયો છું. જાવ ઘેર જઇ લગ્નની તૈયારી કરાવો " આમ કહી શંકરે ઉમાનો હાથ મુકી દીધો, ઉમા હર્ખાતી હર્ખાતી, ઘડી ઘડી પાછું જોતી શરમાતી શરમાતી સખીઓ સાથે ઘેર ગઇ ઉમાના બાપ હિમાલયે લગ્નની તૈયારી કરી અને દેવો સાથે શંકર પરણવા આવ્યા. બંનેના લગ્ન ધામધુમથી થયાં. પછી પહેરામણી આપી શંકર પાર્વતીને વળાવ્યાં.

પાર્વતીએ પતિ સાથે કૈલાસમાં જઇ ગતજન્મમાં બનેલી દક્ષવાળી વાત માટે પોતાના પતિ શંકર પાસે ક્ષમા માગી. શંકરે ક્ષમા આપતાં કહ્યું કે " પ્રિયે ! પતિવ્રતા સ્ત્રીઓને તો પતિ એ જ સર્વસ્વ છે પતિને પરમેશ્વર માનીને જે સ્ત્રીઓ પતિને સુખી કરે છે તેમને ધન્ય છે, આ પછી પાર્વતીજી ગત જન્મમાં કરેલી પ્રતિજ્ઞા પ્રમાણે નવો અવતાર ધારણ કરી ઉગ્ર તપ કરી પોતાના પતિ શંકરને વર્યાં. સ્ત્રીઓનું પોતા પતિ ઉપર આવું હેત હોવું જોઇએ. પતિ એજ પોતાનું સર્વસ્વ માનવું જોઇએ. પતિની અવગણના કરનાર ભલે પિતા હોય કે ભાઇ હોય છતાં પણ તેનો ત્યાગ કરી સતીની માફક પતિ ભક્તિ બતાવી આપવી જોઇએ.



# લક્ષ્મીજી—શ્રીવિષ્ણુ

લક્ષ્મીજી એ ભગવાન વિષ્ણુના પત્ની છે જ્યારે અમૃત માટે દેવો અને દાનવોએ સમુદ્રનું મંથન કર્યું ત્યારે તેમાથી લક્ષ્મીજી નીકળ્યા હતાં. તેમને સર્વ દેવોએ વિષ્ણુની સાથે પરણાવ્યા, લક્ષ્મીજી સ્વરૂપવાન, ગુણવાન અને નમ્ર હતા. પતિ સેવા કરવી એજ સ્ત્રીઓનુ કર્તવ્ય છે એમ માનતા લક્ષ્મીજી હમેશા પોતાના પતિની આજ્ઞાનુસાર રહી પતિસેવા કરવામા ધન્ય ભાગ્ય માનતા. જ્યારે પૃથ્વીનો ભાર ઉતારવા વિષ્ણુ ભગવાન પૃથ્વી ઉપર અવતાર ધારણ કરે છે ત્યાર લક્ષ્મીજી પણ અવતાર ધારણ કરી તેમના પત્ની તરીકે રહી પતિસેવા કરી અન્ય સ્ત્રીઓને અનુકરણ કરવા યોગ્ય ચરિત્ર મુકી જતા, જ્યારે દેવોને પોતાના જાલંધર રાક્ષસ સાથે યુદ્ધ થયુ અને તે કોઇનાથી ન જીતાયો સર્વ દેવોને રંજાડવા લાગ્યો ત્યારે તેનુ મરણ શાનાથી છે તે પુછવા શ્રી વિષ્ણુ ભગવાને લક્ષ્મીજીને મોકલ્યા હતા. લક્ષ્મીજી જાલંધરની બેન હતા, જાલંધર પણ સમુદ્રમાથી ઉત્પન્ન થયો હતો. પોતાના પતિનુ સંકટ ટાળવા, પતિની આજ્ઞાનુ પાલન કરીને તેમણે પોતાના ભાઇનુ મોત શાથી છે તે પીયેર જઇ પોતાની ભાભી વૃંદા પાસેથી જાણીને પતિને કહ્યુ

પતિનું સંકટ ટાળવા પોતાના ભાઇ જાલંધરનુ મોત જાણી લાવવાનુ કામ લક્ષ્મીજીએ કરી પતિભક્તિની હદ ગણાવી છે, તે જાણી વિષ્ણુ ભગવાને છળ કરી જાલંધરની પત્ની વૃંદાને છળી તેના પતિવ્રતનો ભંગ કર્યો અને તેથી રણમા જાલંધર દેવોને હાથે મરાયો આમ પોતાના ભાઇને મારવા વિષ્ણુએ છળ કર્યા છતા પણ લક્ષ્મીજીએ પોતાના પતિ ઉપર રોષ કર્યો નહિ. અને પતિ ઉપર અણગમો ન આણ્યો, આનુ નામ તો પાત ભક્તિ.

પૃથ્વી ઉપર શ્રી વિષ્ણુએ રામનો અવતાર લીધો ત્યારે પોતે સીતાજી રૂપે અવતરી પતિસેવા કરી હતી. શ્રીકૃષ્ણનો અવતાર લીધો ત્યારે તેમણે રૂક્ષ્મણી રૂપે અવતાર ધરી પોતાના પતિની સેવા કરી હતી જ્યારે જગતનો લય થાય છે ત્યારે શ્રીવિષ્ણુ ભગવાન ક્ષીરસાગરમાં શેષનાગના ઉપર શયન કરે છે. તે વખતે લક્ષ્મીજી તેમની પાસે બેસી તેમના પગ પોતાના

ખોળામાં લઇને ચાપ્યા કરે છે, અને આવી રીતે પતિસેવા કરી પોતાની પતિભક્તિ રૂપ ઉત્તમ ધર્મ બજાવે છે.

આવી દેવી સ્ત્રીઓનાં જીવનનું પણ અનુકરણ કરી સ્ત્રીઓને ઘણું જાણવાનું છે, આપણે તો સ્હેજસાજ બાબતમા આપણા ભાઇ કે આપનું જો પતિ અપમાન કરે તો પતિની સાથે રોષણા માંડીએ છીએ પીએરને વ્હાલું ગણી સાસરાને અકારૂં ગણીએ છીએ આપણે તો લક્ષ્મીજી અને પાર્વતી જેવાં થવું જોઇએ. તેમની પતિ સેવાથી અત્યારે આપણે તેમને પુજીએ છીએ.

# સરસ્વતી.

સરસ્વતી એ બ્રહ્માના પુત્રી હતા તેમની માનુ નામ સાવિત્રી હતુ. માતાએ પોતાની પુત્રી સરસ્વતીને નાનપણમા વિદ્યાદાન આપી જ્ઞાની બનાવી હતી. તે ઉત્તમ ગુણવાળા અને રૂપાળા હતા તેમણે લગ્ન ન કરતાં જન્મારો કુવારાં રહી જગતમા સસ્કૃત ભાષા અને સગીત વિદ્યાને ઉત્પન્ન કરીને સર્વને તેનો લાભ આપ્યો. ગણીત, મુળાક્ષરો, વ્યંજન વિગેરે તેમણે બનાવી વિદ્યાનો ફેલાવો કર્યો છે, જેથી આજે સરસ્વતી એ દેવી તરીકે સ્થળે સ્થળે પૂજાય છે

દર વર્ષે વેપારીઓ પોતાના ચોપડામા દીવાળીને દિવસે તેમનું પૂજન કરે છે. કવિયો, લેખકો, વિદ્વાનો સર્વે પ્રથમ સરસ્વતીને વદન કરી પોતાના કામનો આરભ કરે છે.

તે હિંદુસ્થાનમા સરસ્વતી નદી રૂપે પણ પૂજાય છે. તેમા લોકો સ્નાન કરી પાપનુ નિવારણ કરે છે આવી દેવી સ્ત્રીઓ વિદ્યામા કેટલી નિપૂણ હતી તે તેમના દષ્ટાંતથી જણાય છે.

---

# ઇન્દ્રાણી—શચી—નહુષ.

પૂર્વે પુલોમરાજાને શચી નામની પુત્રી હતી. તેનું લગ્ન દેવોના રાજા ઇન્દ્ર વેર કર્યું હતું. શચી સ્વરૂપ સૌન્દર્યમાં શ્રેષ્ટ હતી, તેનામાં સદ્ગુણોમાં ખામી નહોતી. નિરંતર પતિ સેવા કરવામાં આનંદ માનતી.

તે નીતિ કુશળ અને વિદ્વાન હતી દેવો અને દાનવો વચ્ચે વારવાર યુદ્ધ થતું તેમાં શચી ઇન્દ્રને ઘણી ઉપયોગી સલાહ આપતી, એક વખત દૈત્યોનો પક્ષ લઇ વૃત્રાસુર દેવો સાથે લડવા આવ્યો તેમાં ઇન્દ્રે તેને મારી નાખ્યો, વૃત્રાસુર બ્રાહ્મણ હતો તેથી ઇન્દ્રને બ્રહ્મહત્યા લાગી અને તે તેની પાછળ પડી. ઇન્દ્ર તેને પાછળ પડેલી જોઇ કીડાનું રૂપ લઇ માનસરોવરમા જઇ તે કમળના નાળમાં છુપાઇ ગયો. જેથી ત્યાં પેલી બ્રહ્મહત્યા જઇ શકી નહિ.

ઇન્દ્રના નાસી જવાથી ઇન્દ્રાણી પતિ વિયોગથી દુ:ખી થઇ રડકળ કરવા લાગી. દેવો તેને ઘણુ આશ્વાસન આપતા પણ તેને ધીરજ રહી નહિ. આ વખતે નહુષ કરીને એક રાજા સ્વર્ગમા ઇન્દ્ર થવા માટે તપ કરતો હતો તેનું તપ સિદ્ધ થવાથી દેવોએ તેને ઇન્દ્ર તરીકે સ્વર્ગના સિ-હાસન ઉપર બેસાડયો તેણે રાજ્ય મળ્યા પછી ઇન્દ્રાણીને જોઇ તેથી તેનું મન લેભાયુ તેની દાનત બગડી અને શચીને કહેવરાવ્યુ કે 'હવે તો હું ઇન્દ્ર થયો છુ માટે મારી રાણી થઇને સુખ ભોગવ હવે કઇ તારો પતિ ઇન્દ્ર અહિ આવવાનો નથી એ તો કુવાય પડયો હશે!'

શચી પતિવ્રતા હતી તેથી અન્ય પુરુષમા આસક્તિ રાખે તેવી નહોતી તેણે તેને કહેવરાવ્યુ કે "હુ પતિવ્રતા છુ મારા પતિમા ઇષ્ટબુદ્ધિ સ્થાપીને રહેનારી છુ મરણ કરતા પણ શીયળને વધુ કિમતી ગણુ છુ, માટે તમારી લાલચથી હું લોભાઉ તેમ નથી પારકી સ્ત્રી સાથે લગ્ન કરવા ઇચ્છતાં શરમાતા નથી?" આ સદેશો સાભળી નહુષ ઘણો ગુસ્સે થયો અને ફરી કહેવરાવ્યું કે. "તને મારી પત્ની થવામા જ લાભ છે હુ ઇન્દ્ર છુ તો તારે ઇન્દ્રાણી તરીકે મારી પટરાણી થવુ જ જોઇએ" આમ છતા જ્યારે શચીએ ન માન્યું ત્યારે તેણે તેના ઉપર બળાત્કાર કરવાનો નિશ્ચય કર્યો

આથી ઇન્દ્રાણી દેવોના ગુરુ બૃહસ્પતિની પાસે ગઇ અને નહુષથી શી રીતે બચવુ તે પૂછવા લાગી તે વખતે તેમણે તેને ધીરજ આપી પોતાનો આશ્રય આપ્યો. આ જાણી ઇન્દ્ર નહુષ ક્રોધે ભરાયો અને તેણે તેમને શચીને પોતાને સોપી દેવા કહ્યું તેમણે તેને કહ્યુ કે "હે ઇન્દ્ર, ઇંદ્રાણી તો પારકી સ્ત્રી છે, પારકી સ્ત્રીના શીયળનો ભગ કરવાથી અધર્મ થાય માટે તમે તેવી ઇચ્છા ન રાખતા ધર્મથી વર્તો," આમ છતાં ઇન્દ્રે ન માન્યું. તેણે શચીને પકડી મગાવી, આ વખતે શચીએ નહુષ પાસે થોડા

માસની મુદત માગી અને કહ્યું કે “બે મહિના પછી હું મારૂં વ્રત પુરૂં થયે જો ઇન્દ્ર નહિ આવે તો તમારી સાથે લગ્ન કરીશ.” આથી નહુષે તે કબુલ કર્યું.

આ પછી દેવો ઇન્દ્રને બ્રહ્મહત્યાથી છોડાવવા માટે વિષ્ણુ પાસે ગયા. વિષ્ણુએ ‘ઇન્દ્ર અશ્વમેધ યજ્ઞ કરે તો પાપમાંથી મુક્ત થાય’ એમ કહ્યું આથી દેવો ઇન્દ્ર જ્યાં સંતાઇ ગયો હતો ત્યાં ગયા અને તેની પાસે અશ્વમેધયજ્ઞ કરાવ્યો. તેથી તે પાપમાંથી તો મુક્ત થયો, પણ ઇંદ્રપદ લેવાને નહુષની સામે યુદ્ધ કરવાનું બળ નહિ હોવાથી સંતાઇ રહેવું પડયું. ઇન્દ્રાણીની મુદત પુરી થવા આવી. તે પોતાના શીયળનો ભંગ ન થવા દેવાની ચિંતા કરવા લાગી

ઇન્દ્રાણી પોતાનો પતિ જ્યાં સંતાઇ ગયો હતો ત્યાં ગઇ અને નહુષે તેની કરેલી માગણી વિષેની હકીકત કહી સંભળાવી. ઇન્દ્ર બુદ્ધિવાળો હતો તેથી તેણે તેને કહ્યું કે “મારાથી તો હમણાં જ્યાં સુધી નહુષનું બળ વિશેષ છે ત્યાં સુધી અવાય તેમ નથી પણ હું તને એક ઉપાય બતાવું છું તે પ્રમાણે કર.” તારે નહુષની પાસે એકાંતમાં જઇને કહેવું કે “હવે હું તમારી સેવા કરવા ખુશી છું પણ જો તમે મારે ત્યાં ઋષિઓની પાસે પાલખી ઉચકાવી તેમાં બેસીને આવો તો હું તમારી મરજીને તાબે થાઉં” ઇન્દ્રાણી આ સાંભળી પાછી ગઇ અને પતિના કહ્યા પ્રમાણે નહુષની પાસે જઇને કહ્યું.

નહુષ શચીનું રૂપ જોઇ કામી એટલો બધો થઇ ગયો હતો કે તેને ધર્મ અધર્મનું ભાન ન રહ્યું તે શચીને મળવાને આતુર થઈ ગયો હતો. તેથી તેણે ઇન્દ્રાણીની વાત કબુલ કરી અને ઋષિઓની પાસે પાલખી ઉંચકાવીને ઇન્દ્રાણીના મહેલે જવા નિકળ્યો. બ્રાહ્મણોથી પાલખી ન ઉંચકાવાથી તે જરા ધીમે ધીમે ચાલવા લાગ્યા એટલે નહુષે ગુસ્સે થઇને અગસ્ત્ય ઋષિ જે પાલખી ઉચકી ચાલતા હતા તેમને લાત મારી અને કહ્યું કે. “જલદી ચાલો ”

આથી ઋષિ ગુસ્સે થઈ ગયા અને પૂછ્યુ કેઃ “હે ઇન્દ્ર! તું આ શું કરે છે? તને બ્રાહ્મણો અને ગાયોના પ્રોક્ષણ મંત્રો માન્ય છે કે નહિ?” નહુષ કામી થવાથી બુદ્ધિહીન થઇ ગયો હતો તેણે કહ્યું કે, “ના, મને તે

માન્ય નથી વાતો કરવી જવા દે ને જલ્દી ચલાવ, નહિ તો મીજી પ શે." આથી ઋષિ મો ગુસ્સે થઇ ગયા અને તેને શાપ આપ્યો કે- જા તું અજગર થઇને પૃથ્વી ઉપર પડ ' આ શાપથી નહુષ તરતજ ઇન્દ્ર મટી અજગર બની ગયો અને પૃથ્વી ઉપર પડયો. પરસ્ત્રીની ઇચ્છા રાખનાર નહુષે ઇન્દ્રાસન ખોયું અને દેવ મટી અજગર બન્યો

નહુષની આ પ્રમાણે ટાડે પાણીએ ખસ જતા શચી નિશ્ચિંત બની અને ઇન્દ્ર પાછો સ્વર્ગમા આવી ઇન્દ્રાસન ઉપર બેઠો પતિવ્રતા સ્ત્રીઓનો પ્રતાપ આવો હોય છે. શચીએ પોતાના પતિને પાપમાંથી મુક્ત કર્યો અને નહુષના લાલચોમા ન ફસાતા પોતાના શીયળને સાચવી છેવટે પતિને રાજ્ય અપાવ્યું

પતિવ્રતા સ્ત્રીઓ આવી રીતે પતિના ચરણમા ચિત્ત રાખી પોતાના શીયળને સાચવે છે

---

# ઓખા—ઉષા-બાણાસુર.

એક વખતે મહાદેવજી તપ કરવા જતા હતા ત્યારે પાર્વતીએ કહ્યું કે. " આપ તપ કરવા જાવ છો, પણ મને એકલીને નહિ ગમશે નહિ માટે કહો તો એક બે બાળકો ઉત્પન્ન કરૂં. આથી મહાદેવજી સારૂં કહી તપ કરવા ગયા, પછી પાર્વતીએ પોતાના જમણા અંગમાંથી મેલ કાઢીને એક પુત્ર બનાવ્યો અને ડાબી તરફના અંગમાથી મેલ કાઢી પુત્રી ઉપજાવી પાર્વતી પોતાના બે બાળકો સાથે આનંદ કરતાં પર્વતી ગેરહાજરીમા કૈલાસમા રહેવા લાગ્યા. તેવામા ફરતા ફરતા નારદ ત્યાં આવ્યા, તે આ બે બાળકોને જોઇ આશ્ચર્ય પામ્યા. ' વઢવાડ ગમ્મત થશે ' એમ માની તેની વધામણી ખાવા તે શંકર તપ કરતા હતા ત્યા ગયા અને કહ્યું કે. "તમે તો ભલા માણસ છો. તમે અહં તપ કરો છો ને ઘેર તો પાર્વતીને બે છોકરા જન્મ્યા, એ શું ? આવુ તો ભોળાપણું હોય ? " આમ કહી નારદ ચાલતા ગયા

શંકરને આ સાંભળી ક્રોધ ચડ્યો અને ત્રિશુળ લઇ કૈલાસમા ગયા. તે વખતે પાર્વતી અંદર સ્નાન કરતા હતા અને બહાર બે છોકરાને

લાગ્યાં કે ' મા તમારે મારા ઉપર ગુસ્સો ન કરવો જોઇએ હું તો બાળક છુ. ' પછી પાર્વતીએ તેના ઉપર રાજી થઇ વરદાન આપ્યુ કે ' જા તારા નિમિત્તે જે સ્ત્રીઓ ચૈત્ર માસમાં અલુણું ખાશે તેમનું સૌભાગ્ય વધશે. '

આ અરસામા નર્મદા કિનારે શોણિતપુરમા બલિરાજાના પુત્રનો પુત્ર બાણાસુર રાજ્ય કરતો હતો, અને દ્વારકામા કૃષ્ણ જાદવો સાથે પૃથ્વીનુ રાજ્ય કરતા હતા. બાણુ અસુર હતો. તેણે રાવણની માફક કૈલાસમા જઇ તપ કરી શંકરને પ્રસન્ન કર્યા શંકરે તેને હજાર હાથ આપી મહાબળવાન બનાવ્યો. બળવાન બાણાસુરે બળના અહંકારથી સવ રાજાઓને જીતી લીધા તેને પ્રજા હતી નહિ એક વખતે તે સવારમા ઉઠી ઓટલે બેઠો હતો તે વખતે એક ઝાડુ વાળનારીએ તેનું મો ન જોવા માટે આડી સાવરણી ધરી, તેથી બાણે પૂછ્યું કે ' કેમ તે આડી સાવરણી રાખી છે' તો તેણે કહ્યુ કે ' આપને પ્રજા ન હોવાથી વાઝીયાનુ મો સવારમાં જોઉ તો આખો દહાડો દુખમા જાય' માટે તમારૂ મો હું જોઇ શકુ નહિ. આ સાભળી બાણુને ઘણો ખેદ થયો તેણે પ્રજા થવા માટે શંકરનુ ફરી તપ કર્યું. પણ શંકરે તો કહ્યુ કે તારા નસીબમા પ્રજા નથી એટલે તારા ભાગ્ય વગર મારાથી કંઈ અપાય નહિ. ' પછી બાણે નિરાશ થઇ પાર્વતીને પ્રસન્ન કર્યા. પાર્વતીજીએ પ્રસન્ન થઇ પોતાની ઓખા તેને આપી અને કહ્યું કે ' આ છોકરી લઇ જા, તેને છોકરીની માફક પાળીને લ્હાવો મેળવજે. '

બાણુ તેને લઇ ઘેર ગયો અને આનદથી રહેવા લાગ્યો. ઓખા સ્વરૂપવાળી હતી. બાણે પોતાના પ્રધાનની પુત્રી ચિત્રલેખાને તેની પાસે રહેવાનુ કહ્યું. બન્ને નાનપણમાં રમતા ને સુખ ભોગવવા લાગ્યા, બાણને પોતાના હજાર હાથના બળથી ગર્વ થયો હતો તેણે દેવલોકોને પણ જીતી લીધા અને પોતાના બળની પરીક્ષા કરવા માટે કૈલાસને બાથ ભીડીને ઉપાડયો. કૈલાસ ઉપડવાથી પાર્વતી મંદિરમાં ઉભા હતા તે પડી ગયા જેથી શંકર ગુસ્સે થયા અને બાણને શાપ આપ્યો કે " હવે તારા હજાર હાથ કપાઇને તારો ગર્વ ઉતરી જશે. " આથી ગભરાઇ બાણે પ્રાર્થના કરી જેથી શંકરે કહ્યુ કે ' જા, આ ધજા લઇ જા અને તે તારા રાજમહેલ

ઉપર મુકજે. જ્યારે તે તુટી પડે ત્યારે જાણજે કે તારો દુશ્મન પેદા થયો છે. અને તેજ દુશ્મન તારી ઓખાનો વડસમરો તારા હજાર હાથ કાપી તારા ગર્વને ઉતારશે. '

બાણે ઘેર આવી ઓખાને પરણાવવી જ નહિ એવો ઠરાવ કર્યો, અને તેને એકદંડીઆ મહેલમા રાખી તળે ચોકી મુકી માત્ર પ્રધાન કૌભાંડની પુત્રી ચિત્રલેખાને તેની પાસે રાખી ખાવાનુ પણ તેને મહેલમા જ મોકલવા માડયુ ઓખા ઉમર લાયક થઈ. તેને પતિ પરણવાનો ઉમગ થયો પણ અહિ ઉપાય નહોતો, એક વખતે તેને સ્વપ્નુ આવ્યુ અને તે જાણે પરણીને પતિ સાથે આનદ ભોગવતી હોય તેવા સુખમા તે ઉંઘમાં બબડવા લાગી, તેજ વખતે ચિત્રલેખાએ તેને જગાડી, જેથી ઓખા તેના ઉપર ગુસ્સે થઈ ગઇ અને સ્વપ્નની વાત કહી, હવે સ્વપ્નમા જેની સાથે તેનું લગ્ન થયુ હતુ તે વરને મેળવી આપવા તેણે તેને જણાવ્યુ.

હવે ઓખાને ચેન પડવા ન માડયું, તે ચિંતાતુર રહેવા લાગી ત્યારે ચિત્રલેખાએ તેને દરેક દેશના રાજકુમારોના ચિત્રો ચિત્રીને બતાવવા માડ્યા તેમાંથી એક ચિત્રને જોઇ તેણે તેને પોતાને સ્વપ્નમા વરેલો પતિ આજ હતો એમ કહ્યું, તે ચિત્ર કૃષ્ણના પુત્ર પ્રદ્યુમ્નના પુત્ર અનિરૂદ્ધનું હતુ ઓખાએ તેને પોતાની પાસે ગમે તેમ કરીને તેડી લાવવાનુ ચિત્રલેખાને કહ્યું. તેની અત્યત આજીજીથી ચિત્રલેખા આકાશ માર્ગે વિમાનમા બેસી દ્વારિકામા ગઇ અને રાત્રે પ્રદ્યુમ્નના મહેલમા પ્રવેશ કરી અનિરૂદ્ધ સુતેલો હતો ત્યાથી ઉપાડી ઓખા પાસે આણ્યો ઓખાએ અનિરૂદ્ધને ઓળખ્યો.

સવાર થતા અનિરૂદ્ધ જાગ્યો, અને અહિ અજાણ્યે સ્થળે આ બે સ્ત્રીઓ વચ્ચે આવેલો જોઇ સતાપ કરવા લાગ્યો, ચિત્રલેખાએ તેને સમજાવ્યો અને ઓખા સાથે ત્યા પરણાવ્યો. ઓખા અને અનિરૂદ્ધ હવે પતિ પત્નિનુ સુખ ભોગવી શકે માટે ચિત્રલેખાએ ત્યાથી જવાની રજા માગી. પછી ત્યા ઓખા અને અનિરૂદ્ધ એકલા રહ્યાં. બીજે દિવસે ખાવા આપનારને શક પડયો કે માળીયામા ચિત્રલેખાને બદલે કોઇ પુરૂષ છે તેથી તપાસ કરવા પ્રધાન કૌભાડ માણુસો સાથે આવ્યો, તેને અહિં કોઇ પુરૂષ નથી એમ ઓખાએ કહ્યું પણ તેણે ન માન્યુ. અને અંદર જવા લાગ્યો જેથી

અનિરુદ્ધ બારણાની ભૂંગળ કાઢી તેની સામે ધયો અને તેમને માર મારીને નસાડી મૂક્યા.

બાણ આ વાત સાંભળી ગુસ્સે થયો અને મહેલમાં ગયો. તેણે અનિરુદ્ધને નાગપાશથી બાંધી કેદમાં પૂર્યો અને ઓખાને મજબૂત પહેરામાં રાખી. આ વાત નારદના જાણવામાં આવતા તેમણે દ્વારિકામાં જઈ અનિરુદ્ધને કેદમાં પુર્યાના સમાચાર જણાવ્યા. જેથી રુક્મિણીએ કૃષ્ણને પાણી ચઢાવ્યું. કૃષ્ણે યાદવો સાથે બાણના ઉપર ચઢાઈ કરી. બાણને બળનો ગર્વ ઘણો હતો. તેથી તે કૃષ્ણનો હિસાબ ન ગણતાં જોરથી સામે લડવા ગયો. કૃષ્ણે તેના હાથ કાપી નાખ્યા, એટલે તેણે જાણ્યું કે 'ખરેજ, શંકરનો શાપ ફળ્યો' તેણે શંકરની સ્તુતિ કરી એટલે તેના પક્ષ લઈ શંકર લડવા આવ્યા, તેથી બ્રહ્માએ આવી સમાધાન કરાવ્યું ને ઓખા અનિરુદ્ધને પરણાવી.

ઓખાએ સ્વપ્નમાં અનિરુદ્ધને જોયેલા હોઈ તે જ્યારે તેની સાથે પરણી ત્યારે જ તેને ચેન પડ્યું. પતિની સેવા કરી પતિપત્ની દૈવીજીવનમાળના સુખનો અનુભવ કરવા લાગ્યા. સ્ત્રીઓએ પોતાના પતિના ઉપર આવો સ્નેહ રાખવો જોઈએ. ઓખાએ પણ પતિના સ્નેહે કરી બાપનું ન માન્યું અને સમરાંગણે બાણના હાથ કાપી નાખ્યા છતાં પણ પિયરથી પતિને વધુ ગણી પતિસેવામાં ચિત્ત જોડ્યું. આવું દૈવીજીવન આપણે સ્ત્રીઓએ પાળવું જોઈએ.

---

# નંદયંતી.

નંદયંતીનો જન્મ સોમાગપુરમાં થયો હતો. તે નાગદત્તની પુત્રી હતી તેનું લગ્ન પોતનપુર નગરના સાગરપોત વાણીયાના પુત્ર સમુદ્રદત્ત સાથે થયું હતું. નંદયંતીને નાનપણથીજ તેના માબાપ તરફથી ઉત્તમ શિક્ષણ મળ્યું હતું, તેને પોતાના પતિ સાથે સારી રીતે બનતું હતું, સમુદ્રદત્ત પણ વેપાર ધંધામાં કુશળ હતો, એક દિવસે તેને વેપાર અર્થે દેશાવર જવાની ઇચ્છા થઈ, પણ તે એકના એક પુત્ર હોવાથી પિતાની મરજી તેને દેશાવર મોકલવાની નહતી. તેથી તેણે કહ્યું કે: આપણે ધનની ક્યાં ખોટ છે! ત્યારે સમુદ્રદત્તે કહ્યું કે પિતાજી, દેશાવર જવાથી અનુભવ વધે છે, ઘેર બેઠાં બેઠાં

રાજાને દયા આવી અને તેને ધર્મની બેન ગણી પોતાના નગરમા લઇ ગયો.

રાજા પોતાની બેન તરીકે નદયતીને ગણતો અને રાજાની મરજીથી તે ત્યા પુષ્કળ દાન પુણ્ય કરવા લાગી. ત્યા તેણે સદાવર્ત ચાલુ કર્યું ત્યાં તેને પૂરા માસે પુત્રનો પ્રસવ થયો. તે પુત્રને રાજા પોતાના પુત્રતુલ્ય ગણી પાળવા લાગ્યો

કેટલાક વર્ષ પછી સમુદ્રદત્ત પુષ્કળ પૈસા પેદા કરી ઘેર આવ્યો ત્યારે તેને પોતાની સ્ત્રીની દુર્દશા થયાની ખબર પડી તેને પોતાની સ્ત્રીની પવિત્રતાની ખાત્રીજ હતી અને તેથી તે ઘણો દુ:ખી થયો. પત્ની વિયોગે તે દુ:ખી થઇ તેની શોધ કરવા નીકળ્યો અને ફરતો ફરતો મૃગપુરમા આવી પહોચ્યો, ત્યા નદયંતી પુણ્યદાન કરવામાં, અને પુત્રનુ પાલણ પોષણ કરવામા પોતાનો સમય વિતાવતી હતી

સમુદ્રદત્ત ત્યા ગયો ત્યારે ઘણો ભૂખ્યો તરસ્યો અને થાકથી લોથ-પોથ થઇ ગયો હતો. તે અન્નક્ષેત્રમા જઇ જમ્યો ત્યા તેણે દૂરથી નંદયતીને જોઇ, નદયતી ત્યા પવિત્ર રહી છે કે કેમ તેની ખાત્રી કરવાનો તેણે નિશ્ચય કર્યો તેણે ગામમાથી તે કામ માટે એક દૂતીને શોધી કહાડી તે કામ સારૂ મોકલી તે દૂતીએ નદયતી પાસે એકાન્તમા જઇ કહ્યુ કે હે સ્ત્રી, તુ આવી ભરજુવાન છે. તારૂં જીવન કેમ વ્યર્થ ગુમાવી દે છે? અહિ એક ઘણોજ રૂપાળો અને ધનાઢ્ય વણિક પુત્ર આવ્યો છે, તે તારા ઉપર મોહવશ થયો છે, અને જો તારી મરજી હોય તો તેની સાથે તારૂં ચોકઠુ બેસાડી આપુ.

નદયતીએ આવુ સાંભળી તે દૂતીને ધુતકારી કાઢી અને કહ્યું જો ફરી અહિ આવી આવુ બોલી તો તારી ખબર લઇ નાખીશ, હુ સતી છુ. મારા પતિ સિવાય હું પરપુરુષનો અગીકાર કરૂં તેવી નથી, જો તું કાઇ વધુ ખટપટ કરીશ તો પછી મુઇ સમજજે.

નદયતીનો આવા દૃઢ વિચાર જાણી તે પાછી આવી અને સમુદ્ર-દત્તને તે વાત કહી. સમુદ્રદત્તને ખાત્રી થઇ કે નદયતી પવિત્ર છે. એટલે તે પોતાનો ખરો વેષ લઇ નદયતી પાસે ગયા, તેણે પતિને ઓળખી લીધો અને તેને આવતો જોઇ હર્ષથી સામે જઇ ઉત્સાહથી આલિંગન આપ્યુ એમ બન્ને ઘણા વર્ષે મળ્યા, અને સુખી થયા.

મૃગપુરના રાજાને નદમતીના પતિ આવ્યાની ખબર પડી એટલે ણે પણ તેને સારો આવકાર આપ્યો પછી પતિ સાથે નદમતી પોતાને ગઇ અને ઘણાં વર્ષ સુધી બન્ને દમ્પતિ સુખમા રહ્યા.

સતી સ્ત્રીઓ પતિની ગેરહાજરીમા પણ પતિ સેવા, પતિ ધ્યાન, અને પતિ ચિંતન કર્યા કરે છે. તેમનુ ચિત્ત પતિની સાથે એવુ ચોંટેલું હે છે કે તે મરણાને પણ અવળે માર્ગે ચાલતી નથી, કદી પતિને દ્રોહ તી નથી. તે તો સદા પતિના સુખે જ સુખી રહે છે.

---

# પદ્માવતી

અંગદેશમા પૂર્વે કર્ણ કરીને રાજા હતો આ અંગ દેશ હાલ છોટા ાગપુર છે તે પૂર્વે અંગદેશ કહેવાતો પાંડવોના વખતમાં કૌરવ પક્ષમાં ર્ણ મહાયોદ્ધો હતો, તે કુન્તાજીનો પ્રથમ પુત્ર હતો. પણ તેનો કુન્તાજીએ ત્યાગ કરવાથી તે કૌરવપક્ષમા ભળી ત્યા ઉછરી મોટો થયો હતો. ર્ણની સ્ત્રીનુ નામ પદ્માવતી હતુ તે ઘણી પવિત્ર અને પતિ સેવા કરનારી તી. કર્ણ મહા દાનેશ્વરી હતો, તેમ મહા પરાક્રમી હતો એક વખતે એક બ્રાહ્મણે કર્ણને ત્યા જઇ ભોજન માગ્યુ એટલે કર્ણે કહ્યુ ભલે, આપને શુ જમવાની ઇચ્છા છે ?

બ્રાહ્મણે કહ્યુ કે: આપ દાનેશ્વરી છો, એકવાર આપીશ કહ્યા પછી રતા નથી, માટે મારે જે જમવાની ઇચ્છા છે તે હુ માગુ ત્યારે આપ રી નહિ જાઓ એવુ હુ ઇચ્છુ છુ

કર્ણે હસીને કહ્યુ: ભાઇ આપને જેમએ તે ભોજન માગી લ્યો હું ખુશી છુ બ્રાહ્મણે કહ્યું. એ ભોજન હુ એવુ ઇચ્છુ છુ કે જે આપતાં આપને આચકો લાગશે માટે જો ના કહેવુ હોય તો પ્હેલેથી કહેજો

કર્ણે કહ્યુ: આપ મારો પ્રાણ માગશો તો તે પણ આપીશ, માટે આપ ખુશીથી માગો.

બ્રાહ્મણે કહ્યુ. આપના સ્ત્રી પદ્માવતીના હાથે આપના પુત્ર વૃષકેતુને મારી તેનું માંસ મને આપો. આ સાભળી કર્ણ તો સ્તબ્ધ જ બની ગયો, તેણે કહ્યુ: આપ બ્રાહ્મણ છો કે રાક્ષસ! તે હુ જાણી શકતો નથી, છતાં

આપને મનુષ્યનું માસ ખાવાની ઇચ્છા હોય તો ભલે આપ મારૂં માંસ માગી લ્યો.

બ્રાહ્મણે કહ્યું: આપને આપવું હોય તો આપો, નહિ તો ના કહો, મ્હારે તો મારા બાળક પુત્રનું જ માંસ જોઇએ જો ના કહેશો તો ભલે, હું પાછો જઇશ.

કર્ણ આ સાભળી મહા વિચારમાં પડ્યો છોકરાને મારી માંસ આપવું કે વચન ભંગ થવું તે વિચાર થઇ પડ્યો પુત્રને હવે પોતાને હાથે કેમ મરાય? હું તો કદાચ હિંમત કરીશ પણ એની માતા પોતાના પુત્રને કેમ મારવા દેશે

કર્ણે વિચાર કરી કહ્યું હું તો કદાચ પુત્રને મારી તેનું માંસ આપને આપીશ, પણ મારી સ્ત્રી પદ્માવતી હાથે મારે તે માંસ રાંધીને માગો છો તે પગલું કેમ ને સહાય છે સ્ત્રી પોતાના પુત્રનું દુખ સહન ન કરી શકે તે આપ જાણો છો, માટે પદ્માવતીને આ કામમાંથી મુક્ત રાખો.

બ્રાહ્મણે કહ્યું ધર્મનું અનુષ્ઠાન સ્ત્રી સાથે થાય છે, માટે તમે બંનેએ રાજીખુશીથી વૃષકેતુનું બલિદાન આપવું પડશે જો તમારાથી ન બને તો ના કહો આમ કહ્યું પોતાની સ્ત્રીને કહેવા અંતઃપુરમાં ગયો અને બ્રાહ્મણ ત્યાં બેઠો

અંદર રાણી પલંગ ઉપર બેસી વૃષકેતુ સ્તોત્રો બોલતો હતો તે શાંતિથી સાંભળતી હતી કર્ણ અંદર ગયો એટલે વૃષકેતુ હસતો હસતો તેને બાઝી પડ્યો તેણે તેને સ્નેહથી ચૂમી લીધી, પછી કહ્યું કે. જા બેટા હમણા રમી આવ, પછી સ્તોત્રો બોલજે

કર્ણે વિશ્રામ નાખતા પદ્માવતીને બનેલી વાત કરી પદ્માવતી એ સાંભળી ગમગીન થઇ ગઇ, થોડીવારે જાગ્રત થતા પોક મુકી રડવા લાગી. તે કાંઇ બોલી શકી નહિ.

કર્ણે તેને કહ્યું વ્હાલી! ધર્મસંકટ આવ્યું છે, આવી વખતે તું ગભરાઇશ નહિ, આપણી આજે પરીક્ષા છે, પુત્ર આપણને પ્રાણ કરતા પણ અધિક વ્હાલો છે તેનું બલિદાન ધર્મને માટે આપવું અથવા તો ધર્મ હારવો અને બ્રાહ્મણને ના કહેવું એજ કર્ત્તવ્ય છે.

પદ્માવતીએ ઈશ્વરને પ્રાર્થના કરી પોતાના પતિને કહ્યું વહાલા, આપનુ પણ ન જવા દેવુ, ધણીએ ધાર્યું હશે તેમ થશે. જાઓ ને બ્રાહ્મણને બોલાવી લાવો. એ પછી વૃષકેતુનુ અને પતિ પત્નીએ બલિદાન આપ્યું. અને તેનુ માસ બ્રાહ્મણને જમવા બેસાડ્યો, બ્રાહ્મણે કહ્યું હવે હું સંતોષ થયો પણ હુ એકલો જમીશ નહિ તમે કોઇ બાળકને બોલાવી લાવો એ પણ મારી સાથે જમવા બેશે

કર્ણ કોઇ બાળકને તેડવા બહાર આવ્યો તો સામે વૃષકેતુજ પોતાના મિત્રો સાથે રમતો દીઠો, થોડીવાર કર્ણ વિચારમા પડ્યે, કે વૃષકેતુનુ તો બલિદાન અપાઇ ચુક્યુ છે ને આ છોકરો કોણ! આમ વિચાર કરે છે ત્યા તો વૃષકેતુ દોડતો દોડતો હર્ષથી પોતાના પિતાને ગળે બાઝી પડ્યે.

કર્ણ ગળગળો થઇ પુત્રને લઇ અંદર ગયો તો બ્રાહ્મણ ન મળે. ઈશ્વરે સાક્ષાત કર્ણની પરીક્ષા કરવા બ્રાહ્મણનુ રૂપ લીધુ હતું પરમાત્માની કસોટીમા કર્ણ પાસ થયો. પતિની પ્રતિજ્ઞા પાળવા માટે પદ્માવતીએ પણ પુત્ર વ્હાલો ન કર્યો, આજે કર્ણ દાનેશ્વરી ગણાય છે.

આવી સ્ત્રીઓનો ભાગ્યેજ કોઈ હશે પણ એટલું તો ખરૂં કે દરેક સ્ત્રીએ પોતાના પતિને સંકટમા મદદ કરવી, અને દરેક રીતે પતિને અનુકુળ વર્તવુ.

---

# શ્રી વિંધ્યાવલીજી.

વિંધ્યાવલીજી એ બલીરાજાની રાણી હતી. વામન ભગવાને જ્યારે બલિરાજાને તેનું વચન ન પાળવા માટે પકડ્યો ત્યારે વિંધ્યાવલીજીએ પ્રભુને કહ્યુ કે, પ્રભો, આપ તો ત્રણ ભુવનના નાથ છો આપને અમે શું દાન આપી શકીએ, આ પૃથ્વી વિગેરે સર્વ આપનુજ છે, અમે તેનુ આપને શી રીતે દાન આપીએ, અને જો તેનું દાન આપવાનુ સાહસ કરીએ તો તે મિથ્યા અભિમાનજ છે.

વામન ભગવાને બલિરાજાનુ રાજ્યપાટ લઇ લેવા છતા પણ વિંધ્યાવલીજીએ પતિનો કે ભગવાનનો વાંક ન કહાડ્યો, તે ધારતી કે સાક્ષાત

પ્રશ્વરેજ આપણી કસોટી કરવા માડી છે તો પછી રાજ્યપાટ શું કામનું !

વિંધ્યાવલી પણ પ્રભુ ભક્ત હતી, પતિસેવા કરવામા કુશળ અને સદા પતિને અનુકુળ વર્તતી હતી.

---

# ભદ્રા

ભદ્રા એ એકાક્ષીવાન રાજાની પુત્રી હતી, તેને વ્યુષિતાશ્વ સાથે પરણાવી હતી, તે ઘણી સુંદર હતી, ગુણવાન હતી તેમ મની હતી તે એકાગ્ર ચિતે પતિની ભક્તિ કરતી હતી તેના પતિની પણ તેના ઉપર અત્યંત પ્રીતિ હતી. મને પતિપત્ની એક બીજા ઉપર અનત સ્નેહ રાખતાં તેનો પતિ તેનો એક દિવસ પણ વિયોગ સહન કરી શકતો નહિ.

તેના પતિને નાની ઉમ્મરમાજ દમ લાગુ પડયો અને તેથી તે મરણ પામ્યો. પતિ મરણ પામ્યાથી સતી ભદ્રા ઘણી વિલાપ કરવા લાગી. તે મૃત પતિને જીવતા થઇ પોતાની સાથે વાત કરવા કાલાવાલા કરવા લાગી અને પતિ વિયોગે હવે રહેવાશે નહિ માટે હું તમારી પાછળ સતી થઇશ એમ કહેવા લાગી તે સતી હતી તેથી તેને આકુળવ્યાકુળ થઇ ગયેલી જાણી દેવવાણી થઇ કે હે સતી, તુ શાત થા, હુ વ્યુષિતાશ્વ તારા ગર્ભ-મા સતાન ઉત્પન્ન કરીશ તુ ઋતુસ્નાન કરી તારા પતિ સાથે પથારીમા સુજે ત્યા સુધી તારા પતિનો આયુષ્ય લબાશે આવી આકાશવાણી થયા પછી તેનો પતિ જીવતો થયો અને તેનાથી તેને સાત સતાન થયા. તે પછી તેના પતિનો પ્રાણ છુટી ગયો અને તેની સાથે સતી ભદ્રાએ પણ પ્રાણ છોડયો, પતિ વિયોગે તે જીવી શકી નહિ, આવો સતિનો પતિ ઉપર સ્નેહ હોય છે પતિ વગર જીવવું તેને મરણતુલ્ય લાગે છે, જે સ્ત્રીઓનો પોતાના પતિ ઉપર આવો પ્રેમ હોય તેવી સ્ત્રીઓને ધન્ય છે.

---

# ધારિણી

ધારિણી એ ચપાપુરીના રાજા દધિવાહનની સ્ત્રી અને ચેટક રાજાના પુત્રી હતી. તેને પદ્માવતી પણ કહેતા. તે ઘણી સ્વરૂપવાન તેમ વિદ્વાન

હતી, તે સદા પ્રસન્નતામાં રહેતી, હિંમતવાળી હતી, સંકટમા પણ ગભરાતી નહિ, તે પોતાના પતિ ઉપર ઘણો પ્રેમ રાખતી, પતિનો તેના ઉપર પણ તેવોજ સ્નેહ હતો.

ધારિણીને વસુમતિ નામની એક પુત્રી થઇ હતી તેને તેણે ઉત્તમ કેળવણી આપી હતી, ધારિણી અને તેનો પતિ સુખમાં આનંદ માણતાં હતાં તેવામાં પડોશનો રાજા શતાનીક દધિવાહન ઉપર ચઢી આવ્યો આ યુદ્ધમા દધિવાહન હારી ગયો અને તેથી જીવ બચાવવા નાસી ગયો

શતાનિકે શહેર લુટી લીધુ અને તેના સુભટે મહેલમા જઇ રાણી તથા તેની પુત્રીને પકડ્યાં, રાજા ધારિણીનુ રૂપ જોઇ સુભટ મોહિ પડયો અને તેનું રક્ષણ કરવાને બ્હાને તે જંગલમા લઇ ગયો ત્યાં જઇ તેણે ધારિણી સાથે લગ્ન કરવાની માગણી કરી

ધારિણી ઘણી હિંમતવાળી હતી તેથી સુભટની આવી માગણી સાંભળી ગુસ્સે થઇ બોલી, અરે દુષ્ટ, આવું તું કેમ બોલે છે! હું તારી જીભ ખેંચી નાખીશ, તું જાણે છે હું ક્ષત્રિયાણી છુ, વળી સતી છુ, હું એકલી છુ માટે તું એમ ન સમજીશ કે હું તારી દુષ્ટ માગણી સ્વીકારી કલંકિત થઇશ.

આમ છતા સતીને એકલી જોઇ સુભટ કાંઇ ન માનતાં તેના ઉપર બળાત્કાર કરવા ગયો સતિએ આખરનો સમય જાણી જીભ કરડી પોતાનો પ્રાણ છોડી દીધો, પણ શીયળ ભંગ ન થવા દીધુ, આથી તે સુભટને પસ્તાવો થયો, તેથી તેણે સતિની પૂત્રી વસુમતિને પોતાની બ્હેન તરીકે માની રક્ષણ કર્યું.

આવી વીર સતિઓ, પોતાના પ્રાણ કરતા પણ શીયળને વધુ ગણે છે, ધન્ય છે તેવી સતિ ઓયોને!

## સુંદરી.

સુંદરી એ જૈન તીર્થંકર ઋષભદેવની પુત્રી હતી, તેની માતુ નામ સુનંદા હતું, સુંદરી ઘણી રૂપાળી, ગુણવાન અને તીવ્ર બુદ્ધિની હતી, વળી બુદ્ધિશાળી, પરોપકારી અને દયાળુ હતી.



સુંદરી ઘણો વખત વિદ્યાભ્યાસમા ગાળતી, બીજી સ્ત્રીઓને વિદ્યાદાન આપતી તેણે જૈન ધર્મની દીક્ષા લીધી હતી અને પાછળની જીંદગી તપ કરી ક્રિયા કરવામા ગાળી હતી. તેણે ઘણી સ્ત્રીઓને ઉપદેશ આપી સન્માર્ગે સ્થાપ્ય હતી

આવી ધર્મિષ્ટ સ્ત્રીઓને પણ ધન્યવાદ ઘટે છે

---

# બ્રાહ્મી.

બ્રાહ્મી પણ જૈન તીર્થંકર મહાત્મા ઋષભદેવની પુત્રી હતી તેની માતાનુ નામ સુમંગલા હતુ, બ્રાહ્મી ઘણી બુદ્ધિશાળી સુશીલા અને રૂપાળી હતી ને ચિત્ર વિદ્યામા કુશળ હતી બ્રાહ્મીએ લગ્ન કર્યું નહોતુ પણ જીંદગી સુધી બ્રહ્મચારિણી રહી હતી.

બ્રાહ્મી પિતા પિતાના ઉપદેશથી તેમ ઉત્તમ પુસ્તકોના વાચનથી સંસાર ઉપરથી ઉઠી ગયુ હતું. તે ઘણો વખત ધ્યાનપુર્વક ગાળતી તેણે પોતાના બાપના પાસે ઉપદેશ લીધો હતો અને સંન્યાસીની થઇ બીજી સ્ત્રીઓને ઉપદેશ આપવામાં પોતાનુ જીવન ગાળતુ હતુ. તે તપશ્ચર્યા ઘણું કરતી. શાંત અને ઉચ્ચ જીવન ગાળતી.

---

# પ્રમદ્વરા.

પ્રમદ્વરા એ મેનકા અપ્સરાની કન્યા હતી પૂર્વે વિશ્વાવસુ મુનિ તપોવનમા તપ કરતા હતા, ત્યા તેને તપમાંથી ભગ્ન કરવા માટે મેનકા અપ્સરા ગઇ હતી મુનિ અપ્સરાના હાવભાવથી મોહિત થયા અને તેની સાથે ગાંધર્વ વિવાહ કરી લગ્ન કર્યુ તેથી પ્રમદ્વરા નામની કન્યા જન્મી કન્યાના જન્મ પછી તે કન્યાને સ્થુલકેશી નામના મુનિના આશ્રમમા સોંપી, વિશ્વાવસુ તપ કરવા ગયા અને મેનકા ચાલી ગઇ

સ્થુલકેશીએ પ્રમદ્વરાને પોતાની કન્યા પેઠે પાળી પોષી ઉછેરી. પ્રમદ્વરા યૌવનવતી થઇ હતી. તેને ઋષિએ યોગ્ય વર શોધવા માંડયુ એક વખત ભૃગુ ઋષિનો રુરુ નામનો પુત્ર ત્યાં આવી ચઢ્યો, તે પ્રમદ્વરાનું

અરધો ભાગ તેને આપી દેશો તો તે જરૂર એટલો વખત વધારે જીવશે.

ઉત્સાહમાં આવી રુરુએ કહ્યું: તો ભલે, હું મારૂં અરધું આયુષ્ય આપવા ખુશી છું, એમ કહી તેણે પોતાનુ અરધુ આયુષ્ય પ્રમદ્વરાને આપવાનો સંકલ્પ કર્યો.

ઇન્દ્રના દૂતના સંકેતદ્વારા-રુરુનો સંકલ્પ થતા પ્રમદ્વરાનુ ઝેર ઉતરી ગયુ અને તે જીવતી થઇ, આ જોઇ ત્યાં ભરાયલાં સર્વ નરનારી ઘણાં વિસ્મય પામ્યા.

એ પછી પ્રમદ્વરાનું રુરુ સાથે લગ્ન કરવામા આવ્યુ, લગ્ન પછી બંને સુખમા રહેવા લાગ્યાં, એક બીજાનો પ્રેમ એક બીજા ઉપર અત્યંત હતો. શરીરે દેખાતા જુદાં હતા પણ તેમના મન અને પ્રાણ એક હતા, પ્રમદ્વરાને સાપ કરડયો હતો તેથી રુરુને સાપ ઉપર તિરસ્કાર થયો હતો અને તે પછી તે જ્યાં જુએ ત્યા સાપને મારતો, પણ પછી કોઇએ કહ્યુ કે કંઈ બધા સાપ તારા દુશ્મન હતા, એમ બધા સાપને મારવાથી તું દોષવાન બને છે, એ પછી રુરુએ સાપને મારવાનું મુકી દીધું.

રુરુનો પ્રમદ્વરા ઉપર અત્યંત પ્રેમ હતો. પ્રમદ્વરા પણ પતિ ઉપર અત્યંત સ્નેહ અને મમતા રાખતી, પતિના ધ્યાનમા, પતિની સેવા ભક્તિમા જ તેનું મન હંમેશા ચોંટલુ રહેતુ

---

# નકુલમાતા

નકુલ માતા એ બુદ્ધ ધર્મની ઉપાસિકા હતી પૂર્વે ભર્ગદેશમાં શિશુકુમાર ગિરિમા બુદ્ધદેવ રહેતા હતા ત્યાં નકુલ પિતા નામનો ગૃહસ્થ ઘણો માંદો હતો. તેનો મરણકાળ સમીપ છે એમ સર્વને લાગ્યુ ત્યારે તેમની સ્ત્રીએ તેને કહ્યુ કે હે પતિ, સંસારમા આસક્તિ રાખી તમારૂં મૃત્યુ થાય તે ઠીક નથી, મરતી વખતે સંસારમાં આસક્તિ રહે એ તો દુખકારક છે. આપને લાગતું હશે કે આપના મૃત્યુ બાદ હું છોકરાંનું પાલન કરી શકીશ નહિ, પણ એવી શંકા ન રાખશો. કારણ કે મને સુતર કાંતતાં અને ઉન તૈયાર કરતા આવડે છે. જેથી હું છોકરાનું સારી રીતે પાલન કરી શકીશ,

માટે આપ એ કથામા જીવ હવે રાખશો નહિ

વળી આપને લાગતુ હોય કે આપના મરણ પછી હુ પુનર્લગ્ન કરીશ, પણ તેવી શકા રાખશો નહિ આપના મૃત્યુ પછી આપને લાગશે કે હું બુદ્ધદેવનો ધર્મોપદેશ સાભળવા નહિ જાઉ, પણ તેવી કશી શંકા રાખવી નહિ આપના પછી હુ બુદ્ધદેવના ઉપદેશ પ્રમાણે શીલધર્મ પાળીશ. હુ બુદ્ધોપાસિકા થઇશ, માટે કશી મારી કે છોકરાની ચિન્તા ન રાખશો, આપ અત્યારે સસારમાથી ચિત્ત ઇશ્વર તરફ જોડી દો આપને જલદી પ્રભુ આરામ જ કરશે.

સ્રીના આવા ઉપદેશથી પતિનું મન શાત થયુ, ઇશ્વરેચ્છાથી તેની ચિતાઓ ટળી અને તેની સાથે તેનો રોગ પણ શમી ગયો, તે સાજો થઇ બુદ્ધદેવ પાસે ગયો એટલે બુદ્ધદેવે તેને કહ્યુ કે. ભાઇ, તુ મહાન પુણ્યશાળી છે કે જેથી નકુલમાતા જેવી ઉત્તમ સદ્દગુણી સ્રી તને મળી છે એ તારૂ મહાભાગ્ય છે. તે પવિત્ર શિલવતી સ્રી છે.

આવી સતી સ્રીઓ પતિને હંમેશા ધીરજ આપે છે. પોતે પતિનો સર્વ ભાર ઉપાડી લેવા તૈયાર બની રહે છે અને હંમેશાં પતિસેવામા તત્પર રહે છે. નકુલમાતા સદ્દગુણી, ધર્મિષ્ટ અને સતી સ્રી હતી.

---

# પટાચરા

શ્રાવસ્તી નગરમા એક વણિકને ત્યા પટાચરાનો જન્મ થયો હતો. તેને એક ધનવાન વણિકના પુત્ર સાથે પરણાવવાનો તેના માબાપે વિચાર કર્યો, પણ પટાચરાએ તો બીજી ન્યાતના એક યુવક સાથે લગન કરવાનો નિશ્ચય કર્યો હતો તેથી તેણે પેલા વણિક સાથે પરણવાની પોતાની માન ના પાડી, પણ આ વાત તેના માબાપને પસદ પડી નહિ

માબાપની મરજી ન જોવાથી પટાચરા પોતાના મનના માનેલા યુવક સાથે દેશાવર ચાલી ગઇ અને ત્યા તેની સાથે લગ્ન કર્યાં, ત્યા તેને બે સંતાન થયાં, ઘણાં વર્ષ ત્યા રહ્યા પછી પોતાના દેશમા આવવા નીકળી, રસ્તામા આવતાં તેના પતિને સર્પ દશ થવાથી તે મરણ પામ્યો. પટાચ-

રાને આથી મહા દુ:ખ આવી પડયુ તે રડતી કકળતી પોતાના બે પુત્રોને લઇ ઘેર આવવા નીકળી.

રસ્તામા બાળકને એક સ્થળે મુકી તે જરા દુર ગઇ એટલે એક જંગલી પક્ષી આવીને એક બાળકને ઉડાવી ગયુ, તેથી તેના દુ ખનો પાર રહ્યો નહિ, હવે માત્ર એક પુત્ર અને પટાચરા આવતા હતા ત્યા રસ્તામાં નદી ઉતર ા વખતે તેનો બીજો પુત્ર પણ પાણીના પ્રવાહમા તણાઇ ગયો. એથી તેના દુ ખનો પાર રહ્યો નહિ, તેણે પતિ અને પુત્રો ગુમાવ્યા મા-બાપનુ ન માની પરજ્ઞાતિ ા યુવક સાથે લગ્ન કર્યા, તેમા તે વધુ દુ ખી થઇ. તે ગાડા જેવી થઇ ગઇ હવે તેને પોતાના માબાપ ઘણા સાંભળી આવ્યા ને કરેલા કૃત્યનો પસ્તાવો કરવા લાગી.

તે દુ ખી સ્ત્રી ગમે તેમ કરી ઘેર આવી તો ખબર પડી કે તેના માબાપ પણ ઘર પડી જવાથી તેમા ચગદાઇ મરી ગયા છે, આ સાભળી વળી ેના દુ ખનો પાર રહ્યો નહિ, અને દુઃખથી બેહોશ થઇ ગાડા માફક ફરવા લાગી.

આ વખતે બુદ્ધદેવ તે સ્થળે રહેતા હતા, પટાચરાએ પોતાના દુ:ખની કહાણી બુદ્ધદેવને જઇ કહી, અને તેમનુ આશ્વાસન મેળવવા પ્રાર્થના કરી, કહ્યુ છે કે 'સુખે સાભળે સોની, અને દુ ખે સાભળે રામ' તેમ પટાચરાએ માબાપનુ કહ્યુ ન માની ધર્મને તિલાજલી આપી વિષયવાસના તૃપ્ત કરવા પરજ્ઞાતિના યુવક સાથે લગ્ન કર્યુ તેમા આખરે તેને દુ ખ પડ્યુ આ દુ ખી અવસ્થામા બુદ્ધદેવ સાભર્યા અને તેમનો આશ્રય લેવા ગઇ.

બુદ્ધદેવ દયાળુ હતા, તેમણે તેને ઉત્તમ ઉપદેશ આપી દુ:ખનુ સાંત્વન કર્યું જન્મ અને મૃત્યુ જોયા વગર સો વર્ષ સુધી જીવવા કરતા તેનું ખરૂ રહસ્ય સમજીને એક દિવસ પણ જીવન ધારણ કરીને રહેવાય તો તેનું ફળ અધિક છે, એવુ બુદ્ધદેવે કહી તેને હવે બાકીનુ જીવન પવિત્ર કાર્યમાં ગાળવા ઉપદેશ આપ્યો

બુદ્ધદેવના ઉપદેશથી પટાચરા સસાર ત્યાગી થઇ ભિક્ષુકી બની, તેણે હવે બુદ્ધદેવની આજ્ઞાનુસાર બાકીનુ જીવન ઉત્તમ ધર્મ કાર્ય કરી, સમાજ સેવા કરવામાં અને સન્નારીઓને ધર્મનો ઉપદેશ કરવામા ગાળ્યુ, વિષયા-

સક્તા સ્ત્રી પણ દુઃખનો અનુભવ થયા પછી બુદ્ધદેવના ઉપદેશથી ઉપદેશક બની તે સ્ત્રીઓની મોટી મોટી સભાઓમા ઉપદેશ આપવાનુ કાર્ય કરતી તેના ઉપદેશથી ઘણી સ્ત્રીઓ બુદ્ધધર્મનો ઉપદેશ લેતી

પટાચરાએ તે વખતે અનેક ગાથાઓ રચેલી અને તેનો સગ્રહ થેરી ગાથામા છે.

માબાપનુ કહ્યુ ન માની જે સ્ત્રીઓ માત્ર વિષય વાસના ભોગવવા માટે ધર્મનો ત્યાગ કરી, પરજાતિના પુરૂષ સાથે લગ્ન સબધ જોડે છે, તે ભાગ્યેજ સુખી થાય છે, અને તેને આખરે દુઃખમા જ જીદગી ગુજારવી પડે છે, તેનુ આ પટાચરા ખરૂ દૃષ્ટાંત છે. સુજ્ઞ સ્ત્રીઓએ મરતા સુધી પણ ધર્મ ન છોડવો માબાપના કહ્યામાં રહેવુ, અને ન્યાત જાતના રીત રીવાજ પાળવા એમા જ સુખ છે

---



## પ્રકરણ ૧૧ મું.

### સ્ત્રીઓનુ ઉત્તમ ગૃહિણી પદ

સ્ત્રીઓને ગૃહિણી એવુ પદ અપાયુ છે. ઘણી સ્ત્રીઓ ઘરની વ્યવસ્થા રાખવામાં કુશળ હોતી નથી તે ફુવડ ગણાય છે. તે ઘરનાં કપડા મેલા રાખે છે, ઘરમા કચરાના ઢગલા એકઠા થવા દે છે, ઘરની વસ્તુઓ, વાસણ કુસણ, લુગડા વિગેરે બરોબર વ્યવસ્થા પ્રમાણે ગોઠવતી નથી, ઘરમા અજાણ્યા આવનારને એકદમ ઘર ગંદુ જણાય છે, જેવી ચોકખાઈ રાખવી જોઇએ તેવી તે સ્ત્રી રાખતી નથી તેવી સ્ત્રીઓની ફુવડ તરીકે ગણત્રી થાય છે.

આવી સ્ત્રીઓ ઘરમાં ઘણુ ખર્ચ કરે છે, દાણાનો બરોબર બચાવ કરતી નથી, દાણા વીણવા ઝાટકવાની કાળજી નહિ રાખવાથી સડી જાય છે. લુગડા મેલથી કહોવાઇ જઈ વ્હેલા ફાટી જાય છે, ઘરમા સ્વચ્છતા ન રહેવાથી માખો, મચ્છરો, અને ચાચડો વધી જઇ રોગનુ ઘર બનાવી દે છે લીંપી ગુપી ઘર ચોખ્ખુ ન રાખવાથી પોપડા અને ધુળ ઉખડે છે, અને તેવુ ઘર ખરેખર દુખજનક હોય છે

સ્ત્રીઓએ સ્વચ્છતા રાખવાનો, કરકસર કરવાનો ગુણ રાખવો, કેટલીક સ્ત્રીઓ રોજના વપરાશ કરતા વધુ રાધે છે અને પછી વધે છે તે ગંદુ ખાય છે અથવા નાખી દે છે, આવી સ્ત્રીઓ પણ ફુવડ ગણાય છે. ખપ જેટલુ રાધવુ તેથી અનાજ વધતું નથી ને નાખી દેવુ પડતું નથી.

આતથી એટલે મેમાન હોય ત્યારે તેના જેટલું વધુ રાધવુ પણ ઘણી તો એવી હોય છે કે બે ત્રણ માણસ ખાય તેટલુ પડયુ રહે તેટલુ વધુ રાધે છે, આથી ઘરનું ખર્ચ વધે છે. આવી ઘરના વરામા બેકાળજી રાખવી નહિ.

ઘર તો સ્ત્રીઓનુ, એ કહેવત ખોટી નથી. પતિ તો કમાઇ લાવે પણ તેનો અવેર કરી જાળવો એ ડાહી સ્ત્રીઓનુ કામ છે ગૃહસ્થાશ્રમમાં સ્ત્રી સદ્ગુણી, વિવેકી કામગરી અને કસાગરી હોય છે તો જ તે પતિને સુખ આપી શકે છે. ઘરની સ્વચ્છતા રાખવી, દરેક વસ્તુ જોઇએ અને ઝટ જડે એવી વ્યવસ્થાપૂર્વક ગોઠવવી એ ચતુર સ્ત્રીનું કામ છે. ઘરમા આવતા જ ઘરની ચોખ્ખાઇનું ભાન થાય, સુદરતાનુ ભાન થાય ત્યારે તે ઘર સુખરૂપ થાય છે.

સ્ત્રીઓએ વ્યવસ્થાનો, સ્વચ્છતાનો અને કરકસરનો ગુણ જરૂર મેળવી લેવો. સ્ત્રીએ પતિ તરફ અત્યત પ્રીતિ રાખી પતિને સુખ ઉપજે એવી રીતે ઘરની વ્યવસ્થા કરવી, પતિ રાજી રહે તેવા સદ્ગુણો ધારણ કરવા, હમેશા આનદી સ્વભાવ રાખવો, કદી પણ મ્હો ન ચઢાવવુ, ઘરનુ કામ કરતા કટાળવું નહિ કે મો ન ચઢાવવું, કામ કરવામા કુતાકુશ કે વાદ કરવો નહિ. સદા પ્રસન્નતાથી કામ કરવુ અને પતિને રાજી રાખવા પ્રયત્ન કરવો એ સતી સ્ત્રીનુ કામ છે

સ્ત્રી એ મોહક વ્યક્તિ છે. કામી પુરુષો દુરાચારી પુરુષો, સુદર સ્ત્રીને જોઈ વિષયાધ બને છે, માટે તેવા પુરુષો સામે જોવુ નહિ, લજા રાખવી, પતિવ્રત ધર્મ પાળવો, પરપુરુષ સાથે કદી પણ સગ કરવો નહિ, તેના સબધમા એકાતમા આવવુ નહિ, સ્ત્રીઓએ પોતાના સૌંદર્યનો પતિને વશ કરવામા, પતિને પ્રેમથી જીતી લેવામા ઉપયોગ કરવો સ્ત્રીઓએ દુરાચારી સ્ત્રીઓની સોબત કરવી નહિ કેમકે ઘણીવાર આવી દુરાચારીણી સ્ત્રીઓ સતી સ્ત્રીઓને ફસાવે છે અને ઘણીવાર દેવદર્શને તેડી જઇ પોતે આઘી પાછી ખસી જઇ દુરાચારી પુરુષોના પાશમા આવી સારી સ્ત્રીઓને ફસાવા દે છે માટે કદી પણ દુરાચારી સ્ત્રીઓની સોબત કરવી નહિ.

દુરાચારીણી સ્ત્રીઓ પતિને તેમ જ પુત્રને પણ ગણતી નથી, તેમનુ મૃત્યું સુદ્ધા નાતરા દે છે તો તે બીજી સતી સ્ત્રીઓને ફસાવે તેમાં નવાઇ નહિ માટે કદી પણ સતી સ્ત્રીઓએ દુરાચારી સ્ત્રીઓની સોબત કરવી

નહિ. જે સ્ત્રી આપણાં સાસુ સસરાનુ કે પતિનુ ભુંડુ બોલી આપણને ઉંધુ છતુ સમજાવે તેવી સ્ત્રીઓનો સગ કરવો નહિ. દુરાચારી સ્ત્રીઓ પ્રથમ તો તેના પતિને જ ગણતી નથી, પતિના સામુ બોલે છે, પતિનું કાંઈ કહ્યુ કરતી નથી, પતિની સાથે કકાશ કરે છે, પતિના ઉપર મો ચઢાવે છે, અને પતિને કકાશ કરી એવો દબાવી દે છે કે તેને બિચારાને તેની હાજી હા કર્યા વગર છુટકો નથી તે ગમે ત્યા પતિને કહ્યા વગર અથવા પતિ ના કહે છતા રખડયા કરે છે, પતિને હુકારા તુકારા કરે છે, પતિને લુગડા અને ઘરેણા માટે સતાવે છે, અને પતિને ચાકર માફક ગણી કાઢે છે આવી સ્ત્રીઓને દુરાચારી સમજવી, આવી સ્ત્રીઓની સોબત સતી સ્ત્રીઓએ કરવી નહિ

કેટલીક દુરાચારી સ્ત્રીઓ પતિ જો તેની મરજી પ્રમાણે ચાલે છે તો તેની હાજી હા કરી ઉપરથી સ્નેહ બતાવે છે પણ જ્યા તેણે કોઈ વસ્તુ માગી હોય અને પતિ તે ન લાવી આપે તે વખતે તેના રોષનો પાર રહેતો નથી શહેર કે ગામમા ગમે તે બહાને તે પરપુરુષોને ત્યા, દુરાચારી સહીપણીયોને ત્યા જાય છે, દેવદર્શનને બહાને અધગત મધરાત મદિરોમાં રખડે કે આવી સ્ત્રીઓ કુટિલ અને દુરાચારી સમજવી એવી સ્ત્રીઓનો સગ કરવો નહિં.

જે સ્ત્રી પરપુરુષ સાથે હાસ્યવિનોદ કરે છે, પરપુરુષ સાથે છુટથી બોલે ચાલે છે, તેવી સ્ત્રીઓને ભ્રષ્ટ થવાનો સભવ છે, આવી સ્ત્રીઓ લાલચથી વશ થઇ કુલ્ટા નીવડે છે, શીયળને ભગ કરે છે તેવી સ્ત્રીઓની વ્યભિચારીણી દુષ્ટા ગણાય છે આવી સ્ત્રીઓની કદી પણ સતી સ્ત્રીઓએ સોબત કરવી નહિ,

દુરાચારી સ્ત્રીનો પતિ જીવતો મુવા જેવો છે આવી સ્ત્રીઓ તેને ગણતી નથી, ઉપરનો ડોળ કરી સતાવે છે, કકાશ કરે છે પતિને જોઇ મો ચઢાવે છે, આખો દિવસ ઘરમા કકાશ કરે છે આવી સ્ત્રીઓ કુલ્ટા છે. તેમના જીવતરને પણ ધિક્કાર છે જે સ્ત્રીઓ પતિ સાથે અણબનાવ રાખે છે તેમને જીવતા કદી સુખ થતુ નથી અને મુવા પછી નરકમાં પડે છે. આવી દુષ્ટ સ્ત્રીઓની કોઇ પણ દિવસે સારી સ્ત્રીઓએ સોબત કરવી નહિ.

સ્ત્રીઓએ હમેશાં પવિત્ર જીવન ગાળવુ, સાસરીયા સાથે હળીમળીને સંપીને ચાલવુ. પતિની સેવા કરવી, પતિની મરજી સંપાદન કરવી, બાળકોને પ્રેમથી ઉછેરવા, ઘર સ્વચ્છ રાખવું, કરકસરથી પતિના રળેલાનો સંગ્રહ કરવો, પતિ જે રીતે પોતાના ઉપર રાજી રહે તેવી રીતે વર્તવુ.

સ્ત્રીઓનું પદ ઘણું મહત્વનુ છે તેને ગૃહિણી કહેવામા આવે છે. ઘરની અધિષ્ઠાત્રીદેવી એ સ્ત્રી છે સ્ત્રી વગરનુ ઘર નકામુ છે, સ્ત્રી વગરના પુરુષની આબરૂ સારી ગણાતી નથી, તેના ઘરની અવસ્થા પણ ઉત્તમ હોતી નથી. સ્ત્રી વગરનુ ઘર વેરાન જેવુ જણાવાનુ. જે ઘરમા સ્ત્રી હોય છે તેજ ઘર યથાર્થ ઝળકી ઉઠે છે, સ્ત્રી વગરના પુરુષનુ મન ઉદાસ રહે છે, તેને સર્વમાં નિરસતા જણાય છે, જેમ પુરૂષવડે સ્ત્રી શોભારૂપ છે તેમ સ્ત્રીવડે પુરૂષ અને ઘર બને શોભારૂપ છે આજે ઘણી સ્ત્રીઓ પોતાની જવાબદારી સમજતી નથી. તેની જવાબદારી મહાન છે તેના ઉપર આખા ઘરના સુખ દુખનો આધાર છે, ચન્દ્રકાન્તા પોતાની જવાબદારી સમજતી હતી તેણે પોતાના ઘરને નંદનવન જેવુ આનંદદાયક બનાવ્યુ હતુ.

ચન્દ્રકાન્તા ઉત્તમ ગૃહિણીપદને શોભાવે તેવી હતી પતિના આનંદમા પોતાનો આનદ માનતી પતિના સુખમા પોતાનુ સુખ સમજતી. હંમેશા પતિને અનુકુળ ચાલતી પોતાના ઘરકામ ઉપરાત પતિના કામમા પણ મનની મદદ કરતી. ઘર તરફની તો તેના પતિ મોહનરાયને બિલકુલ ચિંતા નહોતી. તે દમ્પતી ભલાં અને દયાળુ હતા, તેઓ કમાઈ જાણતા તેમ ખર્ચી જાણતા. પોતાની પેદાશ પ્રમાણે સુખ પણ ભોગવતા પૈસો કમાવો તેનેજ પોતાનું કર્તવ્ય માનતા નહિ પણ સાથે સાથે ઇશ્વરોપાસના કરી આ સસારસમુદ્રને તરવા પણ યત્ન કરતા

તેમના ઘરમા ગમે તે વખતે ગમે તે માણસ જાય તો પણ તે બંનેને હસતા અને આનદમા જ જોતા કોઇ પણ દિવસે તેઓના મનમાં ઉદ્વેગ થતો નહિ ચન્દ્રકાન્તા પોતાના ગૃહિણી પદને શોભાવવા યત્ન કરતી બંને બીજાનુ ભલુ કરવા પોતાનાથી બનતું કરતા ચન્દ્રકાન્તાના રોજના સહવાસથી તે માળાની સ્ત્રીઓ તો સુધરી જવા આવી હતી. બીજે દિવસે પણ સર્વ સ્ત્રીઓ વખત થતા આવી પહોચી એટલે ચન્દ્રકાન્તાએ ચલાવ્યું.



## પ્રકરણ ૧૨ મું.

### વ્યવહાર કુશળ સ્ત્રીઓ

જુઓ બ્હેન પૂર્વે સત્યવતી નામના રાજમાતા થઈ ગયા છે તેની વાત આજે શરૂ કરૂં છું તે ઘણા વ્યવહારકુશળ અને રાજકાજમા પણ કુશળ હતાં

---

# સત્યવતી-મત્સ્યગંધા-શાંતનુ-ભીષ્મ.

પૂર્વે થઈ ગયેલા પાંડવો અને કૌરવોના બાપના બાપની માનુ નામ સત્યવતી હતુ. તેનુ મુળ નામ મત્સ્યગંધા હતુ. તે એક માછીને ત્યા ઉછરી હતી, તે નાની હતી ત્યારે બાપને ત્યાં ગગામા નાવ ફેરવી લોકોને આ પારથી પેલે પાર લઈ જતી. એક વખતે પરાશરઋષિ ત્યાં આવ્યા અને ગગાને પેલે કિનારે જવા નાવમા બેઠા આ વખતે નાવમાં મત્સ્યગધા અને પરાશર બેજ હતા મત્સ્યગધાને જોઈ પરાશરનુ મન લલચાયુ. તેમણે કોઈને ન જોઈ, મત્સ્યગધા પાસે પોતાની ઇચ્છા તૃપ્ત કરવા પ્રાર્થના કરી. મત્સ્યગધાએ પોતે કુમારી છુ, માછીની જાત છુ આપ તો મહાત્મા થઈ કેમ ભ્રષ્ટ થવા ઇચ્છો છો, વિગેરે ઘણુ કહ્યુ, પણ ઋષિએ ન માન્યુ પરાશરે તેની સાથે સગ કર્યો અને તેથી તેને એક પુત્ર થયો. ઋષિએ તેને પુત્ર થવા છતાં યૌવનકુમારીના જેવુજ રહેશે એવુ જણાવ્યુ. તેમ તેના શરીરમાથી માછલાની દુર્ગંધી કહાડી સુગંધી આપી ઋષિ તો કિનારે ઉતરી વનમા ચાલ્યા ગયા, અને મત્સ્યગધાને પુત્ર થયો તે પુત્ર

વેદવ્યાસ કહેવાયા તે પુત્રે માને કહ્યું કે "માતાજી, જ્યારે તમારે કાંઈ કામ પડે ત્યારે મને સંભાળજો તો હું આવી હાજર થઈશ" આમ કહી તે વનમાં ચાલ્યો ગયો

પછી મત્સ્યગંધાનું નામ યોજનગંધા પડ્યું. તેનામાંથી નીકળતી સુગંધી એક યોજન સુધી પ્રસરતી. તે વખતે શાંતનુ રાજા ત્યાં રાજ્ય કરતા હતા. તે મૃગયા રમવા ગયેલા ત્યાં આ સ્ત્રીને જોઈ લલચાયા અને તેના બાપ માછીમાર પાસે માગણી કરી, માછીમારે કહ્યું કે. "તમે તમારા પુત્ર ભીષ્મને રાજ્ય ન આપતાં મારી પુત્રીના પુત્રને ગાદી આપવાનું વચન આપો તો હું તમને તે પરણાવું" આ સાંભળી શાંતનુ રાજા કાંઈ જવાબ ન આપતાં ઘેર ગયા. પુત્ર ભીષ્મ ગંગાથી ઉત્પન્ન થયા હતા. તેમનો હક્ક ડુબાડી હવે આ મત્સ્યગંધાના પુત્રને ગાદી આપવાનું વચન કેમ અપાય? તેનો વિચાર કરતાં આ સ્ત્રી ન મળવાથી ચિન્તા કરવા લાગ્યા.

ભીષ્મને આ વાતની ખબર પડી તેથી તેમણે માછીમાર પાસે જઈ કહ્યું કે "તું સુખેથી યોજનગંધાને પરણાવ, હું તેના પુત્રને ગાદી આપીશ." છતાં માછીએ ન માન્યું અને કહ્યું કે "તમે ગાદી ન માગો તો તમારો પુત્ર મારા ભાણેજને ગાદી ઉપરથી ઉઠાડી મુકે માટે એ વાત તો ન બને." આથી પોતાના બાપનું કષ્ટ ટાળવા ભીષ્મે હાથમાં ગંગાજળ લઈ પ્રતિજ્ઞા કરી કે 'જો હું તારા ભાણેજનો દ્રોહ કરીશ નહિ તેમને ગાદી અપાવીશ, અને હું જીંદગી પર્યંત લગ્ન ન કરતાં બ્રહ્મચર્ય પાળીશ, માટે હવે તારી કન્યાને પરણાવ" આથી શાંતનુ રાજા સાથે યોજનગંધાને પરણાવી રાજાએ તે પછી તેનું નામ સત્યવતી પાડ્યું

શાંતનુ રાજાની ચિન્તા મટી, પુત્ર ભીષ્મ ઉપર રાજી થયા અને સત્યવતીની સાથે સુખ ભોગવવા લાગ્યા, તેમને ચિત્રાંગદ અને વિચિત્રવીર્ય બે પુત્ર થયા પુત્રને નાનપણમાં મુકી શાંતનુ રાજા મરણ પામ્યા, ભીષ્મે પુત્રોને રાજગાદી આપી તેમનું પાલન કરવા માંડ્યું, અને સત્યવતીની સલાહ પ્રમાણે રાજ્ય ચલાવવા માંડ્યું સત્યવતી બહુશ્રુત, રાજકાજમાં તેમ ગૃહકાર્યમાં પણ કુશળ હતા, એવામાં કાશીરાજની કન્યા અંબા, અંબિકા અને અંબાલીકાનો સ્વયંવર થવાની વાત ભીષ્મે જાણી. ભીષ્મે ત્યાં જઈ પોતાના ભાઈઓ માટે તે ત્રણે કન્યાઓનું હરણ કર્યું. આ જોઈ બીજા

રાજાઓ તેમની પાછળ પડયા પણ ભીષ્મે સર્વને હરાવી કન્યાઓને ઘેર આણી. તેમને પોતાના ભાઇ સાથે પરણવાનું કહ્યું અંબિકા અને અંબાલિકાએ તો કબુલ કર્યું પણ અંબાએ કહ્યું કે "હું તો શાલ્વરાજા સાથે પરણવાની છું" આથી ભીષ્મે તેને પાછી જવા દીધી, અંબા શાલ્વ પાસે ગઇ પણ શાલ્વે તો તેને ભીષ્મ હરી ગયેલા તેથી પરણવાની ના કહી જેથી તે ભીષ્મ પાસે પાછી આવી, ભીષ્મે પણ હવે તેને સંગ્રહવાની ના કહી તેથી તે ભીષ્મના ઉપર ગુસ્સે થઇ વનમાં તપ કરવા લાગી. તે પછી શિખંડીરૂપે બની ભીષ્મનું વેર લે છે

ચિત્રાંગદ અને વિચિત્રવીર્યને અંબિકા અને અંબાલિકા વેરે પરણાવ્યા, તેઓએ કેટલાક વખત સુધી સ્ત્રીઓની સાથે સુખ ભોગવતાં રાજ્ય કારભાર ચલાવ્યો. ભીષ્મ તેમની દેખરેખ રાખતા પણ થોડાક વર્ષ પછી બંને પુત્રો એક પછી એક પ્રજા વગર મરણ પામ્યા, આથી સત્યવતીએ ભીષ્મને બોલાવી પોતાના રાજ્યકુળનો નાશ ન થાય તે માટે લગ્ન કરવાનું કહ્યું પણ ભીષ્મે તો કહ્યું કે "મે તો જીવતા સુધી બ્રહ્મચર્ય પાળવાનું પણ લીધું છે તેથી હવે લગ્ન થાય નહિ"

આથી સત્યવતીએ કન્યાકાળમાં પરાશરથી વ્યાસ નામે પુત્ર ઉત્પન્ન કર્યાની વાત ભીષ્મને કહી, અને કહ્યું કે 'જો તમે કહો તો તે મારા પુત્ર વ્યાસને બોલાવું અને તેની પાસે આ પુત્રવધુને પ્રજા થાય તેમ કરૂં' ભીષ્મે હા કહી એટલે તેમણે વ્યાસને યાદ કર્યા, એટલે વ્યાસ આવ્યા, અને સત્યવતીએ તેમની પાસે પોતાની પુત્રવધુઓમાં પુત્રોત્પત્તિ કરાવી. બે સ્ત્રીઓને ધૃતરાષ્ટ્ર અને પાંડુ બે પુત્ર થયા અને બીજી વાર અંબિકાને બદલે દાસી વ્યાસ પાસે ગઇ તેથી તેને વિદુર નામે પુત્ર થયો

સત્યવતીએ પાંડુ અને ધ્રતરાષ્ટ્રને ઉછેરી મોટા કર્યા, અને ભીષ્મને સોંપી તેમનું પાલન કરાવ્યું, ભીષ્મે તેમને પોતાના પુત્રોની માફક ઉછેર્યા અને રાજ્ય કારભારમાં હોશિયાર બનાવ્યા સત્યવતીને સર્વ રાજમાતા તરીકે માનતા, તે સામાન્ય માણીને ત્યાં ઉછરી મોટા થયા હતા છતાં પણ રાજ્ય કારભારમાં હોશિયાર થયા હતા. તે પછી વૃદ્ધ થતાં તેમનું મરણ થયું, તે વખતે પાંડુ અને ધ્રતરાષ્ટ્ર હોશિયાર થઇ ગયા હતા, વ્યાસ ભગવાન પાસે અંબિકા પ્રથમ ગઇ તે વખતે વ્યાસનું ભયંકર કાળું અને

કઢરૂપુ રૂપ જોઇ તેણે આંખે પાટા બાંધી દીધા હતા તેથી તેનો પુત્ર ધ્રુત- રાષ્ટ્ર જન્મથી આંધળો થયો હતો, અને અબાલિકાએ જતાં વ્યાસના ભયંકર રૂપથી ઉદાસ બની ફીકાં પડી ગયાં હતાં, તેથી તેનો પુત્ર પાંડુ પીળો ને પાંડુરોગવાળો થયો હતો

## દુઃશલા—જયદ્રથ

દુઃશલા ધૃતરાષ્ટ્રની પુત્રી અને સિંધના રાજા જયદ્રથની સ્ત્રી હતી, દુઃશલા પતિવ્રતા હતી પાંડવો અને કૌરવોને વેર થયુ ત્યારે તેમજ કૌરવોએ દ્રૌપદીને સભામા બોલાવી ત્યારે તેણે ભાઇઓને શિખામણ આપી હતી કે "ભાઇઓ ! તમે સતી દ્રૌપદી ઉપર કુદૃષ્ટિ રાખી, તમારી માને ઠેકાણે મોટી ભોજાઇને સતાવી એ મારૂ નહિ," પાડવો પણ આપણા ભાઇ છે, તેમની સાથે વેર કરવાથી તમારૂ બગડવા કાળ થયુ છે, જયદ્રથ ક્રોધી અને લંપટ હતો છતા પણ દુઃશલા તેના ઉપર પ્રીતિ રાખતી, પતિસેવા કરી તેને રાજી રાખવાને યત્ન કરતી. તે ઘરકામ તેમ રાજ્યકારભારમાં પણ કુશળ હતી તે મત્ય બોલતી. તે જેમ ભાઇઓને મારી શીખામણ આપતી તેમ પતિને પણ સારી શીખામણ આપતી. જયદ્રથ જ્યારે વનમા જઇ દ્રૌપદીનુ હરણ કરી, ભીમનો માર ખાઇ ઘેર પાછો આવ્યો હતો ત્યારે તેને દુઃશલાએ કહ્યુ કે "તમારે શુ નથી કે તમે પારકી સ્ત્રીઓ પ્રતિ કુદૃષ્ટિ કરો છો ? તમે દ્રૌપદીના નણદોઇ થઇ તેના ઉપર નજર બગાડી પણ ભીમ તમને હવે ઝંપવા દેશે નહિ પરસ્ત્રી ઉપર કુદૃષ્ટિ કરનારનો નાશ થયા વગર રહેતો જ નથી, તમે આ શુ કર્યું ?"

જ્યારે કૌરવ પાંડવો વચ્ચે યુદ્ધ થયુ ત્યારે પણ તેણે જયદ્રથને ક્ષત્રિયને છાજે તેવુ પાણી ચઢાવી રણમા મોકલ્યો હતો, દુઃશલા પવિત્ર હૃદયની નમ્ર અને વિવેકી હતી, સર્વની સાથે સંપ અને સ્નેહ રાખી વર્તતી.

## માલતી—ઉપબર્હણ.

માલતી એ ગંધર્વોના રાજા ચિત્રસેનની પુત્રી હતી, તેને નાનપણમાં નીતિનું શિક્ષણ આપી વ્યવહાર અને વિદ્યાકળામાં નિપુણ બનાવી હતી.

નાનપણમાંથી જ તે રૂપાળી અને સ્નેહાળ હતી, તેને તેના પિતાએ ઉપમહંણુ નાહેના ગધવ સાથે પરણાવી હતી. તે સતી હતી પતિવ્રતપણાનું પાલન કરી પતિની આજ્ઞામા રહી પતિસેવા કરીને પતિને પ્રસન્ન રાખતી

એક વખતે બ્રહ્મલોકમા અપ્સરાઓનુ નૃત્ય થતુ હતુ, તેમા રંભાનુ રૂપ અને નૃત્ય જોઇ ઉપમર્હણને તેના ઉપર મોહ પ્રકટ્યો તે જોઇ બ્રહ્માએ તેને શાપ આપ્યો કે " તે શરમ મુકી સભાનુ અપમાન કર્યું માટે તારૂ મોં ન બતાવ, અહીંથી જા ? " એમ કહી શિક્ષા કરી તે અપમાનથી ઉપમહંણુ મુર્છા ખાઇ પૃથ્વી ઉપર પડ્યો આ વાત માલતી જાણી ઘણી દુઃખી થઇ, પતિને ગળે વળગી રડકકણ કરવા લાગી, તેણે બ્રહ્મા પાસે પતિના અપરાધની માફી માગી પતિ વિયોગે બળી મરવા તૈયાર થઇ, આ પ્રમાણે તેને કલ્પાત કરતા જોઇ દેવોને તેના ઉપર દયા આવી અને ઉપબર્હણને મૂર્છા ઉતારી બેઠો કર્યો આવી રીતે સતીએ પોતાના પતિવ્રત પણાથી દેવાની પાસે પતિને જીવતો કરાવ્યો અને દમ્પતી સુખથી રહેવા લાગ્યા

## પદ્મા–પીપલાદ મુનિ.

પૂર્વે અનર્ણ્ય રાજાને પદ્મા કરીને એક પુત્રી હતી તે રૂપાળી અને ગુણવાન હોવાથી પીપલાદ નામના મુનિએ તેની માગણી કરી મુનિ વૃદ્ધ હોવા છતા પણ શાપના ભયથી રાજાએ તેમને પુત્રી પરણાવી રાજકુંવરી છતા તે પતિ સાથે વનમ જઇ, પતિની પ્રેમથી સેવા કરવા લાગી એક વખતે તેના પતિવ્રતપણાની પરીક્ષા કરવા યમરાજા યુવાન રાજાનો વેશ લઇને પદ્મા નદીએ સ્નાન કરવા જતી હતી ત્યા રસ્તામા ઉભા રહ્યા અને તેને કહ્યુ કે. " હે સ્ત્રી તું વૃદ્ધ પતિને પરણી શુ સુખ પામવાની છે ? તારૂ જીવન નકામુ કેમ ગુમાવી દે છે માટે તેને છોડી મારી સાથે આવ, અને રાજ્યવૈભવ ભોગવી આનંદ માન. "

આ સાભળી સતી પદ્માને ક્રોધ થયો અને કહ્યુ કે " અરે દુષ્ટ ! સતી સ્ત્રીના આગળ તને આવી વાત બોલતા શરમ આવતી નથી ? ચાલ્યો જા અહિથી આમ કહી તેણે જવા માડ્યુ પણ પેલા યુવાને તેને જવા ન દેતા રસ્તો રોકી રાખ્યો તેથી તે ગુસ્સે થઇ બોલી. " અરે દુષ્ટ, દુર થા

નહિ તો હું સતી છુ. નાહક દુખી થઇશ," આમ કહી શાપ આપવા જતા હતા ત્યાં ધર્મરાજાએ પ્રકટ થઇ કહ્યુ કે "દેવી હુ તો તમારી પરીક્ષા કરવા આવ્યો હતો તમે સતી છો હુ વરદાન આપુ છુ કે તમારૂં સઘળાં કાર્ય સિદ્ધ થાવ અને પતિપત્ની સુખ ભોગવો" સતીએ તેમને નમસ્કાર કર્યાં અને ધર્મરાજા ચાલ્યા ગયા. આ પ્રમાણે સતી પદ્માએ પોતાના વૃદ્ધ પતિમા પણ પ્રીતિ રાખી પતિસેવા કરી હતી, અને રાજ્યના લોભથી લોભાઇ અનીતિને માર્ગે જવાની ઇચ્છા કરી નહોતી, તેમણે પોતાનુ ગૃહિણી તરીકેનુ પદ શોભાવ્યુ હતુ.

# પદ્મણી—જયદેવ.

પદમણીએ જગન્નાથપુરી પાસેના કીંદુબિલ્વ ગામના જયદેવ કવિની સ્ત્રી હતી. તે પતિવ્રતા હતી. જયદેવ એ ત્યાના રાજકુમારનો કવિ હતો. રાણીઓ પદ્મણીને પણ ઘણીવાર પોતાની પાસે બેસવા બોલાવતી એક વખતે એક રાગીનો ભાઇ મરી ગયો તેની સાથે તેની સ્ત્રી સતી થઇ હતી તેની વાતો કરતા હતા અને કહેતા હતા કે 'તે કેવી પતિવ્રતા સ્ત્રી હતી' પદ્મણીને તેમણે પૂછ્યું કે 'કેમ, ખરૂ ને?' તે સાભળી પદ્મણીએ કહ્યુ કે 'જે વખતે પતિનું મરણ તેની સ્ત્રી સાભળે તેજ ક્ષણે જો ખરો સતી સ્ત્રી હોય તો દેહને છોડી દે છે, એજ ખરી પતિવ્રતા છે' આથી રાજાને જરા ખોટુ લાગ્યુ ને પદ્મણીની પરીક્ષા લેવાનો વિચાર કર્યો.

એક વખતે રાજા અને જયદેવ કવિ બહાર ગામ ગયા હતા તેવામાં રાણીએ એવી વાત ઉડાવી કે જયદેવ કવિ રાજા સાથે વનમા ફરતા હતા ત્યા વાઘે તેમના પ્રાણ લેઇ લીધા, આ વાત પદ્મણીના સાભળવામા આવ-તાજ તેનો જીવ ઉડી ગયો અને શબવત થઇ પડી. આ જાણી રાણી મહા ખેદ કરવા લાગી, તેજ વખતે રાજા અને જયદેવ પાછા આવ્યા અને પદ્મણીના મરણની વાત જાણી જયદેવે ઘેર જઇ પત્નીના શબ પાસે બેસી રડવા માડયુ, રાણીના અપરાધથી આ બન્યું તે વાત રાજાએ જાણી રાણીને ઘણો ધિક્કાર આપ્યો. સતી મરણ વગર અપરાધે થયુ જાણી રાજા મરવા તૈયાર થયો તેથી જયદેવે તેને શાંત પમાડી તેમ ન કરવાની

વિનંતી કરી. પછી પોતે પોતાની સ્ત્રીના શબ પાસે બેસી ગીતગોવીંદ એવા મધુર ને કરૂણ રસમા ગાઇ શ્રી કૃષ્ણની સ્તુતિ કરી કે તે અષ્ટપદી પૂર્ણ થતા જ પદ્મમણીએ આખ ઉઘાડી અને આળસ મરડી બેઠી થઇ આથી તેનો પતિ, રાજા, રાણી અને સર્વ પ્રજાજનો ખુશી થયા, સવ કોઇ તેના વખાણ કરવા લાગ્યા, સતી સ્ત્રીઓ આવી હોય છે તે પોતાના પતિના ઉપર એટલો બધો પ્રેમ રાખે છે કે તેનો વિયોગ સહન કરી શકતી નથી આ પ્રમાણે પદ્મણી પોતાનુ પતિવ્રત પાળી પતિની સેવા કરવામા આનદ માનતી હતી

---

## સત્યભામા.

સત્યભામા એ પૂર્વે થઇ ગયેલા સત્રાજીત રાજાની પુત્રી હતા. તે રૂપાળા, બુદ્ધિમાન, નીતિવાન, શાત અને આનંદી હતા નાનપણમા મા બાપની પાસેથી યોગ્ય શિક્ષણ મેળવ્યુ હતુ, તેમનું લગ્ન શ્રીકૃષ્ણની સાથે થયુ હતુ. તે વખતે પ્રાગના રાજા નર્કાસુરે સોળ હજાર કુવારી કન્યાઓનુ હરણ કરી જઇ પોતાને ત્યા ભેગી કરી હતી તે પ્રજા ઉપર ઘણો જુલમ કરતો હતો, દેવો અને ઋષિઓને સતાવતો હતો. તેની ઇંદ્રના કહેવાથી શ્રીકૃષ્ણ સત્યભામા સાથે તેની સાથે યુદ્ધ કરવા ગયા હતા કૃષ્ણને જોઇ નરકાસુર શિવનુ આપેલુ ત્રિશુળ લઇ તેમના સાથે લડવા આવ્યો સત્યભામાએ ત્રિશુળ આવતું જોઇ કૃષ્ણને ચેતાવ્યા એટલે કૃષ્ણે સુદર્શન ચક્રવડે તેનુ માથુ ઉડાવી દીધુ. આથી કૃષ્ણે સત્યભામા ઉપર પ્રસન્ન થઈ સ્વર્ગમાથી કલ્પવૃક્ષ લાવી તેમના બાગમાં રોપી તેમને રાજી કર્યાં હતા.

સત્યભામા પતિ ઉપર અત્યત પ્રેમ રાખતા, તે યુદ્ધ વખતે પતિની સાથે ઘણીવાર જતા. પણ જરા રીસાળ હતા. એક વખતે નારદે આપેલુ પારીજાતકનુ ફુલ કૃષ્ણે રૂક્મિણીને આપ્યું તેથી સત્યભામાને રીસ ચઢી હતી. તેથી તેમને રાજી કરવા કૃષ્ણે પારીજાતકનુ આખુ વૃક્ષ સ્વર્ગમાથી ઉપાડી તેમને બારણે રોપી તેમને પ્રસન્ન કર્યા હતા. જ્યારે પાડવોને લાખાગૃહમા બળી ગયાની વાત કૃષ્ણે જાણી ત્યારે સ્યમતકમણિ સત્યભામાને સોપી, તેમને પીયેર મોકલી પોતે હસ્તિનાપુર ગયા. આ વખતે શતધન્વા

રાજાએ સત્રાજીત ઉપર ચડાઈ કરી તેને મારી સ્યમંતકમણિ લઈ ગયો આ વાત કૃષ્ણને સત્યભામાએ કરી તેથી કૃષ્ણે શતધન્વાને મારી મણિ લાવી પોતાની પત્નીને આપ્યો.

સત્યભામા અને કૃષ્ણની પરસ્પર ઘણી પ્રીતિ હતી. સ્ત્રીને રાજી રાખવા કૃષ્ણે કેટલું સહન કર્યું હતું અને પતિ ધર્મ બજાવ્યો હતો તે આ ઉપરથી સમજાશે સત્યભામાને દ્રૌપદીએ પતિવ્રતાના ધર્મ વિષે બોધ આપ્યો હતો. શ્રીકૃષ્ણની પાછળ સત્યભામા સતી થયા હતા સત્યભામાએ પોતાના પતિ શ્રીકૃષ્ણ જેવાને પણ જીતી લીધા હતા.

# કાલિંદી-યમુના

કાલિંદી પણ શ્રીકૃષ્ણની આઠ પટરાણીઓમાની એક સ્ત્રી હતી તેમનું રૂપ સુંદર અને તેજસ્વી હતુ. તે બુદ્ધિવાન અને દયાળુ હતા. તે પોતાને શ્રીકૃષ્ણ પતિ મળે એ ઇચ્છાથી યમુનાજીને કિનારે તપ કરતા હતા. એક વખતે કૃષ્ણ મૃગયા રમવા અર્જુનની સાથે વનમા ગયા હતા ત્યા આ સ્ત્રીને તપ કરતી જોઈ. કૃષ્ણે તેને કોણ છે અને કેમ તપ કરે છે તે પૂછ્યુ. તેની શ્રીકૃષ્ણ સાથે વરવાની વાત જાણી તેને પોતે દ્વારકામા તેડી ગયા અને તેની સાથે લગ્ન કર્યું. આ સતીએ પતિવ્રતપણાનુ પાલન કરી પતિ સેવા કરી પતિની પ્રીતિ સંપાદન કરી હતી. તે પોતાની બીજી શૉક્યો સાથે બેન તરીકે વર્તતા. તેનના ઉપર કૃષ્ણની બીજી બધી સ્ત્રીઓ કરતાં વધારે પ્રીતિ હતી, તેનુ બીજુ નામ યમુનાજી પણ હતુ તે હમેશા પતિની આજ્ઞાનુ પાલન કરી પતિસેવા કરવામા ધન્યભાગ્ય માનતા હતાં.

—— o: ——

# સરમા-વિભિષણ

સરમા એ શૈલુષ ગંધર્વની પુત્રી અને વિભિષણની પત્ની થાય. તેનો જન્મ માનસરોવરની પાસે થયો હતો તે સુંદર, બુદ્ધિવાન ઉદાર અને ધાર્મિક હતી. વિભિષણ પવિત્ર અને ધાર્મિક હતો તેની અસર સરમામાં પણ હતી તે એક વચની, સત્ય બોલનાર, નીતિથી ચાલનાર અને પતિ સેવા કરી આનંદમાં રહેનાર હતી રાવણ સીતાને હરી લાવ્યો ત્યારે તેને

ઘણો ખેદ થયો હતો. તેણે રાવણને તે વખતે કહ્યું હતુ કે: સીતા સાક્ષાત શક્તિરૂપ છે, તેને તમે હરણ કરી લાવ્યા તે ઘણુ ખોટુ કર્યુ છે પરસ્ત્રી સામી જે કુદૃષ્ટિ કરે છે તેનો નાશ થાય છે માટે મારૂં માની સીતાને પાછી સોંપો ' છતા રાવણે માન્યુ નહિ ત્યારે તેણે પોતાના પતિને કહ્યુ કે: હે પ્રિય ! આપના ભાઇ રાવણે સીતાને હરી લાવી ઘણુજ અધટીત કામ કર્યુ છે. અધર્મ માર્ગે ચાલનાર ભાઇ હોય કે બાપ હોય પણ તેનો ત્યાગ કરવો જોઇએ માટે આપ તેમને સમજાવો અને થતા અનર્થથી બચાવો."

તે સીતા પાસે અશોક વાટિકામા જઇ તેમને ધીરજ આપતા સીતાને ત્યા દુખ પડે નહિ તેની તપાસ રાખતા અને સીતાને દેવી તુલ્ય માન આપી સેવા કરતા, રાવણને માર્યા પછી રામે વિભિષણને લંકાની ગાદી આપી તે વખતે પણ સરમા ધર્મનુ પાલન કરી પતિને સહાય આપતી. પતિ પાસે ઇશ્વરભક્તિ કરવામા તે ઘણો કાળ ગાળતી તેણે ધર્મ અને નીતિને રસ્તે ચાલી પતિની સેવા કરવામા પોતાનુ જીવન સાર્થક્ય માન્યુ હતુ. તેણે ઉત્તમ ગૃહિણીપદ નભાવ્યુ હતુ

---

## અંજની–પવનજય–હનુમાન.

અંજની એ મહેંદ્ર રાજાની પુત્રી અને પ્રલ્હાદના પુત્ર પવનજયની સ્ત્રી હતી, તે સુદર, વિદ્યામા નીપુણ, નિર્મળ મનની, દયાળુ અને પવિત્રતા હતી. તે હમેશા પતિભક્તિ પરાયણ રહેતી તેનો પતિ પવનજય અહંકારી હતો તેથી તેની મભાળ લેતો નહિ તેથી તે હમેશા તપ કરી સદાશીવની આરાધના કરતી

એક વખતે રાવણે પ્રલ્હાદ પાસે વરૂણની સાથે યુદ્ધ કરવામા મદદ માગી તેથી કુમાર પવનજયને તેની મદદે મોકલ્યો, તે પોતાની સ્ત્રી અંજનીને જતી વખતે પણ મળ્યો નહિ, પવનજય જતો હતો ત્યા રસ્તામા રાત પડતા એક સરોવરના કિનારે મુકામ નાખ્યો, ત્યાં એક ચક્રવાકી પોતાના પતિના વિયોગથી રડતી હતી, તેને જોઈને પોતાની ... અંજની ઘણા વર્ષે સાંભળી, તેથી તે રાત્રે તે પાછો આવ્યો અને સ્ત્રી

અંજનીને પોતાના સમાગમથી સુખી કરી. સવારે તે જવા લાગ્યો. ત્યારે અજનીએ કહ્યુ કે: "વ્હાલા, તમે તો જાઓ છો, પણ મને રહેલો ગર્ભ વૃદ્ધિ પામશે તો હુ શો જવાબ આપીશ.' તેથી પવનજયે તેને પોતાની મુદ્રિકા આપી કહ્યુ કે. "તારે બીક ન રાખવી હું યુદ્ધમાં શત્રુને જીતી તરત પાછો આવીશ." આમ કહી પવનજય ચાલ્યો ગયો. તેના ગયા પછી અજનીને ગર્ભ રહ્યાની વાત તેની સાસુએ જાણી તેનો તિરસ્કાર કરી કહ્યુ કે "અરે દુષ્ટા! મારો પુત્ર તો યુદ્ધે ગયો છે અને તને ગર્ભ ક્યાથી રહ્યો? તે મારા કુળને કલક લગાડ્યુ" અજનીએ આ સાંભળી પતિના સમાગમની વાત કહી પણ તેની વાત કોઇએ સાચી માની નહિ. અને તેથી પ્રહ્લાદે તેને તેના બાપને ત્યા મોકલી, બાપે પણ તેને સગ્રહી નહિ. તેથી તે વનમા શકરનુ ધ્યાન ધરતી રહેવા લાગી.

એમ કરતા પુર્ણ માસે અંજનીને એક ગુફામા પુત્રનો જન્મ થયો, આ વખતે તે દુખથી રડવા લાગી જેથી ત્યા થઇ જતા પ્રતિસુર્ય નામના વિદ્યાધરે આવી તેને આશ્વાસન આપી પોતાની બેન સમાન ગણી પોતાની હનુસહન નગરીમા લઇ ગયો. પછી પુત્રનુ નામ હનુમાન પાડ્યું. નાનપણમા માતા અજનીએ હનુમાનને નીતિ અને ધર્મ સબધી કેળવણી આપી. પવનજય જ્યારે યુદ્ધમાથી ઘેર આવ્યો ત્યારે અજનીને ન જોઇ. તે પોતાની પત્નીને કાઢી મુકયાની વાત જાણી ઘણો દુઃખી થયો અને અંજનીને ખોળવા વનમા ભટકવા લાગ્યો. છેવટે પત્ની ન મળતાં તે બળી મરવાનો વિચાર કરવા લાગ્યો. તે વાત તેના બાપ પ્રહ્લાદે જાણી તે પુત્ર પાસે આવ્યો તેમજ પ્રતિસુર્યને પણ અજનીના વિયોગે પવનજય બળી મરે છે એવી ખબર મળી તેથી તે પણ અજનીને લઇ ત્યા આવ્યો. તેથી અંજનીને જોઇ સર્વ હર્ષ પામ્યા. પુત્ર હનુમાનને જોઇ પવનજય આનદ પામ્યો. અને વગરકારણે અજનીને દુખ આપ્યુ તેથી રાજા પ્રહ્લાદ અને તેનો બાપ દીલગીર થયાં.

પવનજય પોતાની પત્ની અજની અને પુત્ર હનુમાનને લઇ નગરમાં આવ્યો. સર્વેને આનદ થયો. અજનીની સાસુ કેતુમતીએ દીલગીરી બતાવી. અજનીએ પોતાના ભાગ્યનો દોષ માની સર્વનુ સમાધાન કર્યું. હનુમાન જેવા પરમભક્ત અને બળવાન પુત્રથી અજનીને સર્વ કોઇ ધન્યવાદ

આપવા લાગ્યા, અંજની સાસુની સેવા કરતી તેમ પતિની આજ્ઞાનુ પાલન કરતી હતી, તે પુત્રને ઉછેરી તેને બળવાન બનાવી ધર્મનિષ્ટ બનાવવામાં કાળજી રાખતી. પછી પવનજયે પણ અંજનીને પોતાના પ્રાણતુલ્ય વ્હાલી માની તેની સાથે રહી સુખ ભોગવ્યુ હતુ. અંજની સતિ હતી પતિએ તેનો ત્યાગ કર્યો હતો છતા પણ પોતાના પતિવ્રતપણાને લીધે પતિના પ્રેમને મેળવી સુખી થઇ હતી તેણે હનુમાન જેવા વીર પુત્રને જન્મ આપી જગતમા અમર નામ રાખ્યુ છે હનુમાને રામની સેવા કરી સીતાજીની શોધ કરવામા રામચન્દ્રજીને મદદ કરી હતી, તે રામના પરમ ભકત થઇ ગયા છે, આજે લોકો તેની દેવતુલ્ય પુજા કરે છે.

---

# મુર્તિ–ધર્મ

મુર્તિ એ દક્ષ પ્રજાપતિની પુત્રી અને ધર્મઋષિના પત્ની હતા. સતી સાત્વિક, સૌંદર્યવાન, ઉદાર અને તેજસ્વી હતા, તેમણે રાજસુખ કરતા પતિ સાથે વનમા રહી પતિસેવા કરવાનું સારૂ ગણ્યુ હતુ. તેમણે પોતાના પતિ સાથે હિમાલય ઉપર રહી તપ કર્યું હતુ. તેમને તેર શોકો હતી તે સર્વ સાથે તે પોતાની બ્હેનો જેવુ વતન રાખતા પતિની સેવા કરી તેમણે પતિની પ્રીતિ સપાદન કરી હતી તે ઉદાર અને ધર્મિષ્ટ હતાં તે દુખીઓને મદદ કરતાં, પોતાને ત્યા આવનાર અતિથીનો સત્કાર કરતાં. તે પોતાના આશ્રમની બાળાઓને ઉપદેશ આપતાં કેઃ–બ્હેનો સ્ત્રીઓને તરનાનો માર્ગ નીતિનું પાલન કરવુ અને શીયળને પ્રાણથી પણ વધુ ગણી પાળવું એ છે પતિના પ્રેમના પાત્રરૂપ બની તેમને પોતાના શિરછત્ર તરીકે માની સેવવા જોઇએ. સ્ત્રીઓએ સહનશીલતા રાખી ધીરજ અને નમ્રતાથી વર્તવુ. વિવેક અને વિનય રાખવો ઉદાર દીલ રાખી શાત રહેવુ, આ પ્રમાણે તે ઘણી સ્ત્રીઓને સુધારવા બોધ દેતા

તેમને નર અને નારાયણ નામે બે પુત્રોનો જન્મ થયો હતો તે ઇશ્વરાવતાર મનાય છે તે બંને પુત્રો હિમાલયમાં જઈ તપ કરતા હતા. સતીનું ધ્યાન હંમેશાં બ્રહ્મમાં લીન રહેતુ તેમણે પતિસેવા કરી ઉત્તમ ગૃહિણીપદને શોભાવ્યુ હતુ પતિની પ્રીતિ તેમના ઉપર અત્યંત હતી.

# શ્રદ્ધા—અંગિરા

શ્રદ્ધા એ કર્દમ પ્રજાપતિના પુત્રી હતા, તે સ્વરૂપે સુંદર, તેજસ્વી, ગુણવાન, ધાર્મિક, શાંત અને તત્વજ્ઞ હતા. તે કપિલ મુનિના બેન અને દેવોના ગુરૂ બ્રહસ્પતિનાં માતા થાય. તેમના લગ્ન બ્રહ્માના માનસ પુત્ર અંગિરા ઋષિ જોડે થયા હતા. બંને પતિ પત્ની વચ્ચે અત્યંત પ્રેમ હતો પતિના ઘણા ગુણો આ સતીમાં આવ્યા હતા. તે પોતાને ત્યાં આવતા અતિથીનો પ્રેમથી સત્કાર કરતા ને કહેતા કે પરોપકાર કરવો એ મોટું પુણ્યનું કામ છે. આ ગૃહસ્થાશ્રમમાં જેટલો પરોપકાર કરવા ધારીએ તેટલો થઇ શકે છે સ્ત્રીએ પોતાના પતિને ગૃહસ્થાશ્રમમાં મદદ કરવી જોઇએ તેમને બ્રહસ્પતિ નામના મહાસમર્થ પુત્ર થયા હતા, ને પોતાની માતાને હાથે શિક્ષણ લઇ વેદવેત્તા અને સમર્થ થયા હતા. ને દેવોના ગુરુ મન્યા હતા. તે હમેશા પતિને રાજી રાખવા, પતિની પ્રીતિ સંપાદન કરવા તત્પર રહેતા ને ગૃહકામમાં કુશળ હતા, પોતાના પુત્રને ઉત્તમ કેળવણી આપી જગતમાં પોતાનું નામ અમર કરી ગયા છે.

---

# સત્યવતી—રૂચીક

સત્યવતી એ પૂર્વે થઇ ગયેલા કાન્યકુબ્જ દેશના ગાધિ રાજાના પુત્રી હતાં. તે સ્વરૂપે સુંદર, નીતિમાન, ધર્મિષ્ટ, દયાળુ અને શાંત ગુણી હતાં એમના ભાઇનું નામ વિશ્વામિત્ર હતું. વિશ્વામિત્ર એ સમર્થ ઋષિ થઇ ગયા છે. સત્યવતી ગુણ અને રૂપમાં ઉત્તમ છે એમ માની ઋચિક ઋષિએ તેમના પિતા પાસે જઇને તેમની માગણી કરી. આ વખતે જો પોતાની પુત્રી મુનિને ન પરણાવે તો મુનિના શાપનો ભય અને પરણાવે તો ઉત્તમ કોમળાંગી પુત્રીને વનમાં જઇ દુઃખ વેઠવું પડે તે વિચારથી રાજા ચિંતામાં પડયા. પોતાના પિતાને આવી રીતે ધર્મસંકટમાં આવેલા જોઇ સત્યવતીએ ખુશીથી ઋષિને પરણી રાજ્યના કરતાં વનમાં જઇ તપ કરવાની મરજી જણાવી. તેથી સત્યવતીનાં લગ્ન ઋચિક ઋષિ સાથે કર્યા. ઋચિક ઋષિએ

હજાર કાળા કાનવાળા ધોળા ઘોડા પોતાના સસરાને લાવી આપ્યા, સત્યવતી પતિ સાથે વનમા જઇ ગૃહસ્થાશ્રમ ચલાવા લાગી. વનમાં જઇ તે વલ્કલ પહેરી પતિના કામમા મદદ કરી તેમની પ્રીતિ સંપાદન કરવા મથની

એક વખત ભ્રગુઋષિ તેમના આશ્રમમા આવ્યા, તેમની સત્યવતીએ ઉત્તમ પ્રકારે સેવા કરવાથી મુનિ ખુશી થયા અને વરદાન માગવાનું કહ્યુ તેથી સત્યવતીએ પોતાના પિતાને અને પોતાને પુત્ર થાય તેવી માગણી કરી ઋષિના વરદાનથી સત્યવતીને પુત્ર થયો તેનું નામ જમદાગ્ન પાડયુ અને તેમના પિતા ગાધીરાજાને પુત્ર થયો તેનુ નામ વિશ્વામિત્ર પાડયુ

સતિએ પુત્રને ઉછેરી મહાસમથ બનાવ્યા હતા જેમણે સહસ્રાર્જુન સાથે યુદ્ધ કર્યુ હતુ જમદગ્નિને મહાસમર્થ પુત્ર પરશુરામ થયા હતા જેમણે પોતાના બળથી એકવીસ વાર પૃથ્વીને નક્ષત્રિય બનાવી હતી. આવી રીતે સતી સત્યવતીએ પતિની સેવા કરી ઉત્તમ પુત્રને જન્મ આપ્યો, તે પુત્ર સમર્થ ઋષિ થઇ ગયા છે તેમના યશથી અત્યારે સતિનુ નામ અમર થઇ ગયુ છે

---

# શુચીસ્મીતા–કરૂણમુની

આ સતી મહાત્મા કરુણ મુનિના પત્ની હતા. પૂર્વે ધનજય બ્રાહ્મણના કરુણ મુનિ પુત્ર થતા હતા ધનજયને સો સ્ત્રીઓ હતી. કરુણમુનિનો તેમના બીજા ભાઇઓ દ્વેશ કરતા હતા એક વખતે કરુણમુનિ નૃસિહજીના દર્શન કરવા જતા હતા તે વખતે એક બ્રાહ્મણના હાથમાનુ ફળ તેમણે સુઘ્યું તેથી તે બ્રાહ્મણે તેને શાપ આપ્યો કે તુ સો વર્ષ સુધી મધમાખી થઇશ, આ વખતે કરુણનુ લગ્ન શુચિસ્મિના સાથે થયુ હતુ, સતિ પોતાના પતિની સેવા કરી તેમને રાજી રાખતા, બનેને પરસ્પર સારી પ્રીતિ હતી, કરુણ મુનિએ ઘેર આવી પોતાની પત્નીને શાપની વાત કહી, જેથી સતિએ કહ્યું કે પતિ ગમે તે અવસ્થામા હોય છતા પત્નીએ તેને ઇશ્વર માની સેવા કરવી જોઇએ તેમ હું તમારી સેવા કરીશ થોડીવારે મુનિ મધમાખ બની ગયા તેને શુચિસ્મિતા પોતાના પ્રાણની માફક પાલન કરવા લાગી. કરુણ મુનિના ભાઇઓ આ વાત જાણી રાજી થયા તેમણે લાગ જોઇ

મધમાખીને ઉકળતા તેલમા નાખી તેથી તે માખી મરી ગઇ, આ જાણી શુચિસ્મિતાએ રડીને ઘણુ કલ્પાત કર્યું. એટલામા સતિ અરૂંધતી ત્યાં આવ્યા અને સતિને દીલાસો આપી તેના પતિને મૃત્યુંજય મંત્રવડે મધમાખીના રૂપે જીવતો કર્યો

પાછી સતિ તે મધમાખીને પતિ માની સેવા કરવા લાગી, ફરી સો વર્ષે પાછી તેમના ભાઇએ તે મધમાખીને મારી નાખી તેથી સતી મરેલી માખને લઇ દધીચીમુનિ પાસે ગઇ. સતિના કલ્પાંતથી મુનિએ કરૂણ મુનિને મનુષ્ય રૂપે જીવતા કર્યા અને શાપનો અંત આવ્યો. તે પછી સતી શુચિસ્મિતા પતિ સાથે રહી આનંદ માનવા લાગી. આ પ્રમાણે પતિની ગમે તેવી સ્થિતિમા પણ સતિ સ્ત્રીનો પ્રેમ પતિના ઉપર જેવો ને તેવો જ રહે છે.

ચન્દ્રકાંતાએ આ પ્રમાણે કહી આજે બંધ રાખ્યુ અને સતિ સ્ત્રીઓ ઉત્તમ ગૃહિણીપદને શી રીતે નભાવી શકે છે તે વિષે સતિ સ્ત્રીઓના જીવનમાથી દરેક સ્ત્રીએ પોતાના જીવનમા તેમની વર્તણુક ઉતારવી જોઇએ એમ કહ્યુ. આ પછી સર્વ સ્ત્રીઓ ચન્દ્રકાંતાનો ઉપકાર માનતી પોતપોતાને ઘેર ગઇ.

---



---



# પ્રકરણ ૧૩ મું.

## સ્ત્રીઓને સંસારમાં સ્વર્ગીય સુખ શી રીતે મળે.

બીજે દિવસે નિયમ પ્રમાણે સર્વ સ્ત્રીઓ ચન્દ્રકાંતાને ત્યાં આવી. તે સર્વને આવેલી જોઇ ચન્દ્રકાન્તાએ રોજની માફક કહેવા માંડયુ કે જુઓ બ્હેનો, આપણે સ્ત્રીઓ જો ધારીએ તો આ સંસારમાં સ્વર્ગના જેવા સુખને પણ મેળવી શકીએ છીએ. આપણે ઉત્તમ વિચારોનું સેવન કરી, દૈવિ ગુણોને ધારણ કરી આ મૃત્યુલોકમા પણ સ્વર્ગીય આનંદને ભોગવી શકીએ તેમ છે. આ જગતમા દુ:ખ પણ આપણે જ ઉપજાવીએ છીએ અને સુખ પણ આપણા જ કૃત્યથી મેળવી શકીએ છીએ. જુઓ બ્હેનો, પૂર્વે થઇ ગયેલી સતિ સ્ત્રીઓ પોતાના શુદ્ધ અને પવિત્ર આચરણથી પતિસેવા કરી કેવા આનંદને મળવી શકતી, આપણા સર્વ સુખના આધારરૂપ પતિની સેવા કરી, તેમને રાજી રાખવા સર્વદા યત્ન કરવો. ઘરમા શાંત રહેવુ, સર્વના ઉપર સ્નેહ રાખવો, સર્વની સાથે સંપ રાખવો, ઘરના બીજા માણસો સાથે પણ સ્નેહથી વર્ત્તવુ, ક્રોધને કદી પણ ન કરવો, હમેશા આનંદમા રહેવુ, પોતાની સ્થિતિ અનુસાર રહેવુ, સસારના પદાર્થો નાશવત છે માટે તે જાય કે આવે તેમાં હર્ષ કે શોક ન કરવો એ સર્વ સ્ત્રીઓને સ્વર્ગનુ સુખ આપનાર છે

ઉત્તમ સ્ત્રી પતિની કંગાલ અવસ્થામા ઝુંપડીમાં રહીને પણ પતિસેવા કરી, પતિને પ્રસન્ન રાખી સુખ ભોગવી શકે છે. જ્યારે મોટા મહેલમા રહી પુષ્કળ ધન વૈભવ ભોગવવા છતાં પણ પતિના ઉપર પ્રીતિ ન રાખનારી સ્ત્રી કકાશ કરી હમેશા દુ:ખી રહે છે અને પતિને દુ:ખ આપે

છે. પતિને સંકટ વખતે પણ જે સ્ત્રી પોતાના પ્રેમ અને આનંદથી પતિનું સંકટ ભૂલાવી આનંદ આપી શકે છે તે ઉત્તમ સ્ત્રી છે. પતિના આગળ હમેશાં હસમુખો સ્વભાવ રાખવો. કદી કોઇ વસ્તુની આપણે જરૂર હોય અને પતિ ન લઇ આપે તો પણ તેમના ઉપર રોષ ન રાખતાં પ્રીતિ જેવી ને તેવી કાયમ રાખવી. પતિની સેવા કરી પત્નિની અર્ધાંગનાને સાર્થક કરી પતિમય થઇ જવુ જોઇએ, પતિના વિચાર તેજ તેની પત્નીના હોવા જોઇએ પતિને અનુકુળ વર્તન રાખવુ જોઇએ. પરપુરૂષનુ મનમાં પણ સ્મરણ કરવુ નહિ, વિવેક મૂકી તેની સાથે બોલવુ ચાલવુ નહિ, સદા પતિની પ્રીતિ મેળવવામાં જ મન રાખવું એ આ સંસારમાં સ્વર્ગીય સુખનો અનુભવ કરાવનાર છે. પૂર્વે થઇ ગયેલી સતીઓનાં જીવનચરીત્ર સાંભળી આપણે તે પ્રમાણે વર્તીએ તો જરૂર આપણે પણ સ્વર્ગીય સુખને મેળવી શકીએ છીએ.

---

# શશીકળા-સુદર્શન.

કાશીના રાજા સુબાહુની પુત્રીનું નામ શશિકળા હતું. તે નાનપણમાંથી સદ્‌ગુણી, સુશીલ અને સૌંદર્યવાળી હતી, અયોધ્યાના રાજા ધરૂવસંધીનો પુત્ર સુદર્શન, ભારદ્વાજ મુનિના આશ્રમમા રહેતો હતો, તે રૂપાળો, શુરવીર અને વિદ્વાન હતો તે વાત શશિકળાએ જાણી તેની સાથે પોતાનુ લગ્ન થાય તો સારૂ એવી ઇચ્છા તેણે તેની માને બતાવી શશિકળાની માએ તે વાત પોતાના પતિને કરી જેથી રાજા સુબાહુએ કહ્યુ કે તે કુળવાન છે પણ તેના ઓરમાન ભાઇ શત્રુજીતના દાદા યુદ્ધાજીતે તેને રાજભ્રષ્ટ કરી કાઢી મુકયો છે. તે તેને મારવા ફરે છે, નેથ રાજ્યથી ભ્રષ્ટ થઇ તેની મા સાથે વનમાં રહે છે તેની સાથે પરણાવવાથી કુવરીને શુ સુખ આવવાનું છે? આ વાત શશિકળાએ જાણી કહ્યુ કે મે સ્વપ્નમા એમના દર્શન કર્યાં છે ત્યારથી હું એમને વરી ચુકી છુ માટે બીજાની સાથે હવે હું લગ્ન કરવાની નથી, તે શશિકળા ઉમ્મરે આવતા તેને માટે રાજાએ સ્વયંવર રચાવ્યો, તેમાં યુધાજીત તથા શત્રુજીત પણ આવ્યા, શશિકળાએ તે દિવસે સુદર્શન પણ ત્યા આવે તે માટે બ્રાહ્મણ સાથે તેને સંદેશો મોકલ્યો.

સદેશો સાભળી સુદર્શન સ્વયવરમા જવા તૈયાર થયો પણ તેની મા મનોરમાએ ત્યાં ન જવા તેને જણાવ્યુ, અને કહ્યુ કે તારો ઓરમાન ભાઇ તારી સાથે વૈર રાખે છે, તે પણ ત્યા આવશે માટે આપણે જવુ નથી, સુદર્શનને જગદબા ઉપર શ્રદ્ધા હતી તેણે કહ્યુ કે દેવી મારૂ રક્ષણ કરશે માટે હું તો જઇશજ ત્યાર મનોરમાએ પણ તેના સાથે જવાનું કહ્યુ તેથી મા દીકરો બને સ્વયવરમા ગયા.

સ્વયવર વખતે રાજાએ શશિકળાને સ્વયવરમા જઇ પોતાને ગમે તે રાજાને વરમાળ આરોપવા કહ્યુ, પણ તેણે કહ્યુ કે હુ તો સભામા જવાની નથી, જો તમે મારૂ હિત ઇચ્છતા હો તો સુદર્શનની સાથે મારૂં લગ્ન કરો હું બીજા રાજાને મો બતાવવાની નથી આથી રાજા નિરાશ થયો અને સભામા જઇ કહેવા લાગ્યો કે મારી પુત્રી અહિ આવવા ના કહે છે માટે તમે સર્વે હવે પધારે યુધાજીતે કહ્યુ કે તો પછી તમે બધા રાજાઓને અહિ કેમ તેડાવ્યા? જો તમે સુદર્શન વેરે તમારી પુત્રીને પરણાવશો તો હુ તેને મારી તમારી પુત્રીને મારા ભાણેજ સાથે પરણાવીશ

આથી સુબાહુએ શશિકળાને ઘણી સમજાવી સ્વયવરમા આવવા કહ્યુ, પણ તેણે તો કહ્યુ. "હુ તો સુદર્શન વગર બીજાને પરણવાની નથી તમે અમારી ચિતા ન કરશો ભગવતી અંબા અમારી સહાય કરશે" આથી સુબાહુએ સ્વયંવરમા સર્વ રાજાઓને બીજે દિવસે આવવાનુ કહ્યુ, એથી સર્વ રાજાઓ વેરાઇ ગયા અને સુબાહુએ શશિકળાનુ લગ્ન સુદર્શન સાથે કર્યું આ વાત જાણી સર્વ રાજા પોતાને ઘેર ગયા, પણ યુધાજીત તથા શત્રુજીતે તો દ્વેષથી સુદર્શનને મારી નાંખી શશિકળાનુ હરણ કરવાનો નિશ્ચય કર્યો, આથી સુબાહુ શશિકળા તથા સુદર્શનને લશ્કર લઇ તેમની સાથે મુકવા ગયો. રસ્તામાં સુદર્શનને આવતો જોઇ તાકી રહેલા યુધાજીને તેમના ઉપર હુમલો કર્યો, બને પક્ષ વચ્ચે મોટુ યુદ્ધ થયુ તેમાં દેવીના પ્રતાપથી યુધાજીત તથા શત્રુજીત હાર્યા અને રણમા વરાયા સુદર્શન શશિકળાને લઇ દેશમા ગયો અને રાજ્યગાદી સભાળી, શશિકળાએ પોતાના મનથી માનેલા પતિને પરણી સુખ ભોગવ્યુ, સાસુઓની સેવા કરી તેમને સતોષ આપ્યો, તે પતિવ્રતા હતી, પતિની પ્રીતિ સપાદન કરી તેણે આનદ ભોગવ્યો તે સમજુ ગૃહકુશળ અને રાજ્ય વ્યવસ્થામા પણ પતિને સલાહ આપનાર હતી.

# ખન્ના-મિહિર

પુર્વે વિક્રમાદિત્યના દરબારમા વરાહ નામે પડિત હતો, તેને મિહિર નામનો પુત્ર થયો, તેની કુંડળી જોવરાવી તો તેનું આયુષ્ય માત્ર દશ વર્ષનું હતુ તેથી આ ટુકા આયુષ્યવાળા પુત્ર સાથે માયા બાધી દુઃખી થવા કરતા તેનો અત્યારથી ત્યાગ કરવો એ સારૂં, એમ માની પડિતે તેને એક માટીના ઘડામા મુકી જળમા ફેકી દીધો, આ ઘડો એક ગરીબ માણુસના હાથમા આવ્યો, તેને પુત્ર નહોતો તેથી ઇશ્વરે આ પુત્ર આપ્યો એમ માની તે ઘડામાથી પુત્રને ઘેર લઇ જઇ લાલન પાલન કરવા લાગ્યા

મિહિરનું આયુષ્ય ૧૦ વરસનુ નહિ પણ ૧૦૦ વરસનુ હતું, તેના પિતાના જ્યોતિષની ગણત્રીમા ફેર હતો, મિહિર મોટો થયો એટલે મુસાફરી કરતો કરતો લકામા જઇ ચઢયો, ત્યા એક જોષીને ત્યા મિહિર જ્યોતિષ શીખવા રહ્યો ત્યા તે પાડતને ઘેર ખન્ના નામની પુત્રી હતી તેની સાથે મિહિર રહેવાથી બનેમા પ્રેમ બધાયો, બનેનો પ્રેમ જોઇ પડિતે તેમના લગ્ન કર્યા, અને મિહિર સાથે ખન્નાને વળાવી. ભાગોળે પડિત વળાવા આવ્યા હતા તે વખતે એક ગાય પ્રસવની તૈયારીમા હતી તે જોઇ ગુરૂએ મિહિરની પરીક્ષા કરવા પુછ્યુ કે આ ગાયને કેવા રગની વાછડી આવશે? તે મિહિર કહી શકયો નહિ તેથી ગુરૂએ કહ્યું કે હજુ તારો અભ્યાસ કાચો છે, માટે આ પુસ્તકો વાચી અભ્યાસ પાકો કરજે, સમુદ્રમા વહાણુમા બેસી જતા તેને વિચાર આવ્યો કે આટલા દિવસ અભ્યાસ કર્યો પણ હજુ જ્યોતિષ વિદ્યા ન આવડી તો હવે શુ આવડવાના છે એમ કહી તેણે તે પુસ્તકો સમુદ્રમા નાખી દીધા

મિહિર પોતાના દેશમા આવ્યો. વરાહ પોતાનો પિતા છે એમ ખબર પડતા તે તેમની પાસે ગયો. બાપે તેને ઓળખી પુત્ર અને પુત્રવધુનો સત્કાર કર્યો. વરાહ જ્યોતિષમા હોશિયાર હતો પણ ઘણીવાર તેની ગણત્રી ખોટી પડતી, તે વખતે ખન્ના અદર બેઠી બેઠી સસરાની ભૂલ સુધારી આપતી. ખન્ના પોતાના બાપ પાસે જ્યોતિષ શીખી હોશીઆર થઇ હતી એક વખતે રાજા વિક્રમે આકાશમા કેટલા તારા છે તેની ગણત્રી કરી લાવવા વરાહને કહ્યું, વરાહ કાલે જવાબ આપવાનુ કહી ચિંતાતુર મોઢે ઘેર ગયો.

ખનાએ સસરાનું મોં ઉતરી ગયેલું જોઇ તેનુ કારણ પુછ્યુ. વરાહે તારાની ગણત્રીની વાત કહી એટલે ખનાએ તે ગણત્રી કરી જવાબ આપ્યો, અને તે પ્રમાણે વરાહે રાજાને બીજે દિવસે જવાબ આપ્યો

રાજાને ખબર પડી કે આ ગણત્રી વરાહની નહિ પણ તેના પુત્રની સ્ત્રી ખનાની છે, તેથી તેને બીજે દિવસે સભામા બોલાવી લાવવાનો હુકમ કર્યો. વરાહે જાણ્યું કે જો પુત્રવધુ આપણા કરતાં સભામાં હોંશિયાર ઠરશે તો આપણી આબરૂ જશે. માટે તેની જીભ કાપી નાખવાનુ મિહિરને કહ્યું મિહિરનો ખના ઉપર અત્યંત પ્રેમ હતો તેથી તે ગભરાયો પણ ખનાએ તેને કહ્યુ કે 'શામાટે ગભરાવ છો ? પિતાની આજ્ઞાનું પાલન કરો, મને ખબર છે કે એથી જ મારૂ મોત છે. જે થવા કાળ હશે તે થશે જ માટે ચિંતા ન કરો, આથી મિહિરે ખનાની જીભ કાપી નાખી, તેથી ખના મૃત્યું પામી ખના પતિસેવામા કુશળ હતી. જ્યોતિષ વિદ્યામા સમર્થ હતી. પતિની આજ્ઞાનુ પાલન કરવમા, સાસુ, સસરાની સેવા કરવામા અને ગૃહકાર્યમા કુશળ હતી તેણે સસરાની આજ્ઞા માથે ચઢાવી પતિના હાથે મોત માગી લીધુ હતું

---

# કલાવતી–સુચન્દ્ર.

કમળાના અંશરૂપ પિતૃઓની માનસી કન્યા કલાવતી હતી. તેનુ લગ્ન સુચન્દ્રરાજા વેરે થયુ હતુ રાજાએ પોતાની પત્નિ સાથે પુષ્પભદ્રા નદીને કાંઠે એક હજાર વર્ષ સુધી રહી તપ કર્યું હતુ, એક વખત પરમાત્માનુ ધ્યાન કરતા કરતા સુચન્દ્રનો પ્રાણ નીકળી ગયો, તે જાણી કલાવતીએ ઘણી રડકકળ કરી મુકી, પતિ વિયોગથી તે ઘણી જ દુઃખી થઇ આક્રંદ કરવા લાગી તે સતી હતી, તેના દુખથી બ્રહ્મા ત્યા આવ્યા અને રાજાને સજીવન કર્યો, સતીના પ્રતાપથી પતિ જીવતો થએલો જોઇ તે ઘણી ખુશી થઇ. રાજાને બ્રહ્માએ વરદાન માગવાનું કહ્યુ તેથી તેણે મોક્ષ મળે તેનુ વરદાન માગ્યું, તેથી કલાવતીએ કહ્યુ કે ભગવન, જ્યારે તમે તેમને મોક્ષ આપશો તો પછી પાતવ્રતા મારી શી ગતિ ? સતિ સ્ત્રીઓને પતિસેવા જ કલ્યાણ આપનારૂં છે, પતિસેવા વગરના સર્વ ધર્મ કાર્ય નિષ્ફળ છે.

પતિવ્રતા સ્ત્રીને પતિ કરતા કરતાં કોઇ પણ વસ્તુ વ્હાલી નથી ધન-વૈભવો પણ પતિવગર નકામા છે, સતીને માટે તો પ્રાણ કરતાં પણ પોતાનો પ્રાણપતિ વધુ વ્હાલો હોય છે, સાધ્વિ સ્ત્રી દરેક જન્મમાં પતિની સાથે રહે છે. માટે પ્રભો ! હું પતિ વગર કેવી રીતે જીવી શકું ? તે સાંભળી બ્રહ્માએ તેને કહ્યું કે હજુ કેટલોક વખત તારા પતિ સાથે સંસારમાં દૈવી આનંદને ભોગવ, પછી તમે બન્ને જીવન્મુક્તિનો અનુભવ કરશો આવી રીતે વરદાન આપી બ્રહ્મા અંતર્ધ્યાન થયા અને સતિએ પોતાના પતિને સજીવન કરી બાકીનો કાળ વિતાવ્યો.

---

# સુનીતિ-ઉત્તાનપાદ.

પૂર્વે થઇ ગયેલા ઉત્તાનપાદ રાજાની સુનીતિ નામે પત્નિ હતી તેને બીજી શોક્ય સુરૂચી નામની હતી, એક વખતે સુરુચી રાજાના ઉપર રીસાઇ રડવા લાગી ત્યારે રાજાએ કહ્યું કે તું કેમ રડે છે ? ત્યારે તેણે કહ્યું કેઃ તમે સુનીતિને વધારે વ્હાલ છો અને હું તો અળખામણી, ત્યારે મને પરણીને શું કામ મારો ભવ બગાડયો ? તમે રાતદિવસ સુનીતિના મ્હેલે જાવ, સારો હાર તોપણ તેને, સારો મ્હેલ તો પણ તેને, જ્યાં તમે ત્યાં તે, અને હું તો નકામી, માટે જાઓ, હું રડી રડીને હવે મારૂં જીવન પુરૂ કરીશ રાજાએ તેને ઘણું સમજાવી, પણ તેને માન્યુ નહિ, તે નવી રાણી હતી, તેને નવો મ્હેલ બંધાવી આપવાનુ, સુનીતિના જેવો મુલ્યવાન હાર લાવી આપવાનું કહ્યુ પણ તેણે ન માન્યુ, છેવટે રાજાએ સુનીતિને ત્યા બોલાવી સુરૂચિનુ સમાધાન કરવાનુ કહ્યુ.

સુનીતિ પતિની સેવા કરવામા પ્રીતિ રાખતી, પતિની આજ્ઞાનું પાલન કરતી, પતિને ઘણા કામમાં સલાહ આપતી, તે રાજા પાસે આવી અને સુરૂચિને રડતી જોઇ કહેવા લાગી કે. બેન શુ કામ રડે છે ? રાજાએ તેને સઘળી વાત કરી, જેથી સુનીતિએ પોતાનો હાર તેને આપવા માંડયો. તે તેણે લીધો નહિ અને કહ્યુ કે, હું કાંઈ ભીખારી નથી કે તારૂં આપેલું લઉ. આથી સુનીતિ સુરૂચિને સુખ ઉપજે તે સારૂ પતિની આજ્ઞા લઇ વનમા જઇ અત્રિઋષિના આશ્રમ પાસે આશ્રમ બાંધી તપ કરવા લાગી.

રાજા તથા સુરૂચિ આનંદથી રહેવા લાગ્યાં. એક વખતે ઘણા દિવસ થયા સુનીતિ શું કરતી હશે તે જાણુવા રાતના સુનીતિ પાસે ગયો પતિને ઘણા વર્ષે આવેલા જોઇ રાણીના હર્ષનો પાર રહ્યો નહિ, સુરુચિના ભયથી રાજા સુનીતિ પાસે આવી શકતો નહતો પછી રાજા તે રાત્રિ ત્યાં રહ્યો. બીજે દિવસે નગરમા ગયો. સુનીતિને ગર્ભ રહ્યો, તેને પુરા માસે પુત્રનો જન્મ થયો તેનુ નામ ધ્રુવ પાડયુ સુરૂચીની બીકથી રાજા સુનીતિના પુત્ર ધ્રુવને બોલાવી શકતો પણ નહિ રાણીએ પોતાના પુત્ર ધ્રુવને નાનપણમાથી જ આ સમ્સાર નિઃસાર છે અને જગત મિથ્યા છે માટે ઇશ્વરની સાથે જ સંબધ રાખવો ઇશ્વર જ નિત્ય છે માટે તેને મેળવવા યત્ન કરવો એવુ શિક્ષણ આપી પરમાર્થ માર્ગે વાળ્યો, સુનીતિ પતિવ્રતા હતી, પોતાના પતિએ તેનો ત્યાગ કર્યો હતો છતા પણ તેમના ઉપર રોષ રાખતી નહિ.

એક વખતે ધ્રુવ પિતાના ખોળામા બેઠો હતો તે જોઇ રાણી સુરૂચિએ તેને મ્હેણુ માર્યું કે. "તારે અહી બેસવાનુ નથી, એ તો મારે પેટે જન્મ લઉં તો બેસાય, તુ તો અભાગણીનો પુત્ર છે" આ સાભળી ધ્રુવને ઘણો ખેદ થયો અને માતાની આજ્ઞા લઇ વનમા ગયો, તેને નારદ મળ્યા અને મત્ર આપ્યો તે મત્રનો જપ કરતો ધ્રુવ ઉગ્ર તપ કરવા લાગ્યો. તેના તપના પ્રભાવથી ઇશ્વરે તેને દર્શન આપ્યા, અને કહ્યું કે તારી ઇચ્છા પુર્ણ થશે અને તને અવિચળ પદ મળશે.

પછી ધ્રુવ ઘેર આવ્યો, તેને જોઇ માતા સુનીતિ ઘણા રાજી થયાં. ઉત્તાનપાદ રાજા ધ્રુવને પરાક્રમી જાણી રાજી થયો તેણે સુનીતિ ઉપર પ્રીતી રાખવા માડી, સુનીતીએ પણ ઘેર આવી પતીના ઉપર રોષ ન રાખતા તેની સેવા કરવા માડી તે પોતાની શોક્ય સુરૂચી ઉપર પણ પ્રેમ રાખી બેન જેટલું હેત બતાવતી ઉત્તાનપાદ રાજા પછી ધ્રુવને રાજપાટ સોપી વનમા તપ કરવા ગયા સુનીતી પણ પતિની સાથે વનમા જઇ તપ કરવા લાગી,

ધ્રુવ રાજ્યગાદી મેળવી પાંચ સ્ત્રીઓને પરણ્યો સુનીતિ પાચે પુત્ર વધુઓ ઉપર પ્રેમ રાખી એક બીજાની સાથે તે સંપથી રહે તેમ

કરતી, સુરૂચી પણ પોતે સુનીતિને આપેલા દુખ માટે પસ્તાવો કરવા લાગી સુનીતિએ આ પ્રમાણે પતિસેવા કરી પતિની પ્રીતિ સંપાદન કરી હતી તેણે ધ્રુવ જેવા મહાત્મા પુત્રને જન્મ આપી જગતમા નામ સાર્થક કર્યું છે.

---

# સતિ શકિત—શંકરાચાર્ય

સતિશકિત એ મદ્રપડિતની પુત્રી હતી તે ગૌહર્યવાન, શાન, ધર્મિષ્ટ અને દયાળુ હતા તેમને તે જ ગામના પડિત વિદ્યાધિરાજના પુત્ર શિવ-ગુરૂ સાથે પરણાવ્યા હતા. અને પરસ્પરમાં પ્રીતિવાળા હતા તેમને પ્રજા નહોતી તેથી બનેએ વૃષક્ષેત્રમા જઇ શિવની ઉપાસના કરવા માંડી તેથી શકરે પ્રસન્ન થઇ તેમને પુત્ર થાય તેવુ વરદાન આપ્યુ પછી દમ્પતી આ-નંદ પામતા ઘેર આવ્યા. તે દિવસે શકિતને ગર્ભ રહ્યો યુધિષ્ટર શક ૨૧૫૮ માં માઘ વદ ૧૪ ને સોમવારે સતિને પુત્રનો જન્મ થયો. પુત્ર દેખાવડો અને સામુદ્રિક લક્ષણોથી પરાક્રમી જણાતો હતો તેની કુડલી કરા-વી, તે જોઇ જોષીએ કહ્યુ કે: આ પુત્ર સર્વજ્ઞ થશે અને મોટા મોટા પંડિતોને જીતશે. શંકરની કૃપાથી પુત્ર થયો હતો તેથી તેનુ નામ શંકર પાડવામા આવ્યુ

શકર બાળપણથી આનદી હતા પવિત્ર માના હાથે ઉછરી પવિત્ર સસ્કારોને પામ્યા હતા. તેમણે ત્રણ વર્ષમા તો અનેક કાવ્ય પુરાણાદિનું જ્ઞાન મેળવ્યુ હતું. તે એકવાર ગુરુના મુખમાથી જે સાભળતા તે તેમને તરતજ આવડી જતુ. પુત્રને બાળપણમા મુકીને જ શિવગુરુએ દેહ છોડી દીધો. સતિને પતિનો વિયોગ થવાથી ઘણું દુખ થયુ તે દિવસે દિવસે સૂકાવા લાગ્યાં. તે પતિવ્રતા હતા તેમને પતિનુ મુખ જોઇ જે આનંદ થતો તેવો આનદ બીજાથી થતો નહિ પતિ વગર આખો સસાર સૂનો જણાવા લાગ્યો. માત્ર પુત્ર સ્નેહને લીધે જ તેમનો દેહ ટકી રહ્યો હતો. તેમણે શંકરને પાચ વર્ષે ઉપવિત આપ્યુ અને વિદ્યાભ્યાસ કરવા ગુરુને ત્યા મૂકયા તે સાતમે વર્ષે તો સાખ્ય, યોગ, વેદ, તર્કશાસ્ત્ર સર્વનું જ્ઞાન મેળવી

ઘેર આવ્યા. શંકરની મધુર વાણી, હાસ્ય, બુદ્ધિ અને નાની વયમાં જ્ઞાન સંપાદન કરેલુ જોઈ સતી ઘણા રાજી થયા.

એક વખતે શક્તિ સ્નાન કરવા ગયેલા ત્યાંથી આવતા ઉનાળામાં પગ બળવા લાગ્યા તેથી ઘેર આવતા ઘણાં દુઃખી થયા અને વાર થઇ, તેથી શંકર માની તપાસ કરવા ગયા અને માતાને વેગળે ન્હાવા જવુ ન પડે માટે નદીનુ પાણી તેમના આંગણા આગળથી જાય તેમ કર્યુ. શંકરની નાની ઉમ્મરમા વિદ્વતા અને સામર્થ્ય જોઇ ઉપમન્યુ, દધીચી, ગૌતમ વિગેરે ઋષિઓ તેમને મળવા આવ્યા. તેમનો શક્તિએ સારો સત્કાર કર્યો. તેમણે પોતાના પુત્ર શંકરનુ વૃત્તાંત તેમને પૂછ્યુ અને તેમનું આયુષ્ય કેટલુ છે તે કહેવા જણાવ્યુ. ઋષિઓએ કહ્યું કે તમો દમ્પતીના તપના પ્રભાવે શંકર જાતે પ્રસન્ન થઇને તમારે ત્યાં અવતર્યા છે, તેમનુ આયુષ્ય ૧૬ વર્ષનું છે, પણ બીજા ૧૬ વર્ષ તે આ પૃથ્વી ઉપર કેટલાક કાર્યો કરવા રહેશે, એટલે ૩૨ વર્ષ સુધી તેમનુ આયુષ્ય છે આ પ્રમાણે પુત્રનુ ટુકુ આયુષ્ય જાણી શક્તિ ઘણો ખેદ કરવા લાગ્યા.

માતાને ખેદ કરતા જોઇ શંકરે કહ્યું કે "માજી! સંસાર નાશવંત છે, છતા શોક કરવો નકામો છે. આ તો પક્ષીના માળાની માફક સંસારનાં સર્વ એકઠા થાય છે અને ગોગ પૂરો થતાં સર્વ જુદા પડી જાય છે. હજુ તો હુ સન્યાસ લેવાનો છુ. માતા આ સાભળી વધુ ખેદ કરવા લાગ્યાં અને પોતાના પુત્ર શંકરને કહ્યુ "પુત્ર, એ વિચાર જવા દે અને લગ્ન કરી ગૃહસ્થાશ્રમી થઇ મને સુખ આપ. તું સન્યાસી થઇશ તો મારી શી દશા થશે? મારી ઉત્તરક્રિયા કોણ કરશે? તને મારી પણ દયા નથી આવતી? આથી શંકરે પોતાની માતાને સમજાવી કેટલાક વર્ષે સન્યસ્ત લેવાની આજ્ઞા મેળવી

શંકરે પોતાની માતાને કહ્યુ કે માજી તમે અંતકાળ વખતે મને યાદ કરજો એટલે હું જ્યા હોઇશ ત્યાંથી તમારો દેહ પડશે ત્યારે આવી અગ્નિ સંસ્કાર કરીશ. માટે મારા સન્યસ્ત થયાથી તમે ખેદ કરશો નહિ. આમ કહી શંકરે સન્યસ્ત લઇ શંકરાચાર્ય રૂપે અનેક મતમતાંતરોનુ ખંડન કરી એક અદ્વૈત મતને સ્થાપન કર્યો જ્યારે માતા શક્તિ માંદાં થયાં ત્યારે તેમણે પોતાના પુત્રનું સ્મરણ કર્યુ. તે વખતે શંકરાચાર્ય ઋષ્યશૃંગ પર્વત

ઉપરથી તરત પોતાની માતા પાસે ફરસટી આવ્યા. તેમને જોઇ માતા ઘણા ખુશી થયાં. તેમને શંકરાચાર્યે બ્રહ્માનંદની પ્રાપ્તિ થાય તેવો ઉપદેશ આપ્યો જેથી સતિ પરમપદને પામ્યાં

શક્તિમાતા અત્યારે શંકરાચાર્ય જેવા સમર્થ ધર્માચાર્યને જન્મ આપી જગતમાં પોતાનુ નામ અમર કરી ગયાં છે સતિ હમેશાં પવિત્ર, પતિ પ્રતિ પ્રેમ રાખનારા અને પુત્રને ઉછેરી તેનું શ્રેય થાય તેવા માગનું જ્ઞાન આપવા તત્પર રહેતા.

---

# ચૂડાલા--શીખિધ્વજ

ચૂડાલા એ સૌરાષ્ટ્ર રાજાની પુત્રી હતી. તે નાનપણમા શાસ્ત્રમા કુશળ અને અપ્સરા જેવી રૂપવાન હતી. તેના રૂપની વાત સાભળી શિખિધ્વજ રાજાએ તેની સાથે લગ્ન કર્યુ. તે નાનપણમાથી જ વિનોદી હતી તેથી પતિની સાથે રહી વિનોદમાં આનદ કરવા લાગી મનેને શાસ્ત્રો ઉપર પ્રીતિ હતી તેથી રાજા પાસેથી ચુડાલાએ નીતિ અને ધમનુ શિક્ષણ મેળવ્યું. યૌવન તેમણે આનદમા વિતાવ્યુ પછી ઉમ્મર થતાં સંસારનો મોહ છોડી તેમણે વેદાંતનો અભ્યાસ કરવા માડ્યો. આત્માથી દેહ જુદો છો અને તે નાશવત છે એમ માની ચુડાના સમાર ઉપરનો મોહ ઓછો કરવા લાગી. તે આનદમા મસ્ત રહેતી તેથી તેના આત્માની જ્યોતિ તેના મુખ ઉપર ઝળહળવા લાગી

તેનુ રૂપલાવણ્ય પુર બહારમા ખીલેલુ જોઇ રાજા શિખિધ્વજે તેને પૂછ્યુ કે. " વ્હાલી, તારામાં આમ એકાએક સૌદર્યનો વધારો થતો જોઈ મને આનદ થાય છે " તે સાભળી રાણીએ કહ્યુ કેઃ એ બધો આત્મજ્ઞાનનો પ્રભાવ છે. ભોગો ભોગવ્યા વગર પણ તેના ઉપભોગનો આનંદ હું મેળવી શકુ છું. હુ પરબ્રહ્મમા લીન્ન રહું છુ. સુખ કે દુઃખ મારે સરખા છે. " આ સાભળી રાજાએ કહ્યુ કે હજુ તમારી બુદ્ધિ કાચી છે. ભોગો ભોગવ્યા વગર તે આનદ મળતો હશે. "

આમ કહી રાજા કામે ગયા અને રાણી પોતાના કાર્યમાં જોડાઇ. તેણે એક વખતે આકાશમાં ઉડવાની શક્તિ મેળવવાની ઇચ્છા કરી અને

તેને માટે તેણે એકાંતમા બેસી ઘણા કાળ સુધી યોગાભ્યાસ કરી આકાશમાં ઉડવાની સિદ્ધિ સંપાદન કરી હતી. રાજા રાજ્યકાર્યમા કુશળ હતો તેને આત્મા સબધીનું જ્ઞાન બહુ નહોતું તેણે ઘણાં તિર્થો કર્યા પણ ખરા આનંદને મેળવ્યો નહિ. તેથી એક વખતે તેણે વનમા જઇ તપ કરવાનો વિચાર કર્યો અને તેને માટે તેણે પોતાની રાણી ચુડાલાની આજ્ઞા માગી.

ચુડાલાએ કહ્યું કે " વ્હાલા, વનવાસ તો વૃદ્ધને શોભે, હજુ તો તમે જુવાન છો, માટે ગૃહસ્થાશ્રમમા જ રહેવું યોગ્ય છે. આથી રાજાએ કહ્યું કે: તમારે મને રજા આપવી જોઇએ તમે રાજકારભાર ચલાવો અને મને વનમાં જવા દો છતા રાણીનુ મન પલળ્યુ નહિ માડી રાત્રે બન્ને જણ સુઇ ગયા. રાણી ઉંઘી ગઇ એટલે રાજા ઉઠયો અને એકલો વનમા ચાલ્યો ગયો. તે મંદરાચળની પાડોશમા જઇ ત્યા એક પર્ણકુટી બાંધી રહ્યો. સવારે રાણી ચુડાલા જાગી પણ પતિને જોયા નહિ તેથી તેણે વિચાર કર્યો કે જરૂર રાજા વનમા ગયા, પતિ તો સ્ત્રીઓના આધારરૂપ છે માટે હવે તેમના વગર મારાથી શી રીતે રહેવાશે આમ વિચાર કરી તે આકાશ માગે પતિની પાસે જવા ઉપડી પણ સારા શુકન થયા નહિ, તેથી તે પોતાના પતિને ફરી મળવાનો વિચાર કરી પાછી વળી અને પ્રજામા એવુ જાહેર કયુ કે, રાજા બહાર ગામ ગયા છે, તે આવશે ત્યા સુધી હું રાજ્ય ચલાવીશ. આ પછી તેણે રાજ્ય ચલાવા માડયુ રાજાએ વનમા તપ કરવા માડયુ સસાર ઉપરથી મોહને છોડી એકાગ્રતાથી પરમાત્મામા પોતાની વૃત્તિને જોડી તે ધ્યાન કરવા લાગ્યો.

કેટલાક વર્ષ પછી ચુડાલા પતિને મળવા માટે રાત્રિના વખતે આકાશ માર્ગે જવા લાગી રસ્તામા તેણે દેવાંગનાઓ અને અપ્સરાઓને સુદર વસ્ત્રાલકારોથી સજ્જ થઇ જતી જોઇ તેમને જોઈ ચુડાલાને પણ પતિની પાસે સત્વર જવાનું મન થયુ તેણે પોતાના પતિને આત્મજ્ઞાનનો ઉપદેશ આપવાનો વિચાર કર્યો. પણ જો તે તેને સ્ત્રી તરીકે ઓળખશે તો ઉપદેશની અસર થશે નહિ એમ ધારી તેણે એક બ્રાહ્મણકુમારનો વેશ લેઇ તે પોતાના પતિ પાસે ગઇ. રા-

જાએ તેને બ્રાહ્મણ કુમારના વેશમાં આવેલી જોઇ સત્કાર કરી બેસાડી. તેને જોઈ રાજાએ કહ્યુ કે તમે કોના પુત્ર છો?

ચૂડાલાએ કહ્યુ કે—હું નારદનો પુત્ર છુ રાજાએ કહ્યુ કે-આ સંસારમા સુખ દુઃખ શાથી આવે છે? ચૂડાલાએ બ્રાહ્મણ પુત્રના વેશમાં કહ્યું કે: ' રાજા, સુખ દુઃખ એ મનના ધર્મો છે, આત્માના નથી, જેને આત્મજ્ઞાન થયુ હોય છે તેને સુખ દુ.ખ બાધ કરતાં નથી. પ્રથમ મન શુદ્ધ કરવા કર્મો કરવાની જરૂર છે તમને તમારી સ્ત્રીએ પહેલા ઉપદેશ આપ્યો હતો પણ તમે માન્યું નહોતુ

રાજાએ કહ્યુ—મે વગર ઉપદેશે રાજ્યવૈભવ છોડી વનમાં વાસ કર્યો છે

ચુડાલા—તમે રાજ્યપાટ છોડયું પણ વન ઉપરથી મમતા છોડી નથી. જેથી રાજાએ વન ઉપરના મમત્વને પણ ત્યાગ કર્યું. ચુડાલાનો ઉપદેશ તેને ગમ્યો અને તેથી તેને સર્વ વસ્તુ ઉપર વૈરાગ્ય આવ્યો. પોતાની માળા, મૃગચર્મ, કમંડલ, સર્વના ઉપરના મોહને છોડી દઇ તે સર્વનો ત્યાગ કરી આત્મસ્વરુપના આનંદમા મસ્ત રહેવા લાગ્યો.

કામ, ક્રોધ, લોભ, મોહ, શોક વિગેરેને તો પ્રથમથી જ તેણે તજ્યાં હતા. તે પછી ચુડાલાએ બ્રાહ્મણપુત્રના વેશનો ત્યાગ કર્યો અને પોતાના મૂળ સ્વરૂપે રાજા પાસે આવી, તેને જોઇ રાજા આશ્ચર્ય પામ્યો અને કહ્યું કે: " અહો ! તું અહિં ક્યાથી? તેણે કહ્યું કે: હુ બ્રાહ્મણ પુત્રનો વેશ લઈ ઘણા વખતથી તમારી પાસે આવી છુ. આ સાંભળી રાજાને રાણી ઉપર સ્નેહ પ્રકટયો અને તેને વ્હાલથી ભેટી પડયો. અને કહેવા લાગ્યો કે. "વ્હાલી, તે મારા ઉદ્ધાર માટે આટલો બધો પરિશ્રમ વેઠયો? સતી સ્ત્રીનો પ્રેમરસ અમૃત કરતા પણ વધુ છે પતિવ્રતા સ્ત્રી પતિનું સર્વસ્વ છે. વ્હાલી! તે મારે માટે ઘણું કર્યું અને તારા ઉપર ઘણોજ સ્નેહ ઉભરાય છે. "

બન્ને પતિ પત્નિનું ઓળખાણ થવાથી તેમને ઘણો આનંદ થયો. ચુડાલાના ઉપદેશથી રાજાને આત્મજ્ઞાન થયુ. પછી તે દમ્પતી વનનો ત્યાગ કરી નગરમાં ગયા અને જીવન્મુક્તિનો અનુભવ કરતા ઘણાં વર્ષ સુધી

રાજ્ય કર્યું. આ પ્રમાણે સતી સ્ત્રીઓ પોતાના પતિને માટે કષ્ટ વેઠીને પણ તેને આત્મજ્ઞાનનો ઉપદેશ આપી શકે છે.

ચુડાલા જ્ઞાની, પતિ ઉપર અત્યંત સ્નેહ રાખનારી, પતિની આજ્ઞા માનવામાં પ્રીતિવાળી, ગૃહકુશળ, રાજ્ય ચલાવવામાં બાહોશ હતી. તે પોતાના પતિના દરેક કાર્યમાં મદદ કરી પતિને સંતોષ આપતી.

---

# લીલાવતી

લીલાવતી એ ભાષ્કરાચાર્યની પુત્રી હતી તે ગણીત અને જ્યોતિષ વિદ્યામાં ઘણી કુશળ હતી. લીલાવતીની જન્મકુંડળી જોતાં તે પતિ અને પુત્ર વગરની રહેશે એવું જણાયાથી ભાષ્કરાચાર્ય ઘણા દુઃખી થયા હતા. તેમણે પોતાની જ્યોતિષ વિદ્યાથી એવું લગ્ન મહુરત શોધી કાઢયું કે તે લગ્ને પરણનાર કન્યા વિધવા થાય જ નહિ. તેમ તેને પુત્ર પણ થાય. તેના લગનના દિવસે કાળનો નિર્ણય કરવા પાણીથી ભરેલા વાસણ ઉપર ઝીણા કાણા વાળી એક વાટકી મૂકી અને તે વાટકીમાં છીદ્રથી પાણી ભરાઈને જ્યારે તે પાણીમાં ડુબે ત્યારે કન્યાનો હસ્તમેળાપ કરવા, જેથી તે વિધવા થાય નહિ પણ દૈવની ગતિ કોણ મિથ્યા કરે છે લીલાવતી તે વાટકીમાં જોવા લાગી જેથી તેના માથાના મુકુટમાંથી એક નાનું મોતી વાટકીમાં કાણા ઉપર પડયું અને તેથી છીદ્ર બંધ થતાં વાટકીમાં પાણી આવતું બંધ થયું જેથી વાટકી પાણીમાં ડુબી નહિ ઘણો વિલંબ થવાથી જોયું કે હજુ વાટકી કેમ ડુબી નથી તો તેનું છીદ્ર મોતીથી બંધ થયેલું જોઈ ભાષ્કરાચાર્યને ઘણું આશ્ચર્ય થયું. લગ્ન ઘડી તો વિતી ગઈ. છતાં પણ તેનું લગ્ન કર્યું. અને થોડાક વર્ષે લીલાવતીનો પતિ મરી જતા તે વિધવા થઈ.

ભાષ્કરાચાર્યે તેને જ્યોતિષ વિદ્યામાં કુશળ બનાવી, તેના નામથી સંસ્કૃતમાં ગણિતનું પુસ્તક રચ્યું તે લીલાવતીના નામથી પ્રસિદ્ધ છે. લીલાવતી આંક, ગણિત અને જ્યોતિષમાં ઘણી કુશળ થઈ હતી, કેટલાક કહે છે કેઃ તે ઝાડને જોઈ તેના ઉપર કેટલી શાખા અને પાંદડાં છે તે

પોતાની અદ્ભુત વિદ્યાથી તરત કહી શકતી. આ પ્રમાણે લીલાવતી વિધવા થઇ વૈધવ્ય ધર્મ પાળી જ્યોતિર વિદ્યાનો અભ્યાસ કરી નામ અમર કરી ગઇ છે.

---

# નાચી

નાચી એ તૈલંગણ દેશના ધનેશ્વરોપાધ્યાયની પુત્રી હતી તેનું લગ્ન થયા પછી પતિ ગુજરી જતા તે પણ વિધવા થઇ હતી. તેનો પતિ મરી જતાં તેને જગત્ દુઃખરૂપ જણાયું પતિ વગર જીવવુ તેને અસહ્ય લાગ્યું તેથી તેણે પ્રાણનો ત્યાગ કરવાનો નિશ્ચય કર્યો. પણ એ વાત તેના બાપે જાણવાથી તેણે કહ્યું કે. હજુ પાચ છ કલાક સુધી પાણીમા પડી રહે તેથી તેના શરીરનો અગ્નિ શાન્ત થશે અને પછી ને બહાર નીકળી તે તેલના પ્રયોગથી તેની બુદ્ધિ એટલી બધી તિવ્ર બની કે તે સર્વ શાસ્ત્રમાં કુશળ બની તે પોતાના બાપની આજ્ઞા લઇને દેશાટન કરવા નીકળી હતી ને તેણે ઘણા પંડિતોને વાદમા જીત્યા હતા તેની વિદ્વતાથી લોકોમા તે પૂજ્ય ગણાતી. દિલ્હી અને જયપુરના રાજ્યમા તેનુ ઘણુ માન હતું. તેણે વિધવા થયા પછી શાસ્ત્રોનો અભ્યાસ કરી ઇશ્વરભજન કરવામા બાકીનું આયુષ્ય ગાળી પરમાનંદની પ્રાપ્તિ કરી હતી

---

# સુલભા

પૂર્વે થઇ ગયેલા પ્રધાન નામના રાજાની પુત્રીનું નામ સુલભા હતું તેણે નાની વયમાં અધ્યાત્મવિદ્યાનુ જ્ઞાન પ્રાપ્ત કર્યું હતું. તે સમર્થ વિદ્વાન હતી. તેને લાયક વર ન મળવાથી તે જન્મપર્યંત બ્રહ્મચારિણી રહી હતી. જનકરાજા જીવન્મુક્ત છે તે વાત તેના જાણવામાં આવતાં તેણે યોગબળથી રૂપ લાવણ્યવાળી મોહિનીનું રૂપ ધરી તે જનક પાસે ગઈ. તેનું રુપ જોઇ રાજાને આશ્ચર્ય થયું. તેણે તેને આસન આપી બેસાડી. પછી ભોજનથી તૃપ્ત કરી.

જનકરાજા સભામા ગયા ત્યા સુલભા પણ ગઇ અને બધાને કહેવા લાગી કે. આ રાજા મુક્ત નથી પણ બદ્ધ છે. આ સાભળી રાજાએ પુછ્યુ કેઃ તું કોણ છે ને ક્યાંથી આવે છે ? તારામા સાધુભાવ મને લાગતો નથી. મને મારા ગુરુ પંચ શિખાચાર્યે આત્મતત્ત્વનો ઉપદેશ આપ્યો છે. હુ સંસારમાં રહેવા છતાં જળ કમળવત વિષયોથી અલિપ્ત છુ. જ્ઞાનવડે ચૈતન્યરૂપ થઇ પુરુષ યોગાભ્યાસ સાધી સર્વજ્ઞ થઇ શકે છે મનુષ્ય વાસનાનો ત્યાગ કરે તો પછી તેને જન્મ મરણ નથી, જે ગૃહસ્થ યમ, નિયમ પાળી, કામ, ક્રોધ, દ્વેશ, પરિગ્રહ, માન, દંભ વગેરેનો ત્યાગ કરે તે સન્યાસી છે. પણ જે સન્યાસી છતા યમ, નિયમ ન પાળી કામ ક્રોધાદિનુ સેવન કરે તે સન્યાસી નથી. ભગવા વસ્ત્રથી મોક્ષ મળતો નથી, તે ભગવાં ધારી મને વશ કરવા પ્રયત્ન કર્યો માટે તુ અભિમાની છે

આ સાંભળી સુલભા પ્રસન્ન થઇ અને કહ્યું કે તમારી કીર્તિ સાભળી હુ અહિ આવી છુ. જે મનુષ્ય પરબ્રહ્મમા નિમગ્ન રહે છે તે શાંત અને મોક્ષનો અધિકારી છે તમારો ઉત્તમ સદાચાર જોઈ હુ પ્રસન્ન થઇ છુ, આ પછી સુલભા વિદાય થઇ અને તેણે વેદાંતશાસ્ત્રનો અભ્યાસ કરી સાધુ જીવન ગાળી કાળને વ્યતિત કર્યો

---

# ચંદ્રપ્રભા–દેવદત્ત

નાગપુરના દેવદત્ત નામના બ્રાહ્મણની સ્ત્રીનુ નામ ચદ્રપ્રભા હતું, તે પોતે નાનપણમાથી રૂપાળી સદ્દગુણવાળી અને નીતિનુ પાલન કરનારી હતી, તેનો પતિ નાનપણથી દુરાચારી હતો તેણે ખરાબ સોબતમાં સર્વ મિલ્કત ગુમાવી દીધી હતી. દેવદત્ત હમેશાં વ્યસનમા મશગુલ રહેતો. ચદ્રભાએ તેને સુધારવા માટે ઘણા પ્રયત્ન કર્યા પણ તે સુધર્યો નહિ. તે નીતિથી ચાલી પતિના ઉપર પ્રેમ રાખી પ્રભુ ઉપર વિશ્વાસ રાખી દિવસ ગાળતી દેવદત્ત તેને ઘણું દુ:ખ દેતો છતાં પણ ચન્દ્રપ્રભા તેના ઉપર રોષ કરતી નહિ. એક વખતે દેવદત્ત દારૂ પી બેભાન દશામા ઘેર આવ્યો તે જોઇ ચન્દ્રપ્રભા તેને કાંઇ શીખામણ આપવા લાગી ત્યારે તેને છરી મારી

તેથી તે મૂર્ચ્છા ખાઇ નીચે પડી, તેને તેના પડોશીઓએ દવાખાનામાં મોકલી અને પોલીસને ખબર પડતા તેણે દેવદત્તને કેદમા પૂર્યો, ચન્દ્રપ્રભાની મેજીસ્ટ્રેટે દવાખાનામા જુબાની લીધી તેમાં તેણે કહ્યુ કેઃ મેં કાંઇ મારા પતિ સામે ફરીયાદ કરી નથી, હુ તો દવા કરાવવા આવી છું; મારા પતિને દુઃખ દેશો નહિ, તેમને મારી પાસે લાવો મારે મળવુ છે, પતિને ત્યા આવેલો જોઇ તેણે કહ્યુ કેઃ "મારી ચિંતા ન કરશો, તમે જમ્યા? તમને કોઇ હેરાન તો નથી કરતુ? મારા નસીબમા હતું તે બન્યું એમા તમારો શો દોષ." ચન્દ્રપ્રભાને આટલો બધો માર માર્યો છતાં તેણે પતિના વિરૂદ્ધ જુબાની આપી નહી તેથી દેવદત્ત છુટી ગયો અને ચન્દ્રપ્રભાએ મરતા સુધી પોતાના પતિની સેવા કરવામા ચિત્ત રાખ્યુ.

---

# બ્રાહ્મણી

આ બ્રાહ્મણ સ્ત્રી પતિસેવા કરવામાં કુશળ હતી તે હમેશા પતિને જમાડી જમતી. પતિને પોતાના પરમ દૈવતરૂપ માનતી. પતિને અનુકુળ વર્તતી. મન, વચન અને શરીરથી પતીનું ચિંતન કરી, પતીસેવા કરવામાં આનંદ માનતી. તે સાસુ સસરાની સેવા કરતી, ઇંદ્રિયોને વશ રાખી ગૃહકાર્ય કુશળપણે કરતી. એક વખતે કૌશિક નામનો મહા તપસ્વી બ્રાહ્મણ તેને ત્યાં ભિક્ષા માગવા આવ્યો. તેને જોઇ તે બ્રાહ્મણીએ કહ્યુ કેઃ "મહારાજ, ઉભા રહો આ વાસણ ઉટકુ છુ તે હાથ ધોઇને ભિક્ષા આપુ છું. એવામા તેનો પતિ બહારથી આવ્યો, એટલે તેણે પતિને સ્નાન કરાવી તેને જમાડવાની તૈયારી કરવા માડી. પતિની સેવા કરવા અને તેને ભોજન કરાવવામા તેનું મન લાગેલુ હોવાથી તે બહાર ઉભેલા બ્રાહ્મણને ભિક્ષા આપવાનુ ભૂલી ગઇ.

થોડીવારે તેને યાદ આવવાથી તે પેલા બ્રાહ્મણ કૌશિકને ભિક્ષા આપવા બહાર આવી. તે બ્રાહ્મણ તો ઘણીવાર ઉભા રહેવાથી ગુસ્સે થઇ ગયો હતો, તેણે કહ્યુ કે. અરે! તેં આટલી બધી વાર મને ખોટી કર્યો? આ સાંભળી તે બ્રાહ્મણીએ તેને ક્રોધી થયેલો જોઇ કહ્યું કેઃ મહારાજ, આપ શા માટે તપી જાઓ છો? હુ મારા પતિની સેવા કરવા અને તેમને

જગાડવા રહી તેથી તમને ભિક્ષા આપવાનુ ભૂલી ગઇ હતી, એમાં શું થઇ ગયુ ? આથી કૌશિકને વધુ ક્રોધ ચઢ્યો, તેણે કહ્યુ કે: તેં પતિ શ્રેષ્ઠ ગણી બ્રાહ્મણનું અપમાન કર્યું. બ્રાહ્મણની મહત્તા હજુ તું જાણતી નથી, જો તે ગુસ્સે થાય તો બાળીને ભસ્મ કરે તેની તને ક્યા ખબર છે ?

આ સાંભળી પેલી સ્ત્રીએ કહ્યું. મહારાજ ! બસ કરો હવે, તમે મને પેલી બગલી ધારતા નહિ. હું બ્રાહ્મણો તરફ ભક્તિભાવથી વર્તું છુ. છતા તમે ક્રોધ કરી મને શુ કરવાના હતા ? બ્રાહ્મણના પ્રભાવને હું જાણું છું, છતાં સ્ત્રીઓને તો બ્રાહ્મણો કરતા પણ પોતાનો પતિ વધુ માન્ય અને પૂજ્ય છે, પતીસેવા કરવાથી સ્ત્રીઓને બીજુ અધીક નથી. હું પતિવ્રતા છું. પતિસેવાના પ્રતાપથી ભૂત ભવિષ્યની વાત જાણું છુ તમે ક્રોધ કરીને પેલી બગલીને તમારા ઉપર ચરકી જતા તેના સામુ જોઇ તેને મારી નાંખી હતી તેવુ બધે ધારતા નહિ, જે ક્રોધ અને મોહનો ત્યાગ કરી સત્યનું સેવન કરે, કોઇને દુ:ખ ન દે, ઇંદ્રિયોને વશ કરી કામ ક્રોધનો ત્યાગ કરે તે બ્રાહ્મણ છે વેદાધ્યયન કરવુ, બ્રહ્મચર્ય પાળી મનને વશ રાખવું એ બ્રાહ્મણના ધર્મ છે, તમે ધર્મવેત્તા છો છતા ધર્મનુ રહસ્ય બરોબર જાણતા નથી માટે મિથિલા નગરીમા જઇ ધર્મ વ્યાધ (પારધી) ની પાસે ધર્મનુ રહસ્ય જાણો કે તમારા મનનુ સમાધાન થાય

આ પ્રમાણે પતિવ્રતાનો પ્રતાપ જોઇ કૌશિક શરમાઇ જઈ નમ્રતાથી બોલ્યો કે " માતાજી, ક્ષમા કરો, તમે મારો ઉદ્ધાર કર્યો હુ આજે ધર્મવ્યાધ પાસે જઉછુ આમ કહી તે બ્રાહ્મણનો ગુસ્સો પતિવ્રતા સ્ત્રીએ ઉતારી દીધો તેને પોતાના તપ કરતાં પણ પતિવ્રતા સ્ત્રીનો પ્રભાવ વધારે જણાયો, આ બ્રાહ્મણી હમેશાં પોતાના પતિની સેવા કરવામાં આનંદ માનતી પતિની પ્રીતિ સંપાદન કરવા મથતી અને પતિવ્રતા ધર્મ પાળી બીજી સ્ત્રીઓને અનુકરણ કરવા યોગ્ય બની હતી,

---

## નાગીલા

નાગીલા એ પૂર્વે થઇ ગયેલા નાગદત્તની કન્યા હતી, તેનું લગ્ન ભવદેવ નામના એક યુવક સાથે થયુ હતું. ભવદેવને ભગદત્ત નામે એક

મોટો ભાઇ હતો, ભવદત્ત જુવાનીમાં જ જૈનાચાર્ય સુસ્થિત પાસે દીક્ષા લઇ ત્યાગી થયો હતો, તેના ત્યાગી થયા પછી ભવદેવનું લગ્ન નાગીલા સાથે થયુ હતું.

ભવદત્ત એક વખતે પોતાના ભાઇ ભવદેવને મળવા ઘેર આવ્યો અને તે વખતે ભવદેવનુ લગ્ન થઇ ગયું હતું. તેનો લગ્નોત્સવનો હર્ષ સર્વના મનમા હતો, આવા વિવાહોત્સવ પ્રસંગે ભવદત્તને આવેલો જોઈ સૌને હર્ષ થયો, ભવદત્તને સર્વેએ માન આપી નમન કર્યું, આ વખતે ભવદેવ પોતાની સ્ત્રી નાગીલાને ચન્દનનો લેપ કરતો હતો, તેને શણગાર પહેરાવી આનદ માનતો હતો, એવામા પોતાના ભાઇ ભવદત્તના આવ્યાના સમાચાર જાણી તે હર્ષમાં આવી પત્નીને ત્યાંજ મુકી હમણા આવુ છુ કહી એકદમ ભાઇ પાસે આવ્યો.

ભવદત્તને તેણે પ્રણામ કર્યા, આ વખતે માણસોની ભીડ ઘણી હતી તેથી ભવદત્તે ભવદેવના હાથમાં ઘીનું વાસણ આપીને પોતે ઘરમાંથી બહાર નીકળ્યો ભવદેવ પણ તે પાત્ર લઇ ભાઇની પાછળ જવા લાગ્યો, ઘણા લોકો ભવદત્તને વળાવી પાછા વળ્યા પણ ભવદેવે ધાર્યું કે મારે તો ભવદત્ત ભાઇના મુકામ સુધી વળાવા જવુ જોઇએ એમ ધારી તે ભવદત્ત પાછળ ઘીનુ વાસણ લઇ ચાલ્યો.

ભવદત્તે તેની સાથે જતા જતા વાતો કરવા માડી પહેલા ગૃહસ્થાશ્રમની વાતો કરી બાળપણના આનદની વાતો કરી, આમ વાતો કરતા તે એક ગામ સુધી આવી પહોચ્યા, ત્યા ભવદત્તના ગુરૂ સુસ્થિતનો મુકામ હતો. ત્યાં જઇ ભવદત્તે અને તેના ભાઇએ મુનિને પ્રણામ કર્યા, ભવદત્તને ગુરુએ પુછ્યુ: ભાઇ આ યુવક કોણ છે ? ત્યારે તેણે કહ્યુ કે: એ મારો નાનો ભાઇ ભવદેવ છે અને દીક્ષા લેવા આવ્યો છે

ગુરુએ ભવદેવને પૂછ્યુ કે: કેમ ભાઇ, તારે સન્યાસી થવાની ઇચ્છા છે,

ભવદેવે કહ્યુ: મારો ભાઇ કહે છે તે ખરૂ છે આથી ગુરુએ ભવદેવને દીક્ષા આપી.

અહી નાગીલા પાસેથી ભવદેવ ગયો તે પાછો ન આવ્યો એટલે સર્વ

બેસી વાતો કરવા લાગ્યાં કે આ ભવદેવ ક્યાં ગયો, તે પૂછ્યા ગાછ્યા વગર કેમ ચાલ્યો ગયો હશે ! એવો કોલાહલ થઇ રહ્યો.

તરતની પરણેલી નાગીલાનો ત્યાગ કરી ભવદેવ પોતાના ભાઇની પાછળ ગયો તો ગયો પણ સન્યાસી પણ થઇ ગયો હવે એની શી દશા હશે, તેણે પોતાના ભાઇનું વચન ન ઉથાપવા ખાતર હા એ હા ભણી, પણ પસ્તાયો હવે થવુ તે થયુ પણ લીધેલો વેશ તો નભાવ્યા વગર તેને છુટકો ન્હોતો.

કેટલાક વર્ષ પછી ભવદત્તનો દેહ છુટી ગયો એટલે ભવદેવે વિચાર કર્યો કેઃ મોટા ભાઇ તો હવે ગુજરી ગયા છે, તેમના આગ્રહથી હું સન્યાસી થયો હતો, હવે મારે આ દશામા રહેવાની જરૂર નથી, નાગીલાને મારા વિયોગથી કેવુ દુઃખ થતું હશે, માટે લાવ, ઘેર જઉં અને તેના ઘણા વખતના વિયોગ દુખને મટાડી ગૃહસ્થાશ્રમી થઇ સુખી કરૂં. આવો વિચાર કરી તે એક દિવસે ઘેર ગયો.

ઘેર જઇ તે મુનિ વેશે પોતાના બારણે બેઠો, થોડીવારે એક સ્ત્રીએ આ પવિત્ર મુનિ છે એમ ધારી પૂજા કરી. તે સ્ત્રીને તે ભવદેવે પોતાનાં માબાપની ખબર પુછી તો જણાયુ કે તે તો મરી ગયા છે, વળી તે સ્ત્રીએ કહ્યું કેઃ તેનો એક પુત્ર ભવદેવ તો પરણીને પોતાની સ્ત્રીને તરછોડી તરત ચાલ્યો ગયો છે.

ભવદેવે કહ્યુ કે. તે આ જીવે છે કે કેમ ? આથી તે સ્ત્રી સમજી ગઇ કે આજ ભવદેવ છે, એટલે તેણે પૂછ્યું કે મહારાજ, આપ જ ભવદેવ છો કે શું ? આપ અહી કેમ પધાર્યા ?

ભવદેવે કહ્યુ, હા, મારૂ નામ જ ભવદેવ, મે મારી ઇચ્છા વિરુદ્ધ મારા મોટાભાઇની ઇચ્છાથી સન્યાસવ્રત લીધુ, હવે હું મારી સ્ત્રી નાગીલાની શી દશા છે તે જોવા આવ્યો છુ.

આ સ્ત્રી કોઇ નહિ પણ નાગીલા જ હતી, તેને બાળપણથી જ પતિ વિયોગનું દુખ સહન કરવુ પડેલું હોવાથી તેનુ શરીર કૃશ થઇ ગયું હતુ અને રૂપ બદલાઇ ગયું હતું તેથી ભવદેવ તેને ઓળખી શક્યો નહોતો તે સ્ત્રીએ કહ્યુઃ હું જ નાગીલા છુ. જેને ત્યજી આપ ચાલ્યા ગયા હતા તેજ આપની સ્ત્રી હું છુ, પણ હે સ્વામી ! હવે મારામાં શુ રૂપ રહ્યું છે !

આપે સન્યાસી થયા પછી પાછા ગૃહસ્થાશ્રમમાં આવવાનો વિચાર કેમ કર્યો ? વિષયભોગ એ તો નરકમા પડવાનો માર્ગ છે, આપ તો સ્વર્ગના માર્ગે ચઢેલા છો, આપના ભાઇએ ગમે તેમ કરી આપને સન્યાસી વ્રત અપાવ્યુ હશે, પણ હવે આપ પરલોકના માર્ગે વળ્યા છો. તો અધોગતિના માર્ગમાં પડવાનો વિચાર કરશો નહિ. માટે આપ આજે જ ગુરુદેવને શરણે જાઓ.

આ પ્રમાણે નાગીલા પોતાના પતિને કહેતી હતી તેવામા તેની પાસે ઉભેલી બ્રાહ્મણીનો છોકરો કોઇ યજમાનને ત્યાં ઘી પુષ્કળ દુધપાક જમીને ત્યા આવ્યો અને તેની માને કહેવા લાગ્યો કઃ મા, આજે હું દુધપાક જમી આવ્યો છુ, મારે હજુ બીજે જમવા જવુ છે. માટે તું એક વાસણ લાવ, હું તેમાં ઉલ્ટી કરૂં અને પછી બીજે જમી આવુ જેથી દક્ષણા મળશે, વળી પાછો આવી હું આ ઉલ્ટી કરેલો દુધપાક ખાઇશ. મેં જ વમન કર્યું છે એટલે તે હું ખાઇશ તેમા મને વાધો નથી.

આ સાભળી તેની માએ કહ્યું અરે ભાઇ ઉલ્ટી કરેલું અન્ન,તે ફરી ખવાતું હશે ? લોકો તારી નિંદા કરશે.

આ સાંભળી ભવદેવે તે છોકરાને કહ્યુ અરે ભાઇ, એ વાત સાચી છે, ઉલ્ટી કરેલુ તો વળી ખવાતું હશે, જો તે તુ ખાઇશ તો તને લોકો કુતરાં કરતાં પણ નીચો ગણશે કારણ કે કુતરા જ ઉલ્ટી કરીને વળી તે ખાય છે.

આ સાભળી નાગીલાએ કહ્યુ હે મુનિ ! આપ ખરૂ કહો છો, આપે તેજ પ્રમાણે મ્હને વમન કરી, છાડી અને ચાલ્યા ગયા, અને હવે મને ગ્રહણ કરવાનો વિચાર કેમ કરો છો ? હું અધમ સ્ત્રી છુ, માંસ, લોહી, હાડકા વિગેરેથી આ શરીર બનેલુ છે, વમન કરેલા પદાર્થ કરતાં પણ આ શરીરના અવયવો ગંદા છે, તો આપ હવે મારો ફરી શી રીતે સબંધ બાંધશો. આપ બીજાને બોધ આપો છો, પણ તમે જાતે પાપમાં પડવા આવ્યા છો તે કેમ જોતા નથી.

આ સાભળી ભવદેવને પોતાની સ્થિતિનુ ભાન થયુ તેણે કહ્યું: હે દેવી ! આજ તે મને સારો ઉપદેશ આપ્યો છે. મોહવશ થઇ હું આજે

પાપમાં પડવા ઉંધે રસ્તે દોરાયેલું માટે આજે મારી બુદ્ધિ તે સુધારી, ધન્ય છે તને, તું પણ મારો ગુરૂ બની છે.

આ પછી નાગીલા પણ ત્યાગી થઇ. અને ભવદેવ પણ પાછો ગુરૂ પાસે જઇ સન્યસ્ત ધર્મ પાળવા લાગ્યો.

આવી સ્ત્રીઓ પણ ધર્મિષ્ટ હોઇ શકે છે. પતિને પાપ માર્ગે જતાં બચાવી શકે છે પતિને ઉત્તમ પુણ્ય માર્ગે દોરી શકે છે સ્ત્રીઓ પતિને જેવો કરવા ધારે તેવો કરી શકે છે પતિ દુરાચારી હોય તેને પણ ઉત્તમ સતી સ્ત્રી સુધારી સદ્દગુણી બનાવી શકે છે.

---

# સુજાતા.

સુજાતા એ એક ગૃહસ્થની કન્યા હતી તેને અનાથપિંડદના પુત્ર વેરે પરણાવી હતી સુજાતા પીયેરમાં લાડકવાઇ હતી વળી ધનવાનની પુત્રી હતી તેથી તે સાસરીયાંને કે પતિને ગાઠતી નહિ એક વખત બુદ્ધદેવ ત્યાંથી જતા હતા ત્યા આ ઘરમાં કોલાહલ સાંભળી ઉભા રહ્યા અને તે ઘરના માલીક અનાથપિંડને બોલાવી શુ છે, એમ પુછ્યુ ત્યારે તેણે કહ્યું કે: મારા પુત્રની સ્ત્રી પીયેરની સુખી છે અને તેથી તે અહીં અમને કોઇને ગાઠતી નથી તે ઘણી મીજાજી છે. તેના પતિને પણ તિરસ્કાર કરે છે, ભગવાનને પણ ગણતી નથી.

આથી બુદ્ધદેવે તેને બહાર બોલાવી અને કહ્યુ, બ્હેન સુજાતા, બેસ. જો સ્ત્રી સાત પ્રકારની હોય છે ૧ને તો ઉગ્ર સ્વભાવની, કોઇ કલેશી, કોઇ સુશીલ કોઇ સુગૃહિણી, કોઇ પ્રિય સખી, કોઇ પ્રિય બોલનારી અને કોઇ સેવિકા હોય છે બોલ, તેમાથી તું કયા પ્રકારની છે?

બુદ્ધદેવના. બ્રહ્મ તેજ આગળ સુજાતાનુ ઉછાંછળાપણુ મટી ગયુ, તે પોતાનુ અભિમાન છોડી દઇ બોલી આપ શુ કહો છો તે મને સમજણુ પડતી નથી. એટલે બુદ્ધદેવે કહ્યુ: ઠીક, સાંભળ, જો સ્ત્રીઓ ઘણી જાતની હોય છે એક તો કિચળ ભગ કરનારી, ચપલ સ્વભાવની, કુળને કલંક લગાડનારી, પતિના ઉપર પ્રેમ ન રાખે તેવી એ અધમ પ્રકારની સ્ત્રીઓ

છે; હવે બીજી સ્ત્રીઓમાં કેટલીક ઉત્તમ સતી હોય છે. જે પોતાના પતિનેજ પોતાનું સાચુ ધન માને છે, પતિવ્રતપણું પાળે છે. દાસીની માફક પતિ સેવા કરે છે, પતિની દરેક આજ્ઞા પાળે છે એવી સ્ત્રીઓમા તું કયા પ્રકારની સ્ત્રી છે તે કહે.

સુજાતાને આ ઉપદેશથી કાંઇક ભાન આવ્યુ તે પતિ અને સાસરીયાંની અવગણના કરતી હતી તે પસ્તાઇ અને બોલી કેઃ પ્રભો, મને પતિવ્રતા સતી બનાવો. મારે બીજી સ્ત્રીઓ જેવુ નથી થવુ. એટલે બુદ્ધદેવે તેને સતીત્વ ધર્મનો ઉપદેશ આપ્યો અને તે પછી સુજાતા સુધરી ગઈ. તે પતિ સેવા કરવા લાગી, સાસુ સસરાને માબાપ જેવા ગણી ચાકરી કરવા લાગી, અને પતિ સહ ઘણા વર્ષ સુખી જીવન ગાળ્યુ. ને પછી તે કદી કંકાશ કરતી નહિ પણ સદા પતિની આજ્ઞાને વશ વર્તતી.

---

# શ્રુતાવતી

શ્રુતાવતી એ ભરદ્વાજ મુનિની દુહિતા હતી, તે ધર્મશીલ, અને સતી હતી, તે ઘણી રૂપાળી હતી તેણે નાનપણથી જ ઇન્દ્રની સાથે લગ્ન કરવાનો નિશ્ચય કર્યો હતો. અને તેથી ઇન્દ્રને પ્રસન્ન કરવા કઠિન વ્રતો કરી તપ કરવા લાગી. તેના તપથી પ્રસન્ન થઇ ઇન્દ્ર મહાત્મા વશિષ્ટનું રૂપ લઇ તેની પાસે અતિથી તરીકે ગયા અને ભિક્ષા માગી.

શ્રુતાવતીએ તેમનો ઘણો આદરસત્કાર કર્યો. પછી તેમને પુછ્યુ કે આપને શી ભિક્ષા જોઇશે? આપ જે માગશો તે હું આપી શકીશ. હું ત્રિભુવન પતિ ઇન્દ્રની સાથે લગ્ન કરવા માટે તપ કરૂં છું. આ સાંભળી વશિષ્ટ મુનિરૂપે આવેલા ઇન્દ્ર પ્રસન્ન થયા અને બોલ્યા કેઃ હે સ્ત્રી, તેં ઘણું તપ કર્યું છે. તે જે હેતુથી આ તપ આરંભ્યુ છે તે હેતુ તારો સિદ્ધ થશે.

તપવડે સર્વ મળી શકે છે. તપવડે દિવ્યલોક પ્રાપ્ત થાય છે, મનુષ્યો આવું તપ કરી મનુષ્યદેહ છોડી દેવોનુ શરીર ધારણ કરે છે હવે હું તને આ પાંચ ફળ આપુ છું તેને તુ રાંધ, શ્રુતાવતી તે રાંધવા બેઠી.

પણ ઇન્દ્રે તે રંધાય નહિ તેવાં જ ફળ આપ્યાં હતા, તેથી શ્રુતાવતીએ ઘણાં લાકડાં બાળ્યાં પણ તે રંધાયાં નહિ, લાકડાં ખૂટી પડ્યાં એટલે તેણે પોતાના પગ દેવતામા ઘાલી તે ફળ પકવવા માંડ્યાં, આ જોઇ ઇન્દ્ર પ્રસન્ન થયો અને પોતાનુ ખરૂં સ્વરૂપ પ્રકટ કરીને બોલ્યો કે તપસ્વિની, હું જ તારો મનનો માનેલો ઇન્દ્ર છુ. તારૂ તપ જોઇ હું ખુશી થયો છુ. તારૂં આ મનુષ્ય શરીર ત્યજી તુ ઇન્દ્રાપુરીમા મારી પાસેજ આવીશ. આ તીર્થ તારા સતીત્વથી 'બદર પાચન' કહેવાશે.

સતી અરૂંધતીએ આ સ્થળે સિદ્ધિ મેળવી મહાદેવજી પાસે વરદાન મેળવ્યુ હતું, તેમ તુ પણ મારી પાસે મનવાંછિત વરદાન માગ, તારા તપથી સતુષ્ટ થઇ હું વરદાન આપુ છુ કે' આ તીર્થમાં જે કોઇ નિષ્ઠા-પુર્વક એક રાતવાસો રહેશે તે સ્નાન કરી રહ્યા પછી દેહત્યાગ કરી પરમ દુર્લભ પરલોકને પામશે.

આમ કહી ઇન્દ્ર શ્રુતાવતીને સાથે લઇ ઇન્દ્રપુરીમાં ગયા. ત્યા પુષ્પ વૃષ્ટિ થઇ, શ્રુતાવતીએ મનુષ્યદેહ ત્યજી દેવશરીર પ્રાપ્ત કર્યું અને ઇન્દ્રની પત્ની થઇ ઘણા કાળ સુધી સ્વર્ગમાં સુખ ભોગવ્યુ' હતુ. આવી તપસ્વી સ્ત્રીઓ તપવડે સર્વ મેળવી શકે છે.

---

# વિદુલા

વિદુલા એ પાડવોના વખતમાં થઇ ગઇ છે. ગીતામા સજયનું નામ સર્વેએ વાચ્યુ છે. તે સજયની માતાનુ નામ વિદુલા હતું. સજય ઘણો નાજુક સ્વભાવનો હતો. સિધુ રાજાની સાથે જ્યારે તેને યુદ્ધ થયું ત્યારે તે જીવ બચાવવા રણમાંથી છાનોમાનો ઘેર આવ્યો અને માતા પાસે આવી રડવા લાગ્યો ત્યારે વિદુલાએ તેને કહ્યું' કે'

અરે, તું ક્ષત્રિય થઇ યુદ્ધમાથી નાઠો કેમ! વળી તું રડે છે કેમ ? શત્રુના હાથમાં રાજ્ય ગયા પછી જીવવુ વ્યર્થ છે. સ્ત્રીઓની પેઠે બીક શું રાખે છે? મારા ગર્ભમા ઉછરી તુ આવો બીકણુ ન હોઇ શકે, હજુ પણ જાગ્રત થા, ઇશ્વર રક્ષણ કરશે, ક્ષત્રીય, સાચો ક્ષત્રિય થા અને યુદ્ધે

ચાહ. શત્રુથી પરાજય પામી જીવવા કરતા તો મરવુ સારૂં રણમા મૃત્યુ થશે તોપણુ કીર્તિ રહેશે.

તે ઘણો બ્હી ગયો હતો તેથી તેણે કહ્યું મા, હું તારો એકનો એક પુત્ર છુ, મારા મરવાથી તને શુ સુખ થશે?

વિદુલાએ આ સાંભળી કહ્યું, ભાઇ! કીર્તિ ખોઇ જીવવુ તેના કરતાં મરવુ સારૂં છે. તું વીરકુલમા જન્મ્યો છે, રાજા થઈ આમ ભિખારીના જેવા વિચાર કેમ રાખે છે! તારા વંશનો વીર પુરુષ કોઇ દિવસ કોઇને નમ્યો નથી, તો શું તું જીવ બચાવવાની ખાતર પુર્વજોની કીર્તિ ખોઇ દેવા બેઠોછુ માટે જા, હમણાજ સાચો ક્ષત્રિય થવા યુદ્ધે જા.

સંજયે કહ્યુ મા, તું આવી નઠોર કેમ થાય છે, તુ પુત્રનો સ્નેહ કેમ ભૂલી જાય છે. મને હવે વધુ ન કહીશ, હું તારે શરણે આવ્યો છુ મને મરવાનો રસ્તો ન બતાવીશ.

વિદુલાએ કહ્યુ હું તારી મા છુ, તારા પ્રતિ મારો અનન્ય સ્નેહ છે, છતાં તારી કીર્તિ નષ્ટ થાય તે જોવા હું ઇચ્છતી નથી ક્ષત્રિયપણું તું છોડી દે તે હુ સહન ન કરી શકું! કઇ માતા ચોરી કરનાર પુત્રના ઉપર પ્રેમ રાખે. બાયલા પુત્રથી જે માતા સુખ માને છે તે માતાને પણ ધિક્કાર છે તું મોહ છોડી યુદ્ધે જા, અને ક્ષત્રિય નામને સાર્થક કર. યુદ્ધ કરવા માટે જ ક્ષત્રિયો પેદા થયા છે. જા વીરકુળનું નામ ન બોળ, શત્રુઓ સામે હિમતથી જા, યુદ્ધ કર અને તેમનો પરાજય કરી પ્રજાનુ પાલન કરી રાજ્યને નિષ્કંટક કર.

માતાના ઉપદેશથી સંજયમા હિંમત આવી અને તેને સુર ચઢ્યું, તે ઉઠ્યો અને બોલ્યો, મા, તારી વાત ખરી છે હુ યુદ્ધે જાઉછુ શત્રુને જીતીશ અથવા પ્રાણ જશે તો ભલે જશે, પણ પાછો નહિ હઠું! આમ કહી તે યુદ્ધમાં ગયો અને યુદ્ધમા પરાક્રમ વાપરી સિન્ધુરાજાને હરાવ્યો. અને વિજય મેળવી પાછો આવ્યો.

વિદુલા જેવી માતાઓ પોતાના પુત્રને સન્માર્ગે વાળી શકે છે. માતાએ પુત્રના દુર્ગુણોનો ઢાંક પીછોડો ન કરવો, પણ તે સદ્‌ગુણી થાય તેની જરૂર કાળજી રાખવી.

---

# વિદુર પત્નિ.

પાંડવ કૌરવોના વખતમા વિદુર એ પરમ ભક્ત થઇ ગયા છે. તેમનો લખેલો વિદુર નીતિનો ગ્રંથ ઘણો વખણાય છે તેમના પત્ની પણ સાધ્વી સુશીલ અને ભગવદ્‌ભક્ત હતા. મહાભારતનું યુદ્ધ થતા પહેલા શ્રીકૃષ્ણ ભગવાન પાડવો સાથે સુલેહ કરવા ગયા ત્યારે દુર્યોધને તેમના કહેવા ઉપર કાંઇ લક્ષ આપ્યું નહોતુ. જેથી તેઓ રીસાઈ તેને ત્યાં જમ્યા વગર જ પાછા વિદુરને ત્યા ગયા.

શ્રીકૃષ્ણ વિદુરને ત્યા આવ્યા એ વખતે વિદુર પત્ની નગ્ન થઇ સ્નાન કરતા હતા, જેથી શ્રીકૃષ્ણે બહારથી બૂમ મારી, શ્રીકૃષ્ણનો સાદ સાભળી વિદુર પત્નિને ભાન ન રહ્યુ કે મે લુઘડું પહેર્યું છે કે નગ્ન છુ, તેમને જોઇ કૃષ્ણે એકદમ પોતે ઓઢેલું પીતાંબર તેમને ઓઢાડી દીધુ, ત્યારે વિદુર પત્નીને ભ ન આવ્યું કે હું ભાન ભૂલી, નગ્નાવસ્થામા શ્રીકૃષ્ણ પાસે આવીછુ.

કૃષ્ણ ભૂખ્યા હતા એટલે તેમની પાસે ખાવાનુ માગ્યું. જેથી વિદુર પત્ની કેળા લઇ આવી; અને પ્રભુ ઘેર પધાર્યા છે તેના હર્ષમા એનુ ભાન ભૂલી ગઇ કે કેળા ફોલી છોડા કૃષ્ણને ખાવા આપતી ગઇ અને ગર્ભ ફેકી દેવા લાગી કૃષ્ણ પણ તે છોતરા ખાવા લાગ્યા, એવામા વિદુરજી બહારથી આવ્યા, તે આ જોઇ પોતાની સ્ત્રીને કહેવા લાગ્યા કે આ શુ છોડા પ્રભુને ખવરાવે છે? આથી વિદુર પત્નીને ભાન આવ્યુ કે પ્રભુને છોડા ખવરાવ્યા

વિદુરે કેળાં ભગવાનને ખાવા આપ્યા અને કૃષ્ણે તે પણ ખાધા, અને કહ્યુ કે. વિદુરજી પેલા છોડા જેવો આમા સ્વાદ નથી. મારો ભક્ત મને જે કાંઇ પ્રેમથી અર્પણ કરે છે તે હું અત્યંત પ્રસન્નતાથી સ્વીકારૂં છુ. પણ ભક્તિ ભાવ વગર અમે તેવી વસ્તુ આપે તોપણ હું તેનો ત્યાગ કરૂં છું. દુર્યોધને મારે માટે આજે પકવાન બનાવ્યાં હતાં. પણ તેનો ભાવ ન્હોતો એથી તેનો ત્યાગ કરી હું અહિં આવ્યો અને તમારા ભાવના આ છોડાં મને ઘણા સ્વાદિષ્ટ લાગ્યાં.

વિદુર પત્ની ભક્ત હતી, તેણે પ્રેમાવેશમા આવી પ્રભુને શું આપું, શુ ખવરાવું એવા ભાવમા કેળા ફેંકી દઇ કેળાંનાં છોડાં આપ્યા તો તે પણ પ્રભુએ પ્રેમથી ખાધા.

સ્ત્રીઓએ આવાં પતિભક્ત તેમ ઇશ્વર ભક્ત થવુ. ધર્મહિન કદી થવું નહિ. ઇશ્વરમા પણ પતિ જેવોજ ભાવ રાખવો. અને પતિને જોઇ પણ પ્રેમ ઘેલા થઇ જવાય એવું અંતઃકરણ થાય ત્યારે ખરી પતિ ભક્તિ. તો જ પતિ રીઝે.

---



# પ્રકરણ ૧૪ મુ.

## સ્ત્રી પુરૂષના ધર્મ.

બીજે દિવસે ચન્દ્રકાન્તાને ત્યા સર્વ સ્ત્રીઓ આવી એકઠી થઈ ચન્દ્રકાન્તાએ પણ ઘરકામ પરવારી રાજની માફક સર્વને આવકાર આપી વાર્તા આગળ ચલાવી તેણે કહ્યુ કે જુઓ બ્હેનો ! આ સંસાર દુઃખરૂપ કહેવાય છે છતાં પણ આપણે તેને સુખરૂપ બનાવી શકીએ છીએ. જે ઘરમાં સ્ત્રી અને પુરૂષ બને કેળવાયલા હોય, પોત પોતાના ધર્મને સમજનારા હોય તો તેમન ઘરમાં કલેશ થતો નથી. સ્ત્રી પોતાના પતિની અર્ધાંગના તરીકે ઘરને પોતાનુ માની પતિસેવા કરવામા યત્નશીલ રહે છે. પતિના ઘરને પરભાર્યું ન માનતા તેનેજ પોતાનું ઘર માની પોતાના પતિની આવકના પ્રમાણમા પતિની સમત્તિ લઇ યોગ્ય ખર્ચ કરે છે. પતિની આજ્ઞાનું પાલન કરે છે. પતિના ઉપર સ્નેહ રાખે છે પતિના કાર્યમા સલાહ આપે છે, કોઇ વાતે પતિનુ મન દુભાય તેવુ કૃત્ય કરતી નથી, તે સ્ત્રી પતિની પ્રીતિને મેળવી શકે છે.

પતિ પણ પોતાની પત્નીને પોતાની ઇચ્છાને તૃપ્ત કરવાના સાધનરૂપ ન માનતાં, પોતાના ઘરની કામ કરનારી સેવિકા તુલ્ય ન માનતાં પોતાની અર્ધાંગિની માની તેના ઉપર સ્નેહ રાખી, તેની મરજીને સપાદન કરે છે, પતિ પોતાના ઘરમાં સ્ત્રીને લક્ષ્મીરૂપ માની તેને દરેક વાતે સંતોષ આપે છે. તેને પોતાના તરફથી કોઇ પણ રીતે દુઃખ થાય તેવુ વર્ત્તન રાખતો નથી. તે પતિ પોતાની પત્નીને વશ કરી શકે છે. પત્ની અણઘડ અને

અણુકેળવાયલી હોય તો તેને સુધારવી, કેળવણી આપી પોતાને અનુકુળ કરવી એ તેના પતિની ફરજ છે. ઘરમા જ્યાં સુધી બંને સરખે સરખા વિચારના હોતા નથી ત્યાંસુધી ક્લેશ થયાં કરે છે. પુરૂષને જે કાર્ય કરવાનો વિચાર હોય તે કાર્ય કરવાનુ સ્ત્રીને મન ન હોય અને સ્ત્રીને જે વસ્તુ લાવવાની મરજી થાય તે વસ્તુ લાવવાની પુરૂષને ઇચ્છા ન થાય એવાં પરસ્પર વિરોધી વિચારના સ્ત્રી પુરૂષને બનતુ નથી માટે જો ઘરમા કલેશ ન થાય. બંને જણ સુખી અને આનંદી રહેવાની ઇચ્છા કરતા હોય તો તે બનેએ એકબીજાને અનુકુળ રહેણી કરણી રાખતા શીખવુ જોઇએ

જે સ્ત્રી સાસરામા વહુ થઈ જાય છે તેજ ભવિષ્યમા સાસુ બને છે. વહુ થઇ સાસુની સેવા કરી હોય છે તેજ વહુ સાસુ થતા તેની સેવા તેના છોકરાની વહુ કરે છે. આજકાલ અજ્ઞાન સાસુઓ પોતાના છોકરા-ની વહુ આવે છે તેને સામાન્ય કામ કરનારી ગણી ઘણુ સતાવે છે સાસુ-એ વહુનુ રક્ષણ કરવુ, તેને સાસરામા ગમે પીયેરમા તેનાં માબાપ પાસે લાડમા ઉછરી હોય તેવી કન્યા સાસરે આવી વહુ બના તેને સાસરીમાં ગમે તેવી રીતે સાસુએ વર્તવુ .

સાસુએ તેને પોતાની દીકરી જેવી વ્હાલી ગણવી તેણે સમજવુ કે આ પુત્રની વહુથી જ આપણા ઘરની શોભા છે જેવી તે અત્યારે ઘરની માલીક થઇ બેઠી છે તેવી જ ભવિષ્યમા આ વહુ માલીક થવાની છે માટે તેને પોતાના કુળાચાર પ્રમાણે વર્તવાનુ શિક્ષણ આપવુ તેને સારી કેળ-વણી આપી ઘરની માહીતગાર બનાવવી, કુળવાન સાસુએ તો પોતાના દીકરા જેટલીજ વહુની કાળજી રાખવી, તેને સાસરીમા આવી ઓછુ ન લાગે તેમ કરવું.

ઘણી સાસુઓ વહુને દુ:ખ દે છે તેની પાસે ઘરનુ કામ કરાવે છે, આખો દહાડો અને રાત ઘરનુ મધુ કામ વહુ એકલી જ કરે અને પોતે તેનાં ખોતરણા કાઢે એ સારૂં નથી. ઘણી સાસુ તો વહુને કામ કરતાં થાકી જાય કે કામ જો તેનાથી ન બની શકે તો તેના પીયેરીઆને ગાળો દે છે શરૂઆતમાં તો જ્યાં સુધી પુત્રનુ લગ્ન થયુ હોતું નથી ત્યાં સુધી ભવિષ્યમાં થનાર વહુને સારૂ માન આપે છે, પણ પુત્રનુ લગ્ન થયે વહુને

ઘરમા આવ્યા પછી એક બે વાર તો કાંઇ કહેતી નથી, પણ જ્યા વહુ સાસરામા આવતી જતી થાય છે કે તેને સતાવે છે, ગાળો દે છે, અને માત્ર તેની ખોડ જ શોધ્યાં કરે છે આવી રીતે વહુને દુઃખ દેનારી સાસુ પણ દુરાચારી જાણવી.

વહુ એ તો પારકા ઘરની છોકરીને પોતાના ઘરમા લાવી પોતાના ઘરની માલીક, પુત્રના સુખ દુ:ખમા ભાગ લેનારી ગૃહિણી થનારી છે. તે કેળવાયલી હશે તો તેના ઉપર પુત્રના સુખનો અને ભવિષ્યની પ્રજાનો આધાર છે માટે વહુને દુ:ખ દેવુ નહિ, તેને ન આવડે તે કામ શીખવાડવુ તેને ગાળો દેવી નહિ, તેના પીયેરીઆને ગાળો દેવી નહિ, તેને ધમકી આપી સતાવવી નહિ, એ તો બિચારી ગરીબ ગાય જેવી, તેના માબાપે જ્યા દીધી ત્યા જાય છે, સાસરીયામા આવી જો તેને સાસુ સતાવે, મારે કે ગાળો ભાડે, તેની પાસે ઘણુ કામ કરાવે છતા તેનુ કાંઇ ઉપગાળુ લેનારૂ નથી હોતુ. આવી વહુ બહુ કટાણી નિસાસો નાખે તો તેથી ઘરનાં અન્ન પાણી ટળે છે માટે કદી પણ સાસુ કે નણદે વહુનો નિસાસો ન લેવો.

વહુ સાથે સ્નેહથી વર્તવુ, તેને ધીમેથી જે કાંઇ શીખવાડવુ હોય તે શીખવાડવુ, તેનાથી કદાચ કંઇ નુકશાન ન થાય તો તેને ધીમે રહીને કહેવુ. તેના વિરૂદ્ધ પુત્રને ભરવી તેને માર ઝુડ કરાવવી નહિ તેનુ મન દુભવવુ નહિ તેના વરની સાથે તેનુ ઉચુ મન કરાવવુ એ તો ઝેર વાવવા જેવુ છે એ વહુના ઉપર જ પુત્રના સુખનો આધાર છે બન્નેમા સ્નેહ થાય, બન્નેને ખુશીથી બને તેવી સાસુની વર્તણુંક હોવી જોઇએ

સાસુએ ખાવા પીવામાં પણ વહુથી ભેદ ભાવ ન રાખવો. તેનો પોતાનાં છોકરાં જેવી જ ગણવી, ખરી રીતે દીકરી એ પારકા ઘરનુ રત્ન છે જ્યારે વહુ એ પોતાના ઘરનું રત્ન છે. વહુ સારી અને ડાહી હશે તો જ સાસુને ભવિષ્યમાં સુખ આપશે અને ઘરની આબરૂ સાચવશે વહુના ઉપર નિર્દયતા રાખવી નહિ, તેનાથી બને તેટલુ તેના ગજા પ્રમાણે જ કામ લેવુ. કોઇના સાચા જુઠા સાભળી વહુને આખો દિવસ વઢવઢ ન કરવુ પોતાની પુત્રીની ભુલ જેમ સહન થાય છે તેમ વહુની ભૂલ પણ સહન કરવી, તેના ઉપર સદા પ્રીતિ રાખવી. તેની ખોડો શોધવાનુ કામ ન કરવું. તેના દોષ હોય તો સુધારવા.

જેમ મા પોતાની પુત્રી સાથે સ્નેહથી વર્તે છે અને તેના ઉપર પ્રીતિ રાખે છે તેમ જ વહુ ઉપર પણ તેને પોતાની માની પ્રીતિ રાખવી. અને પોતાના ઘરના ભવિષ્યના સુખ દુખનો સર્વ આધાર વહુ ઉપર છે એમ માની તેને ઉચ્ચ સદ્ગુણી બનાવવી તેને સાસરામાં સુખ આપવુ તેને સાસરે આવ્યા પછી પીયેર કરતાં પણ અહીં વધુ સુખ છે એવું થવું જોઇએ, જે સાસુ વહુને દુ:ખ દે છે તેજ સાસુને ભવિષ્યમા વહુ દુ:ખ દે છે. માટે પણ સાસુએ વહુની સાથે પ્રીતિ રાખવી ઘટે એ.

સાસુએ વિચાર કરવો કે તેજ જ્યારે એ ઘરમા વહુ થઈ આવી ત્યારે કેવી દશા હતી, તેમ જ વહુને થતુ હશે, એમ માની તેની સાથે એવી રીતે વર્ત્તવુ કે તેને ઓછુ ન આવે. સાસુએ એમ ન સમજવું કે આપણે વહુ ઉપર તો હુકમ ચલાવવા, પણ વહુની ફરજ છે કે તેણે સાસુની સેવા કરવી, વહુ ખુશીથી સાસુ ઉપર પ્રીતિ રાખે એવું વર્ત્તન સાસુનુ હોવુ જોઇએ

સાસરાએ પણ જો ઘરમા પોતાની સ્ત્રી-પોતાના પુત્રની સ્ત્રીને દુ:ખ દેતી હોય તો તેની તપાસ રાખી અને પોતાની પત્નિને સમજાવવી, અને વહુને દુખ ન દેવા તેને સમજાવવુ ઘણી સાસુ એવી હોય છે કે તે પોતાના પતિને તેમજ પુત્રને વહુના દોષો ગોઠવીને કાન ભભેરી વહુને ઠપકા અપાવે છે, પણ આ રીત સારી નથી તેથી ઘરમા ક્લેશનુ બી રોપાય છે.

કેટલીક વહુઓ પણ સાસુના દોષ પોતાના પતિને રોજ કહ્યા કરે છે અને તેથી ઘરમા કલેશનુ બીજ વાવે છે આ રીત સારી નથી. સાસુ વહુએ સપીને રહેવુ. સાસુએ તો વહુ અને દીકરાને એક બીજા સાથે બને, કંકાસ ન થાય, તેમના મન ઉંચા ન થાય તેવુ વર્ત્તન રાખવુ. અને હમેશાં વહુને સારો શિખામણ આપી તેની પોતાના ઉપર પ્રીતિ વધે તેવી રીતે તેને સ્નેહથી રાખવી.

સાસુએ વહુનાં પીયેરઆ સાથે વિરોધ કરવો નહિ, પણ તેણે આપણને દીકરી દઇ આપણું ઘર ઉઘાડુ રાખ્યુ માટે તેમની સાથે સાત પેઢીનો સંબંધ બાંધ્યો છે એમ માની સ્નેહથી વર્તવુ. વહુ પીયેરથી લુગડા તેના ગજા પ્રમાણે લાવે છે, માટે પીયેરથી લુગડા નથી લાવતી એમ કહી તેનો

સાથે વિરોધ કરવો નહિ. હંમેશા વહુને પોતાની માની તેને પોતાના ઉપર સ્નેહ ભાવ વધે એવુ વર્તન રાખવુ જોઇએ પુરુષ અને પ્રકૃતિ એ બેથી આ સૃષ્ટિની ઉત્પત્તિ થઇ છે. ઇશ્વર અને માયા એ બંનેના સંયોગથી આ સંસાર ચાલે છે એવું શાસ્રો કહે છે. પુરુષ અને પ્રકૃત્તિ અર્થાત્ત ઇશ્વર અને માયા એ આ જગતના નિયંતા છે સર્વ કોઇ ઇશ્વરને માને છે, માયા અર્થાત દેવીને પણ ધર્મિષ્ટજનો માને છે પુરુષ એ ઇશ્વરતુલ્ય છે અને સ્રી એ ગૃહદેવી તુલ્ય છે. આમ પુરુષ અને સ્રી એ બંને મળી દંપતી કહેવાય છે આ દંપતી જ ગૃહસ્થાશ્રમના પાયા રૂપ છે. સ્રીઓને માટે તો તેનો પતિ ઇશ્વર તુલ્ય છે, અને પુરુષને પોતાની સ્રી એ દેવી તુલ્ય છે.

સ્રીએ પતિની ભક્તિ કરવી, પતિની સેવા કરવી, પતિના શરીર, મન અને આત્માને પોતાના શરીર, મન અને આત્મા સાથે એક રૂપ બનાવી દેવા. પતિની આજ્ઞા વગર સ્રીએ જપ, તપ, કે વ્રત કરવા યોગ્ય નથી. સ્રી ગમે તેટલું ધર્મ, પુણ્ય, જપ, તપ, કે દેવદર્શન કરે પણ તે સર્વ પતિ સેવા વગર વ્યર્થ જાય છે.

સ્રીઓએ પોતાના પતિવ્રત ધર્મને મુખ્ય માનીને પાળવો અને પતિસેવા કરવામાજ, પતિની સાથે સ્નેહ રાખી પતિભક્તિ કરવાથી જ પતિવ્રત ધર્મ પળાય છે. આ વિશ્વમા સતી સ્રીઓએ પોતાના પતિને પ્રાણનાથ કહી ઇશ્વર તુલ્ય સેવા પૂજા કરી આ જગતમા અમર નામ કર્યું છે. આ પુસ્તકમા જ વર્ણવેલી સતી સ્રીઓએ પતિ સેવા કરીને જ સતી એવા મહા માનને મેળવ્યુ છે સતી સ્રીએ તો પોતાના પ્રાણનાથ પતિની સેવા કરવી એમા જ સર્વ ધર્મ રહેલા છે

કુલીન સતી સ્રીઓએ તો પતિ અપંગ હોય, કુરૂપ હોય, ગરીબ હોય કે ગમે તેવો હોય છતાં તેની સેવા કરવી ઘટે છે, તે દુરાચારી હોય, ક્રોધી હોય છતા તેનુંજ મન, વચન અને કર્મથી ચિંતન કરવુ, તેનીજ સેવા કરવી અને તેની સાથેજ પ્રીતિ રાખવી એ સ્રીઓનો ધર્મ છે

સ્રીઓએ તો પોતાના માબાપે જેની સાથે પોતાનું લગ્ન કરી જેના હાથમાં પોતાનો હાથ આપ્યો હોય તેનેજ પોતાનો ઇશ્વર સમાન પતિ માની તેની સાથેજ સ્નેહ બાંધવો, તેજ પોતાનો ધણી છે, તેજ તેના

સુખ દુઃખનો ભાગીદાર છે, તેના સુખેજ સ્ત્રી સુખી અને દુખે સ્ત્રી દુઃખી છે તેની સાથેજ પ્રેમ જોડવો અને તેની સેવા કરી પતિવ્રતા ધર્મ પાળવો, તે પતિ ગમે તેવો હોય, પોતાને ગમતો ન હોય છતાં પણ તેને ગમતો કરવો, તેનીજ દેવતુલ્ય માની સેવા કરવી, પતિ કરતા પોતે રૂપ, ગુણ, કુળ કે વિદ્યામા વધુ હોય છતાં પણ પતિની સેવા કરવી, ઇશ્વર સકેતથી તેનુ જેથી સાથે લગ્ન થયુ હોય તેને પોતાનો ધણી—તેનેજ પોતાનો માલીક કે સ્વામી માની તેના થઇ જવુ

ઉપરની ટાપટીપ છોડી દેરી, સાસરીની સ્થિતિ અનુસાર પતિની મરજી પ્રમાણે રહેવુ, પતિની મરજી પ્રમાણે વર્ત્તવુ અને દરેક રીતે પતિને સતોષ આપી પતિની પ્રીત સપાદન કરવી.

પતિની સાથે કદી કાઇ પણ નિમિત્તે કકાસ કરવો નહિ, ઉંચુ મન કરવુ નહિ, પતિ ઉપર ખોટુ લગાડવુ નહિ, પતિ જે કાઇ આપે તેમા સતોષ માનવો, પરપુરુષ ઉપર કે પર વસ્તુ ઉપર મોહ રાખવો નહિ, પારકુ ગમે તેટલું સારૂં હોય છતાં નકામુ માનવુ, અને પોતાની ઝુપડી ખોટી હોય છતા સારી માનવી.

લાલચથી વશ થઇ કદી પણ અવળા રસ્તે જવુ નહિ, નીચ કર્મ કરવાં નહિ, પરપુરુષની સગત કરવી નહિ, તેથી પોતાના તેમજ માબાપના કુળને કલક લાગે છે, અને પોતાના નામને પણ કલક લાગે છે. આબરૂ સાચવવી, કદી પણ ખોટે રસ્તે જવુ નહિ પતિ સેવામાજ આનદ માનવો.

સ્ત્રીએ પોતાના પતિને, અને પતિએ પોતાની સ્ત્રીને પોતાના પ્રાણ-તુલ્ય ગણી વર્તવુ. બન્નેએ એક બીજાની મરજી સાચવી એક બીજાની પ્રીતિ સપાદન કરવા યત્ન કરવો. કદાચ કોઇ વાતમા મતભેદ પડે તો તે વખતે બેમાથી એક જણે બીજાના વિચારને મળતા થઇ જવું પણ મન ઉચાં થાય તેવુ કરવુ નહિ. સ્ત્રીએ પુરુષ ઉપર અને પુરુષે સ્ત્રી ઉપર કદી પણ ગુસ્સો કરવો નહિ. જે સ્ત્રીપુરુષમા પરસ્પર પોતાના આત્માતુલ્ય સ્નેહ હોય છે તેમને કદી પણ ક્રોધ કરવા વારો આવતો નથી માટે હમેશાં સ્ત્રી પુરુષ આનદમા રહી એક બીજાના મનને રજન કરવા યત્ન કરતા રહેવુ. તેજ ગૃહસ્થાશ્રમમા સુખ મેળવવાની કુંચી છે જુઓ પૂર્વે થઇ ગયેલી સતીઓ કેવી પવિત્ર, પતિના ઉપર પ્રેમ રાખનારી અને પોતાના ધર્મને સમજનારી હતી.

# કળાવતી—કર્ણસિંહ.

પુર્વે રજપુતાનાના રાજા કર્ણસિંહને કળાવતી નામની સ્ત્રી હતી. તે પવિત્ર, પતિવ્રતા, ગુણવાન અને રૂપાળી હતી પતિને રાજ્ય ચલાવવામા મદદ કરતી, પતિની પ્રીતિ મેળવવી એજ તેણે પોતાનુ કર્ત્તવ્ય માન્યુ હતું તે પતિ સાથે ઘણીવાર યુદ્ધમા પણ જતી. એક વખતે દિલ્લીના બાદશાહ અલ્લાઉદ્દીન ખીલજીએ તેના રાજ્ય ઉપર ચઢાઇ કરી, તેથી કર્ણસિંહ તેની સામે યુદ્ધે ચડયો. પતિને મદદ કરવા સતી કળાવતી પણ પોતાના પતિની સાથે પુરુષનો પોષાક પહેરીને યુદ્ધમાં ગઇ બને વચ્ચે ભયકર યુદ્ધ થયું.

કર્ણસિંહ લડતો હતો તે વખતે સામા પક્ષનો એક માણસ તેની પાછળ આવીને કપટથી તરવારનો ઘા કરવા ગયો. કળાવતી તરત તેને ઘા મારતો જોઇ તેના ઉપર ધસી, અને તે તરવાર મારે તે પહેલા તો પોતાની તરવારથી તેના બે કકડા કરી દીધા, અને પોતાના પતિનો પ્રાણ બચાવ્યો યુદ્ધ ઘણુ ભયકર થયુ તેમા કર્ણસિંહ ઘવાયો, પણ કળાવતીએ બહાદુરીથી સામા માણસોના ઘણા માણસોને ભૂમિ ઉપર પાડી વિજય મેળવ્યો.

બંને રણમા વિજય મેળવી નગરમા આવ્યા. કર્ણસિંહને સખત ઘા વાગ્યો હતો વૈદ્યે કહ્યું કે ઝેર પાયલી તરવારનો ઘા છે જેથી જો કોઇ તે ઝેર ચુસી લે તો રાજા બચ, નહિ તો આશા નથી, રાજાએ પોતાના પ્રાણ બચાવવા બીજાનો જીવ લેવાની ના પાડી કળાવતીએ પતિનો પ્રાણ બચાવવા માટે રાત્રે પતિ નિદ્રામા હતો તે વખતે તેણે તે ઝેરી ઘા ચુસી ઝેર ચુસી લીધુ આથી કર્ણસિંહ તો બચ્યો પણ કળાવતી તે ઝેરથી મરણ પામી. પોતાની પત્નીએ પોતાનો જીવ બચાવવા તેનો જીવ આપ્યો તે જોઇ રાજાને ઘણો ખેદ થયો કળાવતી પતિવ્રતા અને પતિને પ્રાણથી પણ અધિક માનતી પતિનુ દુખ તે સહન કરી શકી નહિ, અને તેથી પતિને જીવતા કરવા માટે તેણે પોતાનો જીવ ખુશીથી આપ્યો ધન્ય છે આવી પતિવ્રતા સ્ત્રીને, પતિને માટે પત્ની શુ નથી કરી શકતી?

# કર્મદેવી—સાધુ.

કર્મદેવી એ પૂર્વે થઇ ગયેલા રજપુતાનાના અવન્તિ નગરના રાજા માણેકરાવની પુત્રી હતી નાનપણમાંથી જ કર્મદેવી હોશીયાર અને ચતુર હતી. નાનપણમા મંડોરના રાજકુમાર અરણ્યકુમાર સાથે તેનુ લગ્ન કરવાનો તેના બાપે વિચાર કરેલો પણ કર્મદેવીએ મુગલ રાજાના રણગઢદેવના રાજકુમાર સાધુના રૂપગુણની વાત સાંભળી તેની સાથે પરણવાની ઇચ્છા બતાવી તેથી તેને સાધુ સાથે પરણાવી હતી

તેનુ લગ્ન સાધુ સાથે થવાની વાત મંડોરના રાજકુમાર અરણ્યકુમારે જાણી, તેથી તે ગુસ્સે થયો અને સાધુ કર્મદેવીને પરણી ઘેર જતો હતો, તેને રસ્તામા જ હરાવી કર્મદેવીનુ હરણકરવાનો તેણે વિચાર કર્યો. સાધુએ ઘેર જતાં રસ્તામાં એક જગ્યા ઉપર કર્મદેવી તથા સૈન્ય સાથે વિશ્રામ લેવા પડાવ નાખ્યો હતો તેવામા અરણ્ય કુમારે તેના ઉપર હલ્લો કર્યો. બને વચ્ચે ભયંકર યુદ્ધ થયુ. કર્મદેવી હોશીયાર અને હિંમતવાળી હતી, તેણે પતિને કહ્યું કે. હુ તમને મદદ કરીશ. તમારૂં પરાક્રમ ક્ષત્રિયને છાજે તેવુ છે ' બને વચ્ચે યુદ્ધ થયું તેમા સાધુને અરણ્યકુમારે ઘા કર્યો અને ત ઘવાયો. ઘા સખત હોવાથી તે મરણ પામ્યો. પતિને મરણ પામેલો જોઇ કર્મદેવી વિલાપ કરવા લાગી, પતિ વિયોગે તે જીવી શકી નહિ. અને રણમાંજ પતિની સાથે ચિતા ખડકી તે સતી થઇ. પતિ ઉપરનુ હેત આવુ હોવુ જોઇએ. સ્રીનો તો પતિ એ જ પરમેશ્વર છે. જેમ પાણી વિયોગે માછલી જીવી શકતી નથી પણ તરફડી મરણ પામે છે તેમ સતી સ્રીઓ પતિનો વિયોગ સહન કરી શકતી નથી.

---

# કૃષ્ણાકુમારી.

કૃષ્ણાકુમારી એ મેવાડના મહારાણા ભીમસિંહની પુત્રી હતી. તે ઘણી સૌંદર્યવાળી હતી, તેનો વિવાહ મારવાડના રાજા સાથે કરવાનો તેના બાપે નિશ્ચય કર્યો હતો પણ તે મરી જવાથી જયપુરના રાજા જયસિંહ સાથે તેનુ લગ્ન કરવાનો ભીમસિંહે વિચાર કર્યો. તે જાણી જયપુરના

રાજાના ભાઇ માનસિંહે ભીમસિંહ ઉપર ચડાઈ કરી. આથી ભીમસિંહે ભયને લીધે માનસિંહ સાથે કૃષ્ણાકુમારીને પરણાવવાનો નિશ્ચય કર્યો. આ વાત જયપુરના રાજા જયસિંહે જાણી તેથી તેણે ભીમસિંહ ઉપર ચડાઇ કરી.

આથી ભીમસિંહે ખરાબ મંત્રીઓની સલાહથી પુત્રી કૃષ્ણાકુમારીને મારી નાંખવાનો નિશ્ચય કર્યો અને તેથી પુત્રીને મારવા તેનો નાનો ભાઇ રાત્રે તે જ્યા સુતી હતી ત્યા તરવાર લઇને ગયો. તેને શય્યામા સુતેલી તેણે જોઇ, આ વખતે ચંન્દ્રના પ્રકાશથી નિર્દોષ બાળાનુ રૂપ ખીલી નીકળ્યુ હતું. તેને મારવા જતા તેનુ હૃદય ધડકવા લાગ્યુ અને તરવાર હાથમાથી પડી ગઇ તરવારનો ખડખડાટ સાંભળી કુમારી ઝબકીને જાગી ઉઠી. તેણે પોતાના કાકાને મારવા આવેલો જોઇ તે ખુશીથી પોતાના પ્રાણ આપવા તૈયાર થઇ.

કૃષ્ણાકુમારીએ કહ્યું કે મારાથી જો મારા બાપના માથે ભય આ-વતું હોય અને મારા મરવાથી તેમને સુખ થતું હોય તો હુ ખુશીથી મ-રવા તૈયાર છુ. આમ કહી ઝેર ખાઈ તે મરી ગઇ. આ પ્રમાણે તેણે સોળ વર્ષની ઉમ્મરે પોતાના બાપના સંકટને મટાડવા માટે પ્રાણ આપ્યો.

---

# સત્યવતી—પ્રેમાનંદ

બંગાળામાં પૂર્વે રામાનંદ નામના એક ગોસ્વામીના પુત્ર પ્રેમાનંદની પત્નીનું નામ સત્યવતી હતું રામાનંદની જમીન ધર્માદાની હતી તેથી તેને કર ભરવો પડતો નહિ. તે ધર્મિષ્ટ અને સાધુ સંતોની સેવા કરતો. તેની સ્ત્રીનું નામ સુનીતિ હતું. તે પતિવ્રતા હતી રામાનંદનો પુત્ર પ્રેમાનંદ વિદ્વાન હતો. તે વખતે ઉપરાઉપરી દુકાળ પડવા લાગ્યા એટલે સરકાર તરફથી દેવીસિંહ નામના માણસો રામાનંદને પણ કર આપવાનો હુકમ કર્યો. તેણે વ્યાજે રૂપીઆ લઇને કર ભર્યો પણ તેણે વધુ કર માગ્યો તે તેણે ન આપવાથી દેવીસિંહે તેના ઘરબાર જપ્ત કરી લુટી લેઇ તેને પકડ-વાનો હુકમ કર્યો આથી પ્રેમાનંદે પિતાને કહ્યુ કે હું તેની પાસે જાઉ છું તમે મારાં મા, બેન વિગેરેને લઇ રંગપુરમા કોઇ શિષ્યને ત્યા રહેજો.

પ્રેમાનંદ કચેરીમા ગયો, દેવીસિંહે તેને જોઇ ગુસ્સે થઇ કહ્યું કે: 'હે દુષ્ટ! તું બાકીનો કર નહિ આપે તો હું ખુન કરીશ.' આવી રીતે ધમકી આપી તેને કેદમા પુર્યો. પ્રેમાનંદ કેટલોક વખત સુધી ઘેર ન આવ્યો તેથી તેના બાપ રામાનંદ અને તેની પત્ની સતી સત્યવતી ચિન્તા કરવા લાગ્યા. રામાનંદે કેદખાનામાં તપાસ કરી પણ તેનો કોઇએ પત્તો બતાવ્યો નહિ, એટલે તે મરી ગયો હશે એમ માની તે સવ શોકાતુર થયા. સત્યવતી પતિ વિયોગે વૈધવ્ય પાળવા લાગી અને રડકકળ કરતી દિવસ ગુજારવા લાગી.

સત્યવતી રૂપવાન હતી તેને ગામમાં ફરતા દેવિસિંહના એક સિપાઇએ જોઇ તેથી તેને પકડી દેવીસિંહ પાસે મોકલવાનો વિચાર કર્યો. સત્યવતીની ઉમ્મર વીસેક વર્ષની હતી તેને આ વાતની ઉડતી ખબર મળી, દેવીસિંહ ભલભલા આબરૂદાર માણસોની જો કોઇ રૂપાળી સ્ત્રી દેખતો તો પકડી મગાવતો. સત્યવતી પોતાના સસરા સાથે જંગલમા ગુપ્તપણે રહેવા લાગી, એક વખતે સન્ધ્યાકાળે ખબર મળી કે તેમના તરફ કંપનીના સિપાઇઓ આવે છે તેથી તેને કાશીમા મોકલવા રામાનંદે વિચાર કર્યો. તેથી સત્યવતીએ પોતાના સસરાને કહ્યું કે. "પિતાજી આપ હવે વૃદ્ધ છો, આપને અહિ દુ:ખમા છોડી હું જવાની નથી સિપાઇઓ આપને કેદ કરશે તો હું આપની સાથે રહી આપની ચાકરી કરીશ. દેવીસિંહની મગદુર નથી: કે તે મારૂ નામ લઇ શકે? સ્ત્રીઓ પોતાની ઇચ્છાથી પોતાના ધર્મના માર્ગનો ત્યાગ ન કરે ત્યા સુધી જગતમાં કોઇ પણ પુરૂષ એવો નથી કે જે સ્ત્રીઓના ધર્મ ઉપર હાથ નાખી શકે. સ્ત્રીઓનો ધર્મ સાચવવો એ તેના પોતાના જ હાથમા છે મને ઇશ્વર સહાય કરશે, માટે આપ ચિંતા ન કરો."

રામાનંદે આ સાભળી કહ્યું: "બેટા, તુ કહે છે તે ખરૂ પણ જાણી જોઇને દુ:ખ વ્હોરી લેવાની જરૂર નથી માટે તું જા અને મારૂ કહ્યું માન. પછી સત્યવતી પોતાના વૃદ્ધ અને વિશ્વાસુ નોકર સાથે દુર જંગલમા જઇ ગુપ્તપણે રહેવા લાગી દેવીસિંહના સિપાઇઓએ રામાનંદને પકડી કેદમા પૂર્યા. રામાનંદે કેદમાં જઇ અન્ન પાણીનો ત્યાગ કર્યો. પોતાના સસરાની

આવી દુઃખી સ્થિતિ જાણી સત્યવતીએ તેને છોડાવવાનો નિશ્ચય કર્યો તેથી તે પુરુષનો વેષ લઇ પોતાના નોકર સાથે જેલખાનામા ગઇ.

ત્યા જેલ ઉપરનો જમાદાર રામસિંહ ભલો અને દયાળુ હતો. તેણે સત્યવતીને પુરુષના વેષમા જોઇ પૂછ્યુ " તુ કોણ છે ? અને કેમ આવ્યો છે ? સત્યવતીએ કહ્યું કે મારૂં નામ નાનક છે મારાં માબાપ મને નાનપણમા મૂકી મરી ગયા હતા જેથી નોકરી શોધવા ફરૂ છુ. જમાદારે તેને પોતાને ત્યા રહેવા જણાવ્યુ જેથી સત્યવતી નાનકના રૂપે તેને ત્યા રહી. તેની કામ કરવાની હોશિયારીથી જમાદાર તેના ઉપર ખુશ રહેતો. તેણે રામસિહની પાસે જેલ જોવાની રજા મેળવી તેણે જેલમા જોયુ તો સસરો રામાનંદ બેભાન થઈ પડયો હતો તે જોઇ ઘણી દુઃખી થઇ. સત્યવતીને સર્વે પહેરગીરો રામસિહ જમાદારનો નોકર જાણી જેલમાં જવા આવવા દેતા. તેણે એક વખતે લાગ જોઈ અત્તરમા કલોરોફાર્મ ભેળવી પ્હેરગીરને આપ્યુ તેથી તે થોડીવાર બેભાન થતા જેલ ઉઘાડી સસરાને બહાર કાઢયો અને પોતાના નોકરો સાથે જગલમા જતી રહી

દૂર જગલમા એક તપસ્વિની યોગીની દશામાં શિવની આરાધના કરવા પર્ણકુટી બાધી રહેતી હતી. ત્યા જઇ સસરાની આસનાવાસના કરી. સત્યવતી પોતાના પતિને મરી ગયો છે એમ માનતી પણ આ યોગિની પાસેથી ખબર મળી કે તે તો જેલમાંથી નાસી ગયો હતો પણ ફરી પકડાવાથી કલકત્તાની જેલમા છે. તેથી સત્યવતી ઘણી ખુશી થઇ અને પતિને છોડાવવા પોતાના વિશ્વાસુ નોકરને લઇ તે કલકત્તે ગઇ. તેણે પુરુષનો વેશ લીધો હતો ત્યા બદોબસ્ત પાકો હતો તેથી એકદમ પ્રેમાનદ છુટે તેમ નહતુ ત્યા એક ઝાડ નીચે સત્યવતી ખાવાપીવાનુ ને ઉઘવાનુ છોડી પતિની ચિતામા કાળ ગાળતી ઇશ્વર સ્મરણ કરવા લાગી. એક વખતે એક ગૃહસ્થ ત્યા થઇ જતો હતો તેના કાગળ પડી ગયા. તે તેણે લઇ તે ગૃહસ્થની પાછળ દોડી તેને આપ્યા. તેથી તે ગહસ્થ ખુશી થયો અને કહ્યું કે આ કાગળ ઘણા કામના છે. જો તે તમે મને પાછા ન આપ્યા હોત તો મને ઘણું નુકશાન થાત. અધિકારી ગોવિંદસિહ મારો શત્રુ છે તે મને પાયમાલ કર્યા વગર રહેત નહિ તમે મારા ઉપર ઘણો ઉપકાર કર્યો છે.

તમારા ઉપર ખુશી થયો છું. તમારે જે કાંઇ કામ હોય તે કહો, હું
વા તૈયાર છુ આ વખતે સત્યવતીએ કહ્યું કે મારો એક સગો પ્રેમા-
કેદમાં છે તેને છોડાવવાનો ઉપાય કહો આ સાંભળી તે ગૃહસ્થે કહ્યું.
, તમે મારી સાથે આવો હુ તેને છોડાવાનો ઉપાય કરૂં છુ. પછી
યવતી પુરૂષના વેશમા તેની સાથે ગઇ. પેલા ગૃહસ્થે પોતાના ઉપરીને
મજાવી પ્રેમાનદને છોડવાનો હુકમ કર્યો સત્યવતી પોતાના વિશ્વાસુ
કરને લઇ ને હુકમ લઇ જેલમા પોતાના પતિને છોડાવા ગઇ પ્રેમાનંદે
 નોકરને ઓળખ્યો પણ પોતાની પત્ની પુરુષ વેશમાં હતી તેથી તેને
ળખી શકયો નહિ

સત્યવતીને પતિના દર્શન કરતા હર્ષનો પાર રહ્યો નહોતો. તેના
યમાં આનંદ ઉછળી રહ્યો હતો પ્રેમાનદને કેદમાથી છુટો કર્યો તેથી તે
 જણ રામાનદ જ્યાં હતો ત્યા જવા તૈયાર થયા. બાર વર્ષે પતિને
ળવી સત્યવતીનો આનંદ ઉભરાઇ જતો હતો. હજુ પ્રેમાનદ તેને ઓળ-
તો નહોતો. સત્યવતીનાથી હવે છુપુ રહી શકાયુ નહિ તે નોકરને આ-
 ગયેલો જોઇ પ્રેમથી પતિના ગળે વળગી પડી અને હર્ષાશ્રુથી પ્રેમા-
દને વધાવી લીધો તેણે કહ્યું "વ્હાલા પ્રાણનાથ, મારાથી આપની
 ન બની શકી તેથી દુ ખી છુ. હવેથી હું આપને મારા ઇષ્ટદેવતા
ણી આપની સેવામા રહી, આપની ભક્તિ કરીશ મારા દોષને ક્ષમા
." પ્રેમાનદે હવે તેને ઓળખી, તે દુખી થયો તેને પણ બારે વર્ષે
નીના દર્શન થતા અને તેણે આટલુ બધુ દુઃખ વેઠી તેને છોડાવ્યો તે
ણતાં આનદ થયો. રામાનદે પોતાની પુત્ર વધુ સત્યવતીનો ઉપકાર માન્યો.
વી રીતે સતી સત્યવતીએ પોતાના શીલનુ રક્ષણ કર્યું અને પોતાના
સરા રામાનંદ તથા પતિનો દુખ વેઠીને પણ ઉદ્ધાર કર્યો. ધન્ય છે
વી સતીને કે જે પતીના સુખે સુખી અને દુ.ખે દુ.ખી રહેતી.

---

# સતી સંયુક્તા—પૃથ્વીરાજ

સયુક્તા એ કનોજના રાજા જયચદ રાઠોડની પુત્રી હતી. સયુક્તા
નપણમાંથી જ ચાલાક, સદ્ગુણી, ઉદાર અને સૌંદર્યવાળી હતી. તે વખતે

દિલ્હીમાં પૃથ્વીરાજ રાજ્ય કરતો હતો. સતિ સંયુકતાએ પૃથ્વીરાજની બહાદુરીની અને ગુણની વાતો સાંભળી હતી, તેણે એક વખતે તેને જોયો હતો તે દિવસથી તેના રૂપ ઉપર તે મોહિ પડીને તેને પરણવાનો નિશ્ચય કરી ચુકી હતી. કનોજના રાજા જયચન્દ્ર રાઠોડ સાથે પૃથ્વીરાજને બનતુ નહોતું. એક વખતે જયચન્દ્રે રાજસૂય યજ્ઞ કર્યો તેમાં પૃથ્વીરાજ આવ્યો નહિ તેથી તેનુ અપમાન કરવા જયચંદ્રે, પૃથ્વીરાજનુ સોનાનુ પુતળુ કરાવી દ્વારપાળની જગ્યાએ બેસાડયુ. તે વાત પૃથ્વીરાજના જાણવામા આવતાં કનોજ ઉપર ચઢાઇ કરી જયચદ્રને હરાવ્યો. તે વખતે સયુક્તાએ પૃથ્વીરાજને જોયો હતો

સંયુક્તા ઉમ્મરે થવાથી જયચદ્રે તેનુ લગ્ન કરવા માટે સ્વયંવર રચાવ્યો. તેમા ઘણા દેશના રાજાઓ આવ્યા હતા પણ પૃથ્વીરાજ આવ્યો નહોતો સંયુકતાએ તો મનથી પૃથ્વીરાજને પતિ માન્યો હતો, એટલે તેણે કોઇ પણ રાજાને વરમાળ ન આરોપતા પૃથ્વીરાજનું જે સોનાનુ પુતળું કરીને દ્વારપાળની જગ્યાએ મૂકયું હતુ તેને વરમાળ આરોપી. આ જોઇ જયચદ્ર ઘણો ખેદ પામ્યો. પૃથ્વીરાજને તેની ખબર પડતાં કનોજ ઉપર ચઢાઇ કરી સંયુક્તાનું હરણ કરી દિલ્હી લઇ ગયો અને ત્યાં તેની સાથે લગ્ન કર્યાં.

સયુક્તા પ્રેમાળ, સૌંદર્યની મુર્તિરૂપ અને પતિસેવા કરવામા તત્પર રહેનારી હતી પૃથ્વીરાજ તેના ગુણ અને રૂપથી મોહિત થઇ તેની સાથે આનંદ માણવા લાગ્યો. તે હમેશાં પોતાની પત્ની સાથે સુખમાં રહેતો. સતીએ પતિસેવા કરી પતિને પોતાના પ્રાણ કરતાં પણ અધિક માની પતિના પ્રેમને જીતી લીધો હતો. આવી રીતે રાજ્ય કારભાર ચલાવતો પૃથ્વીરાજ સયુક્તા સાથે આનદથી સુખ ભોગવવા લાગ્યો. એવામાં શહાબુદીનઘોરીએ હિદુસ્તાન ઉપર ચઢાઇ કરી આ વાત જાણી સયુક્તાએ પતિને રણમા ચઢી દુશ્મનને હરાવી જીત મેળવવાને સલાહ આપી. તેણે કહ્યુ કે. "વ્હાલા, ક્ષત્રિયો રણમાં જ શોભે. આપ આપની તરવારનો સ્વાદ દુશ્મનને ચખાડો, હર હર મહાદેવ કરી દુશ્મનનો કચ્ચરઘાણ વાળો અને ક્ષત્રિય ધર્મ આચરી સ્વદેશનુ રક્ષણ કરવા તત્પર થાવ પતિની સલાહથી પૃથ્વી-

રાજે રણમા જઇ દુશ્મન શહાબુદીનઘોરીને હરાવ્યો જેથી તે હારીને નાસી ગયો અને પૃથ્વીરાજ વિજય મેળવી ઘેર પાછો આવ્યો

ફરી બે વર્ષે શહાબુદીન ફરી ચઢી આવ્યો આ વખતે સયુક્તાએ પૃથ્વીરાજને લડાઇમાં જવા સલાહ આપી અને પોતાને હાથે પોષાક પહેરા-વ્યો અને પૃથ્વીરાજ યુદ્ધમા ગયો. આ વખતે ભયકર યુદ્ધ થયું પણ તેમાં પૃથ્વીરાજ દુશ્મનના હાથે મરાયો પતિના મરણના સમાચાર સાંભળી સયુકતા ઘણી ખેદ કરવા લાગી. પછી તે પતિનો વિયોગ સહન કરી શકી નહિ. તે પતિની સાથે ચિતામા પ્રવેશ કરી સતી થઇ, અને પતિસેવાનો ધર્મ સાચવી પોતાનુ નામ અમર કરી ગઇ

---

# કર્મદેવી–સમરસીંહ

મેવાડના રાણા સમરસિહની-કર્મદેવી ધર્મપત્ની હતી. તે શુદ્ધ ક્ષત્રિ-યાણિ હોવાથી તેનામાં વીરતા હતી પતિસેવા કરવામાં, રાજ્ય કારભાર ચલાવવામા પતિને સહાય કરવામાં તે ઘણી હોશીયાર હતી તેને એક પુત્ર કર્ણું કરીને હતો પુત્રને ક્ષત્રિયને છાજે તેવી કેળવણી આપી હતી. જ્યારે ઇ સ. ૧૧૯૩ મા શહાબુદિનઘોરીએ પૃથ્વીરાજ ઉપર ચડાઇ કરી ત્યારે સમરસિહ–પૃથ્વીરાજને મદદ કરવા તેની સાથે યુધ્ધે ચડયો. અને તેમાં પૃથ્વીરાજ તથા સમરસિહ મરાયા. દિલ્હી શહાબુદીનઘોરીએ જીતી લીધુ પછી તેણે મેવાડ ઉપર હુમલો કર્યો અને પ્રજામાં લુટફાટ ચલાવી જુલમ કરવા માંડયો,

આ વખતે મેવાડમાથી શહાબુદ્દીન સાથે યુદ્ધ કરે તેવો કોઇ બળવાન નહોતો. કર્મદેવી સગીર ઉમ્મરના પોતાના પુત્ર કર્ણને ગ'દી ઉપર બેસાડી કારભાર ચલાવતી હતી. તેણે પોતાના દેશનું રક્ષણ કરવા માટે લડાઇમાં જવાનો વિચાર કર્યો અને પુરૂષનો પોષાક પહેરી પોતાના સૈન્યને લઇ દુશ્મન સામે યુદ્ધે ચઢી તેની સામે શહાબુદ્દિનનો સરદાર કુતબુદીન ચઢી આવ્યો. તેને સતી વીરાંગનાએ હરાવ્યો. તેનું ઘણું સૈન્ય કપાયુ તેથી જયની આશા છોડી કુતબુદીને નાસવા માંડયું. આ પ્રમાણે આ સતી સ્ત્રીએ જ પોતાનું

ક્ષત્રિયાણી તરીકેનું વીરત્વ દર્શાવી પોતાની પ્રજાનું રક્ષણ કર્યું ઘણી સતી સ્ત્રીઓએ આવાં પરાક્રમ કરી દુશ્મનોને જીત્યા છે.

# દુર્ગાવતી.

સતી દુર્ગાવતી બુંદેલખંડના મહુવાના રાજા ચન્દનની પુત્રી હતી તે સુંદર, ગુણવાળી, હિમ્મતવાળી અને બુદ્ધિવાળી હતી. તેને ગડમંડળના રાજા વેરે પરણાવી હતી. તેને વીરવલ્લભ નામે પુત્ર હતો. તેને નાની ઉમ્મરમા મૂકી દુર્ગાવતીનો પતિ મૃત્યુ પામ્યો હતો તેથી પુત્રને ગાદીએ બેસાડી તેના વતી દુર્ગાવતી રાજ્ય ચલાવતી હતી. તે વખત દિલ્હીની ગાદી ઉપર અકબર રાજા રાજ્ય કરતો હતો. તેણે ઘણા રાજ્યને પોતાના ખડણી ભરતા કર્યા હતા પણ મેવાડનો રાણો પ્રતાપસિંહ અને આ દુર્ગાવતી તેને ખડણી આપતા નહિ.

અકબરે પોતાના સરદાર આસફખાને મોકલી તેના ઉપર ચડાઇ કરાવી. દુર્ગાવતી પણ સૈન્યને સજ્જ કરી પોતે વીર પુરુષનો પોશાક પહેરી પુત્રને વીરવલ્લભ સાથે યુદ્ધમા ગઈ. તેણે સૈન્યને મોખરે રહી પોતાના સૈન્યને પાણી ચડાવ્યુ. બન્ને પક્ષ વચ્ચે ભયંકર યુદ્ધ થયુ. તેમા બેવાર આસફખા-ના સૈન્યને નસાડયુ, દુર્ગાવતી તેમની પાછળ પડી શત્રુ પણ આ વીર નારીનુ પરાક્રમ જોઇ અજાઈ ગયા. બીજે દિવસે રાત્રે પડાવ નાખ્યો ત્યા સૈન્ય નિદ્રાવશ થયુ જાણી આસફખાએ તેના ઉપર હલ્લો કર્યો છતા દુર્ગા-વતી ગભરાઇ નહિ, તેણે પોતાના સૈન્યને એક પહાડની તળેટીમા લઇ જઈ યુદ્ધ કરવા માડયુ. તેમા તેનો અઢાર વર્ષનો પુત્ર વીરવલ્લભ ઘવાયો. તેણે નાની વયમા અતુલ્ય બળ દેખાડી ક્ષત્રિયપણાનુ પાણી રાખ્યુ. પુત્ર મરણ પામતા પણ સતી પાછી પડી નહિ. તેણે યુદ્ધ ચાલુ રાખ્યું તેમા તે ઘવાઈ અને જેથી પોતાને હાથે તરવારથી પોતાનો પ્રાણ કાઢી નાખ્યો દુર્ગાવતીએ આ પ્રમાણે એક વીર નારીને છાજે તેવી બહાદુરી બતાવી હતી.

# તારાબાઇ—પૃથ્વીરાજ

તારાબાઇ એ ટોડાના રાજા રાવ સુરતનની પુત્રી હતી. તે ઘણીવાર વીર પુરુષનો પોષાક પહેરી ઘોડેસ્વાર થઇ ફરતી હતી એક વખતે મેવાડના રાજા રાયમલના પુત્ર જયમલની નજર તેના ઉપર પડી તેથી તેને જોઇ તે મોહવશ થયો તેણે તારાબાઇ સાથે લગ્ન કરવાનો વિચાર કર્યા આ વખતે ટોડા રાજ્ય એક લીલા નામના પઠાણે જીતી લીધુ હતુ અને સુરતન વેદનોર નામના ગામમા રહેતો હતો સુરતને પ્રતિજ્ઞા કરી હતી કે જે રાજા ટોડાને જીતી લીલાને હરાવે તેની સાથે પુત્રી તારાને પરણાવવી.

જયમલ્લે તારાને પરણવા ટોડાના પઠાણ લીલા ઉપર ચઢાઇ કરી પણ પઠાણે તેને હરાવ્યો તેથી તે નિરાશ થઇ વેદનોરમા જઇ તારાને પરણવા માટે પ્રયત્ન કરવા લાગ્યો પણ સુરતને તેને મારી નાખ્યો. આ વાત રાયમલે જાણી તેથી તેને ખેદ થયો પણ તેણે કહ્યુ કે તે પુત્ર મારી આબરૂને કલંક લગાડવા તયાર થયો માટે બરોબર શિક્ષા થઇ છે એમ માની સંતોષ માન્યો.

રાયમલ્લનો બીજો પુત્ર પૃથ્વીરાજ તારાના રૂપ ગુણના વખાણ સાભળી તેણે તેની સાથે પરણવાનો વિચાર કર્યો અને તેણે સુરતન પાસે જઇ ટોડા જીતવાની પ્રતિજ્ઞા કરી, તારા પણ પૃથ્વીરાજનુ રૂપ જોઇ તેના ઉપર મોહિત થઇ હતી પૃથ્વીરાજે ટોડા જીતવા યુદ્ધની તૈયારી કરી, તે વખતે તારા પણ તેની સાથે યુદ્ધમા જવા પિતાની આજ્ઞા લઇ તૈયાર થઈ.

ટોડમા ગયા તો પઠાણ એશઆરામમા પડયો હતો. પૃથ્વીરાજે લડાઇમા તેને મારી નાખ્યો. પછી પૃથ્વીરાજ તથા તારાબાઇ નગરનો કબજો લેવા ગયા તો સામે દરવાજામા હાથી રસ્તો રોકી ઉભો રાખેલો હતો. તારાએ તરવારથી હાથીની સુઢ કાપી નાખી તેથી તે નાસવા લાગ્યો અને પૃથ્વીરાજ તથા તારા નગરમાં ગયા, પઠાણને મરેલો જોઇ બીજા પઠાણો તેમની સામે લડાઇ કરવા આવ્યા પણ તેઓ યુદ્ધમા હારી ગયા. તારાએ આ યુદ્ધમા ઘણુ પરાક્રમ કર્યું હતુ. પછી પૃથ્વીરાજે રાવ સુરતનને ટોડાનુ રાજ્ય સોંપ્યુ અને સુરતને પોતાની દીકરી તારાને પૃથ્વીરાજ સાથે પરણાવી.

પૃથ્વીરાજ અને તારાબાઇ પછી કમલમેરના મહેલમા રહી આનંદ ભોગવવા લાગ્યાં. દરેક લડાઇમા પૃથ્વીરાજ સાથે તારા જતી હતી તારા પતિની સેવા કરી તેમની આજ્ઞા પ્રમાણે વર્તતી એક બીજાને એકરૂપ માનતા. બંનેમા પ્રીતિ અત્યત હતી. તારાએ પતિસેવા કરી પોતાના વીર પતિનો પ્રેમ જીતી લીધો હતો.

પૃથ્વીરાજની બેનને શીરોહીના રાજા પ્રભુરાવસાથે પરણાવી હતી. તેને પ્રભુરાવ ઘણુ દુઃખ દેતો હતો તેથી પ્રભુરાવને પાસરો કરવાને બેનનું દુઃખ ટાળવા તે શિરોહી ગયો અને પ્રભુરાવને ધમકાવ્યો. પ્રભુરાવને તેથી ગુસ્સો થયો તે લડાઇમા તો પૃથ્વીરાજને જીતે તેમ નહોતુ તેથી તેણે હાએ હા કરી પૃથ્વીરાજની સારી રીતે મ્હેમાનગીરી કરી પણ જતી વખતે ભાથાના લાડુમાં ઝેર ભેળવીને તેને આપ્યા તે ખાવાથી પૃથ્વીરાજ મરી ગયો, તેની તારાબાઇને ખબર પડતા દુઃખથી રડકકળ કરતી પતિપાસે ગઇ અને પતિના વિયોગને ક્ષણુ પણુ સહન ન કરતા પતિ સાથે ચિતામાં પડી સતી થઇ. આ પ્રમાણે આ સતી પતિ સેવા કરી પતિને રાજકાર્યમાં અને યુદ્ધમાં સહાય કરતી, પતિની પ્રીત સપાદન કરી હતી પતિના સ્નેહે તે પતિનો વિયોગ સહન કરી શકી નહિ

## વીમળદેવી—રાજસિંહ.

વિમળદેવી એ રુપનગઢના રાજા અમરસિંહની પુત્રી હતી તે ધર્મિષ્ટ રૂપવાન અને ગુણવાન હતી. આ વખતે દિલ્લીમા ઔરંગજેબ રાજા રાજ્ય કરતો હતો તે વખતે ઘણા રજપુત રાજાએ ભયના માર્યા મુસલમાન રાજકર્તાઓને કન્યાઓ આપી તેમની પ્રીતિ મેળવતા. વીમળદેવીની મોટી બ્હેન કેસરબાને તેના પિતાએ ઔરંગજેબ સાથે પરણાવી હતી, વીમળદેવીને તે ઠીક લાગ્યું નહોતુ, તેણે તો કોઇ લાયક ક્ષત્રિય પતિ મળે તો તેની સાથે લગ્ન કરવુ, નહિ તો કુવારા રહી ઇશ્વર ભજન કરવુ એવો નિશ્ચય કર્યો હતો તે હમેશા શિવપૂજન કરતી

એક વખત તેની બેન કેશરબા પોતાના માબાપને ત્યા આવી હતી તેણે વીમળદેવીને શિવની પુજા કરતી જોઇ નિંદા કરવા લાગી તેથી વિમળ

દેવીએ કહ્યું કેઃ તું તો મુસલમાન પાદશાહને પરણી વટલી ગઈ છે, અમારી હિંદુધર્મની વાત શું જાણે મુસલમાનનું અન્ન ખાઇ તારૂં શરીર તે ભ્રષ્ટ કરી રાઠોડની જાતને લજવી છે! આથી કેશરબા ગુસ્સે થઇ અને કહ્યું કે. હું આવુ અભિમાન રાખે છે પણ તને બાદશાહની બેગમ બનાવુ ત્યારે ખરી. આવી રીતે કહી કેશરબા પછી ત્યાથી રીસાઇ દિલ્હી ગઇ.

કેશરબાએ પોતાના પતિ ઔરંગઝેબને વિમળદેવીની વિરૂદ્ધ ઉશ્કેરણી કરી તેને વિમળદેવીનુ માગુ કરવા સમજાવ્યો, તેથી ઔરંગઝેબે અમરસિંહને લખી વિમળદેવીનુ માગુ કર્યું, આ વાત જાણી વિમળદેવી ખેદ પામવા માડી, અને હવે પોતાના શિયળનુ રક્ષણ કરવાનો વિચાર કરવા લાગી.

આ વખતે મેવાડમા પ્રતાપરાણાનો પુત્ર રાજસિંહ બરોબર ક્ષત્રીય ધર્મને પાલન કરતો રાજ્ય કરતો હતો તે રૂપ, ગુણ અને બળમા સર્વોપરી હતો તેથી વિમળદેવીએ તેને વરવાનો નિશ્ચય કરી પોતાનુ રક્ષણ કરવા તેને છાનોમાનો એક પત્ર લખ્યો, તેમા લખ્યુ કે હું તમારા ઉપર મોહિત થઇ મનથી તમને વરી ચુકી છુ પણ મારા બાપે બાદશાહ સાથે પરણાવવાનો નિશ્ચય કર્યો છે માટે આપ મારૂ રક્ષણ નહિ કરો તો હુ પ્રાણ ત્યાગ કરીશ."

વિમળદેવીનો પત્ર વાચી રાજસિંહ મનમા તેને ધન્યવાદ આપવા લાગ્યો તે બહાદુર અને હિંમતવાન હતો તેથી તેણે સતીના ધર્મની રક્ષા કરવા માટે તેનુ રક્ષણ કરવાનો પ્રતિજ્ઞા કરી અને તેને હિંમત રાખવા ઉત્તર લખી મોકલ્યો. વસતપચમીએ વિમળદેવીને પરણાવવાનુ અમરસિંહે મહુરત રાખી બાદશાહને કંકોત્રી લખી હતી. બાદશાહ ઔરંગઝેબ રુપનગર તે દિવસે પરણવા આવ્યા અને આ બાજુ મેવાડનો રાણો રાજસિંહ પણ વિમળદેવીનું રક્ષણ કરવા તે દિવસે ત્યા આવ્યો. તેણે કરેલા સંકેત પ્રમાણે વિમળદેવીને શહેર બહાર કુળદેવના દર્શન કરવા ગઇ હતી ત્યાથી ઘોડાઉપર બેસાડી મોગલ બાદશાહની આખમા ધુળ નાખી ચાલતો થયો. આ જોઇ બાદશાહ નિરાશ થઇ પાછો ગયો, અને રાણા રાજસિંહે ઉદેપુર જઇ વિમળદેવી સાથે લગ્ન કર્યું

વિમળદેવીએ પોતાના પતિને ધન્યવાદ આપ્યો અને પોતાના ધર્મનું રક્ષણ કર્યું તેથી જન્માર સુધી ઉપકાર માનવા લાગી, તેણે પતિની સેવા

કરી તેમની પ્રીતિ સપાદન કરી હતી, અને બને પતિપત્નીએ સુખ ભોગવી આનંદમા દિવસો વ્યતિત કર્યા

---

# રાજુલા—નેમિનાથ

સોરઠના એક જૈન ગૃહસ્થને ત્યા રાજુલાનો જન્મ થયો હતો. તે નાનપણથી દયાળુ, ધર્મિષ્ટ અને નીતિવાન હતી, તેનો વિવાહ નેમીનાથ નામના એક જૈન ગૃહસ્થ સાથે થયો હતો, નેમિનાથ લગ્નને દિવસે પરણવા માટે ત્યા આવ્યા, તેની મોટી ધામધુમ થઇ રહી હતી. રાજુલાનુ બીજુ નામ રાજીમતી હતુ. તેના બાપે જાનીવાસા પાસે એક વાડામા કેટલાક પશુઓને ગૌરવ દેવા માટે પૂરી રાખ્યા હતા તે જોઇ નેમિનાથે ગોવાળને પુછ્યુ કે આ પશુઓને કેમ અહિ પુરી મુકયા છે? તેથા તેણે કહ્યું કે તમારા લગ્નના ગોરવમા તેમનો ભોગ આપવા માટે પુરી મુકયા છે

આથી નેમિનાથને તે પશુઓ ઉપર ઘણી દયા આવી તે મોટેથી બાલ્યા કે અરે આવા મુગા પ્રાણીને મનુષ્યો પોતાની આજીવિકા માટે ગોરવ કરે છે, માટે લગ્ન કરવુ નથી. આવી રીતે તેમને આ સસાર ઉપરથી મોહ ઉઠી ગયો અને ગોવાળને પોતાના વસ્ત્રો તથા દાગીના આપી પશુઓને છોડાવી મુકયા અને પોતે સાધુવેશ ધારી ત્યાથી વનમા ચાલી નીકળ્યા, તેમના માબાપ, સાસુસસરા અને સબધીજનોએ તેને ઘણો વાર્યો પણ કોઇનુ માન્યુ નહિ. તેમણે દયાધર્મ ધારી જીનેશ્વરના ધર્મમાર્ગને ગ્રહણ કર્યો.

રાજુલા પણ પતિ નેમિનાથના ઉપર અત્યત સ્નેહ રાખનારી હતી, તેણે પણ નેમિનાથને વૈરાગ્ય થયો જાણી વૈરાગ્ય ધારણ કર્યો અને નેમિનાથ પાસે દિક્ષા લઇ સાધ્વી જીવન ગાળવા માડયુ. નેમિનાથના વૈરાગ્ય લેવાથી તેમના નાના ભાઇએ પણ વૈરાગ્ય ધારણ કર્યો, અને ત્રણ જણ ગીરનારની ગુફામા રહેવા લાગ્યા,

નેમિનાથ દયા ધર્મનો ફેલાવો કરવા દેશાવરમા ગયા ત્યારે તેમનાં પત્નિ રાજીમતી અને તેમના ભાઇ રથનેમિ બને ગીરનારની ગુફામા રહી

વ્રત પાળવા લાગ્યા, એક વખતે રાજીમતિ નગરમાથી ભિક્ષા વ્હોરી લાવી ગુફા તરફ આવતી હતી તે વખતે વરસાદ પડવાથી તેમના કપડા ભીના થઇ શરીરે ચોટી ગયા, અને આજુબાજુના સુગંધી ફુલઝાડોના સ્પર્શ કરી સુગધવાળો પવન વાતો હતો, મોરો ટહુકાર કરી રહ્યા હતા, ગુફામા દીયર રથનેમિ અને રાજીમતી બેજ હતા, જોઇએ તેવુ એકાત હતુ, રાજીમતીને શરીરે ચોટી ગયેલા ભીના કપડા તે બદલવા લાગી, તે વખતે રથનેમિની ઉપર દ્રષ્ટિ પડી, ભીના કપડા શરીરે ચોટી જવાથી રાજીમતીનુ શરીર બ-હારથી દેખાઈ શકાતુ હતુ, તેથી તે શરમાઇ ગયા, રથનેમીને તે જોઇ કામ ઉત્પન્ન થયો અને તેમણે સાધ્વી રાજીમતીની સાથે ભોગ ભોગ-વવાની ઇચ્છા કરી, તેને આમ ભ્રષ્ટ થઇ પોતાના વ્રતથી ચલિત થયેલો જોઇ તેણે તેને કહ્યુ કે "હે દિયરજી, તમે ગુફામાં રહી ધ્યાન કરવાને બદલે આ શો વિચાર કરો છો ? તમારા ભાઇ સાથે હુ લગ્ન કરવા તત્પર થઇ હતી પણ તેમણે મારી સાથે લગ્ન ન કરતા તપ આદર્યુ પણ હુ તો તેમની સાથે મનમા વરી ચૂકી છું, તમે તેમના ભાઇ થઇને તમને આવી બુદ્ધિ કેમ સુઝે છે, પરદારાનું સેવન કરનાર નરકમા પડે છે, તેમા સાધ્વી સ્રીને ભ્રષ્ટ કરવા ઇચ્છનારનો કદી પણ છુટકારો થતો નથી, આ શરીર તો અપવિત્ર મળમુત્રથી ભરેલુ છે તેના ઉપર તમે કેમ મોહ પામી, મહાવ્રતનો ભગ કરવા તત્પર થાઓ છો ? મુનિ લોકો તો સ્ત્રી ભોગવવાની મનથી પણ ઇચ્છા કરતા નથી માટે આપ ભ્રષ્ટ બુદ્ધિ ન કરો" આ સાભળી રથનેમિ શરમાઇ ગયો અને પોતાનો ધર્મ સમજી ભાભી રાજુલાને પગે પડી માફી માગવા લાગ્યા, રાજુલએ તેને જીનેશ્વર ધર્મનો ઉપદેશ આપી મહા મુનિ બનાવ્યો, અને રાજુલાએ એવી રીતે પોતાની પવિત્રતાને સાચવી ધર્મનું પાલન કરી વ્રતનિયમાદિમા કાળ ગાળ્યો, ધન્ય છે આવી સાધ્વીને કે જેણે મનથી માનેલા પતિને વૈરાગ્ય થતા પોતે વઇરાગ્ય ધારણ કરી જન્મ પર્યંત બ્રહ્મચર્ય પાળી, પતિસેવાથી વ્રતનિયમાદિનું પાલન કર્યું.

---

# પુણ્ણીકા

બુદ્ધધર્મમાં ભિક્ષુકીઓ થઇ ગઇ છે. પુણ્ણિકા પણ તે વખતે એક ભિક્ષુકી થઇ ગઇ છે. એ ઘણી વિદ્વાન હતી એક વખતે તે વ્હેલી ઉઠી નદીએ પાણી ભરવા ગઇ, ત્યાં સ્હવારમા એક બ્રાહ્મણ પ્રાત સ્નાન કરતો હતો તેને જોઇ તેણે કહ્યુ હુ તો સ્હવારની આ કકડતી ટાઢમાં ભિક્ષુણી સંઘના ભયથી પાણી ભરવા આ નદીમાં ઉતરૂ છુ પણ તું આ ટાઢમાં થથરતા શરીરે પાણીમાં કેમ ઉતરે છે ?

આથી બ્રાહ્મણે કહ્યુ કે હું તો પુણ્ય કર્મ કરૂ છુ જેથી પાપનો ક્ષય થશે જે વૃદ્ધ કે તરૂણ સ્હવારમા વ્હેલો નદીમા સ્નાન કરે છે, તેનાં પાપ નિવૃત્ત થાય છે તેની તને ખબર નથી !

પુણ્ણિકાએ કહ્યુ. સ્નાનથી પાપમુક્ત થવાય છે તેવી માન્યતા તો અજ્ઞાનીઓની છે. દેડકુ, કાચબો, સાપ, મગર વિગેરે જળમા રહેનારા પ્રાણિ રોજ જળમાજ રહે છે તે શું સ્વર્ગે જશે ? હિંસા કરનાર, કોળી પારધિ ખૂની વિગેરે શુ સ્નાન કર્યાથી મુક્ત થશે ? જો નદીઓ તારૂં પાપ વહી જશે તો સાથે પુણ્ય પણ વ્હેતી જશે માટે તું જે પાપના ભયથી રોજ સ્હવારમા વ્હેલો ઉઠી સ્નાન કરે છે તે જ પાપ તું કરીશ નહિ, અમથો ટાઢથી શા માટે દુ ખી થાય છે ?

પુણ્ણિકાનો આ ઉપદેશ સાભળી બ્રાહ્મણ સતોષ પામ્યો અને પોતાની પાસેનું વસ્ત્ર તે સ્ત્રીને આપવા ગયો, એટલે પુણ્ણિકાએ કહ્યું. ભાઇ એ વસ્ત્ર તુ તારી પાસેજ રાખ મારે તે જોઇતુ નથી, પણ જો તુ દુઃખથી બ્હીતો હોય, તને દુ ખ ગમતુ ન હોય તો એકાંતમાં કે લોકોના દેખતાં પણ કદી ત્યારે પાપકર્મ પણ કરવુ નહિ. જો તું પાપ કરીશ તો ગમે ત્યા નાસી જઇશ પણ તેનુ દુઃખ તારે ભોગવવું પડશે, જો તને દુ ખની બીક લાગતી હોય તને દુ.ખ અપ્રિય હોય તો બુદ્ધદેવને શરણે જા, અને શિલના નિયમ પાળી તારૂં કલ્યાણ કર

પુણ્ણિકાનો ઉપદેશ સાંભળી બ્રાહ્મણ બુદ્ધધર્મી થયો, અને પછી

મોટો સાધુ થયો છે આની બુદ્ધ ધર્મની ભિક્ષુકાઓ પણ ઉપદેશથી અન્ય પુરુષોને પોતાના પંથમાં ભેળવતી

# શુભા.

શુભા પણ પૂર્વે બુદ્ધ ધર્મ પાળનારી એક સન્યાસીની થઇ ગઇ છે. એક વખતે એ એકલી બહારગામ જતી હતી ત્યાં તેને રસ્તામાં એક દુરાચારી માણસ મળ્યો અને તે શુભાનું ઉત્તમ સ્વરૂપ જોઈ લોભાયો, તેની મતી ફરી અને પોતાની દુષ્ટ વાસના પુરી કરવા માટે તેને વિનવવા લાગ્યો શુભાએ તેને ઘણો ઉપદેશ કર્યો કે ભાઇ હું સન્યાસિની છું અને આવી વાત કહેવા તને શોભતી નથી, આમ છતાં પેલો માણસ અટક્યો નહિ અને અતે બળાત્કાર કરવા તૈયાર થયો એટલે તે સ્ત્રીએ ફરી તેને કહ્યું ભાઇ, દૂર ખસ, મને શા માટે અટકાવે છે, આ શરીરના કયા અંગ ઉપર તારી પ્રીતિ છે? જો તને મારી આંખ ઉપર પ્રીતિ હોય તો લે આ મારી આંખ, એમ કહી તેણે પોતાની આંખમાંથી ડોળો કહાડીને તેને આપ્યો.

આ જોઈ દુરાચારી મનુષ્ય ગભરાયો અને આ કોઇ સતી છે એમ માની પગે પડતો પસ્તાવા લાગ્યો, અને કરેલા કૃત્યની ક્ષમા માગી શુભા પણ દયાળુ હતી, તેણે તેને ક્ષમા આપી ત્યાંથી ચાલતી થઇ, આ પછી બુદ્ધધર્મમાં કોઇપણ વખતે ભિક્ષુકીઓએ એકલા રહેવું નહિ એવો નિયમ થયો.

સ્ત્રીઓ શિયળનો ભંગ થવા દેતી નથી તે વખતે શરીરની દરકાર કરતી નથી અને પોતાનો પ્રાણ પણ ત્યજી દે છે જો સ્ત્રી દૃઢ નિશ્ચયવાળી હોય છે તો તેને ભાગ્યેજ કોઇ નીતિભ્રષ્ટ કરે છે, સ્ત્રીઓ હમેશા પાત સેવામાં તત્પર રહે છે આવું ભિક્ષુકી જેવું ઉચ્ચ ચારિત્ર વિધવા સ્ત્રીઓ પણ પાળી શકે છે, તેઓ હમેસા પવિત્ર રહી ધર્મના માર્ગે ચાલી શકે છે.

---

# વિશાખા.

વિશાખા એ સુંદર અને રૂપવતી સ્ત્રી હતી તે બુદ્ધધર્મ પાળતી, તેને ધન, પુત્ર, વૈભવ બધું પ્રાપ્ત હતું. પતિની સેવા કરવામાં રસ લેતી. તે અતિથિ સત્કાર સારી રીતે કરી જાણતી.

એક દિવસ બુદ્ધદેવ પોતાના શિષ્યો સાથે તેના ગામમાં જઈ ચઢ્યા ત્યા વિશાખાએ તેમની ઉત્તમ પ્રકારે આગતા સ્વાગતા કરી હતી તે વખતે તેણે બુદ્ધદેવને પ્રણામ કરીને કહ્યું કે હું જીવતી રહુ ત્યા સુધી દર વરસે ભિક્ષુકીઓને અન્ન વસ્ત્ર આપુ, રોગીઓને દવા આપુ, અને એવી રીતે હંમેશા સત્પાત્રને દાન કર્યા કરૂ એવુ ઇચ્છુ છુ પરદેશથી અહીં ઘણા ભિક્ષુઓ આવે છે તેમને હુ અન્નવસ્ત્ર આપુ એવુ અન્નક્ષેત્ર હું સ્થાપુ એવી મારી ઇચ્છા છે વળી આ નદીમાં ભિક્ષુણીઓ સ્નાન કરવા આવે છે, અને એજ ઘાટ ઉપર વારાંગનાઓ સ્નાન કરવા આવે છે ભિક્ષુણીઓના રૂપ અને યૌવન જોઇ તે સ્ત્રીઓ તેમને કહે છે કે આટલી નાની વયે તમે ધર્મ સાધવાનુ કષ્ટ શા માટે વેઠો છો ? આ ઉમ્મરમા તો ખુબ સુખ ભોગવો, મોજમઝા મારો અને ભોગવિલાસનો આનંદ લ્યો, પાછલી અવસ્થામા ધર્મ સાધજો, એટલે આ સંસારનો તેમ પરલોકનો બનેનો લ્હાવો તમને મળશે ! આવી તેમની વાતોથી ભિક્ષુકીઓ શરમાય છે, તેમને પુરા વસ્ત્ર ન હોવાથી ઘણીવાર તેમને નગ્ન થઇ સ્નાન કરવું પડે છે, અને લજ્જા એ સ્ત્રીનુ ભુષણ છે નિર્લજ થઇ નદીમા ન્હાવું એ સ્ત્રીઓને માટે સારૂ નથી માટે હુ તેમને ન્હાવા માટે વસ્ત્રો પુરાં પાડી શકુ એવી મારી ઇચ્છા છે

બુદ્ધદેવે કહ્યુ ભલે, તારી આવી ઉત્તમ ઇચ્છાઓ સિદ્ધ થશે, તમે ભુખ્યાને અન્ન, તૃષાતુરને પાણી, થાકેલાને વિશ્રામ, રોગીને ઔષધ, પથ્ય વસ્ત્રો વિગેરે જે કાંઇ જરૂર હશે તે વસ્તુઓનુ તમે દાન આપી શકો તેવી તમારી સ્થિતિ થશે તમે પારકાના દુખ દુર કરશો એવી દયાળુ વૃત્તિ તમારી થશે

આ આશિર્વાદ પછી વિશાખાએ જીવતા સુધી પરોપકારના કાર્યો કર્યા હતાં, વિશાખા જેવા દયાળુ અને પરોપકારી થવુ એ દરેક સ્ત્રીઓનુ કામ છે હમેશા દુખીયા ઉપર દયા રાખવી અતિથિઓની સેવા કરવી અને આપણી સ્થિતિ અનુસાર દાન ધર્મ કર્યા કરવુ એ સ્ત્રીઓનુ કર્તવ્ય છે, આમ છતા પણ પતિસેવામા તો તન્મય થઇજ રહેવુ જોઇએ જે કરવું તે પતિની આજ્ઞાથી કરવુ. પતિથી સ્વતંત્ર થઇ, પતિની મરજી વિરૂદ્ધ કાંઇ પણ કામ કરવુ નહિ.

# ભારતી.

ભારતીદેવી એ સરસ્વતીનો અવતાર ગણાય છે તે મંડનમિશ્રનાં પત્નિ હતા. તેમના સંબંધમાં વધુ હકીકત અમારા તરફથી પ્રસિદ્ધ થયેલા શ્રીમદ્શંકરાચાર્યના જીવનચરીત્રમાંથી જાણી શકાશે. શ્રીમદ્શંકરાચાર્ય અને મંડનમિશ્ર સાથે વેદાંત સંબંધી વાદવિવાદ થયો ત્યારે બંનેમાં કોણ જીત્યુ તેની પરીક્ષા કરવાનું કામ ભારતીને સોંપાયું હતું.

ભારતીદેવી પરમ પવિત્ર, પતિવ્રતા, પતિને સર્વદા અનુસરનારી અને વિદ્વાન હતી. તેમણે પતિ અને શ્રી શંકરાચાર્યને વાદવિવાદમાં મધ્યસ્થ રહી બંનેમાં કોણ જીત્યુ તેની પરીક્ષા કરી હતી. અને તેમાં પતિની હાર કબુલ કરી શ્રી શંકરાચાર્યની જીત કબુલ કરી હતી, પણ પતિની હાર થતાં પોતે શ્રીશંકરાચાર્યને કહ્યું કે આપે જ્યાં સુધી મારી સાથે વાદ કરી જીત મેળવી નથી ત્યાં સુધી હું મારા પતિની અર્દ્ધાંગના છું અને તેથી મારા પતિનું અર્ધું અંગ હજુ જીતાયું નથી તેથી આપની પુરી જીત તો ન કહેવાય.

તે પછી શંકરાચાર્યે ભારતીદેવી સાથે શાસ્ત્રાર્થ કરવાનું નક્કી કર્યું તેમાં ભારતી દેવીએ ઉત્તમ પ્રકારે તેમની સાથે વાદ કરવા માંડયો. પણ શંકરાચાર્ય હાર્યા નહિ એટલે છેવટે તેણે કામશાસ્ત્ર સંબંધી સવાલો પુછવા માંડયા. શંકર તો નાનપણથી બ્રહ્મચારી હતા એટલે તેમને આ વિષયનું અનુભવ જ્ઞાન ન્હોતુ, તેથી તેમણે મહિનાની મુદત માગી અને તે દરમીયાન પોતે સૂક્ષ્મ દેહે એક મૃત રાજા અમરીષના શરીરમાં દાખલ થઇ, તે રાજાના દેહથી તેની રાણીઓ સાથે કામશાસ્ત્રમાં પ્રવીણતા મેળવી, અવધી થતાં પાછા મુળ દેહમાં પ્રવેશ કરી ફરી ભારતી દેવી સાથે વાદ કરવા આવ્યા, અને તેમાં ભારતીદેવીની હાર થઇ.

મંડનમિશ્ર તે પછી શ્રી શંકરાચાર્યના શિષ્ય થયા અને સંન્યસ્ત દિક્ષા લીધી. અને ભારતીદેવીએ પણ શ્રીશંકરના અનુયાયી થઈ શૃંગેરી મઠમાં રહી વેદાંતધર્મનો પ્રચાર કર્યો, અને પછી મોક્ષ ગતિને પામી.

આવી પવિત્ર દેવીઓ વિદ્વાન છતા, વિદ્યાનો ગર્વ ન રાખતાં સદા પતિને અનુસરનારી હોય છે પતિની જીત તેજ પોતાની જીત, પતિની હાર

તે પોતાની હાર, પતિને સુખ તેજ પોતાને સુખ, પતિ દુઃખે પોતે દુખી માને છે, પતિની સર્વદા તે સહધર્મચારિણી થઈ રહે છે

## શિવા.

શિવા એ વિશાલા નગરના રાજા ચેટકની પુત્રી હતી તે ઘણી નમ્ર વિવેકી, વિનયી અને રૂપવતી હતી તે ઘણી માયાળુ હતી, શિવા ઉમ્મર લાયક થઇ એટલે તેનું લગ્ન ઉજ્જનના રાજા ચડ પ્રદ્યોત સાથે કરવામાં આવ્યુ, લગ્ન થયા પછી તે સાસરે ગઈ ત્યા પતિ સેવા કરી તેણે પતિનું મન સંપાદન કરી તેની પ્રીતિ મેળવી

પતિની આજ્ઞાથી તેણે ઉજ્જનમા અન્ય સ્ત્રીઓને ઉપદેશ આપવા માટે શાળાઓ સ્થાપી, એક વખત શહેરમા આગ લાગી, અને તે કોઇ ઉપાયે હોલવાઇ નહિ ત્યારે કોઇએ રાજાને સલાહ આપી કે કોઇ સતી સ્ત્રી આવી આ અગ્નિ ઉપર પાણી છાટે તો તે હોલાઇ જાય, આથી શહેરની ઘણી સ્ત્રીઓએ આગમા પાણી છાટયુ પણ આગ હોલવાઇ નહિ આખરે શિવાદેવીએ ત્યા જઈ પાણી છાટયુ કે આગ હોલાઇ ગઇ, આથી શિવાને લોકો મહા સતી માનવા લાગ્યા

શિવા મહા સતી હતી, પતિ સેવા પરાયણ રહી ધર્મકાર્ય પણ કરતી, તેણે વીર પ્રભુ પાસે જૈન ધર્મની દીક્ષા લીધી હતી, તેણે ઘણા ગામોમા વિહાર અને નિશાળો સ્થાપી હતી તે ઉપદેશક પણ હતી, અન્ય સ્ત્રીઓને શીલધર્મ પાળવા ઉપદેશ આપતી, તે કહેતી કે સ્ત્રીઓને માટે શીલ એ કલ્પવૃક્ષ છે તેના રક્ષણથી કુળની ઉન્નતિ થાય છે, પવિત્રતા અને સદાચારથી શીલનુ રક્ષણ થાય છે, દરેક સ્ત્રીએ શીલનુ રક્ષણ કરવુ અને પતિવ્રત ધર્મ પાળવો. એના ઉપદેશથી ઘણી સ્ત્રીઓ શીલ ધર્મ પાળતી થઈ હતી અને શિવાને મહાસતી તરીકે માનતી

## પ્રભવા.

પ્રભવા એ પણ પહેલા બુદ્ધધર્મમા ભિક્ષુકી થઈ ગઇ છે, તે શ્રાવસ્તી નગરના એક ધનવાન વાણીયાની પુત્રી હતી તે રૂપાળી હતી ચતુર અને ગુણવાન હતી, તેની સાથે લગ્ન કરવાની ઘણા પુરૂષોની ઇચ્છા હતી. પણ તેણે તો હમેશાં કુવારા રહેવુ એવો વિચાર કર્યો હતો.

પ્રભાવા એ બુદ્ધદેવ પાસે જઇ નિર્વાણતત્ત્વનો ઉપદેશ લીધો હતો, તે ઘણી બુદ્ધિશાળી, ધર્મિષ્ટ અને વિદ્વાન હતી, તેણે અર્હંત પદ પ્રાપ્ત કર્યું હતું. તેણે પોતાનુ જીવન તત્ત્વજ્ઞાન પ્રાપ્ત કરવામા અને ધર્મક્રિયા કરવામા ગાળ્યુ હતું, તે ઘણી બુદ્ધિશાળી હતી, તે વખતે પ્રભાવશાળી ગણાતી હતી.

—:o.—

# ક્ષેમા.

ક્ષેમા એ પ્રસેનજીત નામના પૂર્વે થઈ ગયેલા રાજાની પુત્રી હતી. આ રાજા બુદ્ધદેવના સમયમાં થઈ ગયો હતો તે વખતે પ્રસેનજીત અને બ્રહ્મદત્ત એ બે રાજામા વિખવાદ ઉભો થયો અને બને વચ્ચે યુદ્ધ થવાનો પ્રસગ આવ્યો. આ વખતે પ્રસનજીત રાજાને ત્યાં પુત્રી ક્ષેમાનો જન્મ થયો અને બ્રહ્મદત્તને ત્યાં એક પુત્રનો જન્મ થયો, આથી આ બને રાજાઓએ તે બાળકોના લગ્ન કરવા એવો વિચાર કર્યો જેથી વિખવાદ બધ થયો.

આ પ્રમાણે ધાવણા બાળકોના વિવાહ કરવાનું નક્કી થયુ ક્ષેમા મોટી થઇ તેને ઉચ્ચ શિક્ષણ આપવામા આવ્યુ તે જ્યારે ઉમ્મર લાયક થઇ ત્યારે તેનુ લગ્ન બ્રહ્મદત્ત રાજાના કુવર સાથે કરવાનુ ઠરવ્યુ આ વાત ક્ષેમાએ જાણી એટલે તેણે કહ્યુ કે મારે તો લગ્ન કરવુ નથી, હુ તો જીદગી સુધી કુવારી રહી પ્રભુચિતનમા મારૂ આયુષ્ય ગાળીશ.

પુત્રીની આ વાત જાણી પ્રસેનજીત રાજા ઉડા વિચારમા પડી ગયા. તેમને લાગ્યુ કે બ્રહ્મદત્તના મનમાં ખોટુ લાગશે કે મેજ આવુ પુત્રી પાસે ના કહેવરાવ્યું હશે, આવો વિચાર થતા તેણે બ્રહ્મદત્તને જણાવ્યુ કેઃ મારી પુત્રી હવે મોટી થઇ છે માટે તમારા પુત્રને લઇ જલ્દી આવો કે વર કન્યાનાં લગ્ન થઇ જાય. આ વાત ક્ષેમાના જાણવામા આવી એટલે તે તરતજ બુદ્ધદેવ પાસે ગઇ અને બુદ્ધદેવ પાસે તેણે તત્ત્વજ્ઞાનનો ઉપદેશ લીધો, આ પછી પ્રસેનજીત રાજા તેને પોતાને ત્યા તેડી ગયો અને તેની લગ્નની તૈયારીઓ કરવા લાગ્યો. લગ્ન જોવરાવ્યુ લગ્નનો દિવસ પણ આવ્યો, વરકન્યાને પરણવા બેસાડયા અને વર હાથ ઝાલી બન્નેને લગ્નનાં પવિત્ર બધન બાધવા સારૂ ગોરે મત્રોચ્ચાર કરવા માંડયો

આ વખતે જ ક્ષેમા પાટલા સાથે ધીમે ધીમે ઉંચે આકાશ તરફ ઉડવા લાગી અને જો જોતામાં તો ઉંચે ચઢી ગઇ, આવી તેની સીદ્ધિ જોઇ લગ્નમાં ભરાયલા સ્ત્રી પુરૂષો હોહા કરતા આશ્ચર્ય પામવા લાગ્યાં, તે પછી બધાએ પ્રાર્થના કરી ક્ષેમાને નીચે ઉતારી અને લગ્ન બંધ રહ્યું.

ક્ષેમા તે પછી માતાપિતાની આજ્ઞા લઇ ફરી તપ કરવા ગઇ અને યોગ ક્રિયાઓ સાધવા લાગી અને યોગમા કહેલી અષ્ટ સિદ્ધિ મેળવી અને બ્રહ્મપદનો સાક્ષાત્કાર કર્યો તેણે પોતાના પિતાને પણ ઉપદેશ આપ્યો હતો તેણે જીવન ધર્મિષ્ટ ગાળ્યુ હતું, તે દાન, પુણ્ય અને સત્ક્રિયા કરી આખરે પરમપદને પામી હતી

# સુપ્રિયા

સુપ્રિયા એ અનાથપિંડની પુત્રી હતી તેણે જન્મતાજ કહ્યુ હતું કે બૌદ્ધ લોકોને પુષ્કળ ધન આપો, તેના કહ્યા પ્રમાણે તેના જન્મ પછી તેના પિતાએ દાન આપ્યુ, એક બુદ્ધ સાધુના ઉપદેશથી સુપ્રિયાને નાનપણથી જ્ઞાન થયુ અને તેને તેના પુર્વજન્મનુ ભાન થયુ તે જ્યારે સાત વર્ષની થઇ ત્યારે તેણે બૌદ્ધધર્મના દીક્ષા લેવાનુ જણાવ્યું તેને ગૌતમીએ દીક્ષા આપી અને તે પછી તેણે તત્વજ્ઞાન અને ધર્મના પુસ્તકોનો અભ્યાસ કરવામાં સમય ગાળ્યો

સુપ્રિયા દયાળુ હતી તે ગરીબોની સેવા કરતી, એક વખત બુદ્ધદેવને શ્રાવસ્તીથી રાજગૃહ તરફ જતાં વનમા ખોરાકની તંગી પડી, તેની સુપ્રિયાને ખબર પડી એટલે તેણે પોતાનુ ભિક્ષાપાત્ર આગળ ધરી ઇશ્વરને પ્રાર્થના કરી કે જો મારૂ આગલા જન્મોનુ કાંઇ પુણ્ય હોય તો આ ભિક્ષાપાત્ર અન્નથી ભરાઇ જજો, તેના સંકલ્પથી ભિક્ષાપાત્ર અન્નથી ભરાયુ અને તે તેણે બુદ્ધદેવને જઇ આપ્યું અને જમાડી તૃપ્ત કર્યા.

સુપ્રિયાને સંસાર પ્રતિ પૂર્ણ વૈરાગ્ય હતો, તે ઘણી ધર્મિષ્ટ હતી, દરેક સ્ત્રીએ ધર્મિષ્ટ તો થવુ જોઇએ અત્યારે સંન્યાસીની થવાનો વખત નથી. પણ જે વિધવા સ્ત્રી હોય તેણે તો બ્રહ્મચર્ય પાળી સંસાર ઉપરનો મોહ છોડી સુપ્રિયા માફક ધર્મિષ્ટ બની ધર્મ કાર્યમાં પ્રવૃત્ત રહી બીજી સ્ત્રીઓનાં જીવન સુધારવા યત્ન કરવો ઘટે છે.

# બ્રહ્મદત્તા

બ્રહ્મદત્તા એ કાશીના રાજાની પુત્રી હતી તે ઘણી સ્વરૂપવાન હતી, તેણે નાનપણથી લગ્ન ન કરવુ. એવો નિશ્ચય કરી રાખ્યો હતો તે બુદ્ધ-શાસ્ત્રનું અધ્યયન કરતી હતી. તેના રૂપગુણની વાત સાંભળી દેશાવરના ઘણા રાજાઓ તેની સાથે લગ્ન કરવાનો વિચાર ગોઠવતા હતા. પણ બ્રહ્મદત્તાને લગ્ન કરવુ જ ન્હોતુ

એવામા કશ્યપઋષિ ત્યા આવી ચઢયા. તેમની પાસે બ્રહ્મદત્તાએ ઉપદેશ લઇ તપ કરવાનો આરભ કર્યો. ઘણા રાજાઓ જે તેના ઉપર મોહિત થયા હતા તેમણે બ્રહ્મદત્તાને લગ્ન કરવા માટે કહેણ મોકલ્યા, પણ બ્રહ્મ-દત્તાને લગ્ન કરવુંજ નથી એવો વિચાર મક્કમ હતો તેથી કેટલાયે તેનુ હરણ કરવાનો વિચાર કર્યો.

બ્રહ્મદત્તા એકાત સ્થળમા બેસી તપ કરતી હતી તે લાગ જોઇ કેટ-લાક દુષ્ટ રાજકુમારો તેનુ હરણ કરી જવાના હેતુથી ત્યાં ગયા બ્રહ્મદત્તાને આ વાતની ખબર પડી જતા તે યોગબળથી અતરિક્ષ ચઢી ગઇ, આ જોઇ રાજકુમારો હતાશ થઇ ગયા અને પાછા ગયા બ્રહ્મદત્તાએ યોગબળથી આવી સિદ્ધિઓ મેળવી હતી અને જન્મારો બ્રહ્મચર્ય પાળી યોગસાધનામાં ગાળ્યો અને છેવટે ઇષ્ટપદને મેળવ્યુ.

આવી સ્ત્રીઓ તો ભાગ્યે જ મળી શકશે.

આ પ્રમાણે સ્ત્રીઓએ પોતાનો પતિવ્રત ધર્મ સાચવી પોતાનું કલ્યાણ કર્યું છે. જે સ્ત્રીઓ પોતાનો ધર્મ સમજે છે અને જે પુરુષો પોતાનો ધર્મ સમજીને સ્ત્રીઓની સાથે વર્તન ચલાવે છે તે સુખ પામે છે સ્ત્રીને પોતાના ધર્મનું અને પુરુષને પોતાના ધર્મનું જ્ઞાન ન હોવાથીજ આજે ઘણાં સ્ત્રીપુરૂષોને બનતુ નથી જો બને પોતપોતાના ધર્મને જાણી પરસ્પર પ્રેમથી વર્તે તો તેઓ વચ્ચે કદી પણ કકાશ કે કલેશ થાય જ નહિ. પોતપોતાના ધર્મને પાલન કરનાર સ્ત્રીપુરુષને હમેશાં બને છે. બંનેની પર-સ્પર પ્રીતિ જીવત પર્યંત ટકી રહે છે, અને સંસારવ્યવહાર આનંદથી નિભાવી સુખમા દિવસો વ્યતીત કરે છે.



## પ્રકરણ ૧૫ મું.

### સ્ત્રીઓનું પવિત્ર શીયળવ્રત.

બીજે દિવસે વખત થતા સર્વે ચંદ્રકાંતાને ત્યાં એકઠાં થયા એટલે ચંદ્રકાન્તાએ કહેવા માંડયું કે "બ્હેનો, તમે જેવા ભાવથી સતી સ્ત્રીઓના જીવનચરીત્રો સાંભળો છો તેવાજ ભાવથી તેને આચારમાં ઉતારશો તો તેનો લાભ મળ્યા વગર રહેવાનોજ નથી. આપણુ સ્ત્રીજાતિએ તો પતિમાં ઇશ્વર બુદ્ધિ રાખી પતિ સેવા કરવી. કદાપી પણ પતિના સામે ઉંચા શબ્દે બોલવું નહિ. પતિ જે રીતે આપણા ઉપર રાજી રહે તેવી રીતે આપણે વર્તવુ. આપણા શીયળવ્રતને પ્રાણથી પણ અધિક ગણી આચરવુ. કદાપિ પણ દુષ્ટ બુદ્ધિ ઉત્પન્ન કરવી નહિ. આપણી સ્થિતિ ગરીબ હોય અને આપણે ધન વગર ટળવળતા હોઇએ, પાસે સારા કપડા કે સારી જણસભાવ ન હોય છતા પણ પૈસા કે જણસભાવના લોભથી આપણા શીયળનો ભંગ કરવાનો વિચાર કરવો નહિ. કોઇ દુષ્ટ પૈસાનો લાલચ આપે તો તે પૈસાને લોભે આપણા ધર્મને ત્યજવો નહિ જે સ્ત્રી પતિ સેવા કરી પોતાના શીયળને શુદ્ધ બુદ્ધિથી સાચવી જાણે છે તે આ જ ખરી સતી છે.

સતી સ્ત્રીના મહિમાનો પાર નથી. તેનું શરીર, મન આત્મા તેના પતિને માટે છે, પતિ વગર તેની ગતિ નથી, પતિજ તેનુ સર્વસ્વ છે સતી સ્ત્રી પરપુરુષના સામી દ્દષ્ટિ પણ નાખતી નથી, મનમા પણ પરપુરુષનો વિચાર કરતી નથી. પરપુરૂષની સાથે એકાંતમા બેસતી ઉઠતી નથી ગમે તેવો સગો હોય છતા પણ તેની સાથે મર્યાદા સાચવીને વરતે છે. પરપુરૂષ સાથે હાસ્યવિનોદ કરતી નથી. ભલે પોતાનો બનેવી કે નણંદોઇ હોય છતા

પણ તેને પરપુરૂષ માની તેની સાથે ઠઠ્ઠા મશ્કરીઓ કરી છુટથી વર્તે છે પણ તે તેમની મોટી ભુલ છે. સતી સ્ત્રી કદાપિ પણ તેના સગાસબંધીઓ સાથે પણ વિવેકનો ત્યાગ કરીને વર્તતી નથી.

---

## દુરાચારિણી સ્ત્રીઓ દુખી થાય છે

પુરૂષ ગમે તેટલો ડાહ્યો હોય છતા જો સ્ત્રી ખરાબ બુદ્ધિની હઠીલી અને પતિને પજવનારી હોય છે તો તેનો ગૃહસસાર સદા દુઃખમય જ હોય છે. કેટલીક સ્ત્રીઓ કકાશ કરી પતિને કાયર કાયર કરી નાંખે છે

ખરાબ સ્ત્રી પુરૂષને ઝંપીને બેસવા દેતી નથી, તે પતિને કદી સુખ આપતી નથી, પતિ તેનું કાંઇ કહ્યુ ન કરે તો સામી બાઝે છે, અને તેને સુખે સુવા દેતી નથી. તે ઘરનું કામ મન દઇને કરતી નથી, પોતાનું સુખ જ ઇચ્છે છે કદી કોઇ વસ્તુ પોતાને જોઇએ અને તે જો પતિ ન લાવી આપે તો તેથી ઘરમા કંકાશ કરે છે આવી સ્ત્રીઓ અધમ છે તેનાથી પતિને કદી સુખ થતું નથી.

અધમ સ્ત્રીઓ જ પતિને વશ કરવાની ઇચ્છા રાખે છે, પતિને હઠ કરી પજવે છે, પતિના ઉપર હુકમ ચલાવનારી સ્ત્રીઓ દુરાચારિણી સમજવી, જે સ્ત્રીને તેના પતિ ઉપર પ્રેમ નથી, જેને પોતાના પતિને ખોટું લાગે એવુ બોલતાં મનમા ત્રાસ થતો નથી, તેવી સ્ત્રીઓ અધમ ગણવી. જ્યા સ્ત્રી પુરૂષ એક બીજાને મળતા વિચારનાં હોતાં નથી ત્યાં કદી સુખનું ભાન થતું નથી. સ્ત્રી પોતાના પતિને જ્યા આમ કરો, તેમ કરો, ખાટલો પાથરો, પાણીનો લોટો ભરીને બેસજો, આવા હુકમ કરનારી છે ત્યા પતિને સુખ શી રીતે મળવાનુ ત્યા પાત પત્નીનું મન એક શી રીતે બનવાનું. જ્યા સુધી પતિ પત્ની એક જીવ થયાં હોતા નથી ત્યાં સુખની આશા રાખવી વ્યર્થ છે. ત્યાં એક બીજા ઉપર પ્રીતિ હોતી નથી. પતિ પોતાની સ્ત્રીનાં ખોતરણાં ખોળે છે, પત્ની પોતાના પતિના દોષ જુએ છે. આવો સંસાર કદી સુખરૂપ નીવડતો નથી

દુરાચારિણી સ્ત્રી પતિને સતાવે છે દહાડો ઉગે છે ત્યારથી કંકાસ લઇ બેસે છે. સાસરીમાં રહી સર્વને પરસ્પર સાચાં જુઠાં ભરવી લડાવી મારે છે,

પાડોશી સાથે લડે છે. બીજાની રીસ બીજા ઉપર કહાડે છે, બાળકોને માર માર કરી રડારોળ કરાવી મુકે છે, પતિને તેમ બાળકોને ગાળો ભાંડે છે, પતિને એક ઘડી પણ ઘરમા જંપીને બેસવા દેતી નથી, આવી દુષ્ટ સ્ત્રીઓ પતિને દુઃખરૂપ છે.

शील भंगेन दुर्वृत्ताः पातयान्ति कुलद्वयम् ॥
पितुःकुलं तथा पत्युरिहा मुत्रं च दुखिताः ॥

દુરાચારિણી સ્ત્રી શિલભગ થવાથી પોતાના બાપના અને પતિના બંને કુળને અધોગતિમાં નાખે છે. પોતે આ લોક અને પરલોકમાં દુઃખી થાય છે.

पति मुल्लङ्ध्य मोहात्स्त्री किं किं न नरकं व्रजत् ।
कृच्छ्रान्मनुष्यतां प्राप्य किं किं दुखं न विंदति
(કાત્યાયન સ્મૃતિ)

મોહવશ થયેલી સ્ત્રી પતિનુ અપમાન કરવાથી કયા કયા નરકમાં નથી પડતી? તે કષ્ટે કરી મનુષ્યપણું પામે છે છતા તેમાં શું શું દુઃખ નથી પામતી?

અર્થાત પતિનુ અપમાન કરનારી સ્ત્રી ઘોર નરકમાં પડે છે અને મનુષ્યદેહમાં પણ જીવતા ઘણુ દુઃખ પામે છે.

दरिद्रं व्याधितं चैव भर्त्तारं या च मन्यते ।
शूनी गृध्री चमकरी जायते च पुनः पुनः
(દક્ષસંહિતા)

દરિદ્ર તથા રોગી એવા પતિનું જે અપમાન કરે છે, તે વારંવાર કુતરી, ગધેડી અને મગરીનો જન્મ પામે છે.

दरिद्रं व्याधितं मूर्खं भर्तारं यान मन्यते
सा मृता जायते व्याली वैधव्यश्च पुनः पुनः ॥
(પારાશરસંહિતા)

या भर्त्तारं समुत्सृज्य रहश्चरति केवलम ।
ग्रामेवासूकरीभूयाद्गुलीवाथ विड्भूजा
या हुंकत्या प्रियंब्रुते सामका जायते खलु ॥

જે સ્ત્રી પતિનો ત્યાગ કરીને કેવળ એકાન્તમા ફરે છે, તે આવતા જન્મમાં ગામમા નરક ખાનારી ભુંડણુ અથવા વાગોળ થાય છે તથા જે પતિના સામુ હુંકારા-તુકારા કરીને કઠોર વચન બોલે છે તે સ્ત્રી જરૂર બોબડી થાય છે.

व्याभचारातु भर्तुः स्त्री लोके प्राप्नोति निन्द्यताम् ।
शृगाल योनिं प्राप्नोति पापरोगैश्च पीड्यते ॥

પર પુરુષો સાથે જે સ્ત્રીભિચાર કરે છે. તે જીવતાં જ આ લોકમાં નિંદાય છે, અને મરી ગયા પછી શિયાળનો જન્મ પામે છે. વળી પાપની અનેક રોગથી પીડાય છે

अपत्य लोभाद्या तु स्त्री भर्तारं मतिवर्तते ।
सेहनिंद्या मवाप्नोति पति लोकाश्च हीयते ॥

જે સ્ત્રી પતિનુ અપમાન કરીને પ્રજાના લોભથી વ્યભિચાર કરે છે તે સ્ત્રી આ લોકમા નિંદાપાત્ર ગણાય છે અને પતિલોકમા પણ નીચ ગતિ પામે છે.

### સ્ત્રીઓના સોળ શણગાર.

૧ મજન, ૨ ચોળી, સાડી વિગેરે વસ્ત્રો પહેરવા ૩ ચાહનો કરવો, ૪ ચોટલો હોળી સેંથો પાડવો, ૫ વેણી ગુંથવી, ૬ આંખમા મેશ ઘાલવી, ૭ શરીરે સુગધી તેલ ચોપડવુ, પાન ખાવું, ૮ કાને કે વેણીએ શણગાર પહેરવા, ૯ નથની, નાકે કાંટો કે વાળી પહેરવી ૧૦ હાથે કકણુ ચુડી કે બગડી પહેરવી. ૧૧ ગળામા હાર કે મળા પહેરવી. ૧૨ કટિ મેખલા પહેરવી. ૧૩ કુખે ચદન કરવુ. ૧૪ પગે સાકળા કે કલ્લા પહેરવાં, ૧૫ આંખો સ્થિર રાખવી. ૧૬ ચતુર બનવુ, એ સ્ત્રીઓના સોળ શણગાર છે.

પતિવ્રતા સ્ત્રીઓ આ સોળ શણગાર સજે છે, પતિ વિયોગ થતાં અથવા પતિ મરણ પામે છે ત્યારે વિધવા સ્ત્રીઓ આ શણગારમાંથી

ચાંલ્લો, ચોટલો, વેણી, મેશ ધાલવી, સુગંધી તેલ લગાવવુ, પાન ખાવું. કાને વાળી પહેરવી, કાંટો, હાથની ચુડી, ગળાનો હાળ, કટિ મેખલા, પગે સાંકળા પહેરવાં વિગેરે શણગારોનો ત્યાગ કરે છે.

પતિવ્રતા સ્ત્રીઓ પતિનુ મન રંજન કરવા માટે નીચેની સોળ કળા વાપરે છે.

૧. મુખ પ્રસન્ન રાખવુ, ૨, મંદ મંદ સ્મિત હાસ્ય. ૩, પતિ બહારથી આવે ત્યારે તેનો સત્કાર કરવો, ૪, રસોઇ બનાવવી, ૫, મુખવાસ પાન, સોપારી આપવી, ૬, શણગાર સજી પતિને શોભા બતાવવી. ૭, ઉત્તમ ગાયન વાચી પતિનુ મન રંજન કરવુ, ૮, પતિને ગમે તેવી રમત રમવી. ૯, ગાવુ, ૧૦ મધુર વાણી બોલવી, ૧૧, કઠોર વાણીનો ત્યાગ. ૧૨, પતિના દોષ મનમાં ન લાવવા, ૧૩, દરેક કામમા પતિને સારી સલાહ આપવી, ૧૪, પરપુરૂષ સાથે હસવું નહિ, ૧૫, પતિ ગુસ્સે થાય છતા સામો ગુસ્સો ન કરવો, ૧૬, રતિ વિલાસમા પતિને સંતોષ આપવો.

સતીનુ પરમધન એ તેનું શીયળનુ પાલન કરવુ એ જ તેનો મોટામાં મોટો ધર્મ છે, ગમે તેવા સંકટમા પણ તે પોતાના શીયળને સાચવી શકે છે, શીયળને સાચવવા માટે પોતાના પ્રાણને પણ તુચ્છ ગણે છે. સ્ત્રી પોતાના શીયળને મરણાંતે પણ ભંગ થવા દેતી નથી, તેજ ખરી સતી છે, તેજ દેવી છે, સતીના સામર્થ્યનો પાર નથી ઇશ્વર હંમેશા તેની સાથે ફરે છે. તેને સંકટમાથી હમેશા ઇશ્વર બચાવે છે માટે બેનો આપણે આપણું શીયળવ્રત સાચવવુ પરપુરુષ સાથે હસવુ બોલવું નહિ ઘણીવાર અન્ય પુરુષો સાથે સ્હેજસાજ વિનોદ કરતા છુટ વધતી જાય છે અને તેથી સ્ત્રીઓના મનમા વિકાર ઉત્પન્ન થયા વગર રહેતો નથી માટે આપણે તો અન્ય પુરૂષોને પોતાના ભાઇ કે બાપ તુલ્ય માની તેમની સાથે વિવેકથી વર્તવુ. આપણું સર્વસ્વ આપણા પતિ માટે છે, અને પતિનુ સર્વસ્વ તેની પત્ની માટે છે. રાતદિવસ પતિના જ વિચારમાં તન્મય રહે છે. સતી સ્ત્રી કદી પણ લોભાતી નથી આ પ્રમાણે પૂર્વે જે જે સ્ત્રીઓએ પોતાના શીયળને સાચવી પતિવ્રતપણાનું પાલન કર્યું છે તે આજે દેવી તરીકે ગણાય છે અને પુજાય છે.

---

# સોનરાણી—ચાંપરાજ.

જુદીકોટાના હાડા રાજા ચાંપરાજને સોન નામે રાણી હતી તે વખતે દિલ્હીની ગાદીએ અકબર રાજા રાજ્ય કરતો હતો, રજપુત રાજાઓને તે વખતે બાદશાહના દરબારમા હાજર રહેવું પડતું એક વખતે ચાપરાજ દિલ્હીમાં અકબરશાહના દરબારમા ગયો હતો, તે વખતે બાદશાહના દરબારમા રજપુતાણીઓ પતિવ્રતા પાળવામાં પહેલે નબરે ગણાય છે એવી વાત નીકળતા તેમા રાણી સોન જેવી બીજી પતિવ્રતા ભાગ્યેજ હશે, એવુ એક જણે કહ્યું તે સાભળી બાદશાહના એક શેરબેક નામના સરદારે તે વાત હશી કહાડી અને સોનરાણીની પરિક્ષા કરવાની રજા માગી, બાદશાહે તેની વાત સાભળી ઠપકો આપ્યો, પણ ચાપરાજે કહ્યુ કે: તે ભલે રાણીની પરીક્ષા કરવા જાય પણ જો તે હારે તો તેણે અને હું હારૂ તો મારે દિલ્હીની ભાગોળે ફાસીએ ચઢવુ આ સરત શેરબેકે કબુલ કરી એટલે તેણે સોનરાણીના પતિવ્રતની કસોટી કરવાની રજા મળી.

શેરબેક જુદીકોટા ગયો ત્યાં વેશ લઇ એક માળણને ત્યા રહ્યો, અને તે માળણ મારફતે પોતાની બાજી પાર પાડવાનો પ્રપચ રચ્યો. સોનારાણીએ માળણની વાત સાભળી તેને સજા કરી. જેથી શેરબેકે બીજી સ્રીને ઉભી કરી. તેણે હું હાડાની ફોઇ છુ એમ કહી ઠાઠમાઠ સાથે મહેલમા પ્રવેશ કર્યો, રાણી તેને ઓળખી શકી નહીં, પણ વખતે તે દૂરનાં ફોઇજી હશે. અને સત્કાર નહિ કરૂં તો રાજાજી મને ઠપકો આપશે એમ માની તેનો સારો સત્કાર કર્યો થોડા દિવસ તે ત્યા રહી મહેલની શોભા જોવા લાગી. તેણે આમતેમ સારૂ લગાડવાની વાતો કરી. રાણીનો વિશ્વાસ મેળવ્યો, રાણીએ તેને અંતઃપૂર વિગેરે સર્વ બતાવ્યું, રાણીના શરીર ઉપરના ચિન્હો તેણે રાતદિવસ સાથે બેસવા ઉઠવાથી જોઇ લીધા છેવટે તે ઘેર જવા તૈયાર થઇ અને જતી વખતે કહ્યું હુ બીજું તો શું માગું પણ તમારી મુદ્રાવાળી કટાર છે તે આપો તો સારૂં. રાણીએ કહ્યું તમારે બીજું જોઇએ તે માગો પણ કટાર તો મને એમણે દામ્પત્ય સ્નેહમા આપી છે એટલે મારાથી અપાય નહિ.

આથી પેલી સ્ત્રીએ રીસાવાનો ઢોંગ કર્યો અને કહ્યું કે. "ભલે, મેં માગી તે સોનાની જાત પાણીમા નાંખવા જેવુ કર્યું, મારો ભત્રીજો હોય તો ના ન કહે! પણ પારકી જણી તે કાંઇ આપે ?" એમ કહી મો ચઢાવી જવા માડ્યું, જેથી રાણીએ ફોઇજી રીસાઇને જશે તો રાજાને ખોટુ લાગશે એમ માની તેને મનાવી કટાર આપી, તે લઇ તે શેરએક પાસે ગઇ અને કટાર તેને આપી. તેમજ રાણીના શરીર ઉપરની ગુપ્ત નિશાનીઓ, તથા અંતઃપૂરની હકીકત કહી, પછી શેરએક દિલ્લી ગયો અને બાદશાહ પાસે રાણીનુ પતિવ્રત ભંગ કર્યાની જુઠી વાત કહી, તેની સાબીતીમાં તેણે રાણીના શરીર ઉપરની ગુપ્ત નિશાનીઓ, અને અંતપુરનુ વર્ણન કહી બતાવ્યુ તથા રાણીની કટાર મૂકી, તે સાભળી ચાંપરાજનુ મો ઉતરી ગયુ. એ પછી શેરએકે તેને કહ્યુ કે હાડાજી હવે ફાંસીએ ચડો, આ સાભળી રાણાએ કહ્યુ કેઃ મને ઘેર જઇ રાણીને તિરસ્કાર કરી આવવાનો મુદત આપો હુ મારા મિત્ર પહાડસિહને જામીન આપુ છુ, આ સાભળી અકબરશાહે તેમને શુદિ જવાની રજા આપી

ચાંપરાજ ક્રોધમા ઘેર ગયો અને રાણીને તિરસ્કારથી કહ્યુ કેઃ 'ધિક્કાર છે દુષ્ટ તને, તે મારા કુળને કલંક લગાડ્યુ ' " આ સાભળી રાણી આશ્ચર્ય પામી બોલી પ્રિય, આપ આ શું બોલો છો ? છે શુ તે તો કહો !" પણ તેનુ સાભળેજ કોણ ? રાજા તરત તેને તિરસ્કાર આપી દિલ્લી તરફ વિદાય થયો, રાણી સમજી કે જરૂર દગો થયો છે, પેલી ફોઇ થઈ આવેલી સ્ત્રીએ મારા પતિવ્રત માટે તેમને ભેરવ્યુ હશે, હશે, એમ કહી તે ન ગભરાતા હિમત આણી વેશ બદલી સાંઢણી ઉપર બેસી ચાંપરાજ દિલ્હી પહોચે તે પહેલા દિલ્લી પહોચી ગઇ, ત્યાં તો રાણીજી વખતસર ન આવી પહોંચવાથી તેમનો મિત્ર પહાડસિહ ફાંસીએ ચડવાની તૈયારી કરતો હતો એટલામા તો ચાંપરાજ આવી જવાથી પહાડસિહને ફાંસી બધ રહી અને રાણાએ ફાંસીએ ચઢાવવાની પરવાનગી મેળવી.

બુદ્દિકોટાની ગુણકા મજરો કરવા આવવાની છે તે વાત જાણી મોટો દરબાર ભરાયો ચાંપરાજ પણ તેમા હાજર થયો. સોનરાણીએ પોતાના ગાનતાનથી બાદશાહને ખુશ કર્યો. પછી બાદશાહે તેને કાંઇ ઇનામ માગવાનો હુકમ કર્યો પછી સોનરાણીએ ગુણકાના વેશમા કહ્યુ કે-તમારો સર-

દાર શેરબેક મારે ત્યા રહી પૈસા આપ્યા વગર નાસી આવ્યો છે માટે મને તેનું નાક કાપવા દો બાદશાહે શેરબેક સામે જોઇ કહ્યુ કેમ મિયાં ખરી વાત કે? હવે નાક કાપવા દો

તે સાંભળી શેરબેક બોલ્યો કે મે તો તેને જોઇ પણ નથી હું કુરાન ઉપર હાથ નાખી કહુ છુ કે મે તેને કદી જોઇ નથી બાદશાહે કહ્યું કે મિયાં, બરોબર તેને જોઇ લ્યો અને સાચી વાત કહો, નહિ તો તેની વાત સાચી પડશે તો ફાસીએ ચડવુ પડશે શેરબેકે કહ્યુ "જહાપનાહ, એ સર્વ જુઠી વાત કહે છે, મે તો તેને કદી પણ જોઇ નથી

આથી સોનરાણીએ પોતાના મો ઉપર બુરખો નાખી દીધો અને ક્ષત્રિયાણી તરીકે શરમાઇને એક તરફ ઉભી રહી આ જોઇ બાદશાહે આશ્ચર્ય પામી કહ્યુ આ શુ? બાઇ તુ કોણ છે?

સોનરાણીએ કહ્યું "જહાપનાહ, હુ ગુણકા નથી પણ હાડાની રાણી છુ," આ સાંભળી સર્વ ઉભા થઇ ગયા અને તેને ધન્યવાદ આપવા લાગ્યા પછી અકબરે કહ્યુ કે હાડાજી, હુ તમારા વચન પાળવાથી અને રાણીના પતિવ્રતપણાથી ખુશી થયો છુ હવે તમારે દરબારમા હાજર રહેવુ નહિ પડે રાણીની સામે જોઇ કહ્યુ દેવી! તુ ખરેખર પતિવ્રતા છે તારા ઉપર જુઠી આળ ચઢાવનારને તેનુ ફળ ફાસી મળી છે, હુ તને મારી ધર્મપુત્રી ગણી તારા રાજ્યની ખડણી માફ કરૂ છુ, આવી રીતે બાદશાહ ખુશ થયા, પતિવ્રતા સતીએ પોતાનુ પતિવ્રતપણુ સાબીત કરી બતાવી પતિનો જીવ બચાવ્યો અને પછી બન્ને ધણી ધણીઆણી સુખ ભોગવતા રાજ્ય કરવા લાગ્યાં.

---

# જસમા—ત્રિકમ

સિદ્ધરાજ જયસિંહ પાટણમા રાજ્ય કરતો હતો તે વખતે ભયકર દુકાળ પડયો તેથી રાજાએ સહસ્ત્રલિંગ નામનુ તળાવ ખોદાવા માડ્યુ. તે ખોદવા ઘણા ઓડ લોકો આવ્યા હતા. રાજા સાજસવાર તેમણે શુ કામ કર્યું તે તપાસવા જતો. એક વખતે ત્યા તેની એક ઓડણ જસમા ઉપર નજર પડી. જસમા એ સર્વ ઓડના મુકરદમ ત્રિકમની સ્ત્રી હતી તે

ઘણી નાજુક, રૂપાળી, ગોરી, હસમુખા સ્વભાવની અને અઢાર વર્ષની હતી. જસમાનુ નાનુ બાળક એક ઝાડે ઝોળી બાંધી સુવાડયુ હતુ. તે માટીની ટોપલીઓ ભરી ભરીને પાળ ઉપર નાખતી હતી, તાપમાં તેના શરીરનો વર્ણ અને તેજ ખીલી નીકળ્યા હતાં તેને જોઇ સિદ્ધરાજ તેના ઉપર મોહવશ થયો,

દિવસે દિવસે તેની તાલાવેલી વધતી ગઇ, બેચાર દિવસપછી તેની ધીરજ રહી નહિ, તેણે તલાવ ઉપર જઇ જસમાને પાળ ઉપર માટીની ટોપલી નાખવા આવી તે વખતે કહ્યુ કે " હે સ્ત્રી, તુ આ મજુરી કરવાને લાયક નથી, જોને તારૂં મોં તાપથી કરમાઇ જાય છે, તુ તો રાજમહેલમાં આવી સુખ ભોગવવા લાયક છે, " તેણે હિંમતથી રાજાને હસી કાઢી કહ્યું: " રાજાજી અમે તો મજુર લોક, રાજમહેલમા તો રાણીઓ શોભે, અમારે તો મજુરી જ સારી, " જસમા સમજી કે રાજાની દાનત બગડી છે. તેથી બીજા દિવસથી તેણે રાજાની નજરે ન પડાય તેવી રીતે કામ કરવા માંડયુ. બે ત્રણ દિવસે પાછી જસમા ટોપલી નાખવા આવી તે વખતે રાજા ત્યાં ઉભો હતો તેથી તેને જોઇ બોલ્યો કે: " હે સ્ત્રી, તુ માન, અને રાણી થઇ રાજમહેલમા વૈભવ ભોગવવા ચાલ, તારૂ નાજુક શરીર ધુળથી શા માટે રગદોળી નાખે છે અને મજુરી કરી દુ:ખી થાય છે "

જસમા આ સાભળી ગુસ્સે થઇ અને બોલી કે. " રાજાજી, અમે તો તમારી પ્રજા એટલે તમારા છોરૂ કહેવાઇએ આપ મોટા માણસ થઇને આવુ શુ બોલો છો ? અમારે તો મજુરી કરી ટોપલીઓ વહેવી એજ રાજગાદી સમાન છે આ શરીર પણ કચરા જેવુ છે સદાચારથી મોટાઇ મળે છે, આપ રાજા થઇને મને આ શુ કહો છો ? જરા વિચાર કરો. ' આમ કહી જસમા ચાલી ગઇ તેણે રાજાની દાનત બગડી છે તે વાત પોતાના ધણી ત્રીકમને કહી, તેથી તેણે રાત્રેજ પાટણ છોડી નાસી જવાનો વિચાર કર્યો તે રાત્રે તે જસમાને લઇ માળવા તરફ ગયો. સવારમા રાજા તળાવ ઉપર આવી જુએ છે તો જસમાને ન દીઠી. તે તેના ધણી સાથે રાતે માળવા તરફ ગઇ એવી બીજા ઓડોથી ખબર મેળવી રાજા બે ત્રણ સવારો સાથે તેની પાછળ પડયો.

રસ્તામાં ત્રિકમ, જસમા અને કેટલાંક ઓડો જતા હતા તેમને રા જાએ પકડી પાડયા, ત્રિકમ પોતાની સ્ત્રીના રક્ષણને માટે કોદાળી લઇ સામે થયો પણ બંદુક ભાલાવાળા હથિયારબંધ સિપાઇઓ સામે તેનું શું ચાલે તે બિચારો સિપાઇની તરવારનો ભોગ થઇ પડયો. ઘાયલ થઇ પડતી વખતે તેણે કારમી ચીસ પાડી, તે જોઇ જસમા પોતાના ખોળામાંના છોકરાને નીચે મુકી પતિ પાસે આવી, રડકકળ કરતી પતિનું માથું ખોળામાં લઇ રડવા લાગી રાજા સિદ્ધરાજ તેની પાસે આવ્યો અને કહેવા લાગ્યો કે. "જસમા રડ નહિ, હશે થયુ તે થયું. તું મારૂં કહ્યું માન અને રાજ્યમહેલમા આવી રાણી બની સુખ ભોગવ. જરા ઉચુ તો જો. આ ર, અ મ આ ર, " આમ કહી જસમાને પકડવા તૈયાર થયો

જસમાએ જાણે કશું સાંભળતી ન હોય તેમ "ઓ મારા વ્હાલા, તમે ક્યાં ચાલ્યા ગયા." એમ કરતી રડવા લાગી થોડીવારે ત્રિકમનો જીવ ચાલ્યો ગયો તેણે બિચારાએ પોતાની પત્નિના શિયળની રક્ષા કરવા માટે પોતાના પ્રાણ આપ્યા તે જોઇ જસમા ત્યાંથી ઉભી થઇ બાળકને ચુંબન કરી બોલી " હે પ્રભુ તું જ આનુ પાલન કરજે, હે વ્હાલા પતિ હુ પણ તમારી સાથે આ આવી,' ધિક્કાર છે રાજા તને, તારૂં નામ જગતમા મારૂં નહિ ગણાય, અને આ તળાવમા પાણી પણ નહિ ટકે' આમ બોલતી કટાર કાઢી પોતાના પેટમા મારી 'હે નાથ,' કરતી ત્રિકમના શબ ઉપર ઢળી પડી આવી રીતે એક મજુરણ તરીકે ધંધો કરનાર હલકી જાતિ ઓડમાં ઉત્પન્ન થનાર સતી જસમાએ રાજ્ય લોભનો ન લેભાના પોતાના પતિવ્રતને માટે પ્રાણ આપ્યા પણ પોતાના નિયમનો ભંગ થવા ન દીધો. ધન્ય છે તેવી સતી સ્ત્રીને કે જે પ્રાણ કરતા પણ શીયળને વધુ કિંમતી ગણે છે.

## ગુણસુંદરી—કેશવ

એવી જ રીતે સતી ગુણસુંદરીએ પણ પોતાના પતિવ્રતપણાને સાચવ્યું છે. ગુણસુંદરી એ પાટણના છેલ્લા રાજા કરણના પ્રધાન માધવરાયના નાના ભાઇ કેશવરાયની સ્ત્રી હતી ગુણસુંદરી નામ પ્રમાણે જ ગોરી અને

રૂપાળી હતી. તે પતિસેવા કરી પતિની પ્રીતિ સંપાદન કરવામાં આનંદ માનતી. કેશવ અને ગુણસુંદરી હમેશાં સુખચેન ભોગવતાં આનંદમાં રહેતાં. માધવરાયની પત્નીનું નામ રૂપસુંદરી હતું, તેમને પ્રજા ન હોવાથી કેશવરાય અને ગુણસુંદરી ઉપર પુત્ર સમાન પ્રેમ રાખતા.

ગુણસુંદરીનો પિતા પૈસાવાળો હતો, તેને નાનપણથી જ સુખચેનમાં ઉછેરી હતી. તે પતિસેવા કરવામાં ચતુર હતી પોતાની જેઠાણીને મા સમાન ગણી તેને પ્રસન્ન રાખતી, ગૃહકારભાર ગુણસુંદરી ચલાવતી રૂપસુંદરી પણ રૂપાળી હતી તે ધર્મિષ્ટ અને પતિસેવાપરાયણ રહેતી, તેના રૂપના કર્ણરાજાએ વખાણ સાંભળ્યાં હતાં, એક વખતે તેની નજર રૂપસુંદરી ઉપર પડી તેથી તે રૂપસુંદરીને મેળવવા તલપાપડ થઇ રહ્યો હતો, તેણે તે લાગ મળે માટે પ્રધાન માધવરાયને સરકારી કામે બહાર ડીસ્ટ્રીક્ટમાં મોકલ્યો અને પછી રૂપસુંદરીને ફસાવવાનો પ્રપંચ રચવા માંડ્યો

કેશવ અને ગુણસુંદરી ઘેર હતાં, તે ભાભી રૂપસુંદરીની માતા તુલ્ય સેવા કરતાં, એક વખતે રૂપસુંદરી પુજામાં હતી અને કેશવ તથા ગુણસુંદરી મેડા ઉપર બેઠાં બેઠાં આનંદ વાર્તા કરતાં હતાં, તેવામાં નીચે કાંઇ ગરબડ થતી જોઇ ગુણસુંદરીએ બારીએ જોયું તો કેટલાક સિપાઇઓને દીઠા, તેથી તેણે પોતાના પતિને કહ્યું કે. "અરે! જુઓ તો ખરા, ભાઇશ્રી તો ઘેર નથી અને નીચે પેલા સિપાઇઓએ કેમ ધાંધલ મચાવી છે" કેશવ શરીરે હૃષ્ટ-પુષ્ટ હતો, રોજ કસરત કરતો, પટો ખેલવાનો તેને ટેવ હતી, તે પોતાની સ્ત્રીની વાત સાંભળી નીચે ગયો અને સિપાઇઓને જોઇ ધમકી આપતો બોલ્યો કે "કેમ આવ્યા, કેમ આવ્યા છો! શું કામ છે?" તેને રોફબંધ બોલતા જોઇ સિપાઇઓ બીન્યા તો ખરા, પણ તેમાંના મુખ્ય નાયકે કહ્યું કે "શું કરીએ ભાઇ, જીભ ઉપડતી નથી, રાજા સાહેબનો હુકમ છે તેથી તમારાં ભાભીસાહેબને રાજમહેલમાં લઇ જવા આવ્યા છીએ"

આ સાંભળી કેશવે એકદમ ગુસ્સે થઇ નાયકને ધક્કો મારી બહાર કાઢ્યો અને બારણું અડકાવી ભાભીનું રક્ષણ કરવા ઢાલ તરવાર લઇ સામો થયો. તે બોલ્યો કે "શું કહે છે? પિશાચ, જ્યાં સુધી મારામાં જીવ છે ત્યાં સુધી તમારાથી કાંઇ બનવાનું નથી.' સિપાઇએ તેને ઘણો સમજાવ્યો

ુ તેણે ન માન્યુ, આ ગરબડાટ જોઇ રૂપસુંદરી ભયની મારી ત્યાં આવી
તાના દિયેરને ઘરમાં આવતા રહેવા આગ્રહ કરવા લાગી, પણ તેણે માન્યું
કે, સિપાઇઓ બારણા ઉતારી નાંખી અંદર પેઠા, જેથી કેશવે ગુસ્સે
ા તરવારથી બે ચારને તો હેઠળ પાડયા, પણ ઘણા માણસ આગળ
ક જણ શુ કરી શકે ? સિપાઇઓએ તરવાર ઉગામી અને સામસામે
ાં એક જણની તરવાર તેને વાગતા તેનુ મસ્તક જુદુ થયુ રૂપસુંદરી
જોઇ રડકકળ કરવા લાગી. બીજા માણસો રૂપસુંદરીને પકડી મેનામાં
ાડી રાજ્યમહેલમા લઇ ગયા

ગુણસુંદરીએ પતિનું પરાક્રમ જોયુ, તેણે ઘણા માણસોને મારી ભાળી
ટે પોતાનો જીવ આપ્યો. તેને મરતા જોઇ ગુણસુંદરી બેફાટ રડવા લાગી
ને કેશવનું શબ ખોળામા લઇ કહેવા લાગી કે “ પતિ હુ પણ તમારી
થે જ આવું છુ. ” આમ કહી બેફાટ રડકકળ કરવા લાગી તેની આંખો
ી ગઇ હતી, ચોટલો છુટો મુકી દીધો હતો, તેને પતિનો વિયોગ થતાં
થઇયુ હતુ. થોડીવારે સગા વ્હાલા ભગાર્યા, તેમણે આ બનાવ જોઇ
ાન જેવા ઉપર રાજાએ કરેલા જુલમથી સર્વ કોઇ રાજાને ધિક્કારવા
ગ્યાં, કેશવનુ શબ લઇ બાળવા ગયા તેની પાછળ સતી ગુણસુંદરી પણ
ે અંબે જે અંબે ’ કરતી કંકુના થાપા મારતી સતી થવા તૈયાર થઇ.
ગ્રે દરવાજે પહોચતાં પાછુ જોઇ શ્રાપ આપ્યો કે પાટણની ગાદી બેદાન-
ાન થજો, અને રાજાએ પ્રધાનની રાણી સામે કુદૃષ્ટિ કરી, અમારૂ બેદાન
ાન કર્યું તેમ તેનુ બેદાનમેદાન થઇ તેની રાણી અને દીકરીઓની તુર્કો
ી જ દશા કરજો, આવો શાપ આપી સરસ્વતીના કિનારે ચિત્તા ખડ-
ી તેમા પતિ સાથે બળી મુઇ, આ પ્રમાણે આ સતી સ્ત્રીએ પોતાનું
મ અમર રાખ્યુ છે.

—— ૦.——

# રાણકદેવી—રાખેંગાર.

સિંધના રાજા રાવપાવરને ત્યાં રાણકદેવીનો જન્મ થયો હતો. તેના
મ પછી તેના બાપે જોષીને બોલાવી કુંડળી કઢાવી. તો તેમાં એવું
વ્યુ કે. જો આ છોડીનો બાપ તેનુ મો જુએ તો આંધળો થાય, તેથી

રાજાએ તે પુત્રીને જંગલમા મુકી આવવાનો હુકમ કર્યો, રાણીને પુત્રી ઉપર સ્નેહ હતો, તે બિચારી રડવા લાગી અને પુત્રીને ખત્રાસણો જંગલમાં મુકી આવી, બીજે દિવસે હડમતીઓ નામનો કુંભાર જંગલમા માટી ખોદવા ગયો તો ત્યા આ છોકરીને એકલી પડેલી જોઇ, પોતાને પ્રજા ન હોવાથી ઘેર લઇ ગયો, અને તે પોતાની છોડીની માફક ઉછેરવા લાગ્યો, રાનમાથી જડેલી માટે તેનુ નામ કુંભારે રાણક એવુ પાડ્યું.

રાણક રાજાની કુંવરી હતી એટલે તેનુ રૂપ દિવસે દિવસે ખીલવા લગ્યુ એક વખતે તે છોકરી રમતી હતી તેને કચ્છના રાજા લાખાએ જોઇ તેથી તેના રૂપ ઉપર તેને મોહ થતા તેનુ માગુ કર્યું બિચારા હડમતી-આને પોતાની છોકરીને તો કોઇ કુંભાર વેરે પરણાવી લ્હાવો લેવાનો વિચાર હતો પણ રાજાએ માગું કર્યું તેથી બીકનો માર્યો ને રાણકને લઇ કચ્છમાથા રાતોરાત નાસી સોરઠ દેશમા આવી જુનાગઢ પાસેના મજેવડી ગામમાં રહેવા લાગ્યો ત્યા એક વખતે પાટણના કેટલાક મારોટો દ્વારકાની યાત્રા કરીને પાછા ફરતાં આવી ચઢયા. તેમણે આ કુંભારને ત્યા રાણકને જોઇ તેના રૂપ અને હાથપગના કેટલાક ચિન્હો જોતા ભાટોને લાગ્યુ કે. વે રાજાની રાણી થવાને લાયક છે. તેથી તેમણે પાટણ જઇ સિદ્ધરાજને કહ્યું કે. તમારે ત્યા આટલી બધી રાણીઓ છે પણ કોઇ પદ્મણી નથી હો તમારે લાયક તો સોરઠમા એક કન્યા અમે જોઈ શુ તેનુ રૂપ ! તેની ઉમ્મર હજુ ચૌદ વર્ષની તો થઇ નથી પણ કેવી અનુપમ બાગા જણાય છે. ખરેખર તે આપને લાયક છે !

આ સાભળી સિદ્ધરાજે તેને પરણવાનો વિચાર કર્યો આ તરફ એક ભાટે તેને જોઇ જુનાગઢના રાજા રાખેગારની પાસે જઇ રાણકદેવીનાં વખાણ કર્યા અને કહ્યુ કે જો તેને સિદ્ધરાજ લઇ જશે તો સોરઠનુ નાક જશે. તેના રૂપની પ્રશંષા સાભળી જુનાગઢના રાજા રાખેગારે કામદાર મોકલી હડમતીયા કુંભારને અને રાણકને જુનાગઢમાં તેડા મગાવ્યા અને લગન જોવરાવી રાણક સાથે પોતાના લગ્ન કરી દીધાં, પરણીને મહેલમાં જતાં રાણકદેવીને પગમા ઠેસ વાગી અને લોહી નીકળ્યું તેથી અપશુકન થયા.

હડમતિઓ પોતાના પુત્રીને રાણી થએલી જોઇ ખુશી થયો. રાખેગાર રાણકદેવીના રૂપ અને ગુણથી આનંદ પામવા લાગ્યો આ વાત સિ-

દ્ધરાજે જાણી તેથી તે ગુસ્સે થયો અને મોટુ સૈન્ય લઇ સોરઠ ઉપર ચઢાઇ કરી. રાખેંગારે ગિરનારના કિલ્લામાં પેસી સિદ્ધરાજના સૈનિકો સામે યુદ્ધ કરવા માડયુ. સિદ્ધરાજે ઘણા વખત સુધી ઘેરો ઘાલી પડાવ નાખ્યો, ત્યાં તો રાણીને રાખેગારથી બે કુવરો પણ થયા, છેવટે રાજા રાખેગારનો ભાણેજ ફુટયો અને તે દૃશ્મન પક્ષમાં ગયો, તેથી સિદ્ધરાજ કિલ્લામાં દાખલ થયો અને રાખેગાર- જીતી મારી નાખ્યો.

સિદ્ધરાજ અદર જઇ રાણીના અતપુરમા ગયો અને સતી રાણક-દેવીને પોતાની રાણી થવા વિનવવા લાગ્યો રાણીએ કહ્યુ હું પતિવ્રતા છુ અન્ય પુરૂષનુ મો પણ જોવા ઇચ્છતી નથી, માટે રાજા, તમે આવી વાતો ન કરો રાજાએ ઘણુ કહ્યુ પણ રાણી તેને તાબે થઇ નહી, તેથી તેના દેખતા તેને કહ્યુ કે જો તુ નહી માને, મારે તાબે થઇ મારી રાણી થવા કબુલ નહી કરે તો આ તારા કુવરોને તારા દેખતાજ રેંશી નાખીશ' આ છતા પણ રાણી બીની નહી અને કહ્યુ કે " ભલે, તમારે ફાવે તેમ કરો પણ હું મારા શીયળનો ભગ કરનાર નથી આથી રાજાએ તેના દેખતાજ તેના પાચ વરસના પુત્રને તરવારથી મારી નાખ્યો છતા પણ રાણી તેને તાબે થઇ નહી છેવટે સિદ્ધરાજે તેને પકડી પોતાના ડેરે લઇ આવ-વાનો પોતાના માણસને હુકમ કર્યો. રાણકદેવી પતિ અને પુત્રના મરણથી એબાકળી બની રડકકળ કરતી માણસોની સાથે ગિરનાર ઉપરથી નીચે ઉતરી

સિદ્ધરાજે રાણકદેવીને પોતાની સાથે લઈ પાટણ જવા માડયુ. રસ્તામા તેની પાસેની દાસીઓ તેને રાજાની મરજી સંપાદન કરવાનુ ઘણું કહેવા લાગી પણ તે સતી હતી, તેથી જરાપણ ડગી નહી જ્યારે સિદ્ધરાજે જાણ્યુ કે તે તાબે થવાની નથી ત્યારે તેણે કહ્યુ કે જ્યારે તમારે ગુજ-રાતની મહારાણી થવુ નથી તો ક્યા જવુ છે તે કહો, એટલે રાણકદેવીએ કહ્યુ કે અહી સોરઠની હદ પુરી થાય છે માટે મને અહીંજ છોડી દો. મારે મારા પતિની પાછળ સતી થવુ છે, છતા તમે નાહે માનો તો હું આપઘાત કરી મરીશ પણ તમારી મરજીને વશ તો નહિજ થઉં. આથી સિદ્ધરાજે વઢવાણ આગળ ભોગાવા નદી ઉપર ચદનની ચિતા ખડકાવી

કહ્યું કે જો ચિતા વગર અગ્નિએ તમારા સતિત્વથી સળગે તો હું જાણું કે તમે સતિ ખરા.' આમ કહી તેને સતી થવાની રજા આપી.

રાણકદેવીને તરતજ શૂર ચઢયુ અને ચીતા ઉપર બેસી સૂર્યદેવને પ્રણામ કરી ચિતા સળગાવા પ્રાર્થના કરી, જેથી તરતજ ચિતા વગર દેવતાએ સતના બળથી સળગી અને રાણકદેવી સતી થયા, આ પ્રમાણે આ સતીએ સર્વસ્વનો ત્યાગ કર્યો, ધન અને રાજ્યનો લાલચથી ન લોભાતાં પોતાના શિયળવ્રતને સાચવી સતિ થઇ ગયા છે

## વીરમતી—જગદેવ

વીરમતી એ ટુકટોડા રાજાની કુંવરી હતી નાનપણથી વીરમતી દેખાવડી અને ગુણવાન હતી, તેનુ લગ્ન ધારાનગરના રાજા જગદેવની સાથે નાનપણમાજ થયુ હતુ. જગદેવ બહાદુર હતો તે રાજાની અણમાનિતી રાણીનો પુત્ર હોવાથી રાજ્ય તરફથી તેને મારૂ માન મળતુ નહી, તેને સાધારણ માણસની માફક રાજ્યમા રહેવુ મારૂ ન લાગવાથી સ્વપ્રયત્ને કીર્તિ અને પૈસો મેળવવા તેને દેશાટન કરવાની ઇચ્છા થઇ, તેણે પોતાની માતાની આજ્ઞા લઇ ગુજરાતના રાજા સિદ્ધરાજ પાસે જવાનો વિચાર કર્યો કારણ કે તે વખતે ગુજરાતની જાહોજલાલી સારી હતી.

જગદેવે જતા જતા રસ્તામા એક ગામને પાદરે આવલા બાગમાં એક ઝાડ તળે ઘોડો બાંધી ત્યા વિશ્રામ લેવાની ઇચ્છાથી સુઈ ગયો, થાકેલો હતો અને ઠડો પવન વાવા લાગ્યો તેથી તેને ઉંઘ આવી ગઇ, તે ઉંઘી ગયો હતો તે વખતે ત્યા ફરતી ફરતી એક સ્ત્રી આવી ચઢી, ને જગદેવને આમ સુતેલો જોઈ આશ્ચર્ય થયુ, તે સ્ત્રી તે બીજી કોઇ નહિ પણ તેની સ્ત્રી વીરમતી હતી, તેને પોતાના સ્વામીને આવી રીતે શેત્રજી ઉપર સુતેલો જોઇ ઘણો ખેદ થયો, તરત તેણે પોતાની સાહેલીઓને રાજદરબારમાં મોકલી થોડીવારે જગદેવ જાગ્યો તો પોતાની પાસે આ સ્ત્રીને બેઠેલી જોઇ તેને પુછ્યુ કે તમે કોણ છો ? અને કેમ બેઠા છો ?

આથી વીરમતીએ શરમાઇને કહ્યુ. 'હું જે છુ તે છું, આપની

પાસે બેસવાનો મને અધિકાર છે" આથી જગદેવે તેનો સાદ સાભળી તેના સામુ જોતા ઓળખી અને યાદ આવ્યુ કે. આતો ટુકટોડા ગામને પાદરેજ હુ સુતો છુ. વીરમતીએ પૂછ્યુ કે "વ્હાલા. આપને શું દુ:ખ પડ્યુ કે આપ આવા વેશમા પરદેશ જાઓ છો?" હું આપની દાસી છુ, આપની સેવામાં મને પણ રાખો, હું આપની સાથે રહી સુખ દુ:ખ સહેવા તૈયાર છુ" જગદેવ તેનાં આવાં નમ્ર વચન સાભળી રાજી થયો, તેણે પોતાની વાત કરી, તેને દુ:ખમાં વિસામારૂપ પોતાની સ્ત્રી થઇ પડી, એવામા તેની સખીઓએ રાજદરબારમાં વાત કહેવાથી તેનો ભાઇ જગદેવને વાજતેગાજતે તેડવા આવ્યો, જેથી જગદેવ રાજ્યમહેલમાં ગયો, ત્યાં ચારેક દિવસ રહી પાછો પરદેશ જવા તૈયાર થયો, તેના સસરાએ તેને ગામ અને વતન આપી પોતાને ત્યાં રાખવાનો ઘણોજ આગ્રહ કર્યો પણ તેણે પોતે સ્વપરાક્રમથી કીર્તિ અને પૈસો મેળવવાની પ્રતિજ્ઞા લીધેલી હોવાથી ત્યા રહ્યો નહિ, વિરમતી પતિની સાથે જવા તૈયાર થઇ તેથી રાજાની આજ્ઞા લઇ બંને પતિપત્ની પાટણ તરફ ચાલતા થયા.

જગદેવ બહાદુર અને વીરપુરૂષ હતો, આગળ રસ્તામા વાઘનો ભય હતો પણ તે રસ્તો ટુકો હતો તેથી તેણે તે રસ્તે જવાનો વિચાર કર્યો, રસ્તામા વાઘ અને વાઘણને તેમની ગધ આવતાં તેમના ઉપર ધસી આવ્યા પણ જગદેવે એકજ તીરથી બંનેને વીંધી નાંખી વાઘનો ભય દૂર કર્યો, આગળ ચાલતા કેટલાક દિવસે સધ્યાકાળે તે પાટણમાં પહોચ્યાં, તેણે ઘોડો ભાગોળે બાધી વીરમતીને સોપ્યો અને પોતે ગામમા ઘર ભાડે લેવા ગયો, એવામા ગામની એક પ્રખ્યાત વેશ્યાની દાસી ત્યાં આવી ચઢી, તેણે વીરમતીને દીઠી, વીરમતી બાળયૌવના, સ્વરૂપસૌંદર્યવાળી અને મજબુત બાંધાની હતી, તેથી તે દાસી તેને લલચાવી પોતાની વેશ્યા શેઠાણી પાસે લઇ જવાથી સારા પૈસા મળશે એમ ધારી, તેની પાસે આવી, અને તેનું તેના પતિ વિગેરેનુ નામ ઠામ પૂછી જાણે ઓળખતી હોય તેમ તેણે વીરમતીને કહ્યુ. હું તો બેટા તારી માસી થાઉ, તું અહિ ક્યાંથી? ચાલો આપણે ઘેર, આ સાભળી વીરમતીએ ઘોડો સનો મૂકી પતિ વગર એકલાં જવાને ના કહ્યું, પણ તેણે કહ્યું કે. આ મારી બેનપણી અહિં ઉભી રહે

છે તે પરમારને મારે ત્યા તેડી લાવશે, માટે ચાલો, કાંઇ હરકત નથી." આવી રીતે ભોળવી તે વીરમતીને વેશ્યાને ત્યા લઇ ગઇ.

જગદેવ ગામમાથી પાછો આવ્યો, તો વીરમતીને જોઇ નહિ તેથી તે ક્યા ગઇ હશે એવો વિચાર કરતો ખેદ પામવા લાગ્યો, વીરમતી વેશ્યાને ત્યા જઇ ફસાઇ, ત્યાની વ્યવસ્થા જોઇ તેને લાગ્યું કે જરૂર આ રાંડે મને ફસાવી છે હશે, ઇશ્વરે ધર્યું હશે તે થશે. એમ ધારી હિંમત રાખી ત્યા રહી રાત્રે તે વેશ્યાએ કોટવાળના પુત્રને તેનો પતિ જગદેવ છે, એમ કહી તેને વીરમતી પાસે મોકલ્યો, કોટવાળના છોકરાએ તેનુ રૂપ જોઇ જાણ્યુ કે "વાહ, શુ રૂપ રૂપની પરી મારે માટે આણી છે! તે વીરમતીને હાથ પકડી, વાહ પ્યારી, કહી પલગ તરફ લઇ જવા લાગ્યો, વીરમતી સતી હતી, વળી ક્ષત્રિયાણી હતી, તેણે તેનો હાથ તરછોડી કહ્યું "હટ દુષ્ટ દૂર રહે" એમ કહી બે ચાર તમાચો લગાવી દીધી, છતા પણ તે ન માનતાં તેના ઉપર બળાત્કાર કરવા ગયો તેથા વીરમતીએ પોતાની પાસેની કટાર તેના પેટમા મારી, તેને મારીને બારીએથી રસ્તા ઉપર ફેંકી દીધો

રસ્તામાં રોન ફરતા સિપાઇઓએ કોટવાળના પુત્રનુ શબ ઓળખી કોટવાળને ખબર આપી, કોટવાળ તુરત થઈ વેશ્યાને ત્યા આવ્યો, અને વીરમતીને પકડવા માટે તેના ખંડ તરફ સિપાઇ તાન લઇ ધસ્યો, પણ વીરમતીએ બારણું અંદરથી વાસી દીધુ હતુ, તથી સિપાઇઓએ બારીએથી ચઢી ઉતરી તેને પકડવાનો પ્રયત્ન કર્યો, પણ વીરમતી તેનો જે બારીએ આવે તેનુ માથુ જ ધડથી જુદુ કરવા માંડ્યુ આવી રીતે બે ચારનો ઘાણ તો ત્યાજ વાળી દીધો, સવાર થતાં આખા ગામનાં આ ખૂન ઉડી, દરબારમા પણ તે વાતની ખબર સિદ્ધરાજને પડી તેથી તે પણ વેસ્યાને ઘેર આવ્યો જગદેવને પણ આ વાતની ખબર પડતા તમાસો જોવા તે પણ ત્યા આવી ચઢ્યો

સિદ્ધરાજે વીરમતીને ધીમેથી હકીકત પૂછી અને કહ્યું કે હુ રાજા છુ. તુ બારણું ઉઘાડ, તેથી તેણે રાત્રે બનેલી સર્વ વાત કહી, આ વખતે જગદેવ ત્યા હતો, તેણે પોતાના પત્નીની વાત સાંભળી તેને ઓળખી અને રાજાને સલામ કરી, વીરમતીને બારણું ઉઘાડવાના તેણે આજ્ઞા કરી પતિની આજ્ઞા થતા વીરમતી બારણું ઉઘાડી બહાર આવી, તેણે પોતાના શિયળ

માટે કોટવાળના પુત્રને મારી નાખ્યો પણ જીવના માટે શિયળનો ભગ ન થવા દીધો તે જાણી રાજા તેના ઉપર પ્રસન્ન થયો અને તે બંન્ને રાજમહેલમાં લઇ ગયો જગદેવે નોકરી રહેવાની ઇચ્છા કરી તેથી તેને સિદ્ધરાજે સારા પગારથી પોતાના રાજ્યમા એક સરદાર તરીકે રાખ્યો.

જગદેવના પરાક્રમથી રાજાએ ખુશ થઇ તેને પગાર ઉપરાંત સારી જાગીર પણ આપી હતી, તેને કાંઇ કામ કરવાનું નહોતું, છતા પગાર મોટો અને વળી જાગીર મળતી તે જોઇ બીજા સરદારો તેની અદેખાઇ કરવા લાગ્યા, એમ કરતાં બેએક વરસ થયા હશે તેવામા તેને એક પુત્ર થયો. પત્ની વીરમતી સેવા કરી પતિને રાજી રાખતી, બનેમા પરસ્પર ઘણોજ સ્નેહ હતો, તેથી આનદમા નાના પુત્રને રમાડતા સુખનો લ્હાવો લેવા લાગ્યા.

એક વખતે અંધારી રાત્રે રાજા સિદ્ધરાજ અરધી રાત્રે ઉઘમાથી જાગી ઉઠયા, તો તેને ગામની ભાગોળમા કોઇ આનદ કરતુ અને કેટલાક જાણે શોક કરતા હોય તેવો અવાજ સભળાયો, તેથી તેણે ચોકી ઉપરના પોતાના સામતોને કહ્યુ કે. અરે, કોણ છે ? જાવ જોઇએ, ભાગોળે આ શો કોલાહલ છે, જેવી હોય તેવી તપાસ કરી મને ખબર આપો." આ સાભળી અધારી રાતે કોઇ પણ સામન્ત ઉઠયો નહી અને ખબર કાઢવા ગયો પણ નહી, પણ જગદેવ રાજાનો હુકમ સાભળી ઢાલ તલવાર લઇ તપાસ કરવા નીકળ્યો, રાજા સિદ્ધરાજ પણ શુ હશે તે જોવા અધારપીછોડો ઓઢી બહાર જવા લાગ્યો. તો માત્ર જગદેવ એકલો જ જતો હતો, બીજો કોઇ સામત ઉઠયો નહોતો.

રાજા જગદેવ પાછળ જવા લાગ્યો, કેટલેક દુર આગળ જતા જંગલની ઝાડીમા કેટલીક સ્ત્રીઓ આનદ કરતી જોવામા આવી. તેમને જગદેવે પુછ્યુ કે તમે કોણ છો ? તેથી તેમણે કહ્યુ કે. અમે આ શહેરની જોગણીઓ છીએ કાલે રાજા મરણ પામવાનો છે તેથી આનદ કરીએ છીએ. આ સાભળી વળી તે આગળ ગયો તો સ્ત્રીઓનું બીજું ટોળુ મળ્યું. તેમને પુછતાં તેમણે કહ્યું કેઃ અમે આ શહેરની કુળદેવીઓ છીએ અને રાજાનું કાલે મરણ થવાનુ હોવાથી રડીએ છીએ.

રાજા જગદેવ પાછળ જતો હતો તેને આ સાભળી ભય થયો, એવા માં જગદેવે પુછ્યુ કે "રાજા શી રીતે જીવે તેનો કોઈ ઉપાય છે? તેથી તે દેવીઓએ કહ્યુ કે પેલી જોગણીઓને તમારો ભોગ આપો તો રાજા જીવે, એમ કહી તે દેવીઓ સાથે જોગણીઓ પાસે ગયો, તેમણે કહ્યુ કે જો તુ તારૂં મસ્તક આપે તો રાજા બચે તેથી જગદેવ બે ઘડીની મહેતલ માગી વીરમતીને પુછવા નગરમાં ગયો, વીરમતીએ તેની વાત સાભળી કહ્યુ: વાહ, આપના જીવથી જો રાજાનો જીવ બચતો હોય તો પછી બીજુ શુ જોઇએ છીએ? ચાલો હુ પણ આવુ છુ અને જો મારો જીવ આપવાથી રાજાનુ આયુષ્ય વધારે વધતુ હોય તો હુ પણ તૈયાર છુ એમ કહી બને જણ પોતાના પુત્રને લઇ પાછા પેલી જોગણીઓ પાસે આવ્યાં. રાજા તો જગદેવની પાછળ પાછળ જ હતો

જોગણીઓએ તેમને આવેલા જોઇ કહ્યુ કે "જો તુ તારી સ્ત્રી અને પુત્ર ત્રણેનો અમને ભોગ આપે તો રાજાનું બીજા ૭૫ વર્ષનુ આયુષ્ય વધે.' આ સાભળી જગદેવે કહ્યુ' ઘણું સારૂ એમ કહી તરવાર ખેચી જેવો પોતાના પુત્રનો ભોગ આપવા જાય છે. તેવોજ જોગણીઓએ 'હા, હા, કહી તેનો હાથ પકડયો. અને કહ્યુ: અમે તારા ઉપર પ્રસન્ન છીએ, અમને ભોગ પહોંચી ચુકયો જા, તારો રાજા કાલે નહિ મરે અને બીજાં પોણોમો વષ વધુ જીવશે.' આમ કહી તે સર્વે અલોપ થઇ ગયા.

જગદેવ પછીથી પોતાની સ્ત્રી તથા પુત્રને લઇ ખુશી થતો થતો ઘેર આવી ઉઘી ગયો રાજા જગદેવ અને વીરમતીની રાજભક્તિ જોઇ ઘણોજ ખુશી થયો બીજે દિવસે સિદ્ધરાજે દરબાર ભર્યો અને સામતોને રાતની વાત પુછી જોઇ કોઇ પણ સામત ગયેલો નહિ એટલે તેમણે તો માત્ર એક બનાવટી વાત ઉભી કરી. જગદેવને પૂછયું પણ તેણે તો કાઇ કહ્યુ જ નહિ, આથી રાજા જગદેવ ઉપર ઘણો ખુશી થયો અને તેણે રાત્રે બનેલી વાત જગદેવની રાજભક્તિ અને પોતાના જીવને માટે તે પોતાની સ્ત્રી અને પુત્ર સહિત પાણ આપવા તૈયાર થયો હતો તે વાત કહી બતાવી બીજા સામતો શરમાઇ ગયા. અને રાજાએ જગદેવને મોટી પદ્દિ તથા કેટલીક જાગીરો આપી, અને રાધાનગર જીતી આપી તેનુ રાજ્યપાટ અપાવ્યું.

સતી વીરમતી પતિની આજ્ઞાનું પાલન કરી જાન આપવા તૈયાર . પોતાના શિયળને સાચવવા દુષ્ટ કોટવાળના પુત્રને જરાપણુ ભા ક્યા વગર નાશ કરી, પોતાના પતિવ્રતને સાચવ્યુ હતું. સતી સ્ત્રીઓ વી રીતે પતિની આજ્ઞાને આધિન રહે છે. પતિનો પ્રેમ એ જ તેમના નનો મત્ર છે.

---

# રતિસુંદરી

રતિસુદરી એ સાકેતપુર નગરના કેસરી રાજાની પુત્રી હતી તેની નુ નામ કમળસુદરી હતુ કમળસુદરી પતિવ્રતા અને સદ્‌ગુણી હતી, ના ગુણો રતિસુદરીમાં આવ્યા હતા

જૈન સાધ્વીઓના ઉપદેશથી રતિસુદરીના મનમા પતિવ્રતાના સિદ્ધાંતો ારા ઠસ્યા હતા. તે મોટી થતાં તેનુ લગ્ન નદનનગરના ચન્દ્રરાજા ાથે કર્યું. રતિસુદરી ઘણી સૌંદર્યવાળી હતી, સદ્‌ગુણી અને પતિવ્રતા વાથી ચદ્ર તેની સાથે ઘણો પ્રેમથી વર્તતો

રતિસુદરી ઘણી રૂપાળી હતી અને તેના રૂપની ખ્યાતિ ઘણી જગ્યાએ સરી હતી એ વાત કુરૂદેશના રાજા મહેન્દ્રસિહના જાણવામા પણ ાવી અને તેથી તેણે રતિસુંદરીને મેળવવાનો યત્ન કર્યો, તેણે એક દૂતને ન્દ્રરાજા પાસે રતિસુદરીની માગણી કરવા મોકલ્યો ચન્દ્રે તે દૂતને ણો ધીટકાર આપી પાછો કહાડ્યો જેથી મહેન્દ્રસિહે ચન્દ્રરાજા ઉપર ઢાઇ કરી. ચન્દ્રરાજા પણ સામો લડવા તૈયાર થયો. બન્ને વચ્ચે યુદ્ધ થયુ મા ચન્દ્રરાજાની હાર થઇ અને તેને મહેન્દ્રસિંહે પકડી કેદમા પૂર્યો. ન્દ્રરાજાનુ સૈન્ય નાસી છૂટયુ, જેથી મહેન્દ્રસિહે ચન્દ્રના મહેલમા પ્રવેશ રીને રતિસુંદરીનુ હરણ કર્યું, અને તેને પોતાની સાથે પોતાને દેશ લઇ યો. ત્યા ગયા પછી ચન્દ્રરાજાને કેદમાથી છુટો કર્યો,

રતિસુદરી પતિવ્રતા હતી. તેણે પતિનો વિયોગ થતા કલ્પાત કરવા ાગ્યુ. તેનુ ચિત્ત પતિમા જ હતુ, અને જીવના જોખમે પણ મહેંન્દ્રસિં- ને તાબે થઇ શિયળ ભંગ ન કરવુ એવો તેણે નિશ્ચય કર્યો. મહેન્દ્રસિહે

રાણી રતિસુંદરીને એક ઉત્તમ મહેલમાં મુકામ આપ્યો પછી રાજા તેની પાસે જઈ તેને કહેવા લાગ્યો કે હે સુંદરી, મે તારે માટે જ યુદ્ધ કરી તારા પતિને હરાવી તને મારે કબજે કરી છે તુ મારી રાણી થા અને મારી ઇચ્છા પૂરી કરી તારા અને મારા જીવનને સફળ કર

રાજાની આ વાત સાંભળી રાણીના મનમા તેના ઉપર ઘણોજ તિરસ્કાર થયો, તેણે ધાર્યું કે આ રાજા મારા રૂપ ઉપર મોહિ પડયો છે. આ રૂપ જો મને ન મળ્યુ હોત તો મારી કે મારા પતિની દુર્દશા ન થાત, હવે આત્મહત્યા કર્યા વગર છુટકો નથી. પણ જો આત્મહત્યા કરીશ તો ફરી પતિનો મેળાપ થવો મૂશ્કેલ છે માટે હવે કાંઈ ઉપાય કર્યા વગર છુટકો નથી. અને આ ચરીત્ર કરવુ જ પડશે, આવો વિચાર કરી તેણે મનની વાત મનમા રાખી ઉપરથી હાસ્ય જણાવી રાજાને કહ્યુ તમે મારા ઉપર આટલા બધા ખુશી થયા છો તો મારે તમારી પાસે એક વસ્તુ માગી લેવાની છે જો તે તમે મને આપો તો હુ કહુ

રાજાએ કહ્યુ: હે સુદરી, ભલે તારી ઇચ્છામા હોય તે માગ, આખું રાજ્ય હું તને આપી દેવા તૈયાર છુ.

રતિસુંદરીએ કહ્યુ તો મ્હારી એવી ઇચ્છા છે કે. આપે હમણા મને અડકવુ નહિ, મારી ઇચ્છા ચાર માસ સુધી બ્રહ્મચર્ય પાળવાની છે, અને આપે મારી તે ઇચ્છાને પુરી કરવી.

રાજાએ રતિસુંદરી ખુશીથી પોતાને તાબે થાય તો સારૂ એવો વિચાર કરી તેને તે વખતે તો હા કહી, આ પછી રતિસુંદરીએ કઠોર તપ કરવું શરૂ કર્યું. તપથી તેનુ શરીર ઓગળી ગયુ

તે પછી રાજા એક વખત તેની પાસે આવ્યો તો રાણીનું શરીર સુકાઇ ગયેલું જોઇ તેને પૂછવા લાગ્યો કે આમ કેમ ? ત્યારે રતિસુંદરીએ કહ્યુ કે મને હવે સસાર ઉપરથી મોહ ઉતરી ગયો છે અને ચાર માસ સુધી આંબિલવ્રતનું તપ કરવુ છે, જો આપ મારા બ્રહ્મચર્યનો ભગ કરશો તો આપણે બને નરકમાં પડીશુ. આપ મારા જે દેહના સૌદર્ય ઉપર મોહી પડ્યા છે, તે શરીર તો મળમૂત્ર અને તેવીજ ગદી દુર્ગંધીવાળી વસ્તુઓથી ભરપુર છે, તેના ઉપર મોહ રાખવા કરતા ઇશ્વર ઉપર મોહ રાખો કે કલ્યાણ થાય,

રાજાને તેના ઉપદેશની કાંઇ અસર થઇ નહિ, તેનો ચાર માસ ક્યારે પૂરા થાય તે વાટ જોવા લાગ્યો રતિસુંદરીએ ધાર્યું કે રાજાને હજુ કાંઇ અસર થઇ નથી, તે જરૂર મને ભ્રષ્ટ કરશે. એથી તેણે એકાગ્રચિત્તે શાસન-દેવીનું તપ કર્યું અને પોતાના સતિત્વનું રક્ષણ કરવા પ્રાર્થના કરી, દેવીએ તેની પતિભક્તિથી પ્રસન્ન થઇ તેના શિયળનું રક્ષણ કરવા તેનું સૌંદર્ય નષ્ટ કરી દીધું તે દિવસથી રતિસુંદરી કદરૂપી જણાવા લાગી તેને કોઢ અને રક્તપિત જેવા રોગો ઉપરથી લાગુ પડયા.

તે પછી રાજા સતિ પાસે આવ્યો અને તેને આવા રોગવાળી જોઇ ઘણો અજાયબ થયો, અને આવી કદરૂપી સ્ત્રીનું હરણ કરવા માટે પસ્તાવો કરવા લાગ્યો. એ પછી તેનો રતિસુંદરી ઉપરનો મોહ ઉતરી ગયો અને તેને તેના પતિ ચન્દ્રરાજા પાસે મોકલી દીધી,

રતિસુંદરી પતિની પાસે ગઇ, પતિનાં દર્શન થતાં જ દેવીના વરદા નથી તે પહેલા જેવી જ સુંદર રૂપવતી યુવતી બની ગઇ અને ત્યાં જઇ બનેલી સર્વ વાત કહી સંભળાવી. તેની આવી પતિભક્તિ જાણી રાજાને ઘણો આનંદ થયો અને તે પછી બન્ને સ્ત્રીપુરુષે આનંદ અને સુખમાં દિવસો વ્યતિત કર્યાં

સતિ સ્ત્રીઓ પરપુરુષના મોહમાં કદી પણ સપડાતી નથી, તેને કોઇ જાતની લાલચ લલચાવી શકતી નથી, તેને તો સર્વ પતિમાજ જણાય છે. આવી પડેલા સંકટમાંથી તે ગમે તે યુક્તિ કરી નીકળી જાય છે. અને જ્યારે પતિનો સંગ થાય છે ત્યારે જ તેને સુખ મળે છે. પતિ વગરનું જીવ-તર તે વ્યર્થ સમજે છે ધન્ય છે આવી સતીને

---

# રોહિણી.

રોહિણી એ પાટલીપુત્ર નગરના એક ધનાઢ્ય શેઠની સ્ત્રી હતી તે પતિવ્રતા સુંદર, અને સદાચારી હતી, તેનો પતિ વેપારી હતો તે વેપાર અર્થે ઘણીવાર દેશાવર જતો એક વખતે તેનો પતિ દેશાવર ગયો હતો, અને સતિ પોતાના ઘરના છજામા બેઠી હતી.

આ વખતે પાટલીપુત્રનો રાજા નંદ ક્રીડા અર્થે બગીચામાં જતો હતો ત્યા રસ્તામા તેની નજર છજામા બેઠેલી રોહિણી ઉપર પડી, નંદ ઘણો કામાંધ હતો રોહિણીનુ સુન્દર રૂપ જોઇ તેની સાથે ક્રીડા કરવાનુ તેને મન થઇ ગયુ, તેણે ઘેર જઇ પોતાની એક દૂતીને તેની પાસે મોકલી, તે દૂતીએ રોહિણી પાસે આવી ઘણી લાલચ બતાવી, રાજા પાસે તેડી જવા પ્રયત્ન કર્યો, પણ રોહિણી સમજી ગઇ કે રાજાની મતી ફરી લાગે છે. હવે જો હુ ના કહીશ તો તે મને જબરજસ્તીથી લઇ જશે, માટે કોઇક યુક્તિ કરવી એમ ધારી તેણે તે દૂતીને કહ્યું કે જો રાજાને મને મળવાની ઇચ્છા હોય તો ગુપ્ત રીતે રાત્રે મારે ઘેર મોકલજે, એમ કહી દૂતી સાથે રાજાએ મોકલેલી ભેટ રોહિણીએ સ્વીકારી.

તે પછી દૂતિએ રાજા પાસે તે વાત કહી તેથી રાજા ખુશી થયો અને રાત્રે સુંદર વસ્ત્રાભુષણો પ્હેરી રોહિણીને ઘેર ગયો, રોહિણીએ રાજાને પોતાને ત્યા માનપૂર્વક બેસાડયો અને પોતે રાજા સામે નીચે બેઠી, પછી તેણે પોતાની સખીઓ પાસે સ્વાદિષ્ટ રસોઇ બનાવરાવી, રાજાને જમાડયો. પછી તેને મહેલ ઉપરની ચન્દ્રશાળામાં લઇ ગઇ, રાજા ત્યાં ઉંઘી ગયો. થોડીવારે જાગી તેણે પાણી માગ્યુ, રોહિણીએ તેને પાણી આપ્યુ વળી જુદી જુદી વાનીગો જમાડી, જમ્યા પછી રાજાએ કહ્યું કે આ રસોઇમા કેટલીક વાનીઓ સ્વાદિસ્ટ છે અને કટલીક ફીકી છે તેનુ શુ કારણ? રોહિણીએ કહ્યુ એ તો આપને સમજવા જેવુ છે. જેમ આ વસ્તુઓને વિષે સ્વાદિસ્ટપણુ અને ફીકાપણુ છે તેમ સ્ત્રીઓ વિષે પણ સરસપણુ અને વિરસપણુ છે સુંદર સ્ત્રીને જોઇ પુરૂષ ભ્રમમા પડી જાય છે, પણ અંતે એ નીરસ છે. કામાતુર પુરૂષો મૂર્ખતાને લીધે સુંદર સ્ત્રીઓને જોઇ વિકારી થાય છે.

મહારાજ! આપ તો સર્વ પ્રજાના પિતા છો, અને અનીતિના માર્ગે ચાલવું એ તો આપને માટે મોટું કલંક ગણાય સતિ રોહિણીના આ વચન સાભળી રાજાનું હૃદય પીગળ્યું અને પોતાની ખરાબ દાનતને લીધે તેને પસ્તાવો થયો. તેણે રોહિણીની ક્ષમા માગી અને કહેલી ભૂલનો પસ્તાવો કરતો ઘેર ગયો.

રોહિણીનો પતિ ઘણું ધન કમાઇ કેટલાક વખત પછી દેશાવરમાંથી ઘેર આવ્યો એટલે રોહિણીએ પોતાના પતિને રાજા સબંધી વાત કહી દીધી, આથી તેના પતિને રોહિણી માટે શંકા થઇ કે કદાચ તે પોતાની ગેરહાજરીમા રાજા સાથે અવળે માર્ગે વરતી હોય તેણે પત્નીનો ત્યાગ કરવાનો વિચાર કર્યો

આ વખતે આકાશમા વાદળા ચઢી આવ્યા અને મુશળધાર વરસાદ વરસવા લાગ્યો, નદીમા પૂર આવ્યું અને શહેરમા પાણી ભરાવા લાગ્યું. આ વખતે રાજાને સતિ રોહિણીનું સ્મરણ થઇ આવ્યું. તેણે રોહિણીને બોલાવી કહ્યું કે હે સતી, તું આ પુરને પાછું વાળ રાજાની આજ્ઞા થતાં સતિએ હાથમા જળ લઇ તે પુર સામે છાંટી કહ્યું કે જો મેં આ જન્મમા સાચું પતિવ્રત પાળ્યું હોય તો આ જળનો વેગ શમી જજો સતીના મુખમાંથી આ શબ્દો નીકળતા નદીનું પાણી આગળ વધતું બંધ થયું.

સતિ રોહિણીના પતિવ્રતપણાની કસોટી થઇ અને તેના પતિના મનની પણ શંકા દૂર થઇ. ને પછી બને પતિપત્નીએ સુખમા અને આનંદમા દિવસો વીતાવવા માંડયા. સતિ હમેશાં પતિવ્રતપણું પાળી પતિની સેવા કરવામા ગુંથાએલી રહેતી.

# સોમા

સોમા એ બુદ્ધિશાળી સ્ત્રી હતી, તે એકવાર જે સાભળતી તે યાદ રાખી શકતી. આ સ્ત્રી પુર્વે શ્રાવસ્તી નગરમા બ્રાહ્મણને ત્યા જન્મી હતી. આ બાળા ઘણી બુદ્ધિશાળી અને ધર્મિષ્ટ હતી તેણે બૌદ્ધ ગ્રંથોને મોઢે કરી લીધા હતા, યોગનો પણ તેણે અભ્યાસ કર્યો હતો. તેણે પોતાનું જીવન તપ કરવામા ગાળ્યું હતું.



# શુકલા

પુર્વે કપિલવસ્તુ નગરમા શુકલા નામની સ્ત્રી થઇ ગઇ છે તે બુદ્ધ-ધર્મ પાળતી હતી. તે ઘણી રૂપવંતી હતી, તેના પિતાની પાસે ઘણો પૈસો હતો અને તેની તે વારસ હતી. જેથી ઘણા પુરુષો તેની સાથે લગ્ન થાય તો ઠીક એવુ ઇચ્છતા હતા, પણ શુકલાનો વિચાર લગ્ન કરવાનો ન હતો.

શુકલાએ લગ્ન ન કરતા સન્યાસીની થવુ એવો વિચાર કર્યો તેને બૌદ્ધધર્મના વૈરાગ્યતત્વનો ઉપદેશ સારો લાગ્યો હતો, તેથી તેણે સસાર ઉપરથી પ્રીતિ ઉઠાવી દઇ લગ્ન ન કરતા સન્યાસિની થઈ હતી અને જન્મારો તપ કરવામા ગાળ્યો હતો.

શુકલા બુદ્ધિશાળી ધર્મિષ્ટ અને ઉપદેશક હતી તેણે ઘણાને ઉપદેશ આપી સવળે માર્ગે વાળ્યા હતા તે ઘણી વિદ્વાન પણ હતી. સન્યાસીની થયા પછી તેણે તપ, ધ્યાન, અધ્યયન, અધ્યાપન અને અનેક સત્કાર્યો કરવામા વખત ગાળ્યો હતો બૌદ્ધધર્મનુ તેણે સારૂ જ્ઞાન સપાદન કર્યું હતુ

સ્ત્રીઓ પણ તપસ્વિની થઈ શકે છે. આવી સ્ત્રીઓ લગ્ન ન કરતાં પરમાર્થમય જીવન ગુજારી શકે એવી પુર્વે થઇ ગઇ છે અને તેથી સ્ત્રીઓ સંયમી, ધર્મિષ્ટ અને પુણ્યશાળી થઈ શકે તેનુ આ દષ્ટાંત છે

---

# સુશોભના.

સુશોભના એ કકણ ઋષિની કન્યા હતી, તે ઘણી રૂપવાન, ગુણવાન અને દયાળુ હતી. મહાત્મા આકથ ઋષિ સાથે તેમનુ લગ્ન થયુ હતું. આકથ મુનિના પિતાનુ નામ અકનઋષિ હતું આકથ મુનિ પોતાના પિતાથી જુદા રહેતા હતા. પોતે ઘણા દરિદ્ર હતા, ઘણીવાર તેમને ખાવાના સાસા પડતા જેથી ઉપવાસ કરવા પડતા મુનિની ગરીબાઇમા પણ સુશોભના તેમની સાથે સતોષથી રહેતી.

એક વખત પાંચ દિવસના ઉપવાસ થયા, જ્યારે છઠ્ઠા દિવસે જમવાની તૈયારી કરતા હતા ત્યારે એક સંન્યાસિ તેમને ત્યાં આવ્યો અને કહ્યું કે: હું ભૂખ્યો છું, માટે ભિક્ષા આપો. એટલે આકથ મુનિએ કહ્યું કે હે મ્હારાજ, પાંચ દિવસથી મારા ઘરમાં કાંઈપણ ભોજન નહોતું આજે છઠ્ઠે દિવસે ભોજન મળ્યું છે માટે આપ સુખેથી પધારો, અમે આપનો સત્કાર કરીશું આ પછી મુનિએ તે સન્યાસીને આદરપૂર્વક ઘરમાં લઈ જઈ ભોજનની સામગ્રી પીરસી સન્યાસી પ્રસન્નતા પૂર્વક જમ્યા. તેથી આકથ મુનિ તથા સુશોભનાને પણ આનંદ થયો જમ્યા પછી સન્યાસી ચાલ્યા ગયા, અને એ દિવસે મુનિ તથા મુનિપત્નીએ ઉપવાસ કર્યો

એક દિવસે એક કદરૂપો બ્રાહ્મણ સામવેદનું ગાન કરતો તેમને ઘેર આવ્યો. તેને જોઈ આકથ મુનિએ પોતાની પત્નીને કહ્યું કે આજના ભોજનમાંથી અરધું આ મ્હારાજને આપી અરધું તું તારે માટે રાખી મુક કેમકે જો આજે ઉપવાસ થશે તો પાછા બીજા છ દિવસ ઉપવાસ કરવા પડશે. આ સાભળી સુશોભનાએ કહ્યું કે. હે દેવ, આપ ભૂખ્યા રહો અને હું જમું એ તે કેમ બને ! આપના પહેલાં મારે જમવું એ શું યોગ્ય છે ! આપે પણ આજ તેર દિવસથી કાંઈ ખાધું નથી, તો મને આપ જમવાનું કેમ કહો છો ! સ્થૂલ શરીર ધારી પ્રાણીઓને તો અન્ન જ પ્રાણ રૂપ છે, અન્નદાતાને પ્રાણદાતા ગણ્યો છે, પ્રાણીઓ અન્ન દ્વારાજ પેદા થાય છે અને તેનાથી વૃદ્ધિ પામે છે, માટે તેથી બીજી કોઈ ઉંચી વસ્તુ નથી. તેનું દાન કરવાથી મહાપુણ્યનો સંચય થાય છે, આ ક્ષણભંગુર જીવન પ્રાપ્ત કરીને અન્નાદિનું દાન ન કરે તેનું જીવન વ્યર્થ છે ધર્મ જ પરલોકમાં સહાય થાય છે, પિતા, માતા, સ્ત્રી, પુત્ર, મિત્રો અને પૈસોટકો એ સર્વ જગતના કાર્ય સાધવાના કામના છે પણ તે પરલોકમાં કંઈ કામમાં આવતા નથી. ધર્માચરણ કરતાં મરણ થાય તો તે ધર્મકામ છે. માટે અતિથિને અડધા ભૂખ્યા રાખીને ભોજન કરવાથી પણ શું ફળ ?

પોતાની પત્ની સુશોભનાનું આવું વચન સાંભળી આકથ મુનિએ પેલા બ્રાહ્મણને બધું ભોજન જમાડી દીધું અને તેમનો સારો સત્કાર કર્યો, તે બ્રાહ્મણ મુનિની આગતાસ્વાગતાથી પ્રસન્ન થઈ તેણે શિવનું રૂપ ધારણ કરીને કહ્યું કે: હું આજે તમને વરદાન આપવા આવ્યો છું, માટે તમારી

મરજીમાં આવે તે માગો, ત્યારે એ બને સ્ત્રી પુરુષ અત્યંત પ્રસન્ન થઇ શિવને ચરણે પડયા અને કહ્યુ કે. આપના પાદપદ્મની સદાભક્તિ કરવામાં અમે લિન્ન રહીએ એજ ઇચ્છા છે, આથી તે બન્નેને તેવુ વરદાન આપી શિવ અંતર્ધ્યાન થઇ ગયા.

બંને સ્ત્રી પુરુષને પણ શિવના વરદાનથી સ્વરૂપ સાક્ષાત્કારનો અનુભવ થયો

સુખમા તો સ્ત્રી પુરૂષની સાથે રહે છે, પણ આવા ખાવાના વાખા પડતા હોય તેવા વખતે પણ જે સ્ત્રી પતિસેવામાં તત્પર રહે છે, કદી પણ શોક કરતી નથી અને સદા પ્રસન્નતામાં જ પતિની સેવા કર્યા કરે છે તેવી સતિને ધન્ય છે.

---

# વાસવદત્તા

વાસવદત્તા એ પૂર્વે મથુરામા વેશ્યા થઇ ગઇ છે તે વેશ્યા છતાં પાછલી અવસ્થામા ધર્મ માર્ગે ચઢી ગઇ હતી

વાસવદત્તા ઘણી રૂપાળી હતી, અને ઘણા જુવાન છોકરાઓને તેણે પાયમાલ કર્યા હતા એક વખતે બુદ્ધદેવનો શિષ્ય ઉપગુપ્ત તેના મકાન આગળ થઇ જતો હતો. તેને જોઇ આ વેશ્યા મોહિત થઇ ગઇ ઉપગુપ્ત તપસ્વી અને બ્રહ્મચારી હતો તેથી તેની કાંતી દેદિપ્યમાન હતી તેને જોઇ વેશ્યા વાસવદત્તાએ તેને પોતાને ત્યા તેડી લાવવા દાસીને મોકલી

ઉપગુપ્તે તે દાસિને કહ્યુ કે હું હાલ તારી શેઠાણીને ત્યાં આવી શકુ તેમ નથી. વાસવદત્તા જેવી નવજુવાન રૂપવતી સ્ત્રીને જોઇ ઘણા જુવાનીઆઓ ખરાબ થઇ ગયા હતા અને તેના પાશમા સપડાયા હતા, પણ તેનો ઉપગુપ્તે તીરસ્કાર કર્યો, ત્યારે તેણે ફરી દાસીને મોકલી અને કહેવરાવ્યુ કે તમારી પાસે વાસવદત્તા પૈસા માગતી નથી પણ માત્ર એ તમારા પ્રેમની જ ઇચ્છા કરે છે. આ વખત પણ ઉપગુપ્તે તેને ધિક્કારી કાઢી

વાસવદત્તા એ મથુરાના એક ધનાઢય પુરુષને ખોટા પ્રેમમા ફસાવી પાયમાલ કરી દીધો હતો આ વખતે એક કોઇ ધનવાન શેઠ મથુરામા આવ્યો અને તેને પોતાના પાશમા સપડાવવાનો તે પ્રપંચ કરવા લાગી,

આથી તેણે મથુરાના પેલા ધનવાન પુરુષને રાત્રે મારી નાંખી સંતાડી દીધો. આ વાત સરકારમાં થઇ અને તેથી પેલા યુવકનું ખુન પકડાયું. તેમાં વાસવદત્તાનો ગુન્હો સાબીત થયો, જેથી તેના હાથ પગ અને નાકકાન કાપી નાખીને તેને સ્મશાનમાં નાખી.

આ વખતે વાસવદત્તાની ખરાબ દશા થઇ. તેના હાથ પગને નાકમાંથી લોહી વહ્યા કરે છે, તેની દશા મહા ખરાબ થઇ ગઇ આ વખતે તેની આવી દશા જોઇ ઉપગુપ્ત ત્યાં આવ્યો. ત્યારે એક દાસી માખો ઉડાડતી હતી સન્યાસીને જોઇ વાસવદત્તાએ પોતાનો કપાયલો ભાગ ઢાંકી દેવરાવ્યો. ઉપગુપ્તે ત્યાં આવી તેની ખબર પૂછી ત્યારે વાસવદત્તાએ કહ્યું કે એક દિવસ આ શરીર કમળ માફક સુન્દર હતું તે વખતે મે તમારા પ્રેમની ભિક્ષા માગી હતી. પણ આજે તો હું આ જુલ્મી રાજાના કૃત્યથી અંગહીન થઇ ગઈ છુ. હવે હું તમારો પ્રેમ કેવી રીતે મેળવી શકીશ.

ઉપગુપ્તે કહ્યું અરે સ્ત્રી, મારે તારો પ્રેમ જોઇતો નથી તે વખતે તુ સંસારની ક્ષણિક ભોગલાલસા તૃપ્ત કરવામાં તન્મય થઇ મગ્ન હતી તને તેમાજ સુખ જણાતુ હતુ, અને તેવી સ્થિતિમાં તને મારો ઉપદેશ ન રુચત જેથી હુ તારી પાસે આવ્યો ન હતો અત્યારે તારી ઉલટી સ્થિતિ છે. તેજ વાસનાઓનાં તુ દુઃખનો અનુભવ કરી રહી છે માટે હુ તને બુદ્ધદેવનો ઉપદેશ આપવા આવ્યો છુ

સંસારીઓ ભોગવાસનાથી કેટલુ દુઃખ વેઠે છે તેનુ આ દૃષ્ટાંત છે. તારૂં સૌદર્ય હવે રહ્યુ નથી, કારણ કે તે નાશવંત હતુ પણ બુદ્ધદેવનો ઉપદેશ સાંભળવાથી તને શાંતિ થશે અને ઇન્દ્રિયોના ક્ષણિક ભોગવિલાસથી તને જે સુખ નહોતું મળ્યુ તેવુ સ્થાયી સુખ તુ મેળવી શકીશ. હવે તને તારા પાપનો બદલો મળ્યો છે તુ પ્રભુમાં ચિત્ત રાખી તેને મળવવાની જ વાસના રાખ.

આવો ઉપદેશ સાંભળી વાસવદત્તાને કરેલા કર્મનો ઘણો પસ્તાવો થયો, પાપકર્મ કરવાથી મનુષ્ય કદી સુખી થતો નથી અનીતિમય જીવન ગાળે છે તેની વાસવદત્તા જેવી દશા થાય છે. નીતિમાંજ સુખ છે. સ્ત્રીઓએ

કદીપણ પોતાના શીયળનો ભંગ થાય તેવુ કૃત્ય કરવું નહિ. ક્ષણિક સંસાર સુખ મેળવવાની વધુ લાલસા ન રાખવી. ઇશ્વરપ્રાપ્તિનું સાધન સધવું એજ સુખપ્રદ છે

## મીનળદેવી-કર્ણસિંહ.

કર્ણાટકના રાજા જયકેશીની મીનલદેવી પુત્રી હતી, નાનપણથી તે સદ્‌ગુણી, સૌદર્યવાન અને નીતિવાળી હતી નાનપણથી તેને ચિત્રકામ અને સંગીતનો શોખ હતો ઉમ્મરે આવતાં તેના પિતાએ તેને પરણાવવાનો વિચાર કર્યો પણ મીનળદેવીની પરણવાની ઇચ્છા નહોતી એક દિવસે તેને સ્વપ્નું આવ્યુ તેમા તે જાણે એક રાજકુવરને પરણી અને તેની સાથે સુખ ભોગવવાની અણીએ તેની આખ ઉઘડી ગઈ, તેણે તે વાત પોતાની સખી-ઓને જણાવી અને સ્વપ્નામા વરેલા પતિની છબી ચીત્રિને બતાવી અને કહ્યું કે જો આ રાજકુંવર મળે તો તેને પરણું આ વાત સખીઓએ તેની માતાને કહી, અને તેણે રાજાને વાત કરી. તેથી તે છબી મંગાવી સભામાં બેઠેના કેટલાક પરદેશી રાજ્યના સભાસદોને બતાવી તેમાં એક ગુજરાત તરફનો સભાસદ હતો તેણે તે છબી જોઇ પાટણના રાજા કરણની આ છબી છે એમ ઓળખીને કહ્યું. રાજાએ મીનળદેવીની છબી ચિત્રાવી અને તે બને છબીઓ લઇ ગુજરાતના રાજા કર્ણ પાસે પોતાના નોકરને મોકલી, મીનળદેવીની ઇચ્છા તેને જણાવી અને કુવરીનો વિવાહ તેની સાથે કરવા સંદેશો કહાવ્યો. પાટણ જઇ તે લોકોએ રાજાને જોયો તો બરોબર છબીને મળતુંજ તેનુ રૂપ હતુ. તેથી તેમણે રાજસભામા જઇ રાજાને કુંવરીને આવેલા સ્વપ્નાની વાત કહી સભળાવીને છબી આપી રાજા આ વાત સાભળી આશ્ચર્ય પામ્યો તે મીનળદેવીની છબી જોઇ ઘણો પ્રસન્ન થયો અને મીનળદેવી સાથે વિવાહ કરવાનુ કબુલ કયુ પછી પોતાનુ ખાડુ કર્ણાટક મોકલી મીનળદેવીને તેડવા પોતાના સરદારોને મોકલ્યા. થોડા વખ-તમા મીનળદેવીને તેડી સરદારો પાટણ આવ્યા.

પાટણમા કરણ અને મીનળદેવીનાં મોટી ધામધુમથી લગ્ન થયા પણ અંતઃપુરમા જઇ રાજાએ પોતાની પત્નીનુ મુખ જોતાં કહ્યુ કેઃ છબીમાં મેં જે મુખ જોયું હતુ તે આ સ્ત્રીનુ તો ન હોય! આવા વિચારથી તેનું મન ઉદ્વેગ પામ્યુ. અને મીનળદેવીને બોલાવી નહિ. મીનળદેવી સમજી ગઇ કે પતિને હું ન ગમી તેથી મને બોલાવતા નથી. માટે મારે હવે જીવીને શું કરવુ છે? એવા વિચારથી તેણે આપઘાત કરવાનો વિચાર કર્યો પણ તે વાત તેની સાસુના જાણવામા આવતા તેને ધીરજ આપી અને તેમ ન કરવા સમજાવ્યુ.

પછી કેટલાક વખતે કર્ણાટકની એક ગણિકા દરબારમા નાચ કરવા આવી. તેને જોઇ રાજા મોહવશ થયો જેથી તેને ખાનગીમા આવવાનું રાજાએ કહાવી મેકલ્યુ આ વાત રાજમાતાના અને પ્રધાનના જાણવામાં આવતા તેમણે તેને સમજાવી પાટણમાથી કાઢી મૂકી અને તેને બદલે મીનળદેવીને રાજા પાસે મોકલી તેણે રંગમહેલમા જઇ પતિ આગળ નાચરંગમા કુશળતા બતાવી રાજા તેથી ખુશી થયો અને તેને રાત્રે ત્યાં રાખી મીનળદેવીને આથી ગર્ભ રહ્યો તેણે તે વખતે રાજાની પાસેથી મુદ્રિકા માગી લીધી. બીજે દિવસે મીનળદેવી ત્યાથી નીકળી પોતાના મહેલમાં આવી. ચારેક દિવસ થતા રાજાને ગણિકા સાથેના સમાગમથી ઘણો પશ્ચાતાપ થવા લાગ્યો.

તેણે પોતે કરેલા પાપનુ પ્રાયશ્ચિત કરવા વિદ્વાનોને પૂછી લોખંડની પુતળી બનાવી તેને ઉની કરી આલિંગન આપી દેહત્યાગ કરવાનો નિશ્ચય કર્યો મીનળદેવીએ આ વાત જાણી તેથી તે પતિ પાસે ગઇ અને કહ્યુ કેઃ આપ ધર્મભ્રષ્ટ થયા નથી, હુંજ ગણિકારૂપે આવી હતી તેની ખાત્રી કરવી હોય તો માતાજીને પુછો, અને જુઓ આ તમારી આપેલી મુદ્રિકા! રાજાને તે બાબતની ખાત્રી થતા લજ્જા પામ્યો અને મીનળદેવીએ પાપમાથી બચાવ્યો તેને માટે ક્ષમા માગી અને તેનો ઉપકાર માનતો કહેવા લાગ્યો કેઃ વ્હાલી, મને ક્ષમા કર, તે મને પાપમાથી બચાવ્યો, મે તારો આજ સુધી અનાદર કર્યો તેને માટે ઘણોજ દીલગીર છુ' આમ કહી મીનળદેવીને સ્નેહથી આલિંગન આપ્યુ.

મીનળદેવીએ તે પછીથી પતિ ઉપર અત્યંત પ્રીતિ રાખી, પતિની આજ્ઞાનુ પાલન કરી તેની પ્રીતિને જીતી લીધી તેને માસ પુરા થતાં પુત્રનો જન્મ થયો. તેનુ નામ સિદ્ધરાજ પાડ્યુ તેમણે પતિની જીવનપર્યંત સેવા કરી પતિના મરણ પછી વૈધવ્ય પાળી પુત્રને ગાદીએ બેસાડી રાજકારભાર ચલાવવા માડયો, તેમણે ઘણા ગામોમાં તળાવો બંધાવ્યાં છે, ઘણા કર ઓછા કરી રૈયતની ચાહના મેળવી હતી. પુત્રને નાનપણમાં પોતે ઉછેરી રાજ્યધર્મને અનુકુળ કેળવણી આપી હતી તે પછી ચક્રવર્તી મહારાજા તરીકે પ્રસિદ્ધ થયો હતો, ધન્ય છે આવી સતીને કે જેણે પોતાના પતિને પોતાના શરીર, મન, અને આત્મા અર્પણ કરી તેમની પ્રીતિને સંપાદન કરી, પતિસેવા કરી પોતાના પતિવ્રતપણાના ધર્મનુ પાલન કર્યું.

સ્ત્રીઓએ આ પ્રમાણે પોતાના પતિને પોતાના પ્રાણથી પણ અધિક ગણીને સેવવો અને પ્રાણ કરતા પણ પોતાના શિયળને અધિક ગણી તેનું પાલન કરવુ, શરીર, મન, અને વાણીથી જે સ્ત્રી અન્ય પુરૂષની ઇચ્છા સરખી પણ કરતી નથી તેજ પોતાના શિયળને સાચવી શકે છે સતી સ્ત્રીઓને માટે શિયળવ્રત એ મોટામા મોટુ વ્રત છે. વ્હાલી બેનો, હવે આપણે બંધ કરીએ આજે જે સાભળ્યુ તેનુ મનન કરી તે પ્રમાણે જીવન ગાળવા પ્રયત્ન કરવાથી તેનું ફળ મળ્યા વગર રહેશે નહિ "

આમ કહી ચન્દ્રકાન્તાએ કથા બંધ કરી અને સર્વ સ્ત્રીઓ તેનો ઉપકાર માનતી, સતી સ્ત્રીઓની વાતોનું સ્મરણ કરતી ઘેર ગઇ

—



## પ્રકરણ ૧૬ મું.

### વિધવા સ્રીઓનાધર્મ

બીજે દિવસે સર્વ સ્રીઓ વખતસર આવી, એટલે તેમા એક માન-લક્ષ્મી કરીને વિધવા બાઇ હતી તે બાળવિધવા હતી તેને બે પુત્રો હતા, તેણે કહ્યું કે બેન, આજે તો વિધવા સ્રીઓના ધર્મ સબધી કઇ કહો, આથી તેણે વિધવા સ્રીઓના ધર્મ વિષે ચલાવ્યુ

"જુઓ બ્હેન! સ્રીને પતિ એજ પોતાનો ઇષ્ટ છે દૈવયોગે પૂર્વ જન્મના પાપે કદાપિ જે સ્રીનો પતિ મરણ પામે તેણે વૈધવ્યનુ પાલન કરવુ જોઇએ. પોતાના પુર્વજન્મના પાપકર્મવડે સ્રી આ જન્મમા વિધવા થાય છે તેણે પતિમા ચિત્ત રાખવુ વિધવા થયા પછી પતિને જ પરમાત્મા માની તેની ઉપાસના કરવી, જપ, તપ કરવા વ્રત ઉપવાસ કરવા, સાદો આહાર લેવા, કામને ઉત્તેજન કરે તેવા મિષ્ટ પદાર્થોનુ વધુ સેવન કરવુ નહિ.

સ્રીઆને પતિ હોય છે તે વખતે તે સૌભાગ્યવતી કહેવાય છે. તેથી તેના શણગારો એ સૌભાગ્યના ચિન્હરૂપ હોય છે ચુડી ચોટલો, ચલ્લો, નાકે કાંટો કે ચુની, કાને લોળીયુ કે એરીંગ, કોટે માળા, પગે સાંકળાં કે કલ્લા લાલ લીલા સુદર વસ્રો એ બધા વસ્રાલંકારો જ્યા સુધી તે સૌભાગ્યવતી હોય ત્યા સુધી જ તેનાથી ધારણ થઇ શકે છે. પતિનું મરણ થતા તેણે તેવા સુંદર વસ્રો અને અલંકારોનો ત્યાગ કરવો પડે છે. જેમ સંન્યાસીને સસાર ઉપર વૈરાગ્ય ઉત્પન્ન થતાં તે માત્ર ભગવાં કફની

પહેરી સુખ ભોગની ઈચ્છા છોડી ઇશ્વરનું સ્મરણ કરવામા કાળ વિતાવે છે તેમ સ્ત્રીએ વિધવા થયા પછી આ સંસાર ઉપરના મોહનો ત્યાગ કરી સંન્યાસિની તરીકે જીવન ગાળવુ જોઇએ.

વિધવા સ્ત્રીનો પતિ મરી જાય છે છતા જો તે સતી હોય છે તો તેના મનમાં હમેશા પતિનુ સ્મરણ થયા કરે છે, તે તો શેષ આયુષ્ય પુર્ણ કરી પતિને મળવાની જ રાહ જુએ છે પરપુરુષના સામુ જોવુ, તેની સાથે એક આસને બેસવુ, તેની સાથે હસવુ બોલવુ, એ સર્વ વિધવાના ધર્મથી ભ્રષ્ટ કરનાર છે તેણે પોતાના મનને કબજે રાખવું જોઇએ, સ્ત્રીનો વ્હાલામા વ્હાલો પતિ સ્વર્ગે જાય છે, તેથી તેનુ મન આ સંસારના વૈભવો ઉપરથી ઉઠી જાય છે. તે માત્ર પોતાનો બધળો સમય ઇશ્વર ચિંતન કરવામાં ગાળે છે. પ્રજા હોય છે તો પુત્રમા પ્રેમ રાખી તેને ઉછેરી ઘર કારભાર ચલાવે છે. ઘરમાંજ પોતાનાથી બની શકે તેવો ધધો કરી ગુજરાન જેટલું પેદા કરે છે. અન્યને ઘેર જતી નથી. વિવાહ કે આનંદના મેળાવડામા જતા તેને હર્ષ થતો નથી. તેને તો પતિ વગર કોઈ પણ વસ્તુમા આનંદ થતો નથી.

પતિ જીવતાં પતિવ્રતાએ અનન્ય ભાવે પતિ સેવા કરવી એ સતી સ્ત્રીનું કર્ત્તવ્ય છે, પતિનુ મૃત્યુ થતા પહેલા તો સ્ત્રીઓ પોતાના પતિ સાથે બળી મરી સતી થતી, પણ તે ક્રુર રીવાજ હવે બંધ થઇ ગયો છે.

પતિ મરી જતા સ્ત્રી વિધવા થાય છે તેણે પતિને પરલોકમા મેળવવા માટે વિધવા ધર્મ પાળવો, જેમ પુરૂષ સન્યસ્ત લીધા પછી સંસારનો ત્યાગ કરે છે તેમ સ્ત્રીએ પતિ મરી જતા સર્વ ભોગવિલાસોનો ત્યાગ કરવો. ભોય ઉપર પથારીએ સુવુ, ખાટલામા સુવુ નહિ, એક વખત જમવુ. શરીરે તેલાદિ ચોળ્યા કરવુ નહિ, પાન ખાવુ નહિ, ધોળું કે કાળુ વસ્ત્ર પહેરવુ, વ્રત નિયમો કરી ઈશ્વરનુ પુજન કરવુ. પ્રભુમા ચિત્ત રાખી ભક્તિ કરવી, સંસાર ઉપરની આસક્તિ છોડી દેવી.

પરપુરુષ સાથે નિંદ્યકર્મ આચરવુ નહિ પતિ મયા પછી સ્ત્રીને સુખ શુ હોય ? અખંડ બ્રહ્મચર્ય પાળવુ, ચોટલાનો ત્યાગ કરવો, જે સ્ત્રીઓ ચોટલો રાખતી હોય તેણે વાળમા સુગંધી તેલાદિ નાખી પાથી પાડી

હોળવા નહિ. બેવાર જમવું નહિ, મેશ ઘાલવી નહિ, ચુડી, બંગડીનો ત્યાગ કરવો, ક્રોધ કરવો નહિ, ઇંદ્રિયોને વશ રાખવી, તેણે સુંદર વસ્ત્રોનો ત્યાગ કરવો, અલંકારો પહેરવા નહિ ચાંલ્લો કરવો નહિ.

स्नाता रजस्वला यातु चतुर्थेऽह्नानि शुद्धयति,
कुर्वाद्रजो निवृत्तो तु दैव पित्र्यादि कर्म च ॥
रोगेण यद्रजः स्त्रीणा मन्वहन्तु प्रवर्तते ।
नाशुचिः स्यात्तत स्तेन तत् स्याद्वैकारिकं मतम् ॥

ચોથે દિવસે રજસ્વળા સ્ત્રી નાહ્યા પછી શુદ્ધ થાય છે, પણ તેણે દેવ પિત્રાદિ કર્મ તો રજોદર્શન નિવૃત્ત થયા પછી કરવું કરપણ જ દેખાતું હોય તો તેથી તે અપવિત્ર ગણાતી નથી. કેમકે તે રજ વિકારથી ઉત્પન્ન થયેલું ગણાય છે.

स्नात्वायं पुरुषं नारी न पश्येच रजस्वला
ईक्षेत भास्करं देवं ब्रह्म कूर्चं ततःपिबेत ॥

રજસ્વળા સ્ત્રીએ ચોથે દિવસે નાહીને પ્રથમ પોતાના પતિ વિના બીજા પુરૂષનું મો જોવું નહિ, તેમ સૂર્યનારાયણના દર્શન કરી ગાયનું પંચગવ્ય પીવું.

ઘણી સ્ત્રીઓ વિધવા થયા પછી કોઇ કહેનાર ન રહેતાં સ્વતંત્ર બની જાય છે નિર્લજ્જ થઇ ફરે છે. વસ્ત્રો પણ સૌભાગ્યવતી સ્ત્રીઓના જેવા પહેરતાં અચકાતી નથી ઘણીવાર કેટલીક નીચ રસ્તે જતા પણ ડરતી નથી. આવી સ્ત્રીઓને આ જન્મ તો આવો વેડવો પડે છે તે ઉપરાંત જો આ જન્મમાં પાપ કર્મ કરે છે તો પછી તેના દરેક જન્મ એવા જ જાય છે અને અંતે નર્કમા પડી મહા દુઃખી થાય છે માટે ભુલે ચૂકે પણ વિધવા સ્ત્રીએ પોતાના ધર્મનો ત્યાગ કરવો નહિ. તેણે તો પતિના મરણ પછી બાકીનું આયુષ્ય ઇષ્ટચિંતન કરવામા વ્રત ઉપવાસાદિ કરવામા અને મનને પવિત્ર રાખી સન્માર્ગે ચાલવામા વિતાવવું. સાદાં વસ્ત્ર પહેરવા, અલંકારોનો ત્યાગ કરવો, કોઇપણ પુરુષની સામે સામી નજરે જોવું નહિ.

અન્ય સ્ત્રીઓને મોજશોખ ભોગવતી જોઇ તેવા મોજ શોખ ભોગવવાને મન કરવુ નહિ. આ સસાર નાશવત છે, તેના ઉપરથી પ્રીતિ ઉઠાવી ઇશ્વરરમા મન ચોટાડવુ. ધર્મનુ પાલન કરવું અન્ય સ્ત્રીઓને ધર્મનુ શિક્ષણ આપી સારા માર્ગે ચઢાવવા યત્ન કરવો. સારા પુસ્તકો વાચવા, અને આ સસાર ઉપરની આસક્તિ છોડી ઇશ્વરમા ચિત્તને જોડી રાખવુ પુર્વે પણ ઘણી સ્ત્રીઓ વિધવા થઇ પોતાના વૈધવ્યવ્રતને પાલન કરી જગતમા અમર નામ કરી ગઇ છે.

---

# અહલ્યાબાઇ—હોલ્કર—ખંડેરાવ

ઈંદોરમા હોલ્કર રાજ્ય સ્થાપનાર મલ્હારરાવ હોલ્કરના પુત્ર ખડેરાવની પત્નીનુ નામ અહલ્યાબાઇ હતુ વીસેક વષની યૌવન અવસ્થાએ પહેચા તે વિધવા થઇ હતી. તે વખતે તેનો સાસરો મલ્હારરાવ રાજ્ય કરતો હતો. અહલ્યાબાઇને એક પુત્ર હતો તેનુ નામ માલીરાવ હતુ મલ્હારરાવ મને ૧૭૬૫ મા મરણ પામ્યો તેથી તેની પછી માલીરાવને ગાદીએ બેસાડયો હતો તે નાની ઉમ્મરમા જ મરી ગયો, તેથી તેની સ્ત્રી પણ વિધવા થઈ હતી તેના મરી ગયા પછી અહલ્યાબાઇએ રાજકારભાર ચલાવા માડયો. પણ ત્યા મલ્હારરાવના વખતનો ગગાધર નામે દિવાન હતો તેણે માલીરાવની વિધવા પાસે દત્તક લેવરાવી અહલ્યાબાઇને રાજ્ય ચલાવવાની સલાહ આપી. અહલ્યાબાઇ નીતિવાળી અને દૃઢ નિશ્ચયવાળી હતી. તેણે કહ્યુ કેઃ રાજ્યની માલીક હું છુ માટે તેમાં વચ્ચે પડવાનો કોઇને અધિકાર નથી.

આ વખતે પુનામા માધવરાવ પેશ્વા રાજ્ય કરતો હતો, રાઘોબા પેશ્વા આળવામાં હતો તેને દિવાને પોતાના પક્ષમાં લીધો હતો તેથી તેણે અહલ્યાબાઇ સાથે લડાઈ કરવાનો વિચાર કર્યો. અહલ્યાબાઇ શુરવીર હતી. તેણે તેને કહેવરાવ્યુ કે. લડાઇમા સ્ત્રીને હરાવ્યાથી તમને સરદારી મળવાની નથી પણ સ્ત્રીને હાથે હારશો તો તમારી અપકીર્તિ થશે, માટે વિચાર કરજો,' અહલ્યાબાઇ પણ લડાઈ કરવા તૈયાર હતી પણ તેવામા

માધવરાવ પેશ્વાનો રાઘોબા ઉપર પત્ર આવ્યો કે અહલ્યાબાઇ લાયક સ્ત્રી છે તેને રાજ્યની વ્યવસ્થા કરવાનો સંપુર્ણ હક છે માટે તમારે વચ્ચે પડવું નહિ, ' તેથી તે રાઘોબાનું કાંઇ ચાલ્યું નહિ. અહલ્યાબાઇએ રાજ્ય કારભાર ચલાવવા માંડ્યો તેણે તુકાજી હોલ્કરને પોતાના લશ્કરનો સેનાપતિ નીમ્યો તુકાજી વિશ્વાસુ, ઠરેલ અને ધર્મિષ્ટ હતો અહલ્યાબાઇએ રાજ્યમાં ઘણા સુધારા કરી પ્રજાને સુખી કરી, તે રાજકારભારમાં સંપુર્ણ લક્ષ આપતી નવરાશના વખતે ઇશ્વરભક્તિ કરતી, દાનપુણ્ય પણ તે ઘણું કરતી. કોઇને પણ દુઃખ દેતા પરમેશ્વરથી ડરતી હતી. અન્યાય તો તેના રાજ્યમાં કોઇથી થઇ શકતો નહિ. તે દરરોજ સવારમાં વ્હેલી ઉઠી ન્હાઇ ધોઇ ઇશ્વરની ઉપાસના કરવા બેસતી પછી કથાવાર્તા સાંભળી બ્રાહ્મણોને દાન આપતી સવારનો વખત ઇશ્વરપુજા દાન, કથાવાર્તા વિગેરેમાં ગાળી બપોરે ભોજન કરી થોડીવાર વિશ્રાંતિ લેતી. બેએક વાગ્યે દરબારમાં જઇ છ વાગ્યા સુધી રાજ્યનું કામ કરતી, સાંજે પણ બે એક કલાક ઇશ્વર સ્મરણ કિર્તનમાં ગાળતી. પછી રાત્રે મોડા સુધી રાજ્યની વ્યવસ્થા સંબંધી ચર્ચા ચલાવતી. તે ઘણા વ્રતો અને ઉપવાસ પણ કરતી

તેણે ૩૦ વર્ષ સુધી રાજ્ય ચલાવ્યું બીજા રાજ્યો સાથે પણ મિત્રાચારી રાખીને ચાલતી તેના રાજ્યમાં ચોરી, લુટ, વિગેરે ન થાય તેને માટે તે પાકો બંદોબસ્ત કરતી, ઇદોરને આબાદાની ઉપર આણી મોટું શહેર બનાવ્યું. તે પોતાની પ્રજા ઉપર પોતાના સંતાનો જેવી પ્રીતિ રાખતી. પ્રજા ઉપર કર વધારે ન પડે તેની કાળજી રાખતી તેના વખતમાં નર્મદા કિનારે કેટલાક ભીલો લુટો કરતા હતા તેને તેણે વશ કરી ઉદ્યોગે વળગાડ્યા હતા. તેના ઉત્તમ ગુણને લીધે મહાદજી સિંધીયા તેને મદદ કરતો તેને ઘણા રસ્તા બંધાવ્યા. દેવળો, ધર્મશાળાઓ, બંધાવ્યા હતા, કુવાઓ અને તળાવો ખોદાવી લોકો ઉપર ઉપકાર કર્યો હતો કેટલાક સદાવ્રતો અને પરબો બેસાડ્યાં હતા ગરીબોને અન્ન અને વસ્ત્ર વહેચતી. તે ઘણી ધર્મિષ્ટ હોવાથી દાનમાં પૈસો વધુ ખર્ચતી, તે રાજ્ય ચલાવતી છતાં વિધવા હોવાથી વૈધવ્ય ધર્મ પાળી સંન્યાસિની માફક જીવન ગાળતી. સારાં વસ્ત્રો કે ઘરેણાં તો તેણે કદી પહેર્યા નહોતા.

તેને પુષ્કળ રાજવૈભવ ભોગવવાના હતા છતા પણ તેણે પતિમાં ચિત્ત રાખી તે સર્વ ઉપરની આસક્તિનો ત્યાગ કર્યો હતો. તેની નીતિ ઉત્તમ હતી, તે રાજ્યનો કે પૈસાનો ગર્વ રાખતી નહિ અન્યના દોષો જોતી નહિ. તેને કોઇ પોતાના વખાણ કરે તે ગમતુ નહિ. તેને એક પુત્રી હતી તે નાનપણમા રાંડી હતી અને પતિ પાછળ સતી થઇ હતી.

તે સને ૧૭૯૫ મા ૬૦ વર્ષની ઉમ્મરે મરણ પામી હતી. તે રાજ્ય કારભારમા બાહોશ હતી છતા પતિનુ સ્મરણ હમેશા તેના મનમા રમી રહેલુ હતુ. તેનાથી જેટલુ બને તેટલુ દાન, પુણ્ય અને ધર્મ કરતી. તે જે કામ કરતી તે પરમેશ્વરને હાજર જાણીને કરતી. તે ઘણી આનદી હતી. પોતાની રૈયતને સુખી જોવા તે ઇચ્છતી. આ પ્રમાણે આ રાજ્યમાતા અહલ્યાબાઇએ પતિના મરી ગયા પછી આટલી બધી સપત્તિ હતી છતાં પણ વૈધવ્યધર્મ પાળી, ઇશ્વરનો ડર રાખી રાજ્ય ચલાવ્યુ અને દાન, પુણ્ય કરી ઇશ્વરની ઉપાસનામાં ઘણો કાળ ગાળી પવિત્ર જીવન ગુજાર્યું હતુ

---

# ગૌરીબાઈ

ગૌરીબાઇનો જન્મ ડુગરપુરના એક નાગરને ત્યા થયો હતો તેને પાચ વર્ષની ઉમ્મરે પરણાવી હતી, પણ તેના પરણ્યા પછી આઠમે દહાડે જ તેનો પતિ મરણ પામવાથી તે વિધવા થઇ હતી તેને નાનપણમા પરણ્યાથી કે પતિના મરણ પામવાથી હર્ષ કે શોકનુ ભાન નહોતુ તેને તેના બાપે વિદ્યાભ્યાસ કરાવ્યો તે ભાગવત, ભગવદ્ગીતા વિગેરે ઉત્તમ ગ્રંથોનું અધ્યયન કરી ઇશ્વર ઉપર ભક્તિ રાખવા લાગી. મોટી ઉમ્મર થતાં તેને હું પોતે વિધવા છુ એવુ ભાન થયુ.

તેને ખબર પડી કે પોતાનો પતિ મરી ગયો છે અને હું તો વિધવા થઇ છુ ત્યારથી તેણે પોતાનો સર્વ શણગાર ઉતારી નાખી અને વૈધવ્ય ધર્મનું પાલન કરતી, ઇશ્વરભક્તિ કરવામા, સદ્ગ્રંથોનુ અધ્યયન કરવામાં અને ઉત્તમ જ્ઞાનના પદો રચવામા તે કાળ ગાળતી, તેનાં પદ ઘણાં ઉત્તમ

હતાં, તે સાધ્વીજીવન ગુજારી વ્રત ઉપવાસ કર્યા કરતી, તેનુ મન ઇશ્વર ઉપર ચોટયું હતુ

તેનાં પદ્યો લોકોમા ગવાવા લાગ્યા, તે સાભળી ડુગરપુરનો મહારાજા શિવસિંહજી તેની ઇશ્વરભકિત જોઇ તેના દર્શને આવ્યો, રાજા તેની રીત-ભાત અને ઇશ્વરપરાયણુ વૃત્તિ જોઈ ખુશ થયો અને તેને માટે દેવમદિર બધાવી આપ્યુ તે પછી ગૌરીબાઇએ મદિરમા રહી ઠાકોરજીની સેવા પુજા કરવામાં અને હરિભજન કરવામા કાળ વિતાવા માડયો તેનુ નામ ઘણું પ્રસિદ્ધ થવા લાગ્યુ. ઘણી સ્ત્રીઓ તેના દર્શને આવતી. કેટલાક વખતે તેણે વૃન્દ્રાવનમાં જઇ શ્રીકૃષ્ણ પાસે નિવાસ કરવાનો વિચાર કર્યો રાજાએ તેને પોતાના રાજ્યમા રહેવાનો ઘણો આગ્રહ કર્યો પણ તેણે પોતાનો નિ-શ્ચય ફેરવ્યો નહિ. તેને રસ્તામા જયપુરના રાજાએ ઘણુ માન આપ્યુ અને દર્શન કરી પાચમો મહોરો આપી પણ તેણે તે ન લીધી અને રાજાનો વધુ આગ્રહ જોઈ બ્રાહ્મણોને દાનમાં આપી દીધી, તેણે કહ્યુ કે હું તો સન્યાસિની છુ મારે પૈસા શુ કામના? ઇશ્વરભજન એ જ અમારે માટે સર્વસ્વ છે, પછી ત્યાથી તે કાશીએ ગઇ.

ત્યા જઇ તેણે પોતાની એક વિશ્વાસુ બાઈને કહ્યુ કે. આજથી સાતમે દિવસે રામનવમીના દિવસે યમુનાના કિનારે મારો દેહ પડશે, પછી તે યમુનાના કિનારે જઇ સમાધિમાં બેઠી, બરોબર રામનવમીના દિવસે અપોરના તેનો પ્રાણ પરમાત્મામા ભળી ગયો. તે વૈધવ્ય ધર્મ પાળી વિધ-વાઓએ કેવુ જીવન ગાળવુ તેનુ આદર્શ ચરિત્ર મુકી ગઇ. તેની કવિતા-ઓ ઘણી જ સાદી, સરલ અને રસવાળી છે, આ પ્રમાણે તે વિધવા બાઇએ પોતાના પતિના મરણ પછી વિધવા થઇ સાધુજીવન ગાળી ઇશ્વર ભકિત કરી પોતે પવિત્રપણે જીવન ગુજાર્યું હતું.

---

## ઝાંસીનીરાણી લક્ષ્મીબાઈ—ગંગાધરરાવ

લક્ષ્મીબાઇ એ ઝાસીના બ્રાહ્મણ રાજા ગંગાધરરાવની સ્ત્રી હતી, લક્ષ્મીબાઇ, શાણી, સુશીલ, બહાદુર અને ધીરજવાન બાઈ હતી, તેનો

પતિ સને ૧૮૫૩ મા મરણ પામવાથી તે વિધવા થઇ હતી, ગંગાધરરાવે મરતા પહેલા બ્રિટિશ રેસીડેન્ટને લખ્યુ હતુ કે મેં આનંદરાવ નામના પંદર વર્ષના બાળકને દત્તક લીધો છે માટે મારા મરણ પછી તે બાળક અને મારી વિધવા પત્ની સાથે તમે આપણે થયેલી સલાહ પ્રમાણે વર્તજો. આ વખતે ગવર્નર જનરલ તરીકે લોર્ડ-ડેલહાઉસી હતો, તેનો વિચાર જે રાજા બીન વારસ મરી જાય તેનાં રાજ્યો ખાલસા કરવાનો હતો, જેથી તેણે ગંગાધરરાવ મરણ પામતાં તેનું રાજ્ય બીનવારસી ગણી ઝાસીના રાજ્યને બ્રિટિશ રાજ્ય સાથે જોડી દીધુ.

રાણી લક્ષ્મીબાઇએ સરકારને આ ગેરકાયદેસર છે, માટે મારા પતિએ લીધેલા દત્તક પુત્ર આનંદરાવને રાજ્ય મળવુ જોઇએ એવી અરજી કરી પણ તેનુ કાઇ વળ્યુ નહી તેથી તેણે ઘણે ગુસ્સો થયો, તેને બ્રિટિશ એજન્ટની જાતે મુલાકાત લઇ ઝસીનુ રાજ્ય પોતાને સોપવા હિમતથી કહ્યું, પણ તેનુ કાઇએ માન્યુ નહિ, તેના રાજ્યમાં બ્રિટીશ લશ્કર આવ્યુ અને સોલ્જરો ગોમાસ માટે ગાયેનો વધ કરવા લાગ્યા તેથી લક્ષ્મીબાઇથી તે સહ થઇ શકયુ નહિ, છતા વળી લોર્ડ ડેલહાઉસીએ રાજ્યના દેવસ્થાનો ઉપર જપ્તી બેસાડી આથી તેની ધીરજ હાથ ન રહી.

આ વખતે મીરતમા દેશી લશ્કરે બળવો ઉઠાવ્યો તે તકનો લાભ લઇ લક્ષ્મીબાઇએ પણ પોતાના સૈન્યને તૈયાર કરી પોતે પુરૂષનો વેશ લઇ બ્રિટીશ સેના સાથે લડાઇ કરવા તૈયાર થઇ, તેણે હિમતથી બ્રિટીશ લશ્કર સાથે લડાઇ કરી તેનુ વિરત્વ જોઇ અગ્રેજ સેનાપતિ સર હ્યુ રોઝે તેનાં વખાણ કર્યા છે બ્રિટીશ લશ્કર આગળ તેનુ ચાલ્યુ નહી, તેથી તેણે તાત્યાટોપી સાથે ગ્વાલિયરનો માગ લઇ ગ્વાલિયર આગળ પાછુ યુદ્ધ કર્યું, આ ભયકર યુદ્ધમા તે ઘાયલ થઇ અને મારી ગઇ તેની લડવાની હિમત જોઇ ઈગ્રેજોએ તેના ઘણા વખાણ કર્યા છે

સ્ત્રીઓ પણ આવી બળવાન, હિમતવાન અને શૌર્યવાળી હોય છે તેનો પતિ મરી જતાં તેને આ સસાર ઉપરની આસકિત ઉઠી ગઇ હતી પણ માત્ર પતિનું રાજ્ય ન જાય તે માટે તેણે યુદ્ધ કર્યું હતુ પણ તેમા નિષ્ફળ નીવડી બહાદુરીથી લડી પોતાના પ્રાણ આપ્યા હતા.

—— ——

# શરત્સુંદરી

શરત્સુંદરી બંગાલામાં આવેલા પુનિયાના રાજા જોગેન્દ્રનાથની રાણી હતી. તે પંદર વર્ષની ઉમ્મરે પતિ મરી જવાથી વિધવા થઇ હતી. નાની વયમાં વિધવા થયા પછી તેણે બાકીનું જીવન ઇશ્વરભક્તિ કરી પવિત્રપણે ગાળ્યું હતું પોતે પોતાના અલંકારો અને કીમતી વસ્ત્રોનો ત્યાગ કરી સાદાં વસ્ત્રો પહેરતી, પલંગ ઉપર સુવાને બદલે ચટાઇ પાથરી જમીન ઉપર સુતી, અને રાજ્યપાટ, વૈભવ, પૈસા સર્વનો ત્યાગ કરી કાશીમાં જઇ ઇશ્વર ભક્તિ કરી જીવન વ્યતિત કરવા લાગી

તેણે સૌભાગ્ય વખતે પોતાના પતિને ઇષ્ટ માની સેવ્યા હતા તે પતિના ઉપર અત્યંત પ્રિતિ રાખતી તેને સંતાન ન હોવાથી તેણે દત્તક પુત્ર લીધો હતો તે રાજ્યની વ્યવસ્થા કરતો હતો વિધવા થયા પછી તે વ્રત, ઉપવાસ કરી આખો દિવસ ઇશ્વર ચિંતનમાં ગાળતી. દાન ધર્મ કરી પુણ્ય મેળવતી તેની પોતાના પતિ ઉપર એટલી બધી પ્રીતિ હતી કે જેથી તેમના મરી ગયા પછી તેનું મન આ સંસાર ઉપરથી ઉઠી ગયું હતું. તેમનો દત્તક પુત્ર મરણ પામ્યો તે વાત તેમણે જાણી, છતાં પણ ખેદ ન કરતાં વ્યવહારમાં ન જોડાતાં ઇશ્વરમાં જ ચિત્ત રાખી રહેતાં હતાં. તે ધર્મિષ્ટ અને આચારવિચાર પાળવામાં ઉત્તમ હતાં તેમનો દૃઢ વૈરાગ જોઇ અંગ્રેજ સરકારે તેમને ' મહારાણી ' નો ઇલ્કાબ આપ્યો હતો અને તેમણે ઇશ્વર ભજન કરતાં પોતાનું આયુષ્ય વ્યતિત કર્યું હતું

---

# હેમંતકુમારી.

શરત્સુંદરીના દત્તક પુત્રની સ્ત્રીનું નામ હેમંતકુમારી હતું તેમનામાં પણ શરત્સુંદરીની સાથે રહેવાથી તેના જેવા ગુણો હતા. જ્યારે રાણી શરસુંદરી અને તેમનો દત્તક પુત્ર ગુજરી ગયા ત્યારે વિધવા રાણી વસુમતી હેમંતકુમારીમાં રાજ્ય ચલાવવાની યોગ્યતા છે કે કેમ તેની તપાસ કરવા બ્રિટિશ સરકારે કલેક્ટરને તેમની પાસે મોક-

ગ્યો, રાણી હેમંતકુમારીએ પડદામાં રહી કલેકટરે જે સવાલો પુછયા તેના જવાબો આપ્યા, કલેકટરને તેથી તેની બુદ્ધિની ખાત્રી થઇ અને કહ્યું કે: રાણીજી સલામ, તમારે માટે હુ સરકારમા લખીશ, ત્યારે રાણીએ કહ્યું કે. "હવે મને મારી મિલ્કત ક્યારે મળશે? ત્યારે કલેકટરે કહ્યું: "હુ તે મિલ્કત તમને સોંપવા સરકારને લખીશ. પણ તમે હવે આટલી બધી મિલ્કત શું કરશો? ત્યારે તેણે કહ્યું કે: મારા સાસુજી મને તે મિલ્કતમાંથી કેટલાંક પરોપકારના કામો કરવાનુ કહી ગયા છે તે પ્રમાણેના કાર્યો કરી મારા દેશની આબાદાની થાય તેવા રસ્તે તેનો ઉપયોગ કરીશ. આ સાભળી કલેકટર ઘણો ખુશી થયો અને તેના વખાણ કરતો પોતાના મુકામે ગયો.

શરત્સુંદરીની માફક તેમની પુત્રવધુ હેમંતકુમારીએ પણ વૈધવ્યપણું પવિત્રપણે પાળ્યું, પોતાનું ચિત્ત ઈશ્વર ભજનમાં જોડી દ્રવ્યનો પરોપકારમા ઉપયોગ કર્યો, પ્રજાને સુખ થાય તે રીતે રાજ્ય ચલાવતી અને એણે પોતાનુ બાકીનું જીવન દાન ધર્મ કરવામા અને ઈશ્વરની ઉપાસના કરવામાં ગાળ્યું હતું.

## પન્ના

મેવાડનો રાણો સંગ્રામસિંહ પોતાના પુત્ર ઉદયસિંહને છ વર્ષનો મુકી મરી ગયો તેથી તેનો દાસીપુત્ર વનવીર મેવાડની ગાદી પચાવી પડયો હતો. તેણે બાળ રાજપુત્રને મારી નાખવાનો વિચાર કર્યો. તે જાણી તેની ધાવ ( ધાત્રી ) પન્ના ને બાળકને બચાવી બાપારાવળનો વંશ કાયમ રાખવા માટે મહેલમા બાળકને સાચવી રહેવા લાગી ઉદયસિંહ નાનો બાળક હતો તે નિર્દોષ હતો તેને કોઈ વાતની ચિંતા નહોતી તે એક વખતે સૂઇ ગયો હતો તેવામાં એક હજામે પન્નાને ખબર આપી કે: દાસી પુત્ર વનવીર કુંવરને મારવા માટે આ તરફ આવે છે આ સાભળી પન્નાએ રાજકુંવરને એક ટોપલીમાં સુવાડી તેના ઉપર ફુલ અને પાંદડાં ઢાંકી હજામને સોંપ્યો તે હજામ પણ વિશ્વાસુ હતો તે તેને લઇ જંગલમાં એકાંત જગ્યામા ચાલ્યો ગયો.

વનવીરે પન્ના પાસે આવી રાજકુવર ક્યાં છે તે પૂછ્યુ, તેથી તેણે તેને પોતાનો તેટલીજ ઉમ્મરનો પુત્ર સુતો હતો તે બતાવી કહ્યુ કે પેલો રહ્યો. વનવીરે તે નિર્દોષ બાળકને ઉદયસિંહ સમજી તરવારથી મારી નાખ્યો. પુત્રનુ મરણ થતા પન્ના રડવા લાગી પણ શુ કરે ઉપાય નહોતો. એ રીતે તેણે પોતાના પુત્રનું બલીદાન આપી કુવરને જીવતો રાખી સ્વામીભક્તિ બતાવી આપી. પછી તે ઉદયસિંહને જ્યાં રાખ્યો હતો ત્યા ગઈ, અને મહારાણા સંગ્રામસિંહના પુત્ર ઉદયસિંહનુ રક્ષણ કરી ઉછેર્યો. ધન્ય છે આવી સ્વામીભક્ત સ્ત્રીઓને.

# સરદારબા—વૈરિસીંહ

સરદારબા એ ગુજરાતના રાણીપુર નામના એક નાના સંસ્થાનના રાજા ક્ષેમરાજની પુત્રી હતી સરદારબાનુ શરીર નાનપણથી મોહક ગોરૂ અને રૂપાળુ હતુ તે ઉમ્મરે થતા તેનુ સ્વરૂપ ઘણુંજ સુંદર દેખાતુ હતુ. આ વખતે અલ્લાઉદીન ખીલજીએ ગુજરાતના રાજા કરણઘેલાનુ રાજ્ય લઇ ત્યા પોતાનો સુબો નીમ્યો હતો તે સુબાનુ નામ રહેમતખાન હતું તે ખંડણી ઉઘરાવા રાણીપુરમા આવ્યો હતો રાજાએ તેનો સારો સત્કાર કર્યો. તે વખતે કુવરી સરદારબા બગીચામા ફરવા ગયેલી તે પાછી આવતી હતી તેના ઉપર રેહેમતખાની નજર પડી તેનુ રૂપ જોઇ તે મોહવશ થયો અને પોતાને મુકામે જઇ ક્ષેમરાજના પુત્ર સાથે જુગાર રમતા સરદારબાને દાવમા જીતી, આથી સરદારે સરદારબાને તેડવા સુખપાલ મોકલી

આ જોઇ રાજા ક્ષેમરાજ ઘણો આશ્ચર્ય પામ્યો. તેને તેના પુત્ર મુળરાજની સ્ત્રી રૂપાદેએ જુગારની બધી વાત કહી આથી તે પોતાના પુત્રના ખરાબ કામને લીધે ઘણો પસ્તાવો કરવા લાગ્યો રૂપાદેએ પોતાની નણંદનુ રક્ષણ કરવાનુ માથે લીધુ સરદારબાને મુસલમાન સુબાને સ્વાધિન કરી તેથી તેણે ગુસ્સે થઇ લશ્કર મોકલ્યુ કુંવર મુળરાજ જરા વ્યસની હતો, તેણે સુબાએ લલચાવ્યાથી મુસલમાન ધર્મ સ્વીકાર્યો. તેની સ્ત્રી રૂપાદે લશ્કર લઇ સુબાના લશ્કર સાથે લડી પણ તેમા તેના પ્રાણ ગયા રાજા પણ હાર્યો જેથી સુબો રાજા, રાણી અને સરદારબાને કેદ કરી પાટણ લઇ ગયો, સુબાએ રસ્તામા સરદારબાને ફસાવવા માટે ઘણા પ્રપંચો રચ્યા

સરદારબાએ જાણ્યુ કે આ શક્ષ્સ પાસેથી બળથી છુટાય તેમ નથી માટે હવે કાંઇ પેચ કરવો પડશે. તેના પાટણ ગયા પછી સુબો રહેમતખાન તેની પાસે આવ્યો અને તેણે પોતાની નીચ ઇચ્છા જણાવી સરદારબાએ તેને મીઠા વચનથી ભોળવી દારૂનો નિશો કરાવ્યો. સરદારબા મળવાની આશાથી તેણે તેનુ કહ્યું માની ખૂબ દારૂ પીધો તેમા તે બેભાન થઇ ગયો. ને તકનો લાભ લઈ સરદારબા પુરૂષનો વેશ પહેરી ત્યાથી નાસી ગઇ

સરદારબા ત્યાથી નાસી અરવલીના ડુંગરામા જઇ એક યોગિના આશ્રમમા રહેવા લાગી. ત્યા એક વખતે ચંદ્રાવતીનો રાજકુમાર વૈરિસિંહ શિકાર ખેલવા આવી ચઢયો તેની દૃષ્ટિ સરદારબા ઉપર પડી તેણે સરદારબાની હકીકત પુછી. સરદારબાએ પણ તેના રૂપ ગુણ જોઇ તેની હકીકત પુછી. બંનેએ પોતપોતાની હકીકત કહી વૈરિસિંહને સુબાના આવા કૃત્યથી ઘણુજ લાગી આવ્યુ, તેણે તેને હરાવી પાટણની ગાદી લેવાનો સરદારબાના આગળ સંકલ્પ કર્યો, અને સરદારબાને અંબાજી માતા આગળ તેની રાહ જોવાનુ કહ્યું સરદારબા અંબાજી જવા નીકળી પણ રસ્તામાં તેની શોધ કરવા સુબાએ મોકલેલા સિપાઇઓના હાથમાં તે સપડાઇ ગઇ. સરદારબાને લઇ તેઓ જતા હતા એવામા કોણે તેને પકડી તે બાબત વાદવિવાદ કરવા લાગ્યા એમ કરતા એક બીજા લડી પડયા અને કપાઇ મુઆ તેથી સરદારબા છુટી અંબાજી ગઇ

ચંદ્રાવતીના કુંવર વૈરિસિંહ પણ લશ્કર લેઇ પાટણ ઉપર ચઢાઇ કરવા માટે ત્યા આવી ચઢયો. સરદારબાને સાથે લઇ તે પાટણ ગયો તે દિવસે સુબા રહેમતખાએ સરદારબાના બાપ અને માતાને ઇસ્લામી ધર્મ કબુલ ન કરવાથી ફાંસીએ ચઢાવવાનો હુકમ કર્યો હતો. તેવામા વૈરિસિંહે પાટણ ઉપર છાપો માર્યો, તેમા સુબો રહેમતખા માર્યો ગયો અને વૈરિસિંહે પાટણ જીતી લીધુ. સરદારબાના માબાપ ફાંસીમાંથી બચ્યા તેમણે સરદારબાનુ લગ્ન વૈરિસિંહ સાથે કર્યું સરદારબાએ તો જ્યારથી વૈરિસિંહને જોયો હતો ત્યારથી તે તેના રૂપ ઉપર મોહવશ થઇ ગઇ હતી પતિની વિરતા જોઇ તેના હર્ષનો પાર રહ્યો નહોતો. પોતે પસંદ કરેલો પતિ મળતા તેનો આનંદ ઉછળી રહ્યા હતો, પતિ પત્ની સુખથી રહેવા લાગ્યા.

તે પોતાના પતિની પ્રીતિ મેળવવા માટે સતત યત્ન કરતી હતી, તે પતિ એજ સર્વસ્વ છે એમ માનતી.

સરદારબાને એક પુત્ર થયો હતો. પતિપત્નિ રાજ્ય ચલાવતાં સુખ અને આનંદમા દિવસો ગુજારતા હતાં. તેવામાં પાટણ ગયાના સમાચાર જાણી દિલ્હીથી ખુશરૂખા લશ્કર લઇને ગુજરાત પાછુ લેવા ચઢી આવ્યો. વૈરીસિંહ પોતાના સૈન્યને લઇ સામે થયો બંને પક્ષ વચ્ચે ભયંકર યુદ્ધ થયું તેમા વૈરિસિંહ મરાયો, અને તેનો ભાઇ માનસિંહ યુદ્ધ છોડી નાસી ગયો. તે જોઇ રજપુત લશ્કર વિખરાવા માંડયુ માનસિંહની દાનત ભ્રષ્ટ હતી તેથી તે વૈરિસિંહના મરણ સમાચાર સરદારબાને જણાવી પોતાની રાણી થવા વિનતી કરી, સરદારબા સતી હતી તે પોતાનો પતિ એજ પોતાનો ઇષ્ટ છે એમ માનતી તેથી તેણે માનસિંહનો તિરસ્કાર કર્યો અને પતિનું વેર લેવા નાના બાળકને પોતાની સાસુને સોંપી હથિયાર લઇ રણમાં ગઇ. તેનું શૂર જોઇ રજપુત સૈન્યને પણ શૂર ચઢયુ અને સરદારબાને આગેવાન કરી રજપુત સૈન્ય લડવા તૈયાર થયુ, બંને પક્ષ વચ્ચે ભયંકર યુદ્ધ થયું, તેમાં સરદારબા ઘાયલ થઇ તેથી તેને દુશ્મનોએ પકડી મંગાવી, ખુશરૂએ ઘાયલ થએલી સરદારબાને પોતાના તંબુમા મંગાવી પોતાની બીબી થવા અનેક લાલચો આપી, સરદારબા જો કે ઘાયલ થઇ હતી, છતા નીચ દુશ્મનની આવી માગણી સાભળી તપી ગઇ, ખુશરૂએ જાણ્યુ કે તે નિરાધાર છે, તેથી તેની ઇજ્જત ઉપર હાથ નાખવા–તેનો સ્પર્શ કરવા જાય છે ત્યા તો તેના ક્રોધનો પાર રહ્યો નહિ, તેણે તેને ખુબ ધમકાવી ધિક્કાર આપ્યો અને પોતાની પાસેની કટાર કાઢી ખુશરૂના પેટમા મારી તેનું મોત આણ્યુ, પછી તે આવેશમાને આવેશમા ઉઠી નાચવા લાગી. પણ ઠેસ વાગતા પડી ગઇ અને તેની સાથે 'હાય પતિ ?' કહેતી પરલોકવાસિની થઇ,

તેણે પતિના મરણ પછી પણ પોતાના શિયળ રક્ષણનું કરી પર પુરૂષની ઇચ્છા ન કરતા ખુશરૂને મોતની સજા કરી હતી. વિધવા સ્ત્રીઓ પણ આવી રીતે પોતાના શિયળને સાચવી શકે છે, તેમને તો પતિ મરી ગયા પછી પણ પતિમાં જ ચિત્ત ચોટેલું રહે છે તેને પતિ વિયોગે જીવનુ એ મરણતુલ્ય જણાય છે, તે માત્ર ઇશ્વરમા પ્રીતિ રાખી બાકીનુ આયુષ્ય પરમાર્થ સાધવામા ગાળે છે

# ગૌતમી.

ગૌતમી એ કપીલવસ્તુ નગરના રાજા શુધ્ધોદનની રાણી હતી. અને ભગવાન બુદ્ધદેવની ઓરમાન મા હતા. બુદ્ધદેવની મા તે ગૌતમીની મોટી બેન હતી. બુદ્ધદેવની માતાનુ મૃત્યુ થયુ ત્યારે બુદ્ધદેવ નાના ઉમ્મરના હતા જેથી ગૌતમીએ જ તેમને ઉછેરી મોટા કર્યા હતા.

ગૌતમીનો બુદ્ધદેવ ઉપર અત્યત સ્નેહ હતો. જ્યારે બુધ્ધે સસાર ત્યાગ કર્યો ત્યારે ગૌતમીને ઘણુંજ દુખ થયુ હતુ જ્યારે બુદ્ધના સસાર ત્યાગ પછી બુદ્ધના પિતા શુધ્ધોદન રાજાએ દેહનો ત્યાગ કર્યો ત્યારે તેમની ગાદીએ બુદ્ધના પુત્ર રાહુલનો હક હતો, પણ તેને બુદ્ધદેવે ઉપદેશ આપી ત્યાગી બનાવ્યો હતા જેથી ગૌતમીના પુત્ર નદને રાજ્યાભિષેક કરવાનો ઠર્યો. પણ તેને રજ્યાભિષેકના દિવસે જ બુદ્ધદેવે ત્યાગનો ઉપદેશ આપી સાધુ બનાવ્યે અને તે પછી ૫૦૦ ક્ષત્રીઓએ બુદ્ધદેવનો ઉપદેશ લેઇ સસાર છોડયો.

ગૌતમીના પતિ મૃત્યુ પામ્યા પૌત્ર રાહુલ અને પુત્ર નદ ત્યાગી થયા તેથી તને સસાર ઉપર વિરાગ આવ્યો અને સંસારનો ત્યાગ કરવા તૈયાર થઈ તેણે બુદ્ધદેવ પાસે જઇ દીક્ષા આપવા પ્રાર્થના કરી, પણ બુદ્ધદેવે કહ્યુ કે. આ સધમા જો સ્ત્રીઓને દાખલ કરીશુ તો ઘણો વાધો આવશે એમ ધારી તેને ઉપદેશ આપવાની ના પાડી,

તેણે પતિ, પુત્ર અને પૌત્રનો વિયોગ થતા સંસાર ઉપરનો મોહ છોડયો, બુદ્ધદેવે તેને ઉપદેશ ના આપ્યો જેથી તેની મેળે તણે પોતાનું માથુ મુંડાવીને ભગવાં વસ્ત્ર પહેર્યાં, પછી તે બુદ્ધદેવ પાસે ગઈ અને તેના ઘણા આગ્રહથી પછી બુદ્ધદેવે તેને ઉપદેશ આપ્યો અને સર્વથી પ્રથમ સ્ત્રીઓમા ગૌતમીને ઉપદેશ આપી બુદ્ધસંઘમા દાખલ કરી, તેને પછી બુદ્ધદેવે સ્ત્રી ભિક્ષુકીઓની મુખ્ય ભિક્ષુણી બનાવી.

તેણે બુદ્ધદેવ પાસે યોગવિદ્યા શીખી સમાધિ પર્યંતનુ જ્ઞાન પ્રાપ્ત કર્યું જે જે પુરૂષોએ બુદ્ધ પાસે દીક્ષા લીધી હતી તે સર્વ પુરૂષોની સ્ત્રીઓ સસારનો ત્યાગ કરી બુદ્ધદેવ પાસે ઉપદેશ લઇ ત્યાગી બની હતી. અને તે સર્વ સ્ત્રીઓના સઘની અધિષ્ઠાતા ગૌતમી બની હતી.

ગૌતમીએ પોતાના પુત્ર બુદ્ધદેવ પોતાના પહેલાં નિર્વાણ પામે તો પોતાથી જીવી શકાશે નહી, તેમ તેમનો દેહ ત્યાગ પોતાથી જોઈ શકાશે નહી, માટે મારે તેમના પહેલા જ દેહ ત્યાગ કરવો એવો વિચાર કરી બુદ્ધદેવને પોતાની પાસે તેડાવ્યા, બુદ્ધદેવ આવ્યા એટલે પોતે દેહ ત્યાગ કરવાની આજ્ઞા માગી.

બુદ્ધદેવે તેમને હવે કાંઇ કર્ત્તવ્ય રહ્યુ નથી માટે આપ ખુશીથી મોક્ષ-પદે સ્થિત થઇ શકશો એવી આજ્ઞા આપી તે પછી થોડા દિવસેજ તેમણે પોતાના દેહને છોડી દીધો અને મોક્ષપદમા સ્થિત થયા

# ચંદા-દિલિપસીંહ.

ચંદા એ પંજાબના શીખ મહારાજા રણજીતસિંહની ધર્મપત્ની હતી. તે પતિ સેવામા તેમજ રાજકાર્યમા કુશળ હતી. રણજીતસિંહના મરણ પછી પંજાબની ગાદીએ સને ૧૮ ૯ મા બાળકુંવર દિલિપસિંહને બેસાડયો. તેની ઉમ્મર નાની હોવાથી ચંદા રાજકારભાર ચલાવતી હતી તેણે પોતા-ની રાજ્ય વ્યવસ્થાથી પ્રજાને સંતોષ આપ્યો રણજીતસિંહના મરણથી પંજાબમા ખળભળાટ થઇ રહ્યો હતો તે તેણે શમાવી સઘળે શાંતિ સ્થાપી.

તે નિયમસર દરબારમા જઇ રાજ્ય કારભાર ચલાવતી હતી. આ વખતે અંગ્રેજોએ પોતાના દેશના રક્ષણ માટે સરહદ ઉપર સૈન્ય એકઠું કરવા માડયુ તેથી ચંદાએ જાણ્યુ કે વખતે તેમનો વિચાર બીજા રાજ્યો-ની માફક પંજાબને ખાલસા કરવાનો તો નહિ હોય. આવી શંકાથી તેણે સૈન્ય જમાવી યુદ્ધની તૈયારી કરવા માડી તેની આગેવાની સાથે શીખ સૈન્યે બ્રિટિશ સૈન્ય ઉપર હુમલો કર્યો તેણે વગર કારણે બ્રિટિશ રાજ સાથે લડાઇ જાહેર કર્યો તેમા તેના લાલસિંહ ને તેજસિંહ નામના બે વિશ્વાસુ સરદારોએ તેને વિશ્વાસઘાત કર્યો તેથી તેની હાર થઈ. પંજાબનો બ્રિટિશ રેસીડેન્ટ ચન્દાને ઓળખતો હતો તેથી જો તે પંજાબમા રહેશે તો પાછો ફરી લડા ઉત્પન્ન થશે એમ ધારી તેને અને તેના પુત્ર દિલીપસિંહને દેશનિકાલ કરી કાશીમાં રાખ્યાં કેટલાક વખત પછી અંગ્રેજ સરકારે તેના પુત્ર દિલી-પસિંહને તથા રાણી ચંદાને પાંચ લાખ એંશી હજાર રૂપિઆનું વર્ષાસન બાંધી આપી હિંદમાંથી ઈંગ્લાંડ મોકલી દીધા. ત્યા તેમને એક જાગીરદારની

માફક નોર્ફોક પરગણામાં રાખ્યા. દિલીપસિંહે ઈગ્લાંડ જઇ અંગ્રેજ મડમ સાથે લગ્ન કરી ખ્રિસ્તિધર્મનો સ્વિકાર કર્યો હતો.

પુત્રે પોતાના ધર્મનો ત્યાગ કર્યો જાણી ધર્મિષ્ટ રાણી ચંદા ઘણી ખેદ પામવા લાગી અને તેની સાથેનો વ્યવહાર બંધ કરી તેનાથી જુદી રહી તે પછી કેટલેક વર્ષ જીવી પોતાના ધર્મનું યથાર્થપણે પાલન કરતી ઇગ્લાંડમા રહી હતી પછી કેટલેક વર્ષે તેનું ત્યાંજ મરણ થયુ હતુ તેની દેશ ઉપર અત્યંત પ્રીતિ હતી. તે પોતાની પ્રજાને સંતાનતુલ્ય ગણી પાલન કરતી. હમેશા પતિના મરણ પછી ઇશ્વરનુ ચિંતન કરી, રાજ્યપાટ જતા નિરાશ થઇ દિવસો વ્યતિત કરતી હતી દલીપસિંહ પારીસમાં મરણ પામ્યો. આ પ્રમાણે આ વીર રાણીએ પોતાના પતિનુ નામ ઠામ કાયમ રાખવા માટે ઘણું કર્યું હતુ

જુઓ બ્હેનો ! વિધવા સ્ત્રીઓએ પોતાના પતિના મરણ પછી આ સંસાર ઉપરના મોહને છોડી દેવો જોઇએ તેને પતિ વગરના સંસારના સુખ વૈભવો અકારા લાગવા જોઇએ તેને આ સંસારની કોઇ પણ વસ્તુ લલચાવી ન શકે તેવુ દૃઢ મન રાખવુ જોઇએ. તેનુ મન સર્વ સુખના મુળરૂપ પરમાત્મામા જોડી બાકીનુ આયુષ્ય વ્રત, નિયમ, ઉપવાસાદિ કરી ઇશ્વરની ઉપાસના કરવામા ગાળવુ જોઇએ

હમેશા સાદાં કપડાં પહેરવાં, અલંકારોને ધારણ કરવા નહિ મિષ્ટાન્નો જમવાં નહિ સાદા અને સાત્વિક આહારનુ સેવન કરવુ સર્વ સાથે સંપીને રહવુ. પોતાના શિયળને પ્રાણાન્તે પણ ભંગ થવા ન દેવો. દેવદર્શન કરવા પણ એકલા ન જવુ અસૂર સવાર એકલા રખડવું નહિ પોતાને પ્રજા હોય અને ઘરનો કારભાર પોતાને ચલાવવાનો હોય તો, સ્થિતિ પુત્ર, પુત્રી અને પુત્રવધુને કેળવી ઘરમાં રામરાજ્ય સ્થાપન કરવુ. જેમ સન્યાસી સંસાર ઉપરના મમત્વને છોડી ઇશ્વરોપાસના કરવામા પોતાનુ આયુષ્ય નિતાવે છે તેમ વિધવા સ્ત્રીઓએ પણ તપસ્વિની બની સંસારના સર્વ પ્રતિપદાર્થો, સગા સબંધી, ધનવૈભવ સર્વ ઉપરની પ્રીતિનો ત્યાગ કરી અહંમમત્વને છોડી ચિત્તને ઇશ્વર સાથે જોડી રાખવુ

આ પ્રમાણે નીતિથી ચાલનાર વિધવા સ્ત્રી આ લોક અને પરલોકને

તરી જાય છે. તેણે પોતાનો સમય અન્ય સ્ત્રીઓને કેળવી સુલક્ષણી બનાવવામાં ગાળવો.

લ્યો હવે બ્હેન! મનની મરજી હોય તો બંધ કરીએ, મોડું પણ થયુ છે ' આમ કહી ચન્દ્રકાન્તાએ બંધ કર્યું

બીજી સ્ત્રીઓ પણ તેની પ્રશંસા કરતી ઉઠી પોતપોતાને ઘેર ગઈ.

# ગોપા

બીજે દિવસે તેણે વાત શરૂ કરી ઘણા વર્ષ પહેલાં બિહાર પ્રાંતમાં હિમાલય પાસે કપિલવસ્તુ નામે એક નગર હતુ ત્યાં શાક્યવંશનો ક્ષત્રી શુદ્ધોદન નામનો રાજા રહેતો હતો. તેનો પુત્ર સિદ્ધાર્થ તેજ બુદ્ધદેવ.

કપીલવસ્તુની પાસે કલિદેશ નામનું નાનુ રાજ્ય હતું. ત્યાં કલીદેશના રાજા દંડપાણીને ગોપા નામની એક પુત્રી હતી તે સુંદર, બુદ્ધિમાન અને વિદ્યા પણ ભણી હતી. શુદ્ધોદનને જ્યારે પુત્ર સિદ્ધાર્થ જન્મ્યો ત્યારે કોઈ સિદ્ધ પુરુષે તેને જોઇ કહેલુ કે આ કોઇ મહાપુરુષ થશે અને સંસારનો ત્યાગ કરી હજારે લોકોને ધર્મનો ઉપદેશ કરશે. શુદ્ધોદનને મોટી ઉમ્મરે આ પુત્ર થયેલો અને તેમાં તે સંસાર છોડશે એ વાત જાણી ઘણો દિલગીર થયો તેણે પુત્ર સંસારનો ત્યાગ ન કરે માટે તેને ઝટ પરણાવી દેવો એવો તેનો નિશ્ચય થયો.

શુદ્ધોદને સિદ્ધાર્થ ૧૯ વર્ષનો થતાં કલીદેશના રાજાની પુત્રી ગોપા સાથે તેનો વિવાહ કર્યો સિદ્ધાર્થનુ મન સ્ત્રીઓમાં પરોવાય તે માટે તેને હાથે અનેક કન્યાઓને લ્હાણી આપવાનો સમારંભ કરવામાં આવ્યો. તેમાં ઘણી કન્યાઓ આવી લ્હાણી લઇ ચાલતી થઈ લ્હાણી ખુટી ગઇ તે પ્રસંગે ગોપા પણ લ્હાણી લેવા આવી, એને કહ્યુ કે. કુમાર ! હું લ્હાણી લેવા આવી છુ. શુ તમે મને કાંઇ નહિ આપો.

પોતાના પાસે લ્હાણીની વસ્તુ ખુટી પડેલી હોવાથી સિદ્ધાર્થે તેને પોતાની આંગળીએથી વીંટી કાઢીને આપી. ગોપાનુ સ્વરૂપ, બોલવા ચાલવાની રીતભાત, હાસ્યવદન વિગેરે જોઇ સિદ્ધાર્થનુ મન તેના પ્રતિ આકર્ષાયુ. ગોપા વીંટી લઈ ઘેર ગઇ. તે પછી શુદ્ધોદને દંડપાણી પાસે ગોપાનુ સિદ્ધાર્થ માટે માગુ કર્યું, અને દંડપાણીએ તેનુ માગું સ્વીકાર્યુ.

પણ સિદ્ધાર્થનું બળ, પરાક્રમ વિગેરે જોયા પછી લગ્ન કરવાની હા પાડી. સિદ્ધાર્થે બળ, પરાક્રમ વિગેરે અસ્ત્રવિદ્યાથી બતાવી આપ્યું તે પછી સિદ્ધાર્થ અને ગોપાના લગ્ન ધામધુમથી થયા.

ગોપાએ સિદ્ધાર્થ જેવા પતિને પામી દસ વર્ષ સુધી ગૃહસ્થાશ્રમના સુખ વૈભવને સારી રીતે ભોગવ્યો ગોપાનું સ્વરૂપ ઘણું જ સુંદર હતું. તે ઘણી ઉદાર હતી, તેની પતિ સાથે બોલવા ચાલવાની રીતભાત હાવભાવ, હાસ્યવિનોદ, અને આનંદી સ્વભાવથી સિદ્ધાર્થ ને તેના ઉપર સારી પ્રીતિ થઇ હતી. તે ધર્મિષ્ટ હતી. અને ધર્મનેજ પોતાની લાજ મર્યાદા અને સૌંદર્ય સમજતી. તે કહેતી કે જે સ્ત્રીનુ મન વશ છે, જે સ્ત્રી કદી ભોગ લાલસાથી લલચાતી નથી, જેના વિચાર સદા ઉચ્ચ છે, અને જેને નકામા અથાકઅથા કરવા ગમતા નથી તેવી સ્ત્રીઓમા જ ધર્મનું તે જ હોય છે.

સ્ત્રીઓમા જે સ્વાભાવિક શરમ હોવી જોઇએ તેવી શરમ તેનામા હતી જે સ્ત્રીનામા નારીધર્મનુ અભિમાન નથી હોતુ, જેનુ ચિત્ત ચપળ હોય છે, જેને ભોગલાલસા પ્રબળ હોય છે, જેના વિચારો પાપી હોય છે તે સ્ત્રીની પોતાના પતિ ઉપર ભક્તિભાવ કે શ્રદ્ધા હોતી નથી, જેવનું ચિત્ત એવુ દુર્બળ હોય છે કે જે સામાન્ય લાલચથી લલચાઇ જાય છે, જરા અડચણ પડતા જે રૂસાઇ જાય છે, તેવા સ્ત્રીઓને ગમે તેટલી પડદામા રાખો, જનાનામા પૂરો કે કોટડીમા પૂરો પણ તેનુ રક્ષણ થઇ શકવાનુ નથી, જે સ્ત્રી રાજીખુશીથી પોતાના આત્માનુ, પોતાના પતિવ્રતધર્મનુ રક્ષણ કરવા ઇચ્છે છે તેવી સ્ત્રીઓ ગમે ત્યા જાય તો પણ વગર પડદે જ સુરક્ષિત છે.

ગોપા કહેતી કે ધર્મના બળવડે હુ મારૂ રક્ષણ કરવા સમર્થ છુ, હમતા બોલતા કે કામ પણ આચરણ કરતા મે કોઇ દિવસ ચચગતા મતાવી નથી. મારા પતિના ચરણ કમળમા મારી ભક્તિ અચળ છે, હુ નિર્ભય થઇ બધે ફરી શકુ છુ આવો તે બીજાને ઉપદેશ આપતી, પોતે સદા પોતાના પતિના ચરણમાંજ ચિત્ત રાખતી, તેને પતિ સાથે સુખ ભોગવતા દસ વર્ષ વીત્યા, ત્યારે તેને એક પુત્ર જન્મ્યો,

ગોપા સુવાવડી હતી, પુત્રને માત્ર છ એક વાસા થયા હતા તે વખતે સિદ્ધાર્થ તેને ઉંઘતી મૂકી આ જગતની જજાળ છોડી ચાલ્યો ગયો અને

ત્યાગી થયો. સિદ્ધાર્થના ગયા પછી સ્હવારમા ઘણી શોધાશોધ થઇ પણ પત્તો ન મળ્યો. રાજ્યમા સર્વ રકકકળ કરવા લાગ્યું. ગોપાના દુઃખનો પાર રહ્યો નહિ, તે સુવાવડી હતી વળી પુત્ર વિયોગની વાત સાભળી તેને બીજો ઉપાય નહોતો, તેણે પતિ જતા સર્વ વૈભવો છોડી દીધા, સુખને તિલાંજલી આપી અને ઘરમા રહી ત્યાગી ધર્મ પાળવા લાગી તેણે ભોગ-વિલાસનો ત્યાગ કરી બ્રહ્મચર્ય પાળી ત્યાગી તરીકે રહેવા માંડ્યું. તેણે વસ્ત્રાલકારો ઉતારી મુકયા અને માત્ર સાદા વેશમા રહેવા લાગી

સાસુ સસરાએ તેને સમજાવી પણ તે તો પતિ વિયોગે સન્યાસીની જ થઇ બેઠી, તેણે સાસુને કહ્યુ કે. બા આપ મને શુ કહો છો, જેના પતિ સન્યાસી થયા તે સ્ત્રીને વસ્ત્રાભૂષણ, ભોગવિલાસ કશાની શી જરૂર ? પતિ જ તેની પત્નીનુ સવસ્વ છે સ્વામી એ જ તેનુ સુખ, પતિ એ જ સાધ્વીનો ભોગવિલાસ અને પતિ એ જ તેના વસ્ત્રાભુષણ છે. માજી આપના કુવર જ્યારે ઘરબાર છોડી સન્યાસી થઇ ચાલ્યા ગયા તો તેમની સાથે મારૂ બધુ સુખ પણ ડુબી ગયુ, ગૃહસ્થાશ્રમનુ સુખ સર્વ નકામું થઇ ગયુ. ભોગવિલાસ હવે કંટક તુલ્ય થઇ પડયા, વસ્ત્રાભુષણ હવે મને નથી ગમતાં હવે તો હુ પણ સન્યાસિની થઇ ચુકી

જ્યારે મારા પતિ રાજપુત્ર હતા ત્યારે હું રાજવધુ હતી, જ્યારે એ સંન્યાસી થયા તો હું પણ સન્યાસિની થઈ, સ્ત્રીએ તો સદા સ્વામીના અનુગામી થવુ જોઇએ અને એ વ્રત મે લીધુ છે વળી બા, તમારો એક-નો એક પુત્ર આજે સન્યાસી થઇ અરણ્યમા કઠોર તપ કરે છે, એ તમા-રાથી સ્હેવાય છે, તો ઘરમા બેસીને હું સન્યાસીની માફક રહુ તે પણ આપ સહન કરો.

ગોપાનુ આવુ બોલવુ સાભળી ગૌતમી કાઇ ન બોલી, ગૌતમી સિદ્ધા-ર્થની ઓરમાન મા હતી અને તે સિદ્ધાર્થની મા મહામાયા કે પુત્રનો જન્મ થયા પછી સાતે દિવસે મરી ગઇ હતી તેની સગી બેન હતી ગૌતમીએ જ સિદ્ધાર્થને ઉછેરી પુત્રતુલ્ય ગણી મોટો કર્યો હતો, સિદ્ધાર્થ તપના પરિણામે બુદ્ધદેવ કહેવાયા અને તે પછી તે સંન્યાસીના વેશે ધર્મનો ઉપ-દેશ આપવા દેશમા ફરવા લાગ્યા.

બુદ્ધદેવ કેટલાક વખત પછી પોતાના વતન કપિલવસ્તુ નગરમા આ-વ્યા. આ વખતે તેમના પિતા વૃદ્ધ શુદ્ધોદન જીવતા હતા. બુદ્ધ ઘણુા વર્ષે

પાછા આવ્યા તેથી સર્વ સ્થળે આનંદ છવાઈ રહ્યો, અને રાજપુત્ર સિદ્ધાર્થને જોવા ગામ લોકો એકઠા થવા લાગ્યા સિદ્ધાર્થ ભિક્ષુકના વેશમા ઘેરેઘેર ભિક્ષા માગતા હતા અને ધર્મનો ઉપદેશ આપતા હતા. ગોપાને આ વાતની ખબર પડી એટલે સ્વામીના દર્શન કરવા તે મહેલની અગાશીમાં ચઢી જોવા લાગી. જે રાજકુમારોની પાસે સેંકડો દાસદાસીઓ હાજર રહેતાં જેના અંગ ઉપર અમખ્ય મણિમાણિક્ય જડીત વસ્ત્રાલંકારો શોભતા હતા, તેજ રાજકુમાર સિદ્ધાર્થ આજે ઘેર ઘેર ભિખ માગે તે ગોપાથી જોઇ શકાયું નહિ તે ચોધાર આંસુથી રડવા લાગી થેડીવારે શાંત રહી અને વિચાર કરવા લાગી કે હવે તો એ મહાપુરૂષ થઇ ગયા છે, તપોબળ મેળવ્યુ છે. હું તેમની ધર્મપત્ની થઇ આનું તેમના તપનુ તેજ કેમ જોઇ શકતી નથી ? આજે તે મનુષ્ય મટી દેવ થયા છે, તેમણે ભોગવિલાસ, રાજપાટનો ત્યાગ કરી રાજવેશ છોડી ભિક્ષુ બની ગયા છે, તેમને મન રાજમહેલ અને ઝુંપડી સરખું છે. અહો, તે અલૌકીક તેજસ્વી મહાપુરૂષની પત્નિ થઇ આમ રડુ છુ શુ ! એવો વિચાર કરતી, શાંતિ ધારણ કરી તે અગાશીમાથી પતિને પગે લાગી નીચે ઉતરી

બુદ્ધદેવ રાજ્યમાં આવ્યા હતા છતા ગોપા જો તેમના દર્શન કરવા જાય તો કદાચ તેમના તપમા ભંગ પડે તેવા વિચારથી તેમના દર્શન કરવા ગઇ નહી, તેણે પોતાના નાના પુત્ર રાહુલને બોલાવી બુદ્ધદેવ બતાવી કહ્યુ કે જો બેટા, આ પેલા સાધુ જેવા છે તે તારા બાપ, જા તું એમને પ્રણામ કરી આવ

રાહુલ માતા પાસેથી દોડતો પિતા બુદ્ધદેવ પાસે ગયો, અને બુદ્ધદેવને પગે લાગ્યો, બુદ્ધદેવે તેને સંન્યાસ ધર્મની દીક્ષા આપી આમ સુજાન પુત્રને પણ બુદ્ધદેવે ખરો માર્ગ બતાવી દીધો

તે પછી કેટલાક વખતે શુદ્ધોદન રાજા મરી ગયા એટલે બુદ્ધદેવ પાછા કપિલવસ્તુ નગરમા આવ્યા, અને પોતાના માતા ગૌતમીને તેમજ સ્ત્રી ગોપાને સંન્યાસ દીક્ષા આપી સ્ત્રીઓને સંન્યાસી બનાવવાનો માર્ગ ખુલ્લો કર્યો ગૌતમી અને ગોપા એ સ્ત્રીઓના ટોળાની અધિષ્ઠાતા બની,

ગોપા સ્વામી પાછળ ત્યાગી બની, તેણે પણ રાજવૈભવ છોડી દીધા અને સ્વામીની પાછળ સ્વામીના માર્ગે વળી સ્ત્રી ગોપા પણ તેવી જ ધર્મિષ્ઠ અને પરોપકારી હતી.



## પ્રકરણ ૧૭ મું.

—— o ——

### સ્ત્રીઓનું ઇશ્વરપરાયણ જીવન.

બીજે દિવસે વખત થતા સર્વ સ્ત્રીઓ ચન્દ્રકાન્તાને ત્યા આવવા લાગી. શરૂઆતમા થોડીવાર આડી અવળી વાતો કર્યા પછી ચન્દ્રકાન્તાએ રોજની કથા આગળ ચલાવી, તેણે કહ્યુ જુઓ બ્હેનો! આપણે રોજ અહિં ભરાઇએ છીએ અહિંથી સાંભળી તે પ્રમાણે આપણે વર્તીએ અને આપણા કલેશને બદલે સુખ અને આનંદને સ્થાપન કરીએ ત્યારે આપણુ આવ્યુ સાર્થક ગણાય, આજે તો સ્ત્રીઓ ઇશ્વરપરાયણ જીવન શી રીતે ગાળી શકે છે તે વિષે કહું છુ

સ્ત્રીઓએ જાણવુ જોઇએ કે આ સંસાર નાશવંત છે. શરીર પણ નાશવંત છે. જેથી આપણે આ જન્મમા જેટલું હાથે કમાઇ લઇશુ તે આપણું છે. સંસારના કામ કસલા કરવાના તો હમેશા લાગ્યા જ છે પણ તેની સાથે અહિ જન્મીને આપણું શુ કર્તવ્ય છે તેનો પણ વિચાર કરવો જોઇએ સતી સ્ત્રીને તેનો પતિ ધર્માચરણ કરે છે તેનો અર્ધો ભાગ મળે છે તેમ તે જાતે જે કાંઇ ધર્માચરણ કરે તેનુ ફળ તેને મળે તે તો જુદુ જ. સ્ત્રીઓએ પોતાનું જીવન પવિત્ર રાખવુ. પતિ સેવા કરી પતિને ઇશ્વરોપાસનાના માર્ગે વાળવા યત્ન કરવો. ઘરમા સઘળા સંપીને રહે તેવી ટેવ પાડવી, ઘર સ્વચ્છ અને સુંદર રહે તેની કાળજી રાખવી, પતિની સેવા કરી પતિની પ્રીતિ મેળવવી તે ઉપરાંત તેણે હમેશા ઇશ્વરની ભક્તિ કરી ઇશ્વરનો સાક્ષાત્કાર થાય તેવા માર્ગે થોડો ઘણો પ્રયત્ન કરવાની

જરૂર છે. ઘર કારભાર ચલાવવો, પૈસાટકાની વ્યવસ્થા કરવી, એ બધું વ્યવહારિક કામ છે તે સાથે થોડો પરમાર્થ પણ સાધવો જોઇએ, પોતાના ગજા પ્રમાણે દાન કરવું. સદા આનંદમા રહેવું. વર્તન ઉચ્ચ અને અન્યને અનુકરણ કરવા જેવુ રાખવું, જેવું બોલવુ તેવીજ રીતે ચાલવુ, કહ્યા પ્રમાણે જ કરી બતાવવુ. એ સર્વ સ્ત્રીઓને પવિત્ર કરનારૂ છે

ઘરમાં સુખ સ્થાપી સર્વને સુખી કરવા કે કકાશનું સ્થાપન કરી સવનાં લોહિ ઉકાળવા એ સ્ત્રીનું કામ છે પતિને સમૃદ્ધ બનાવવો કે ખર્ચાઉ બનાવી ભિખારી બનાવવો એ સ્ત્રીના હાથમા છે. બાળકોને નિર્માલ્ય બનાવવાં કે બળવાન અને સુશિક્ષિત બનાવવા એ સ્ત્રીઓના હાથમા છે. સ્ત્રી એ ગૃહસ્થાશ્રમમાં ઘરની દેવી છે તેના પતિના સુખદુઃખના આધારરૂપ છે સ્ત્રી જો ધર્મિષ્ટ અને સદાચારી હોય છે તો તેના પતિ અને છોકરા પણ ધર્મિષ્ટ અને સદાચારી બને છે જો તે ઇશ્વરપરાયણ જીવન ગાળનારી હોય છે તો તેની પ્રજા પણ ઇશ્વરની ભક્તિ કરનારી બને છે, આ સંસારમા રહી વ્યવહાર ખેડવા ખરો પણ તેમા જ મમત્વબુદ્ધિનું સ્થાપન કરી બંધાઈ જવુ નહિ.

સ્ત્રીઓએ હમેશા ઇશ્વરના ભજન ગાવાનો અભ્યાસ રાખવો, ઇશ્વરનુ સ્મરણ, ચિંતન ભજન કરી પતિ સાથે ઇશ્વરનુ ધ્યાન કરવામા થોડો ઘણો વખત પણ કહાડવો ઈશ્વરનુ ધ્યાન, ચિંતન કરી ઇશ્વરની પ્રીતિ મેળવવી એ સ્ત્રીઓનુ કલ્યાણ સાધનારૂ છે છતા પણ પતિની અવગણના કરી તેમ કરવુ નહિ, ઘણી સ્ત્રીઓ દેવદર્શને મંદિરોમા ભટકે છે તેઓ ઘણીવાર પતિ કે છોકરાની અવગણના કરી ત્યા જાય છે. છોકરૂ રડતુ મુકી મંદિરમાં ભટકવુ કે પતિની સેવા કરવાને બદલે તેની સાથે ગુસ્સો કરી, રીસ ચઢાવી મંદિરોમા આથડવુ એ તેનું કલ્યાણ સાધનારૂ નથી પણ ભ્રષ્ટ કરનારૂં છે સ્ત્રીઓ સાધુવત્ પવિત્ર જીવન ગાળી શકે છે, પુર્વે ઘણી સ્ત્રીઓએ ઇશ્વરની ભક્તિ કરી તેમનો સાક્ષાત્કાર કર્યો છે પતિને પણ આ સંસાર ઉપરના મોહમાંથી છોડાવી ઇશ્વર પ્રતિ વાળ્યા છે, આવી પવિત્ર સ્ત્રીઓનાં સ્મરણ કરવાથી આપણુ કલ્યાણ થાય છે.

# મીરાંબાઈ.

મીરાબાઇનો જન્મ સવત ૧૪૮૦ મા રજપુતાનાના મેડતાના રાજા જયમલ્લ રાઠોડને ત્યા થયો હતો. નાનપણથીજ તેનામાં ધર્મના સંસ્કારો પડયા હતા. ઇશ્વર ઉપર તેની પ્રીતિ હતી, નાનપણથી જ ઇશ્વરના ભજનો ગાવામાં તેને રસ પડતો ઉમ્મરે આવતા તેને ઉદેપુરના રાજકુવર કુંભાજી સાથે પરણાવી હતી, અહિ પણ મીરા તો ઇશ્વરભકિત કરવામા તલ્લીન રહેતી; તેના પદ્યો ઘણા ઉત્તમ હોવાથી રાજકુંવરને પણ તે સાભળના આનદ થતો. મીરા પતિને પરમાત્મા તુલ્ય માની તેમની સેવાભક્તિ કરતી. તેના ઉત્તમ આચરણોથી કુભોજી તેના ઉપર પ્રસન્ન રહેતા

એવામા કુમ્ભાજીના પિતા મરણ પામવાથી કુમ્ભોજી રાજા થયો. પતિપત્ની ઇશ્વરભકિત કરતા આનદમો રહેવા લાગ્યા મીરા શ્રીકૃષ્ણતુલ્ય પોતાના પતિને માની તેમની પુજા આરતી કરતી, તે પોતાને ગોપી-તુલ્ય માની રાણાને કૃષ્ણ માનો ભકિત કરતી હતી, મીરા મહારાણી થયા પછી પણ શ્રીકૃષ્ણ કિર્તન કરવામા મસ્ત રહેતી સાધુ સતોને દાન આપવુ તેમની પાસે ભજનો ગવરાવવા, અને પોતે ગાવા, આવી રીતે તેમણે હમેશાં ઇશ્વરભક્તિમા ચિત્ત જોડયુ, ધીમે ધીમે તેમને રાજ્ય, ધન, સગાં વિગેરે ઉપરથી મોહ છુટી ગયો ગમે તેવા વસ્ત્રો પહેરવા, સાધુ સંતો સાથે બેસી ભજન ગાવા, એ તેમને આનદ આપનાર થઇ પડયુ, મીરા અને રાણોજી હમેશાં પરમ આનદમા રહેતા.

મીરાએ સાધુ સતોને પોતાના મહેલમા બોલાવી ભજનો ગવરાવવા માંડયા, તેથી તેનાં સગા વ્હાલાએ રાણાજીને તેમની વિરૂદ્ધ ભરવ્યુ તેથી રાણાજીએ પણ તેમને મહેલમાથી કાઢી મુકયા તેથી તે શ્રી કૃષ્ણના મંદિ-રમા રહેવા લાગ્યા, મદિર હવે સાધુ સંતોના ધામરૂપ બન્યુ. ત્યા આખો દિવસ ને રાત ઇશ્વરભજનની ધુન જામવા લાગી મીરા તેમની વચ્ચે બેસી હાથમા કરતાલ લઇ શ્રી કૃષ્ણના કિર્તનો મસ્તપણે ગાઇ આનદ ભોગવતાં. આમ થવાથી તેમની નણદે એક વખતે ત્યાં આવી તેમને ઠપકો આપ્યો ને કહ્યુ "ભાભી તમે મહારાણી થઇ અને આ શો ભવાડો માંડી આબરૂ ગુમાવા માંડી છે, રાજમહેલમાં રહી સુંદર ભોગવિલાસો

ભોગવવાના મુકી અને આ શો સાધુડીનો વેશ લઇ અહિં રહી રાજ્યને કલંક લગાડો છો?" આ સાભળી તેમણે કહ્યુ કે "બેન, મારે મન તો ઇશ્વરની ભકિત કરવી એજ પરમ સુખરૂપ છે રાજમહેલ કરતાં પણ મને અહિં રહી આ સાધુ સંતો સાથે હરિકિર્તન કરવામા વધુ આનંદ થાયછે"

તેની નણંદ તેથી ગુસ્સે થઇ અને પોતાના ભઇ રાણાજી આગળ મીરાં વિષે ખોટું ખોટું ભરી ફકામ કરવા લાગી, રાણાજીના કાન કાચા હતા તેથી તેમણે મીરાંને મારી નાંખવાનો ઉપાય રચ્યો એક દિવસ વિષનો પ્યાલો લઇ પોતાના સેવકને તેમની પાસે મોકલ્યો અને આ દુધ રાણાએ પરસાદીમા મોકલ્યુ છે એમ કહી તે સેવક મીરાને તે પ્યાલો આપ્યો મીરા તે પ્યાનો શ્રીકૃષ્ણને નૈવેદ્યમા ધરાવી પછી શ્રી કૃષ્ણનુ નામ દઇ ગટગટાવી ગયા, છતા પણ તેમને ઝેર ચઢ્યુ નહિ બે ત્રણ દિવસ થયા પણ જ્યારે તે ઝેરથી મરી ન જતા જીવતા રહ્યા ત્યારે રાણાને પોતાના પાપમય કૃત્યથી ઘણો પશ્ચાતાપ થયો

મીરા રાતદિવસ ઇશ્વરના ભજન કિર્તનમા મસ્ગુલ રહેતા. તેમના પદો ઘણા રસીક હોવાથી દેશદેશાવર ગવાવા લાગ્યા તેમની આવી અલૌકિક ભકિત જોઇ પરદેશમાથી ઘણા સાધુ સતો તેમના દર્શને આવતા. એક વખતે દિલ્લીના રાજા અકબરે આ વાત જાણી તેની પરીક્ષા કરવા માટે સાધુનો વેશ લઇ પોતાના ગવૈયા તાનસેનને લઈ ત્યા આવ્યો તેણે મીરાની ભકિત જોઇ ખુશ થઇ પોતાનો નવલખો હાર તેને આપી દીધો. મીરાએ તે હાર શ્રીકૃષ્ણને ચઢાવી દીધો. બાદશાહ તો ખુશ થઇ ચાલ્યો ગયો, પણ આવી રીતે મીરાને નવલખો હાર મળ્યાની વાત રાજાને મોઢે પોચી. ઘણાએ મીરાની ખોટી બુમ ઉરાડી તેને કલંક લગાડવા નીચ વાત ફેલાવી, તેથી રાણાએ તેને દેશનિકાલ કરી.

મીરાં તેથી ઉદેપુર છોડી વૃન્દાવનમા જઇ શ્રીકૃષ્ણભકિતની ધુન મચાવા મંડી. તેની ભકિતની પ્રશસા દેશેદેશમા ફેલાઇ, ઘણા તેને દેવી માની દર્શન કરવા આવતા, ઘણા સાધુમતો તેમની પાસે આવી પાવન થવા ઇચ્છતા, ઘણા દિવસે રાણાને પણ મીરાની ફરી પરીક્ષા કરવાની ઇચ્છા થઇ, પોતાની રાણીની દેશેદેશમાં કીર્તિ ફેલાયલી સાભળી તેને પણ મીરાં પાસે જવાનું

મન થયું, તેથી તે સાધુનો વેશ લઇ તેના મંદિરમાં ગયો. બે ત્રણ દિવસ બીજા સાધુઓની સાથે ત્યાં રહેવાથી તેને મીરાંના ઉચ્ચ ચારિત્ર્યની ખાત્રી થઇ. એક વખતે મીરાં ભજન ગાઇ રહ્યાં પછી શ્રી કૃષ્ણપરમાત્માની આરતી કરવાની તૈયારી કરતાં હતાં તેવામાં રાજાએ સાધુ વેશમાં આવી કહ્યું કે 'મારી યાચના છે.' આ સાંભળી મીરાંએ કહ્યું કે "ભકિત રસ સિવાય બીજું કાંઇ આપવાનું મારી પાસે નથી, માટે તે જોઇએ તો મળશે.' આ સાંભળી રાણાએ હસીને તેના સામું જોઇ કહ્યું, હા તેજ રસને માટે તમારામાં તલ્લીન થવાની મારી મરજી છે, બંનેની નજરેનજર મળતાં મીરાંએ પોતાના પતિ રાણાને ઓળખ્યો અને તરત જ આંખમાં હર્ષાશ્રુ આણી નમી પડી. અને કહ્યું કે ' પ્રભો, આજે મારી ભકિત સફળ થઇ, છેવટે આટલે વર્ષે પણ આપને હું સાંભરી, અને આપે મને દર્શન આપ્યાં તેથી કૃતાર્થ છું ' આમ કહી શ્રીકૃષ્ણને બદલે પોતાના પતિની આરતી ઉતારી આથી બીજા માનુસ તો આશ્ચર્ય પામ્યા

રાણાએ મીરાંને હવે ઘેર આવવાનું કહ્યું, મીરાંને ત્યાં જવામાં હરકત તો હતી જ નહી, તેણે તરત જ હા પાડી અને પતિ સાથે મેવાડ ગઇ. ત્યાં પતિ સાથે રહી પતિભકત કરી સુખમાં દીવસો વિતાવવા માંડયા મીરાં પોતાના પતિને હવે ઇશ્વર માની તેમની સેવા કરવા લાગી તેના સંગથી રાણાનું મન પણ ઇશ્વરભજનમાં લાગ્યું બંને પતિપત્નીએ તે પછી સંસારમાં રહી, રાજ્યસુખ ભોગવવા છતાં પણ પોતાનાં મન ઇશ્વર સાથે જોડી દીધાં. આ પ્રમાણે મીરાંએ પોતાના પતિને સન્માર્ગે વાળી ઇશ્વરની ભક્તિ કરતો બનાવી દીધો. આજે મીરાંબાઇનાં ભજનો ઘણાં સચોટ હોવાથી ઘેર ઘેર ગવાય છે

તેમણે પતિ એજ પરમેશ્વર અને પરમેશ્વર એજ પતિ એમ માની પતિની સેવાભક્તિ કરી, અનન્ય સુખનો અનુભવ કર્યો હતો. આવી રીતે ઇશ્વરપરાયણ રહેનાર સતી પોતાના પતિને ઇશ્વર ભકિતમાં વાળી શકે છે, અને પતિસાથે રહી ઇશ્વરોપાસના કરી આ સંસારસમુદ્રને તરી જાય છે. મીરાંએ આ પ્રમાણે રાણાને સન્માર્ગે સ્થાપી અનેક દાનપુણ્ય કર્યાં હતાં, અન્નક્ષેત્રો સ્થાપ્યાં હતાં, અને અંતે જીવન્મુક્ત બની કૃતકૃત્ય થયાં હતાં

---

# યશોદા–તુલસીદાસજી

યશોદા એ શ્રી રામચન્દ્રજીના પરમભક્ત તુલસીદાસજીના પત્ની હતા, તે એક ગૃહસ્થને ત્યા જન્મી અને ત્યાં ઉછરી મોટા થયા હતા. તેમનુ શરીર ઘણુ જ રૂપાળુ હતુ તેમજ યોગ્ય કેળવણી મળ્યાથી વિવેકી અને નીતિવાળા હતા. તેમને પદરેક વર્ષની ઉમ્મરે એક ગૃહસ્થના પુત્ર તુલસીદાસ વેરે પરણાવ્યા હતા' તુલસીદાસની મા વિધવા હતા. તે પૈસેટકે સુખી હતા. યશોદા પરણીને સાસરે આવ્યા તેમને જાઇ તેમની સાસુ ઘણા ખુશી થયા પુત્ર અને પુત્રવધુને વૈભવ અને સુખ ભો-ગવતા જોઈ તેમનો જીવ ઠર્યો યશોદા પતિભક્તિ પરાયણ હતા પતિને રાજી રાખવામા, તેમની આજ્ઞાનુ પાલન કરવામા અને તેમને આનદ આ-પવામા પોતાનુ સૌભાગ્ય માનતા તેમણે પતિસેવાથી તુલસીદાસજીની પ્રીતિ મેળવી લીધી યશોદા મુળ તો રૂપાળા હતા અને તેમા પતિસેવામા તત્પર રહેવાથી તુલસીદાસજીનો તેમના ઉપર અત્યત પ્રેમ હતો તેમના વગર એક ઘડી પણ તેમને ચેન પડતું નહિ આખો દિવસ યશોદા સાથે રહી મોજ ભોગવી આનદમા રહેતા.

તુલસીદાસ સવારમા યમનાસ્નાન કરી આવી દિવસનો બધો વખત પોતાની પત્ની યશોદા સાથે રહી આનદ ભોગવવામા ગાળતા, જેથી તેમની માતાએ એક વખતે તેમને કાઇ ધધો કરવાને કહ્યુ, અને કહ્યુ કે 'ભાઈ, હવે તુ મોટો થયો છે. બેઠા બેઠાં ખાવાથી તો જેટલુ ધન હોય તે તમામ ખુટી જાય માટે કમાઇએ તો ખાઇએ ' આમ છતા પણ તુલસીદાસનો યશોદા ઉપર એટલો બધો પ્રેમ હતો કે તે દિવસમા એક ક્ષણ પણ તેનાથી વેગળા જઈ ઉદ્યોગ કરી શકે તેમ નહોતું યશોદાને પીએરથી તેડવા આવે પણ તે મોકલતા નહિ કારણ તેમને યશોદા વગર એક ઘડી પણ રહેવુ એ મરણ તુલ્ય લાગતુ.

યશોદાનાં માબાપ પુત્રીને પોતાને ઘેર તેડી લાવવા તલપાપડ થઇ રહ્યા હતા. એક વખતે તુલસીદાસ સ્નાન કરવા ગયા હતા તે વખતે યશોદાની મા આવીને યશોદાને પીએર તેડી ગઇ. જ્યારે તુલસીદાસજી સ્નાન કરીને ઘેર આવ્યા તો પોતાની પત્નીને ન જેતા ખેદ પામવા લાગ્યા. અને માતાને પૂછતા તે પીએર ગઇ છે એમ જાણીને તરત જ તે જેવા નદીએથી

આવ્યા હતા તેવાને તેવાજ સાસરે ગયા યશોદા ઘણે વર્ષે પીએરમા ગયે-લી હોવાથી તેની સગા વ્હાલાં સાથે બેસી સુખસમાચારની વાતો કરતી હતી. ને ઘરમા પોતાની માની સાથે વાતો કરતી હતી તેવામા તુલસીદાસને આવતા જોઇ તે શરમાઇ ગઇ. તુલસીદાસ તો પત્નીના પ્રેમમાં એટલા બધા ગુલ્તાન બની ગયા હતા કે, આજુબાજુ કોણ બેઠુ છે તેની દરકાર કે શરમ રાખ્યા વગર ' અરે વ્હાલી, તુ મને મુકીને કેમ આવતી રહી, તારા વગર મને ચેન પડતુ નથી " આમ ગમે તેમ બોલતા બારણા આગળ આવી પહોચ્યા આ જોઇ યશોદા શરમાઇ ગઇ અને તે તરતજ ઉઠી તેમને તેમ બોલતા અટકાવવા માટે સામે જઇ કહેવા લાગી કે "આપ, આમ મારા મા બેન બેઠા છે ત્યા નિર્લજ્જ થઇ કેમ બોલ્યા કરો છો ? મારામા આટલો બધો સ્નેહ રાખવા કરતા પરમાત્માને જ એટલા સ્નેહથી ભજો કે કલ્યાણ તો થાય જરા શરમ તો રાખો, મારૂ શરીર તો નાશવંત છે, મારામા એવુ શુ છે કે જેથી આપને આટલો બધો મોહ થતા કાઇ પણ શરમ લાજ વગર ગમે તેમ બોલ્યા કરો છો આ સસાર તો નિસાર છે સર્વ નાશવત છે, માટે તમે મારા ઉપરનો આટલોબધો મોહ છોડી દેઇ ઇશ્વરના ઉપર મોહ રાખો કે કાઇ શ્રેય થાય " આ સાભળી તુલસીદાસને ચટકી લાગી ગઇ. જેને મે અત્યાર સુધી આટલીબધી પ્રીતિના સ્થાનરૂપ માની હતી તેણે અત્યારે મારી અવગણના કરતા બાકી રાખી નહિ ખરી વાત છે ! સસાર, સગાં સર્વ નકામુ છે તેમના ઉપર મોહ શો, પ્રીતિ શી ! એટલી પ્રીતિ ઇશ્વર ઉપર રાખી હોત તો જરૂર કલ્યાણ થાત એવો વિચાર કરતા તુલસીદાસજી ત્યાથી તરત પાછા ફર્યા અને ઘેર ન જતા ચિત્રકુટના ઘાટ ઉપર જઇ શ્રી રામચન્દ્રજીની ભક્તિ કરવા લાગ્યા

આ પ્રમાણે આ સતી યશોદાએ પતિનો સસાર ઉપરનો મોહ ઉતારી ઇશ્વર ઉપર પ્રીતિ ઉતારી પતિને અનુકુળ રહી રામચદ્રજીની ભક્તિ કરતા શીખાડી. તુલસીદાસજીએ જ્યારે યશોદા પીએરથી પાછી પોતાની પાસે આવી ત્યારે તેનો ઉપકાર માન્યો અને કહ્યુ કે ' ધન્ય છે સતી તે મારી આખો ઉઘાડી અને નરકના મુખમાથી ઉગારી ઇશ્વરપ્રતિ પ્રીતિ જોડી ' આ પછી પતિપત્ની પરસ્પર સ્નેહ રાખી આ સસાર મોહનો ત્યાગ કરી ઇશ્વર-ભક્તિ કરવામા આનદ માનવા લાગ્યા

આ પ્રમાણે આ સતીએ પોતાના પતિને સન્માર્ગમા સ્થાપી તેનુ કલ્યાણ સાધ્યું છે અને પોતે ઇશ્વર પરાયણવૃત્તિ રાખી, પતિને પણ ઇશ્વરની લગ્ની લગાડી દીધી.

---

# મેનાવતી–ગોપીચંદન

ગૌડ બગાળના રાજા ત્રૈલોક્યચદ્રની મેનાવતી પટરાણી હતી તેના પુત્રનુ નામ ગોપીચદ હતુ. મેનાવતી ધર્મિષ્ટ અને જ્ઞાની હતી. પોતાના પતિની સેવા કરી તેમની પ્રીતિ સપાદન કરવામા તેણે પોતાનું શ્રેય માન્યું હતું તેના ધાર્મિક વર્તનના સસ્કારો તેના પુત્રમા પણ પડયા હતા, તેમનો પતિ મરી જતા તે વિધવા થવાથી તેમનુ મન આ સસાર ઉપરથી ઉડી ગયુ હતું, આ શરીર, વૈભવ, ધન, સગા વિગેરે સર્વ નાશવત છે માટે તેમા મોહ રાખી ભરાઇ બેસવુ નહિ પણ એક ઇશ્વર જ સત્ય છે માટે તેમના ઉપર પ્રીતિ રાખી તેમનુ ભજન કિર્તન કરવુ એમ તે માનતી.

પતિ મરી ગયા પછી તે સુદર વસ્રો અને આભૂષણોનો ત્યાગ કરી સાદુ જીવન ગાળી પારલૌકિક માર્ગનો સાધવામા તત્પર રહેતી એવામા જાલધર નામના મહાન પવિત્ર યોગી ત્યા આવી ચઢયા, તેમની પવિત્રતા અને ઇશ્વરપરાયણતા જોઇ મહારાણી મેનાવતીએ તેમની પાસે ઉપદેશ લઇ ઇશ્વરભકિત કરવા માડી, જોગી જાલધર તેમને હમેશા કથાવાર્તા કહી જ્ઞાન આપતા, મેનાવતીએ યોગીને પોતાના રાજમહેલમા રાખી સેવા કરવા માડી તેથી તેમની પુત્રવધુએ રાજા ગોપીચદને પોતાની સાસુની વિરૂદ્ધ ભરવી કહ્યુ કે "વ્હાલા, સાસુજી પવિત્ર છે પણ આખો દિવસ ને રાત પેલા જોગી પાસે બેસી રહે છે, અને જોગીને પોતાના મહેલમા રાખ્યો છે માટે બહાર આપણી ખોટી નિદા થાય છે, સ્ત્રીની મતિ પાનીયે, વખતે શુ છે ક શુ, તો આપણુ નાક કપાઇ જશે,' આવી રીતે તેણે ગોપીચદને ભરવ્યુ, ઘણી જગ્યાએ વહુઓ સાસુ વિરુદ્ધ પોતાના પતિને આ પ્રમાણે ભરવી નાહક કલેશ કરાવે છે, ગોપીચંદે સ્ત્રીની હકીકત ખરી માની, તે પોતાની માને તો કાઇ કરી શકયો નહિ પણ યોગી જાલધરને મારી નાખવાનો નિશ્ચય કર્યો,

એક દિવસે જાલંધરે સમાધિ ચઢાવી હતી તે વેળાએ ગોપીચદે ત્યા આવી તેને પકડી અધારા કુવામા નખાવી દેઇ ઉપરથી કચરો નખાવી કુવો પૂરી દીધો, મેનાવતીને આ વાતની ખબર ન પડી, તેણે આવી જોયું તો ગુરુ ન દીઠા તેથી ઘણું કલ્પાંત કરી અન્નનો ત્યાગ કરી દૂધ ઉપર રહેવા લાગી, એક વખતે ગોપીચદનો જન્મ દિવસ આવ્યો તેથી તે દિવસે તેના રાજ્યમાં આનંદ ઉત્સવ મનાયો, ગોપીચદને પાટલે બેસાડી તેની રાણીઓ સ્નાન કરાવતી હતી, તે વખતે તેની મા મેનાવતીને એવો વિચાર આવ્યો કે. આ પુત્રનું શરીર કેવુ રૂપાળુ ગૌરવર્ણનુ છે, તેને રાણીઓ કેવા હેતથી સ્નાન કરાવે છે છતા પણ તે શરીર નાશવત છે, જેમ તેના પિતા પિતામહ અને પૂર્વજોના શરીરો નાશ પામ્યા તેમ આ પુત્રના શરીરની પણ તેવી જ દશા થવાની, નાશવત શરીર ઉપર આટલો બધો મોહ અને મમતા, અરે ભગવાન !' આમ વિચાર કરતી તે રડવા લાગી તે જોઇ ગોપીચદે પુછ્યુ કે "માજી આજે જ્યારે આખા રાજ્યમા આનદોત્સવ થઇ રહ્યો છે ત્યારે તમે કેમ રડવા માંડ્યું છે ?

આ સાભળી મેનાવતીએ કહ્યુ "બેટા, મને એજ રડવુ આવે છે કે. આ સંસાર તો નાશવત છે, શરીર, ધન, વૈભવ કાળે કરીને નાશ થવાનુ જ છે, તેના ઉપર મમતા રાખી માણસ બધાઇ જાય છે અને મનુષ્ય શરીરને એળે ગુમાવી દે છે, માટે આ સુંદર શરીરને મેળવી તેમા મમત્વ ન રાખતા ઇશ્વરોપાસના કરી તે શરીરને સાર્થક કરવુ એજ કલ્યાણકર છે એ વિચાર આવતાં મને આંસુ આવી ગયા." આ સાંભળી ગોપીચંદને ઘણુજ આશ્ચર્ય થયુ. તેને લાગ્યું કે માજી કહે છે તે સત્ય છે, આ રાજપાટ, શરીર, સંસાર સર્વ નાશવત છે, તે શરીરવડે ઇશ્વરનો સાક્ષાત્કાર કરી લેવા યત્ન કરવો એજ સાર્થક છે. ખરે, મારા માજી પવિત્ર છે. નાહક રાણીઓએ મને ખોટુ ભરવી મહાત્માનો નાશ કરાવ્યો, આ વિચાર આવતા તે ક્યા બેઠો છે અને શુ કરે છે તેનુ ભાન ભુલી ગયો. તેણે રાણીઓને દુર કરી એકદમ ઉભા થઇ પોતાની માને પગે પડયો અને બોલ્યો કે: 'માજી, તમે મને બચાવ્યો, આ શરીરવડે મારો ઉદ્ધાર શી રીતે કરવો તે હવે આપજ બતાવો.'

મેનાવતી—"બેટા, જો મારા ગુરૂ જાલંધર હોત તો તે તને તેનો માર્ગ બતાવી શકત, મારૂં શું ગજુ ?"

આ સાંભળી ગોપીચંદને કરેલા અપરાધ માટે ઘણોજ પસ્તાવો થયો તે પછીથી તેનું મન સંસાર ઉપરથી ઉઠી ગયું. ઇશ્વરભજનમાં ઘણો વખત ગાળવા લાગ્યો. એક વખતે ગુરૂ જાલંધરનો શિષ્ય પોતાના ગુરુ પાસે આવ્યો પણ ગુરૂ દીઠા નહી તેથી તેણે સમાધિ ચઢાવી જોયું તો ગુરૂને કુવામાં જોયા, તેથી તેણે રાજા ગોપીચંદને ઘણોજ ઠપકો આપ્યો મેનાવતી એ જાણી ઘણી જ દીલગીર થઈ પછી ગુરૂને કુવામાંથી બહાર કાઢ્યા. ગુરૂ હજુ સમાધિમાં જ હતા, તે બહાર આવી જાગ્રત થયા એટલે મેનાવતીએ પગે લાગી પુત્રના અપરાધની ક્ષમા માગી, ગોપીચંદ પણ માફ માગવા લાગ્યો ગુરૂ સત્વગુણી હતા તેથી ગોપીચંદને શાપ ન આપતા ક્ષમા આપી, પછી ગોપીચંદે તેમની પાસેથી ઉપદેશ લીધો

કેટલાક દિવસ જતા ગોપીચંદને તીવ્ર વૈરાગ્ય ઉત્પન્ન થયો, તેની રાજપાટ, સગા સબધી વિગેરે ઉપરથી પ્રીતિ ઉઠી ગઇ, તેણે વનમા જઇ તપ કરવા માટે ગુરુ જાલંધર પાસે આજ્ઞા માગી, ગુરૂએ કહ્યું' "ભાઇ, રાજપાટ, સુખ વૈભવ છોડી વનમા રહેવુ એ ઘણું કઠણુ છે. માટે રાજ્ય ભોગવવા છતા તેના ઉપરની મમત્વબુદ્ધિનો ત્યાગ કરી ઇશ્વરોપાસના કર પણ ગોપીચંદનુ મન હવે સસાર ઉપરથી બીલકુલ ઉઠી ગયુ હતું તેથી તેણે વનમા જવાની જ પ્રાર્થના કરી, જેથી ગુરુએ તેને સન્યસ્ત દીક્ષા આપી, પછી તે સર્વ આભુષણો અને રાજ્યવૈભવ છોડી ભગવી કંથા ધારી, હાથમા કમડળ ઝાલી રાણીઓ પાસે 'અલ્લક' કહી ભિક્ષા માગવા ગયો

રાણીઓ એ દમ પોતાના પતિને સન્યાસી થએલે જોઇ રડવા લાગી, તેમણે તેને સસારમા રહેવા ઘણુ સમજાવ્યો પણ તેણે ન માન્યુ અને આ સંસાર નાશવત છે, એક ઇશ્વર જ સત્ય અને નિત્ય છે માટે તેનો સાક્ષાત્કાર કરવા ઇશ્વરભજન કરવુ એજ મનુષ્યનુ ખરૂં કર્તવ્ય છે, એવો તેણે રાણીઓ વિગેરેને ઉપદેશ આપ્યો, પછી તે ગુરૂની આજ્ઞા લઇ વનમાં જઇ તપ કરવા લાગ્યો.

આવી રીતે આ પરમ સાધ્વિ માતાએ પોતાનું કલ્યાણ સાધ્યુ અને પોતાના પુત્રને પણ ઇશ્વરભકિત કરાવી, મહાન યોગી બનાવવા યત્ન કર્યો આજે પણ તેના સબંધમા લોકો ગાય છે કે

જનની જીવો રે ગોપીચદની જેણે પુત્રને પ્રેર્યો વનવાસજી,
ઉપદેશ આપ્યો એણીપેરે, લાગ્યો મસારીડો આગજી, જનની.

આ પ્રમાણે ગોપીચદ રાજાની માતા મેનાવતીએ પોતાના પુત્રને આ સસાર અસાર છે એવો ઉપદેશ આપી પોતાના પરમ કર્તવ્યને બતાવી આપ્યુ, જે સ્ત્રીઓ પોતે ઇશ્વરપરાયણ રહી પ્રજાને ઇશ્વર પરાયણ કરવા યત્ન આદરે છે તેજ ખરી ભાગ્યશાળી છે

---

# દેવી અઘોરકામિની

દેવી અઘોર કામિનીનો જન્મ બગાળામા આવેના ટાકી નામના ગામમાં એક કાયસ્થને ત્યા થયો હતો તે નાનપણથી દયાળુ હતી, તેનુ લગ્ન બાબુ પ્રકાશચદ્ર સાથે થયુ હતુ, કામિની નાનપણમા અભણ હતી તેથી પ્રકાશચન્દ્રે તેને ભણાવવા માંડ્યુ, પણ તેનુ કુટુબ મોટુ હતુ, માબાપ, ભાઇ, બેન વિગેરેની શરમથી માત્ર રાત્રે જ પતિ પત્નીનો મેળાપ થતો, એટલે રાત્રે થોડો વખત કાઢી પ્રકાશચન્દ્ર તેને શીખવતો, કામિની સત્સંસ્કારી હતી તે માત્ર સાદો પોષાક જ પહેરતી પ્રકાશચન્દ બ્રાહ્મધર્મી હેવાથી કામિનીએ પણ બ્રાહ્મધર્મનો સ્વીકાર કર્યો હતો

પ્રકાશચન્દ્રને સારી માનવાળી નોકરી હતી પગાર પણ સારો મળતો, તેણે પોતાની પત્ની કામિનીને કેળવી પોતાના વિચારને અનુકુળ બનાવી હતી, તે બને દયાળુ હતાં નીરાધાર બાળકોને પોતાને ત્યા રાખી વિદ્યાભ્યાસ કરાવવાથી ઘણુ પુણ્ય થાય છે એમ માનતા અને સ્ત્રીપુરૂષો પરોપકારાર્થે ઘણુ દ્રવ્ય ખર્ચતા, ઘણા દુ:ખી દરિદ્રીને અન્નવસ્ત્ર આપતાં.

તેમણે નાની છોકરીઓને સુધારવા માટે બાકીપુરમા એક કન્યાશાળાની વ્યવસ્થા જાતે કરવા માડી તેમણે પતી પાસે થોડુ ઘણું લખી વાચી શકાય તેટલો અભ્યાસ કરી ટ્રેનીંગ કોલેજમાં પાચ વર્ષ અભ્યાસ કર્યો હતો, તેઓ પોતાના પતીના પગારનો ઘણો ભાગ પરોપકારમા ખર્ચતાં

તેમણે સ્ત્રીઓને સુધારવાનો ઘણો પ્રયત્ન કર્યો હતો, સાથે સાથે તેમને ધર્મ અને નીતીનું જ્ઞાન આપવા ઉપદેશ આપતાં, તેમનો સ્નેહાળ સ્વભાવ અને ગરીબો ઉપરની પ્રીતીથી લોકોમા તે દેવીતુલ્ય ગણાતા,

ઘણા દરદીઓને ઘેર જઇ તેમની ચાકરી કરતા, પરોપકારાર્થે અને દુઃખીયોને મદદ કરવા ઘણો શ્રમ લેતા તે પતીની સેવા કરતા અને પતી આજ્ઞાનું પાલન કરી તેમની પ્રીતી સપાદન કરી હતી, ઘરમા સર્વ સાથે સંપીને રહેતાં, તેમનુ ઘર આનદના સ્થાનરૂપ હતુ, આ પ્રમાણે આ સતીએ ઇશ્વરપરાયણ જીવન ગાળી અનેકને સુખી કર્યા હતા

---

# બેહુલા

બેહુલા એ બંગાળામાં આવેલા નીકની નગરના માયન નામના વેપારીની પુત્રી હતી. નાનપણમાથી તેને તેનાં માબાપે ધર્મ અને નીતીનુ શિક્ષણ આપી ઉછેરી હતી, તે શાત, ઉત્સાહી, ધર્મિષ્ટ અને ધૈર્યવાળી હતી તેનું શરીર ઘણું રૂપાળુ હતુ. તેને ચંપકનગરના ચાંદ વેપારીના પુત્ર નખીન્દર સાથે પરણાવી હતી તે પતીવ્રતા હતી, પરણીને સાસરે આવ્યા પછી સાસુ સસરાનાં મન તેણે પોતાના નમ્ર સ્વભાવથી જીતી લીધા હતા, પતીના ઉપર અત્યત પ્રીતી રાખીને તેની સેવાભક્તિ કરતી હતી, બંને હમેશા એક બીજાને અનુકુળ રહી આનદમા રહેતા, પતીના ઉપર તેની અત્યત પ્રીતી હતી

એક વખતે રાત્રે તેના પતીને સાપ કરડયો, તેથી તેને ઝેર ચઢવાથી બેશુદ્ધ થઇ મરણવત પડયો, ઘણા ઉપાય કર્યા પણ ઝેર ઉતર્યું નહી, આ જોઇ બેહુલાએ ઘણી રડકકળ કરવા માડી, થોડીવારે તેને વિચાર આવ્યો કે પતી વગરનુ જીવતર શુ કામનું ?

સતી સાવિત્રીએ પોતાના પતિ સત્યવાનને જીવતો કર્યો હતો તો હું કેમ ન કરી શકુ ? તે ન જીવે તો પછી મારે જીવીને પણ શુ કરવુ એવા વિચારથી તેણે એક હોડી વેચાતી લઇ તેમા પતિને લઇ તે બેઠી અને નદીમાં હોડીને ચલાવવા માડી. તેના મનમા પતિને જીવતા કરવાનોજ વિચાર હતો.

તે જાણતી કે: સાપ કરડયા પછી પણ ૩।। દિવસ સુધી માણસનો જીવ જતો નથી. તેનાં સાસુસસરાએ તેમ કરવા તેને ના કહ્યું પણ તેણે પતિનું જીવન ઉગારવાના વિચારમાં કશા ઉપર ધ્યાન આપ્યું નહિ.

નદીના પ્રવાહમા હોડી તણાવા લાગી. તેણે સર્વ સગાવ્હાલાને કહ્યું કે. ઇશ્વરની મરજી હશે તો પાછી આવીશ. હાલ ચિંતા કરવી નકામી છે. એમ કહી હોડીના વેગ સાથે તે અદૃશ્ય થઈ ગઈ. અન્નપાણીનો ત્યાગ કરી માત્ર પતિનો જીવ બચાવવાની જ ઇશ્વરને પ્રાર્થના કરતી જવા લાગી. હોડી તણાઇ ઘણે દૂર એક નાના ઘાટ આગળ અટકી, ત્યા એક ખારવો હતો, તેણે આ રૂપવતી સ્રીને એકલી જોઇ હોડી પકડીને બાધી દીધી. તેણે તેને પોતાની સ્રી થવા લલચાવી અને કહ્યું કે આ મરેલા માણસને લઇ શા માટે કલ્પિત કરે છે. મારે ત્યાં ચાલ હું તને સુખ આપીશ. મારે પૈસાટકાની ખોટ નથી, માટે ચાલ, વાર લગાડ નહિ ! આ સાભળી બેહુલાએ હિમત લાવી કહ્યુ "ભાઇ, હુ પતિવ્રતા છુ પરપુરુષની લાલચથી ભ્રષ્ટ થઉ એવી નથી, માટે મારા આગળ એવુ બોલશો નહિ. મને ધનની કે સુખની પરવા નથી. જો તમે મને હેરાન કરશો તો હું બે દિવસ માંડી મરતી હઇશ તે આજેજ મરીશ પણ તમારી ઇચ્છા સિદ્ધ નહિજ થાય"

આ સાભળી ખારવે જાણ્યુ કે આ કાઇ માને તેવી નથી, ભલે જાય, એમ જાણી તેને જવા દીધી આ પછી હોડી પાણીમા તણાવા લાગી, જ્યા જ્યાં કિનારો આવે ત્યા લોકોને પૂછતી કે આ ગામમા કોઇ સાપને ઉતારનાર છે? પણ કોઇ તેના સવાલનો જવાબ આપતુ નહિ આગળ જતા એક કિનારા ઉપરથી એક વૈદે કહ્યું કે હા, હુ દવા આપીશ તેથી તે માણસ જીવતો થશે ને ઝેર ઉતરશે પણ તમારે મારે ઘેર બેચાર દિવસ આવીને રહેવુ પડશે બેહુલાએ કહ્યું કે. હું હોડીમાંથી ઉતરી તમારે ઘેર તો આવુ નહિ જો તમને દયા આવતી હોય તો અહિ દવા કરો. વૈદ્યે કહ્યું તેમ નહિ બને, આજુબાજુ કોઇ ન હોવ થી વૈદ્યની દાનત ભ્રષ્ટ થઇ અને તે હોડીને પકડવા જળમાં પડયો આ જોઇ સતીએ રડવા માંડયુ તેથી કેટલાક માણસો કિનારે આવી પહોંચ્યા અને વૈદ્યને વાર્યો, આ રીતે સતીનુ રક્ષણ થયુ

હોડી તણાતા તણાતા પ્રયાગના કિનારા ઉપર આવી. ત્યા એક ધોબણ કપડાં ધોતી હતી તેને બેહુલાએ કોઇ સાપ ઉતારનાર છે ? એમ પૂછ્યું, તે ધોબણને તેના ઉપર દયા આવી તેથી તેણે કહ્યું કે બાઇ, તમે ગભરાશો નહિ મારો શેઠ સાપના ઝેરની દવા જાણે છે તેથી ઝેર ઉતરી જશે, હું હમણાં જ બોલાવી લાવું છુ આમ કહી તરત શહેરમા જઇ પોતાના શેઠ પાસેથી દવા લાવી. તે નખિન્દરને ડખ ઉપર ચોપડી અને થોડી પાઇ, તેથી તેનું ઝેર ઉતર્યું પતિ જીવતો થયો તેથી બેહુલાના આનદનો પાર રહ્યો નહિ નખિન્દર પણ પોતાના પ્રાણ બચાવનાર પોતાની સ્ત્રીને ધન્યવાદ આપવા લાગ્યો બને જણ પેલી ધોબણનો ઉપકાર માનવા લાગ્યાં.

બીજે દિવસે બેહુલા અને નખિન્દર નૌકામા બેસી ઘેર ગયા, ત્યા સર્વે નખિન્દરને જીવતો થયેલો જાણી સવ હર્ષ પામ્યા. બધા બેહુલાના વખાણ કરવા લાગ્યા આ પ્રમાણે બેહુલાએ પોતાના પતિના જીવને બચાવવા માટે ઘણું સકટ વેઠયુ પણ તે બચ્યો. ત્યારેજ ઝપી પતિને માટે આટલું સંકટ વેઠનાર સતીને જેટલો ધન્યવાદ આપીએ તેટલો ઓછો છે આટલેથી હવે બંધ રાખીશુ બીજી કથા કાલે શરૂ કરીશુ એમ કહી ચદ્રકાન્તાએ કથા બધ કરી,

---







## પ્રકરણ ૧૮ મું.

### સ્ત્રીઓ એ પતિની અર્ધાંગના છે

બીજે દિવસે સર્વ સ્ત્રીઓ ચન્દ્રકાંતાને ત્યા એકઠી મળી તે સર્વને આવેલી જોઈ ચન્દ્રકાન્તાએ રોજની કથા આગળ ચલાવી,

જુઓ બ્હેનો, આપણે સ્ત્રીઓને કાંઈ ઓછુ માન નથી, સ્ત્રી એ તેના પતિના અર્ધા અગ રૂપ છે પુરૂષનુ અને સ્ત્રીનુ બનેનુ અંગ મળીને એક દમ્પતી રૂપ શરીર ગણાય છે આપણુ શરીરનો એક ભાગ ખોડખાંપણવાળો હોય તો જેમ આપણે શરમાવાનુ છે, આપણા શરીરમાં એક ભાગમા દરદ થતાં આપણને આખા શરીરે વેદના જણાય છે. તેમ પતિએ આપણા અંગરૂપ છે. પતિને દુઃખ દેવુ એ આપણે પોતાનુ જ બગાડીએ છીએ પતિના સુખમાં જ આપણુ સુખ છે.

પતિને કોઇવાર આપણા વિચારો અનુકુળ ન જણાય તો આપણે તેમની સાથે મતભેદ પાડી વિખવાદ વધારવો નહિ પણ તેમની આજ્ઞાને અનુસરવુ પતિની આજ્ઞા પાળવી એ આપણો ધર્મ છે પતિ ખોટે રસ્તે ચાલનાર હોય તો તેને આપણે પ્રીતિથી સન્માર્ગે સ્થાપવો જોઇએ આપણે કદાપિ પણ પતિને દુઃખ થાય તેવુ કૃત્ય કરવુ નહિ. પતિ અને પત્ની એ આ સસાર રથના બે ચક્ર ( પૈડાં ) રૂપ છે. રથ જેમ એક પરડું ભાગેલુ હોય છે તો ચાલી શકતો નથી, તેમ પતિપત્ની એ બને જો વિરૂદ્ધ વિચારનાં હોય છે તો તેમનો સંસાર દુ:ખરૂપ નીવડે છે. પણ જો તે સરખે

સરખા વિચારનાં, એક બીજાને અનુકુળ રહેનારા અને એક બીજાને રાજી રાખનારા હોય છે તો આ સંસારને તરી જતા વાર લાગતી નથી.

આપણે આટલા દિવસથી સ્ત્રીજીવન મહાત્મ્યનું કથન કરીએ છીએ તેમા જે સ્ત્રીઓ પોતાના પતિના વિચારને અનુસરી પતિ સેવામા આનંદ માનનારી હતી તેજ સુખી થયેલી જોઇએ છીએ. સુખ સર્વને ગમે છે આનંદમા રહેવુ હોય તો જરૂર આપણે આપણા પતિની મરજીને અનુસરતા શીખવુ જોઇએ સતી સ્ત્રી કદાપી પણ પતિથી સ્વતંત્ર થવા ઇચ્છતી નથી, પતિ વગર તેને ચેન પડતુ નથી, પતિ સાથે કદી પણ ઉંચે સાદે બોલતી નથી, પતિની આગળ કોઇ પણ વખતે કોઇ પણ વસ્તુની હઠ કરતી નથી જેમ પતિની મરજી તેમ સતીની મરજી હોય છે. પૂર્વે પણ સંત સ્ત્રીઓએ પતિની મરજી સંપાદન કરીને જ સુખ મેળવ્યુ છે વળી નીચેનુ પતિસ્તોત્ર દરેક સ્ત્રીએ મનન કરવા જેવું છે

---

સ્ત્રીઓએ મનન કરવા યોગ્ય આ પતિ સ્તોત્ર
દરેક સ્ત્રીએ શીખવું જોઇએ.

# પતિસ્તોત્ર

नमः कान्ताय भर्त्रे च शिवचन्द्र स्वरुपिणे ।
नमः शान्ताय दान्ताय सर्व देवाश्रयाय च ॥

શિવ અને ચન્દ્રસ્વરૂપ કાન્ત ભર્તાર ને નમસ્કાર છે. શાન્ત દાન્ત અને સર્વ દેવના આશ્રય રૂપ પતિને નમસ્કાર

नमो ब्रह्मस्वरुपाय सती प्राण पराय च ।
नमस्याय च पूज्याय हृदाधाराय ते नमः ॥

બ્રહ્મરૂપ, સતીના પર પ્રાણ રૂપ, નમસ્કાર કરવા યોગ્ય પૂજ્ય અને હૃદયના આધાર તમને નમસ્કાર છે.

पंच प्राणाधि देवाय चक्षुषस्तारकाय च ।
ज्ञाना धाराय पत्नीनां परमानन्द दायिने ।

પાંચ પ્રાણના અધિદેવ, આંખની કીકીરૂપ, જ્ઞાનના આધારરૂપ અને પત્નીને પરમ આનંદ આપનાર પતિને નમસ્કાર કરૂં છું

पति र्ब्रह्मा पति र्विष्णु पतिर्देव महेश्वरः ।
पतिश्च निर्गुणा धारो ब्रह्मरुपो नमोस्तुते ॥

પતિ જ બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર છે એ જ નિર્ગુણ આધાર અને બ્રહ્મરૂપ છે તેને નમસ્કાર કરૂં છું

क्षमस्व भगवन् दोषं ज्ञानाज्ञान कृतञ्चयत् ।
पत्नीबन्धो दयासिन्धो दासी दोषं क्षमस्वच ॥

હે ભગવાન જાણે અજાણે કરેલા મારા અપરાધને ક્ષમા કરો,
હે પતિના પતિ, હે દયા સાગર, દાસીના દોષને ક્ષમા કરો. ૫

इदं स्तोत्रं महा पुण्यं सृष्टयादौ पद्मया कृतम् ।
सरस्वत्या च धरया गंगया च पुरातनम् ॥
सावित्र्याचकृतं पूर्व ब्रह्मणे चा पि नित्य शः ।
पार्वत्या च कृतं भक्त्या कैलासे शंकरायच ॥
मुनीनाञ्च सुराणाञ्च पत्नीभिश्च कृतं पुरा ।
पतिव्रताना सर्वासा स्तोत्रमेतच्छु भावहन् ।
इदं स्तोत्रं महापुण्यं या शृणोति पतिव्रता ।
नरो वापि च नारी वा लभते सर्व वांछितम् ॥
अपुत्रो लभते पुत्रं निर्धनो लभते धनम् ।
रोगी च मुच्यते रोगाद्बद्धो मुच्यते बन्धनात् ॥
पतिव्रता च स्तुत्वा च तीर्थ स्नान फलं लभेत् ।
इदं जत्वा सती भक्त्या भुङक्ते सा तदनुज्ञया ॥

આ સ્તોત્ર સૃષ્ટિના આરંભમાં પદ્માએ કરેલું. આ પુરાતન સ્તોત્ર સરસ્વતી, ધરા, અને ગંગા તેમજ સાવિત્રી પણ બ્રહ્માને ખુશી કરવા હમે-

માં બોલતા, શંકરને ખુશી કરવા પાર્વતી પણ કૈલાસમાં આ સ્તોત્રનો પાઠ કરતાં, તેમ દેવતાઓ અને મુનિઓની સ્ત્રીઓ પણ પહેલાં આ સ્તોત્રનો પાઠ કરતી.

આ સ્તોત્ર સર્વ પતિવ્રતાઓનુ શુભ કરનાર છે જે પતિવ્રતા આ સ્તોત્રનુ શ્રવણ કરે, અથવા જે નરનારી આનો પાઠ કરે તે સર્વ વાંછિત ફળને પામે છે. આ સ્તોત્રના પાઠથી અપુત્રને પુત્ર અને નિર્ધનને ધન મળે છે. રોગી રોગથી અને બંધિવાન બંધનથી મુક્ત થાય છે પતિવ્રતા આનો પાઠ કરવાથી તીર્થસ્થાનના ફળને પામે છે આ સ્તોત્ર જપીને ભક્તિથી પતિની આજ્ઞા લઇને પછી જમવુ

હવે બીજી પતિવ્રતા સ્ત્રીઓના જીવન શરૂ કરીએ છીએ તે ધ્યાન દઇ સાંભળો

---

# સુંદરબા

સતી સુંદરબા એ વલભીપુરની પાસે આવેલા રીવા ગામના રાજા કેસરીસિંહની પુત્રી હતી. તે નાનપણથી બુદ્ધિશાળી, સૌંદર્યવાળી, ચતુર અને મજબુત બાંધાની હતી, નાનપણમાં પણ તેને ઘોડા ઉપર બેસી ફરવાનો શોખ હતો તે હમેશા આનંદમા રહેતી તેનું લગ્ન વલભીપુરના કુંવર વીરસીંહ સાથે થયુ હતુ.

એક વખતે સુંદરબા બાગમા ફરવા ગઇ હતી તે વખતે વીરસિંહ શિકારે નીકળેલો ત્યા આવી વિસામો ખાવા બેઠો હતો, તેને જોઇ વૃક્ષ પાછળ છુપાઇ સુંદરબાએ તેની સખીઓને કહ્યુ કે —હે સખી! આ તો વીરસિંહ જણાય છે, તે મને પરમ પ્રેમમા રીઝવશે, અને જો આડો ચાલશે તો હું મારી બુદ્ધિબળ અને ચાતુર્યવડે તેને મારો પતિ બનાવી દઇશ," આ વાક્યો વિરસિંહના સાંભળવામા આવ્યા તે પછી તેણે તેની સાથે લગ્ન કર્યું હતુ.

સુંદરબાની પરીક્ષા કરવા સારૂ તેણે લગ્ન કર્યા પછી એક મહેલમાં રાખી અને તેને બિલકુલ બોલાવતો નહિ, તેથી સુંદરબાને ઘણો ખેદ થયો.

એક વખતે વીરસિંહ કુળદેવીનું પૂજન કરવા જવાનો હતો. તે વાત તેના જાણવામાં આવતાં તે પણ મ્યાનામાં બેસી દેવીના દર્શન કરવા ગઇ. ત્યાં વીરસિંહ ઉભો હતો તે વખતે તેણે દેવીને પોતાના ગળાનો હાર ચઢાવી પ્રાર્થના કરી કે હે દેવી, મારા પતિને સુખી અને આનંદી રાખો. " આ સાંભળતા વીરસિંહની દૃષ્ટિ તેના ઉપર પડી અને તેણે કહ્યું કે: " કેમ! પતિને તમારૂ પરાક્રમ બતાવ્યું કે ? " આ સાંભળી તેને બાગમાં ઉચ્ચારેલા શબ્દો યાદ આવ્યા તેણે પોતાના પતિને કહ્યું કે ' હ્હાલા સ્ત્રીઓ તો મુર્ખ છે, અમારા બોલ્યા સામે આપે જોવું નહિ "

આથી વિર્સિંહે કહ્યું કે " એમ તે બને, જ્યા સુધી તમારૂ બોલવું તમે પાળી નહિ બતાવો ત્યા સુધી તમારા ઉપર મારો સ્નેહ થવાનો નથી " આ સાંભળી સુંદરબા હસીને ત્યાંથી ચાલી ગઇ.

સતી સુંદરબાએ હવે પોતાનાં વચનો પાળી બતાવાનો નિશ્ચય કર્યો. તેણે પોતાના બાપને પત્ર લખ્યો કે એક રાજવંશી કચ્છ, અશ્વ, શસ્ત્ર અને એક રાજકુમારને વર્ષ સુધી ચાલે તેટલું ધન, તેમજ મારી જગ્યા સાચવે તેવી એક સુંદર વિશ્વાસુ દાસીને ગુપ્તપણે મોકલી આપો " તેના બાપે પત્ર વાંચી પુત્રીને માગેલી વસ્તુઓ શી રીતે મોકલવી તેનો વિચાર કરવા માંડ્યો છેવટે તેણે પોતાના ગામથી પુત્રીના મહેલ સુધી ભોંયરૂ ખોદાવી તેમાં થઇને પુત્રીએ માગેલી સર્વ વસ્તુઓ તેને મોકલી દીધી સુંદરબાએ દાસીને પોતાના લુગડા પહેરાવી સર્વ વાતે સમજાવી દીધી, અને કોઇ પણ એ વાત જાણે નહિ તેને માટે સાવધ કરી દીધી. પછી તેણે પુરુષનો વેષ લીધો અને ઘોડા ઉપર સ્વાર થઇ બહાર નીકળી

સુંદરબા પુરુષનો વેષ લઇ રત્નસિંહ એવું નામ રાખી વલ્લભીપુરના રાજ્યદરબારમાં ગઇ તેનું શરીર ગૌર, મજબુત બાંધાનું અને તેજસ્વી હતું તેને જોઇ કોઇ રાજકુવર હશે એમ ધારી રાજાએ માન આપી સમાચાર પુછ્યા, સુંદરબાએ કહ્યું. મારૂ નામ રત્નસિંહ છે હું મારા પિતાથી રીસાઇ નોકરી શોધવા આવ્યો છું મારા ગામનું નામ હું મારા પિતાના આજ્ઞા વગર જણાવી શકીશ નહી, હું આપના દરબારમાં રહીશ કોઇ જરૂરી કામ હોય ને કોઇથી ન બને તે મને સોંપવું. રાજાએ તેનું રૂપ, વાણી અને હિંમત જોઇ તેને પોતાના રાજ્યમાં રાખ્યો. કુંવર વીરસિંહ તો તેની સાથે

મિત્રતા રાખવા લાગ્યો. બંનેના આચાર, વિચાર અને સ્નેહથી વીરસિંહને તેના વગર એક ઘડીવાર પણ ચાલતું નહિ. આ પ્રમાણે સુંદરબા વેશ બદલી ત્યાં રહેવા લાગી.

એક વખતે ત્યા એક ગરૂડનો ત્રાસ થયો. તે રોજ એક માણસ ગામમાથી ઉપાડી જતો, આ ગરુડને મારે તેને મોટુ ઇનામ આપવાનું રાજાએ જાહેર કર્યું કોઇ પણ સરદાર ગરૂડને મારવાની હીમત કરી શકયો નહિ. છેવટે રત્નસિંહે તેને મારવાની પ્રતિજ્ઞા લીધી. પોતે એક મજબુત લોખંડનુ માણુસના આકારનું પોલુ પુતળુ બનાવ્યુ અને તેને આજુબાજુ તીક્ષ્ણ સોયા ઘાલીને ભાગોળે ગોઠવ્યુ, અંદર પેસવાનુ એક બીજુ બારણુ રાખ્યુ હતું, રાત પડતા તે પુતળુ ભાગોળે ગોઠવ્યુ અને બીકના માર્યા સર્વ માણુસો ઘરા વાસીને સુઇ ગયા, રત્નસિંહ સધ્યાકાળે ભાગોળે ગયો અને પુતળાની અંદર તરવાર લઇ છુપાઇ રહ્યો. વખત થયો એટને ગરૂડ આવ્યો, તેણે બીજા કોઇ માણુસને ન જોયુ તેથી પેલા પુતળાને માણુસ ધારી ઝડપ મારી, આખો તે પુતળામા રાખેલા ઝીણા સોયા ગરૂડની પાખોમા વાગતા તે ઘાયલ થયો, તે જોઇ રત્નસિંહે બહાર નીકળી તરવારથી તેનો અંત આણ્યો.

બીજે દિવસે ગરૂડ મરાયાની વાત જાણી રાજા અને પ્રજા સર્વ રત્નસિંહનો ઉપકાર માનવા લાગ્યા. અને તેની બહાદુરીના વખાણુ કરવા લાગ્યા, રાજાએ તેને મોટી જાગીરો અને શિરપાવ આપ્યા. એક વખતે વલ્લભીપુરના ભાયાતોએ બળવો ઉઠાવી રાજ્ય કબજે કર્યું અને કુવર વીરસિંહને પકડી એક પર્વત ઉપર ગુપ્તપણે કેદ રાખ્યો, રાજાને ઘેર આવતા આ વાતની ખબર પડી તેથી તે શહેરમાં ન આવી શકયો. રત્નસિંહ તેને રસ્તામા જ મળ્યો તેથી તેમણે સલાહ લેવા માંડી.

રત્નસિંહે કહ્યું રાજાજી, તમે ગભરાશો નહિ, વીરસિંહ જ્યા હશે ત્યાથી હું છોડાવી લાવીશ, તમે શીલા ગામમા રહો. હું વીરસિંહના શોધ કરી લાવીશ, પછી રાજા શીલા ગામે રહ્યા અને તેણે પોતાના બાપનું લશ્કર તૈયાર કરી તેમાના કેટલાક વીર સૈનિકોને લઇ વીરસિંહની શોધ કરવા લાગ્યો, તેને શોધતા શોધતા પહાડની એક ગુફામા વીરસિંહનો પત્તો

લાગ્યો. ત્યા જઇ ત્યા રાખેલા સૈનિકોને મારી વીરસિહને છોડાવીને તે શીલા ગામે આવ્યો. હવે શત્રુ પાસેથી રાજ્ય શી રીતે લેવુ તેનો તે વિચાર કરવા લાગ્યો, વીરસિંહે તેનો ઘણો ઉપકાર માન્યો અને વધુ સ્નેહ રાખવા લાગ્યો.

રત્નસિંહે કહ્યુ–શત્રુના હાથમા કિલ્લો છે માટે સામેથી યુદ્ધ કરવામા ફાવીશુ નહી, પણ એક ગુપ્ત માર્ગે શહેરમા જઇ પાછળથી હલ્લો કરવામા આવે તો ફાવીશુ, હવે તો હું તમને રાજ્ય પાછુ અપાવ્યા પછી મારા દેશમા જઇશ વીરસિહને તેણે કહ્યુ કે મિત્ર, તમે મારા ઉપર સ્નેહ રાખતા હો તો તમારી કટાર આપો! વીરસિંહે તેના ઉપર રાજી થઇ કટાર ભેટ આપી, આ પછી તે વીરસિંહ, રાજા તથા સૈન્યને લઇ કોઇ ગુપ્ત માર્ગે શહેરમા પ્રવેશ કરાવવા માટે તૈયાર થયો તેણે પોતાના બાપે જે ભોયરૂ બનાવ્યુ હતું તે ઉઘાડયુ અને તે રસ્તે થઇ સરદારબાના (તેના) મહેલમા થઇ સર્વ સૈન્યને શહેરમા દાખલ કરી શત્રુ ઉપર પાછળથી હુમલો કર્યો આ જોઇ શત્રુએ જીતવાનો આશા છોડી દઇ હથિઆર છોડી દીધા અને રાજાને રાજ્ય સોપી દઇ માફી માગી

આ ગરબડાટમા રત્નસિહના વેષધારી સરદારબા પોતાનો વેષ બદલી મહેલમા દાખલ થઇ ગઇ, વીરસિંહ તથા રાજા તેને શોધવા લાગ્યા પણ પત્તો ન મળ્યો સર્વ કોઇ તે દેવરૂપે આવેલો દેવદૂત હશે એમ માનવા લાગ્યા, વીરસિહે વિચાર કર્યો કે એ મારી પત્નિ સરદારબાના મહેલમા આવેલા ભોયરાના રસ્તાને શી રીતે જાણે? નક્કી કાઇ દગો હશે, હુ રાણીને બોલાવતો નહોતો તેથી તેણે કદાચ રત્નસિહ સાથે ગુપ્ત સબધ રાખ્યો હશે. તેને આવા વિચાર આવતા તે રત્નસિહ ઉપર ગુસ્સે થયો અને તરવાર લઇ સરદારબાના મહેલમા ગયો

રાણીને કહ્યુ રાડ, બતાવ રત્નસીહ કયા છે? હવેજ તારી બહાદુરી પકડાઇ છે રાણીએ કહ્યુ, છે શુ? તે તો કહો, તમારા ઉપર આટલો બધો ઉપકાર કરનાર ઉપર તમે ગુસ્સો કેમ કરો છો? આ સાભળી તે વધુ ગુસ્સે થયો અને કહ્યું કે બતાવ નહી તો હમણા તારૂં અને તેનું બન્નેનુ મોત છે! રાણી આ સાભળી હસવા લાગી અને કહ્યું. ઉભા રહો

બતાવુ એમ કહી ઓરડામા જઇ રત્નસિંહનો વેષ ધારી બહાર આવી, બોલી કે "અહો, મિત્ર, લ્યો આ તમારો કટાર હોય કે ?" તે જોઇ વીરસિંહને આશ્ચર્ય થયું અને રોષ મુકી પોતાના ઉપકાર કરનાર રત્નસિંહરૂપે પોતાની રાણી જ હતી તેની ખાત્રી થતા તેને આલિગન આપ્યુ

આ પછી વીરસિંહ પોતાની પત્ની સરદારબા ઉપર અત્યત પ્રીતિ રાખવા લાગ્યો, અને સરદારબાએ તેને જીતી લીધો એમ માનવા લાગ્યો સરદારબા પણ તેના ઉપર અત્યત પ્રીતી રાખી પતિભક્તિ કરવા લાગી. બન્ને દમ્પતી તે પછી એક બીજાને અનુકુળ રહી સુખ ભોગવવા લાગ્યા, આ પ્રમાણે આ સતી સ્ત્રીએ પોતાના પતિને વશ કરી તેની પ્રીતિ મેળવી લીધી

---

# લાલબા

---

લાલબા એ મેવાડના વિજયસિંહની પુત્રી હતી, તે રૂપાળી, હીંમતવાન, બુદ્ધિશાળી, નીતિવાન અને શૂરવીર હતી, તેને વિકાનેરના મહારાજા સાથે પરણાવી હતી તે પતિવ્રતા હતી. પોતાના પતિ ઉપર અત્યત સ્નેહ રાખી પતિસેવા કરતી તે વખતે દીલ્લીમા અકબર બાદશાહ રાજ્ય કરતો હતો

તે વખતે બાદશાહ તરફથી દીલ્હીમા દરમાસે નવરોઝનો મેળો ભરાતો હતો તેમા પોતાના તાબાના રજવાડાઓની રાણીઓને દીલ્હીમા આવવાનો હુકમ હો, અને જે રાજા પોતાની રાણીને ત્યાં ન મોકલતો તેના ઉપર બાદશાહ ગુસ્સે થતો આ મેળામાં સ્ત્રીઓ જ અનેક વસ્તુઓ વેચવા બેસતી. કોઇ પણ પુરૂષને તેમા જવાની સખ્ત મનાઇ હતી આ મેળામા લાલબા પણ પરણ્યા પછી એક વખતે ગઇ ત્યા સર્વ સ્ત્રીઓ સાથે ત તે મેળામા ફરતી હતી, ત્યા સધ્યાકાળ થતા એક ગલીમાં ગઇ, ત પોતાને ઉતારે જતી હતી તેવામા બાદશાહનો ભેટો થઇ ગયો અકબરે તેનું રૂપ જોઇ મોહવશ થઇ પોતાની દુષ્ટ ઇચ્છા પુરી પાડવાને આગ્રહ કર્યો લાલબા

પતિવ્રતા હતી તેથી પરપુરૂષ સાથે બોલવુ તે પણ તેને પાપમય લાગતુ છતા તેણે હીંમતથી બાદશાહને કહ્યુ કે "અરે ! બાદશાહ, આપે શું આવી અધમ ઇચ્છાને તૃપ્ત કરવા માટે આ મેળા ભરવાનો હુકમ રાખ્યો છે? હુ પતિવ્રતા છુ. તમારી ઇચ્છા મારાથી પુરી થઇ શકશે નહી. પરસ્ત્રી આગળ તમે આવા મોટા થઇને આવુ બોલતા શરમ આવતી નથી ?" આ સાંભળવા છતાં બાદશાહે કહ્યુઃ "રાણી જો તુ માનશે તો સુખી થશે, પણ નહિ માનુ તો મારે બળાત્કાર કરવો પડશે,' આમ કહી જેવો તેની પાસે જવા જાય છે ત્યાં લાલબાએ પોતાની ગુપ્ત કટાર કાઢી કહ્યુ કે "ખબરદાર, જો આગળ પગ મુકયો અને મને સ્પર્શ કર્યો તો આ કટારથી આતરડા ખેંચી કાઢીશ હુ રજપુતાણી છુ તમે બીજીને ગમે તેમ ફસાવી હશે પણ હુ તમને અહીંથી જીવતા છોડનાર નથી." આમ કહી કટાર લઇ મારવા ધસી.

બાદશાહે જાણ્યું કે નક્કી મોત આવ્યુ તેથી તેણે કહ્યુ "દેવી હુ તો તારી પરીક્ષા કરતો હતો, મને માફ કર." આમ કહેતો પગે પડયો અને શરમાઇ નીચું ઘાલી દીધુ. પછી લાલબાએ કહ્યુ 'બાદશાહ, જો તું આવો મેળો ફરી કોઇ વખતે ભરવો નહિ એવુ વચન આપુ, અને કદી કોઇ પણ સ્ત્રીની આબરૂમા હાથ ઘાલવો નહિ એવી પ્રતિજ્ઞા લે તો જવા દઉ, રાજાએ તેમ કરવાનુ તેને વચન આપ્યુ. પછી તે સિંહણના હાથમાથી જીવ લઇને નાઠો, અને લાલબા પોતાના દેશમા ગઇ

આ પ્રમાણે સતી સ્ત્રીઓ પોતાના પતિ વગર બીજા કોઇ પણ માણસથી ફસાતી નથી, લાલબા પછી પોતાના પતિની આજ્ઞામા રહી પતિ સેવા કરી પતિને રાજી રાખતી

---

# રૂપસુંદરી

રૂપસુદરી એ ગુજરાતના રાજા જયશિખરની રાણી હતી, તેનો જન્મ મુલતાનના રાજાને ત્યા થયો હતો. તે નીતિવાન, ઉદાર, દયાળુ અને ધૈર્ય-વાળી હતી, હમેશાં પતિસેવા કરી પતિને રીઝવતી પતિને તેણે પોતાના

પ્રેમથી જીતી લીધો હતો એક વખતે કલ્યાણીના રાજા ભુવડે ગુજરાત જીતવા માટે જયશિખરી ઉપર હુમલો કર્યો. તે વખતે જયશિખરીએ પોતાની સ્ત્રી રૂપસુંદરી ગર્ભવતી હોવાથી તેને રક્ષણ માટે તેના ભાઇ શુરપાળ સાથે વનમાં મોકલી દીધી હતી તેને એક ભીલડીના ઝુંપડામાં એકાંત જગ્યામા સોંપી શુરપાળ લડવા માટે પાછો ગયો, લડાઇમા જયશિખરી મરાયો અને રાજ્યપાટ ભુંવડે જીતી લીધુ

આથી રૂપસુંદરી વનમાં ભીલડીને ત્યા રહેવા લાગી પૂરા માસ થતા તેને પુત્રનો જન્મ થયો, તે વનમા જન્મ્યો માટે તેનુ નામ વનરાજ પાડયુ. વનરાજને તે ઝાડની ડાળીએ ઝોળી બાંધી સુવાડતી જે કુમારનો પિતા ગુજરાતના રાજપાટનો ધણી હતો તે અત્યારે વનમાં ભીલનાં છોકરા સાથે ઉછરી મોટો થવા લાગ્યો, જે સતીને રાજ્યપાટમાં એક કરતા હજાર દાસ દાસિયો સેવા કરનાર હતા તેને આજે વનમાં ભીલડીના આવાસમા રહી સંકટ વેઠવુ પડયુ. પણ રૂપસુંદરી પતિવિયોગે માત્ર પુત્રને મોટો થવાની આશા ઉપર જીવતી હતી.

એવામા એક જૈન સાધુ શીલગુણસુરી ત્યાં આવી ચઢયા તેને પવિત્ર હૃદયના સાધુ પુરૂષ જાણી રૂપસુંદરીએ પોતાની વાત કહી સંતાપી, તેથી તે ઘણા દુ:ખી થયા અને રૂપસુંદરીને પોતાની બેન ગણી પોતાના આશ્રમમા તેડી ગયા ત્યા તે પુત્રને ઉછેરી, રાજ્યપાટને યોગ્ય કેળવણી આપવા લાગી. કેટલેક વખતે શુરપાળ ત્યાં આવી ચઢયો તે પોતાની બેન અને ભાણેજને જોઇ ખુશી થયો કુંવર વનરાજ નાનપણથી જ શૂરવીર અને તેજસ્વી હતો તેણે પોતાના પિતાનુ વૈર લેવાની ઇચ્છા કરી અને મામા શુરપાળ સાથે તેણે ભુવડને જીતી રાજ્ય પાછુ લીધુ, અને અણહિલવાડ પાટણમાં પોતાની ગાદી સ્થાપન કરી

રૂપસુંદરીએ ભીલડી તથા પતિનો ઉપકાર માની પુષ્કળ ઇનામ આપ્યું પછી તે પુત્રની સાથે રહી રાજકાર્યમા ધ્યાન આપવા લાગી. અને પતિવિયોગે ઇશ્વરસ્મરણ કરતી કાળ વિતાવવા લાગી

# નાગદેવી

નાગદેવી એ જુનાગઢ પાસેના એક ગામમા રહેતા ચારણની પુત્રી હતી. તે નાનપણથી રૂપાળી, બુદ્ધિશાળી અને હિંમતવાળી હતી. તેને સુરભાસુર નામના ચારણ સાથે પરણાવી હતી, તે પતિવ્રતા હતી પતિના ઉપર અત્યત સ્નેહ રાખી પતિની આજ્ઞા અનુસાર ચાલતી. તે દેવીની ઉપાસક હતી. ઘણી કવિતાઓ તેણે રચેલી છે. તેના પુત્રની વહુ મીનબાઇ પણ ઘણી રૂપાળી અને ફુટડી હતી. તે વાત જાણી જુનાગઢનો રાજા રા માડળિક ઘણો મોહ પામ્યો. તેને જોવાને તેના ગામે ગયા ચારણોની રીત પ્રમાણે તેમની સ્ત્રીઓએ તેને કંકુ અક્ષતથી સત્કાર કરી ઓવારણાં લીધા. તે ફરતો ફરતો નાગબાઇને ત્યાં આવ્યો, તેનો સત્કાર કરવા મીનબાઇ આવી તેનુ રૂપ જોતાજ રાજા પોતાનુ ભાન ભુલી ગયો અને તેના ઉપર હાથ નાખવા ગયો.

રાજાની બુરી દાનત મીનબાઇ સમજી ગઇ, તેથી તે બુમ પાડી એકદમ ઘરમા પેસી ગઇ તે જોઇ નાગબાઇને ગુસ્સો ચઢયો અને તેણે કહ્યું: "હે રાજા, અમે તારી પ્રજા છીએ, તું પ્રજાપાલક પ્રજાનો બાપ થઇ તારી દીકરી જેવી મેના ઉપર કુબુદ્ધિ કરે છે તેથી તને ધિક્કાર છે હવે તારૂં બગડવાકાળ થયું છે હવે તારી ભાગ્યદેવી તારાથી છુટી તારા શત્રુ મુસલમાનના હાથમા જશે. આમ કહી નાગબાઇ પણ ઘરમા ગઇ

રામાડળિક આથી ઘણોજ શરમાઇ ગયો. સર્વ ફટફટ કરવા લાગ્યા છેવટે મહમદ બેગડાએ તેનું રાજ્ય જીતી લીધુ અને તેને મુસલમાન બનાવ્યો, તેને સતીનો શાપ લાગ્યો, આવી રીતે સતીના ઉપર કુદૃષ્ટિ કરવાથી વિનાશ થયો. સતી નાગબાઇ સતી હતી તેની પુત્રવધુ મેના પણ પતિવ્રતા હતી. હાલ પણ તેના ગામ દાતરણામાં નાગબાઇની દેવડી ને પાળીઓ છે, મોણીયા ગામમા દેવી તરીકે લોકો તેને પૂજે છે, તેની કવિતાઓ હજુ કાઠીયાવાડમાં ગવાય છે, આ પ્રમાણે જે ખરી સતી હોય છે તે દેવી જ સમજવી, તેનો બોલ મીથ્યા જતો નથી



# પ્રભા.

સતી પ્રભા એ ગનોરના રાજાની સ્ત્રી હતી તે રૂપાળી અને હિંમત બહાદુર હતી, તે યુવાન અને સૌંદર્યવાળી હોવાથી યવનરાજા તેના ઉપર મોહ પામ્યો હતો. તેણે ગનોરના રાજા ઉપર ચઢાઈ કરી, તેમાં પતિ સાથે સતી પ્રભા પણ યુદ્ધમા આવી હતી. લડાઇમા ઘણુ સૈન્ય મરાયુ, અને મુસલમાનોએ તેનુ રાજ્ય જીતી લીધુ.

સતી પોતાના કિલ્લામા ગઇ, પણ ત્યા મુસલમાન સૈન્ય આવી પહોચ્યું. રાણીનું રૂપ જોઇ મુસલમાન રાજાએ તેને કહેવરાવ્યુ કે ' જો તમે મારી સાથે લગન કરો તો હુ તમારૂ રાજ્ય પાછુ આપીશ. જો ખુશીથી હા પાડશો તો ઠીક, નહિ તો જબરાઇ વાપરવી પડશે. ' સતી પ્રભા પતિવ્રતા હતી, શુદ્ધ શીયળવ્રતનુ પાલન કરનાર હતી. તેથી હવે આ યવનના હાથમાંથી બચવાનો ઉપાય શોધવા લાગી. થોડીવારે તેને વિચાર સુઝી આવ્યો તેથી ખબર મોકલી કે મને બે કલાકની મુદત આપો, અને તે દરમીયાન હું તમને લગનનો જે પોષાક મોકલુ તે પહેરીને આવો તો પછી આપની મુરાદ પૂરી થશે, બાદશાહ તો ખુશખુશ થઇ ગયો, અને જાણ્યુ કે પ્રભા પોતાની બીબી થઇજ ગઈ.

સતીએ ઉત્તમ પોષાક ધારણ કર્યો અને પછી બાદશાહ માટે ઉત્તમ જરીનો પોષાક મોકલી કહેવરાવ્યુ કે આ પોષાક પહેરીને પધારો હું અંતઃપુરમા તમારી રાહ જોઇને બેઠી છુ. બાદશાહ તો ખુશી થતો થતો પોષાક પહેરીને ઝપાટાબંધ આવી પહોચ્યો, તેને પોતાના ખંડમા બેસાડી સત્કાર કર્યો. રાણીને પ્રત્યક્ષ જોઇ તેના આનંદનો પાર રહ્યો નહી સતીએ હુકમ કર્યો કે રાજ્યની અંદરનું તમામ યવન સૈન્ય કિલ્લા બહારના મેદાનમા જાય અને ત્યા અમે બંને આવીએ છીએ, થોડીવારે રાજાને દર્દ થયુ અને આંખે અંધારા આવતા ચકરી અને અમુઝણ થવા લાગી, તેણે કહ્યું કે " વ્હાલી, મને આમ કેમ થાય છે ? મારો જીવ ગભરાય છે, આમ કહેતાં તે સતીને બાથમા ઘાલવા દોડયો, સતીએ તેને ધક્કો મારી દૂર ખસેડ્યો અને કહ્યું કે. " દુષ્ટ, આજેજ તારો નાશ થવાનો છે, સતીને છછેડવાનુ ફળ ભોગવી મહા ધામમા સિધાવ.

હું પતિવ્રતા નારી છુ, પતિ વગર અન્ય પુરૂષને ઇચ્છનારી નથી, મેં મારા ધર્મની રક્ષા કરવાને માટે તને ઝેરી પોશાક મોકલ્યો હતો અને તેથી આજે તારો વિનાશ થશે, થોડીવારે યવનરાજ ચકરી ખાઇ નીચે પડયો અને મૃત્યુ પામ્યો, આ પ્રમાણે આ સતી રાજ્યનો કે કશાનો લોભ ન રાખતા પોતાના શિયળને સાચવી નામ અમર કરી ગઇ છે.

# વિદુલા.

વિદુલા એ મારવાડમા આવેલા એક રાજા સૈવીરની સ્ત્રી હતી. તે પતિવ્રતા હતી પતિને પ્રાણથી પણ અધિક ગણતી શુરવીર હતી. વિદુલાને એક પુત્ર થયો તેનુ નામ સજય હતુ ને નાની ઉમરનો હતો તે વખતે તેનો બાપ મરી જવાથી વિદુલા વિધવા થઇ હતી. પુત્ર નાની ઉમ્મરનો હોવાથી રાજ્યકારભાર વિદ્લા ચલાવતી હતી. સજયનો જીવ રાજ્ય હાથમા આવ્યા પછી ભોગવિલાસી થઇ ગયો હતો તે રાજ્યકારભારમા લક્ષ ન આપતો આખો દિવસ વિલાસ ભોગવવામા ગાળતો.

રાજ્યની અવ્યવસ્થા થઇ જવાથી સિંધુ દેશનો રાજા ચઢી આવ્યો જેથી વિદુલાએ પુત્રને તેની સાથે બહાદુરીથી યુદ્ધ કરવા માટે પાણી ચઢાવ્યુ, તેણે કહ્યું: " જો તુ યુદ્ધ કરી શત્રુને હરાવીશ નહી તો આ રાજ્ય પણ જશે અને નામને કલક લાગશે, માટે ક્ષત્રિય થઇ રણમા ઝઝુમી નામ રાખવું એજ તારે માટે હવે ઉપાય છે આવી રીતે માનો ઉપદેશ સભળી સજય લડાઇ કરવા તો ગયો પણ દૂશ્મનનો માર ગ્ખતા તે કાયર થઈ નાસી આવ્યો. તેથી તેનુ સૈન્ય નાસાનાસ કરવા લાગ્યુ, આ જોઇ તેની મા વિદુલાએ તેની પાસે આવી કહ્યુ કે " હે પુત્ર ! આમ રણમાથી નાસી આવી તે આપણુ કુળ કુમાડયુ છે, આજે તુ રાજા છે પણ કાલે ભિખારી બની જઇશ દુશ્મન તારૂ રાજ્ય જીતી લેશે, આપણી સ્ત્રીઓની લાજ લેશે, આપણી મિલ્કત લુટી લઇ રાજી થશે, તે શુ તુ ક્ષત્રિય થઇ જોઇ શકીશ મરવુ એકવાર છે પણ ક્ષત્રિય થઈ આમ બીકણુ કેમ બની ગયો. જા, ઝટ જા, અને દુશ્મન સાથ યુદ્ધ કરવામા પાછી પાની ન કરતા ગમે

તો મરજે કે મારીને ઘેર આવજે, ક્ષત્રિયને બીક શી ? જો તું હિંમત રાખીને નિર્ભયપણે યુદ્ધ કરીશ તો જરૂર તારો વિજય થશે ' આમ કહી તેણે પોતાના પુત્રને કર્તવ્યનું ભાન કરાવ્યું.

પોતાની માનાં આવાં વચન સાભળી તેને પાણી ચઢયુ અને તરત તૈયાર થઇ રણમા ગયો, તેને આવેલો જોઇ તેનુ સૈન્ય પણ હિંમત અને શૌર્યથી લડવા લાગ્યુ આ વખતે સજય મરણીગો થઇને આવ્યો હતો. તેથી પુર જોશથી સામા શત્રુનાં માણુસો કાપવા લાગ્યો. આ જોઇ શત્રુ બ્હી ગયો અને પોતાના સૈન્યને લઇ નાસી ગયો, અને સજયની જીત થઇ.

આ પ્રમાણે આ વીર માતાએ પોતાના પુત્રને ક્ષત્રીયને છાજે તેવા વચનો સભળાવી યુદ્ધ કરવા ઉશ્કેર્યો અને રાજ્યને બચાવ્યુ. આ પછી માતાના ઉપદેશથી પુત્ર સજયે આળસનો અને ભોગવિલાસનો ત્યાગ કરી, હિમતથી પોતાનુ રાજ્ય ચલાવ્યુ માતા આ પ્રમાણે પોતાના પુત્રને હિ-મતવાન અને કાર્યકુશળ બનાવી શકે છે વિંદુલાએ રાજ્ય ઉપર દેખરેખ રાખવામા, પુત્રને ઉપદેશ આપી સુધારવામા અને ઇશ્વરભજન કરી આ-યુષ્યને ગાળ્યું હતું

---

# ચન્દ્રકાન્તા

ઇ૦ સ૦ ૧૭૮૦ માં કાશીમાં ચૈયતસિહ રાજ્ય કરતો હતો ત્યાના દેવશર્મા નામના પડિતની પુત્રીનુ નામ ચન્દ્રકાન્તા હતુ ચન્દ્રકાન્તાને નાન-પણમા શાસ્ત્રનુ અધ્યયન કરાવી હોશીયાર કરી હતી, તેને વૈદકનો પણ અભ્યાસ કરાવ્યો હતો, નાનપણથી જ તે સૌંદર્યવાળી, પ્રેમાળ અને હસ-મુખી હતી તેને કૃષ્ણુશાસ્ત્રીના પુત્ર બાળાશાસ્ત્રી સાથે પરણાવી હતી, બાળા-શાસ્ત્રી વિદ્વાન હતો, ચન્દ્રકાન્તા જેવી સુશીલ, રૂપવાન અને વિદ્વાન પત્ની મળવાથી તેને આનદ થયો, ચન્દ્રકાન્તા પોતાના પતિની પ્રીતિ મેળવી તેમને સુખી અને આનદી રાખવા માટે યત્ન કરતી

ચન્દ્રકાન્તાએ નાનપણુમા વૈદકનો અભ્યાસ કર્યો હતો. એટલે અહિં આવીને તેણે સ્ત્રીઓનું વૈદુ કરવા માંડયુ. તેનો પતિ તેના ઉપર ઘણો જ પ્રેમ રાખી તેની મરજી સાચવતો, બંનેમા પરસ્પર દૈવી પ્રેમ હતો, એક

બીજાને ક્ષણવાર પણ વિયોગ થાય તો અત્યંત કષ્ટ થતું, તે વખતે કલકત્તામા વૉરનં હેસ્ટીંગ્સ ગવર્નર જનરલ હતો. તેણે કાશીના રાજા ચૈયતસિંહ પાસે ખડણીના રૂપીઆ બાવીસ લાખ એકદમ મંગાવ્યા, તે ન ભરી શકવાથી તે કાશીમા આવ્યો, રાજાના ઉપર પ્રજાની ઘણીજ પ્રીતિ હતી, તેણે રાજા ચૈયતસિંહને તે અગ્રેજ સરકારના દુશ્મનો સાથે પત્ર વ્યવહાર કરે છે એવુ આળ મુકી ગાદી ઉપરથી ઉઠાડી મુકી કેદ કર્યો અને તેના ભાણેજને ગાદી આપી, આથી કાશીની રૈયતે બળવો કર્યો. આ બળવામાં ગુન્હેગાર તરીકે બાળાશાસ્ત્રી પણ કેદ પકડાયો,

આ વખતે ગગા ગોવિંદસિંહ કરીને કપનીનો અમલદાર હતો તે રૈયત ઉપર ઘણો જુલમ કરતો, તેણે બાળાશાસ્ત્રીની જાગીર લઇ લીધી અને મિલ્કત લુટાવી દીધી, જેથી બાળાશાસ્ત્રીના માબાપ દુખી હાલતમાં આવી પડયા, બાળાશાસ્ત્રીને કેદ કરવાથી સતી ચદ્રકાન્તાના દુખનો પાર રહ્યો નહિ તે દિવસથી તેણે પોતાના કિમતી વસ્ત્રાલકારો ઉતારી નાખી સાદુ જીવન ગાળવા માડયું. પતિનો વિયોગ થતા ચિંતામા ને ચિંતામા શરીર ગાળવા માડયું. એક દિવસે તેને પતિને છોડાવી લાવવા કલકત્તે જવાનો વિચાર કરી તેણે પોતાના સાસુ સસરાને કહ્યુ કે " હું કલકતે જઇ મારા સ્વામીને છોડાવી લાવીશ, માટે મને રજા આપો. હુ પતિવ્રતા છુ એટલે મારા સબધી ચિન્તા ન કરશો, હુ મારા શિયળને પ્રાણ કરતાં પણ અધિક સમજુ છુ દરેક સ્ત્રી પોતાના શિયળનુ રક્ષણ કરી શકે છે. તેની મરજી વગર કોઈ પણ માણુસ તેના શિયળનો ભગ કરવાને શક્તિમાન નથી મારી ઇશ્વર રક્ષા કરશે માટે મને કલકતે જવા દો "

તેની હિમત જોઇ તેના સાસુસસરા આશ્ચર્ય પામ્યા, છતા તેમણે તેને એકલી જવા ન દેવા માટે કહ્યુ, છતા તેનો આગ્રહ વધુ જોતા તેમણે રજા આપી. ચન્દ્રકાન્તા કલકત્તા તરફ જવા તત્પર થઇ, રસ્તામાં જતા વનમાં તેને હિસક પશુઓ ડરાવવા લાગ્યા, વરસાદ ત્રાસ આપવા લાગ્યો, છતાં પણ આ સતીનો જીવ પોતાના પતિના ચિન્તનમા હોવાથી તેને કોઇ રીતનો ભય લાગ્યો નહી, તે હિંમત રાખી નિર્ભય બની જતી હતી.

તેવામા એક વિકાળ સિંહ તેના ઉપર ધસી આવ્યો તેણે જાણ્યું કે પતિ વગર જીવવું તે કરતાં મરવુ સારૂ, જે થનાર હશે તે થશે એમ કહી ઇશ્વિરનુ સ્મરણ કરવા લાગી એવામાં દૈવયોગે એક પારધિની તે સિંહ ઉપર નજર પડતાં તેણે પીસ્તોલ મારી તેને ઠાર કર્યો અને સતીનો જીવ બચ્યો.

આવા વનવગડામાં એકલી આ નવયૌવના રૂપવાન સ્ત્રીને જોઇ પારધિનુ મન લલચાયું, તેણે તેને કહ્યુ કે હે સ્ત્રી, તુ શા માટે દુઃખ વેઠે છે, મારે ત્યા ચાલ તું સુખી થશે ' આથી સતીએ કહ્યું કે: ' હે દયાળુ પુરુષ, હું પતિવ્રતા છુ. મારા પતિની શોધમા જઉ છુ, માટે મને જવા દે અને આવી વાત ન કર, છતા તે પારધીએ તેને એકલી જોઇ તેના ઉપર બળાત્કાર કરવાનો નિશ્ચય કરી તે આગળ ધસ્યો, સતીએ જાણ્યુ કે હવે મરવા વગર છુટકો નથી, આવો વિચાર કરી તેને કહ્યુ " હે દુષ્ટ તું મને અટકાવ નહી, હું મારા પ્રાણ આપીશ તારી ઇચ્છાને તાબે નહી જ થઉ, આ માટે મને દુઃખીને વધુ દુઃખી કરે છે. સતી સ્ત્રી કદાપિ પણ પરપુરુષનો સગ કરતી નથી, પ્રાણ જાય તો ભલે પણ સતી સ્ત્રી શિયળનો ભગ થવા દેતી નથી માટે મને જવા દે છતા તેણે માન્યુ નહી, અને સતીને પકડવા લાગ્યો, આ વખતે આકાશમાં કડાકા થતા તેના ઉપર વીજળી પડી જેથી તે મૃત્યુ પામ્યો, અને ઇશ્વરે સતીનું રક્ષણ કર્યું

આગળ ચાલતા તે એક રામપુર ગામે આવી પહોંચી, ત્યા સન્ધ્યાકાળે થાક ખાવા માટે ગામની ભાગોળે ધર્મશાળામા ઉતરી. તે ગામનો રાજા લપટ હતો તેથી તેની દાસી જો કોઇ રૂપવાન સ્ત્રી દેખતી તો તેને ત્યા લઇ જઇ ફસાવતી. તે દાસી આ ધર્મશાળામા આવી અને ચન્દ્રકાન્તાનું રૂપ જોઇ તેને કહ્યુ. બેન, તમે અહી રહેવા યોગ્ય નથી, કોઇ સારા ઘરના માણસ છો માટે મારે ત્યાં ચાલો, આજની રાત રહી કાલે તમારે જ્યાં જવું હોય ત્યા જજો, મારે ત્યાં કોઇ વાતનો ભય રાખશો નહી, તેની મધુરી વાણી જોઇ તેમજ વસ્ત્રાલંકારો ઉત્તમ પહેરેલા જોઇ કોઇ સારા ઘરની સ્ત્રી હશે એમ માની ચન્દ્રકાન્તા તેની સાથે ગઇ, તેણે તેને એક સુંદર મહેલમા ઉતારો આપી આગતાસ્વાગતા કરી. પછી હમણાં આવુ છુ કહી રાજાને સઘળી વાત જણાવી આવી.

થોડીવારે રાજા પણ મોંમા પાણી લાવતો ત્યા આવી ચઢયો, તેને જોઇ ચન્દ્રકાન્તાએ જાણ્યુ કે જરૂર કપટ છે, રાજા તેનું રૂપ જોઇ ઘણો ખુશી થયો. તેણે તેને ધનની અને રાજ્યની લાલચ આપી પોતાની રાણી થવાનું કહ્યું. આ સાભળી ચન્દ્રકાન્તાને ગુસ્સો ચઢયો અને કહેવા લાગી કેઃ " અરે રાજા, મારે તારા રાજ્ય અને ધનમા પુળો પણ મુકવો નથી. હું સતી છુ. મારા પતિમા જ મારૂ ચિત્ત છે. મને બીજી સ્ત્રીના જેવી લોભથી ભ્રષ્ટ થનારી ન માનીશ સતી સ્ત્રીને છછેડી કોઇ સુખી થયુ નથી, માટે મારી ઇચ્છા કરવી એ તમને યોગ્ય નથી.

આમ છતા રાજા કામથી વિહ્વળ બનેલો હોવાથી તેણે કાઇ ન માન્યુ તેણે બળાત્કાર કરવાનો વિચાર કર્યો પણ ચન્દ્રકાન્તાએ કહ્યું: મન જવા દો, જો તમે મારા ઉપર હાથ નાખશો તો તરત જ હું મારા પ્રાણ આપીશ, સતી સ્ત્રી કદાપિ પણ પરપુરૂષના સગને ઇચ્છતી નથી. પોતાનુ શિયળ સાચવવા પ્રાણ પણ ત્યાગ કરે છે, માટે છેવટે હું જીવ આપીશ. પણ તમારો સ્વાર્થ મારી આગળ સધાવાનો નથી આ સાભળી રાજાએ જાણ્યુ કે ભલે થોડા દિવસ અહીં પુરી મુકીશુ એટલે માન્યા કરશે. એમ ધારી તેણે કહ્યુ કે " ઠીક, તુ ખુશી ।। મારે તાબે નહી થાય તો રીબાવી રીબાવીને હું તને દુ:ખ આપીશ, જોઉ છુ કેવી નથી માનતી ' આમ કહી તે ચાલ્યો ગયો, પછી ચન્દ્રકાન્તાએ બારણુ અડકાવી દીધુ.

થોડીવારે પેલી સ્ત્રી આવી તેને ચન્દ્રકાન્તાએ ઘણો ધીક્કાર આપ્યો. પછી પાછલી બારીએથી દોરડુ નાખી નીચે ઉતરી રાત્રે તે ચાલી ગઇ, રસ્તામાં નદી હતી તે તરીને સામે કિનારે ગઇ, તેણે તે પછી ભગવુ વસ્ત્ર ધારણ કરી શરીરે ભષ્મ ચોળી યોગિનીનો વેશ લીધો કેટલેક દિવસે તે કલકત્તે જઇ પહોચી, ત્યા દેવમદિર પાસે યોગિની તરીકે રહેવા લાગી તે વૈદુ સારૂ જાણતી હતી તેથી ઘણા દરદીઓ તેની દવાથી સાજા થવા લાગ્યા. એક વખતે લોર્ડ હેસ્ટીગ્સનો મુખ્ય અમલદાર એક બાબુ હતો તેની સ્ત્રી માંદી પડી તેને કશી દવાથી ન મટયું તેથી છેવટે ચન્દ્રકાન્તાની વાત જાણી તેને બોલાવી. તેની દવાથી તેને સારૂ થયું તેથી તેણે ખુશી થઇ તેને ઇચ્છામાં આવે તે માગવાનુ કહ્યું. આ અમલદાર ધર્મિષ્ટ અને નીતિવાળો

હતો તેને તેણે પોતાની હકીકત કહી પોતાના પતિ બાગાશાઓને કેદમાંથી છોડાવવાનું કહ્યું

અમલદારે તેને તેના પતિને છોડાવી આપવાનુ વચન આપ્યું, પછી તેની પાસે એક અરજી અપાવી સરકારને જણાવ્યુ કે: બાળાશાબી નિર્દોષ છે માટે છોડી દેવા યોગ્ય છે. તેની આવી ભલામણથી ચન્દ્રકાન્તાનો પતિ છુટયો. બંને પતિપત્નિ ઘણા વર્ષે મળ્યા. તેમના હર્ષનો પાર રહ્યો નહોતો પછી તેમણે તે અમલદારનો ઉપકાર માન્યો, થોડા દિવસ ત્યા રહી પછી તે દમ્પતિ કાશી જઈ પોતાના માતાપિતાને મળ્યા આ પ્રમાણે પુત્ર આવ-વાથી તેના માબાપ ખુશી થયા અને વહુ ચન્દ્રકાન્તાને ધન્યવાદ આપવા લાગ્યાં.

આ પ્રમાણે ચન્દ્રકાન્તાએ અનેક પ્રકારનું કષ્ટ વેઠી પતિને છોડાવવા યત્ન કર્યો, અને જ્યારે તેણે પોતાના પતિને છોડાવ્યો ત્યારે જ ઝપી. સ્ત્રી અર્ધાંગના તરીકે પોતાના પતિને માટે આવુ કષ્ટ પણ વેઠી શકે છે, તેને પોતાના પતિ વગર ચેન પડતું નથી, ખરી અર્ધાંગના આવી હોય છે.

## ચિન્તા

પહેલા એક શ્રીવત્સ કરીને રાજા થઇ ગયો હતો તે ઘણો જ્ઞાની, વિદ્વાન, ધર્મિષ્ટ અને નીતિમાન હતો તેની સ્ત્રીનું નામ ચિન્તા હતુ તે પણ પતિવ્રતા, સદ્‌ગુણી અને અત્યત સ્વરૂપવાન હતી.

આ પ્રસગે દેવલોકમાં શની અને લક્ષ્મીને વાદવિવાદ થયો કે. એ બેમાં મોટું કોણ ? અને તેનો નિર્ણય કરાવા માટે તે શ્રીવત્સરાજા પાસે આવ્યા. આ તો દેવનુ કાર્ય તેથી શ્રી વત્સે શો નિર્ણય આપવો તેની ચિતામા પડયો, કારણ કે જેને મોટો કહે તે પ્રસન્ન થાય અને નાનો કહે તે દુ:ખ આપે.

આ સબંધમા તેણે પોતાની રાણીની સલાહ લીધી, રાણીએ કહ્યુ: આપની ચિન્તા ખરી છે પણ ન્યાયથી ખરી વાત તો કહેવી, પછી ભલે જે થવાનુ હોય તે થાય.

બીજે દિવસે શ્રી વત્સે પોતાના સિંહાસનની જમણી બાજુએ એક સોનાનું આસન અને ડાબી બાજુએ રૂપાનુ આસન ગોઠવ્યુ, અને પોતે શનિ અને લક્ષ્મિને આવવાની રાહ જોવા લાગ્યો. થોડીવારે બંને આવ્યાં. રાજાએ ઉભા થઇ તેમને નમન કર્યું અને બેસવાની વિનતિ કરી લક્ષ્મી-દેવી રાજાના જમણા હાથ તરફના સોનાના સિંહાસન ઉપર બેઠાં અને શનિ ડાબા હાથ તરફના ચાંદીના આસન ઉપર બેઠો પછી તેમણે કહ્યું કે રાજન ! હવે અમારામા મોટું કોણુ તેનો ન્યાય કરો.

શ્રી વત્સે કહ્યું આપ આપની મરજીથી આસન પસંદ કરીને બેઠાં છો, હવે મોટુ કોણુ અને નાનું કોણુ તેનો નીવેડો આવી ગયો છે, પછી મારે કાંઇ કહેવાનુ નથી. બને જણુ પોતપોતાની મેળે નીવેડો સમજી ગયાં. શનિ અપમાનથી ઘણો ગુસ્સે થયો, અને હું આવો સામર્થ્યવાળો છતા મારૂ આટલુ બધુ ભરસભામા રાજાએ અપમાન કરી મને હલકો પાડયો તો જરૂર હવે તેનો બદલો રાજાને આપવો એવો તેણે વિચાર કર્યો.

શનિની શ્રીવત્સ રાજા ઉપર ક્રૂર દૃષ્ટિ થઇ હવે શનિની જેના ઉપર ક્રૂર દૃષ્ટિ થાય તેને બાર વર્ષ સુધી ઘણુ દુઃખ ભોગવવુ પડે એ નિયમાનુસાર શ્રીવત્સ રાજાના રાજ્યમાં દુષ્કાળ પડયો, મરકી ચાલી, ધરતીકંપ થયો અને એ રીતે પ્રજા હેરાન થવા માંડી. ગામ છોડી લોકો દેશાવર જવા લાગ્યા અને તેથી શહેર સ્મશાન જેવુ ઉજાડ લાગવા માડયુ. શ્રી-વત્સે ધાર્યું કે આ મારે લીધે ઉત્પાત થાય છે માટે હવે મારે ખુશીથી રાજ્યનો ત્યાગ કરી વનમા જવુ જોઇએ કે પ્રજા પીડાતી મટે.

શ્રીવત્સે રાણીને વાત કરી, રાણીએ કહ્યુ ભગવન ! ભલે, હું પણ આપની સાથે વનમા આવવા તૈયાર છુ હું એક વખતે તમારી રાણી તરીકે મારે પીયેર માનપૂર્વક ગઇ હતી, હવે હુ કંગાલ સ્ત્રીની માફક તમને તરછોડી મારા પિતાનો આશ્રય લેવા ઇચ્છતી નથી આવા દુઃખ વખતે આપને એકલા છોડી મારે સુખથી પીયેર રહેવુ એ પણ યોગ્ય નથી. સ્ત્રીનુ કર્તવ્ય પતિને અનુકુળ રહેવાનુ છે હું આપની સાથે રહી આંપની સેવા કરી આપના દુ:ખમા ભાગ લઇશ, દુ:ખમાં પણ આપણે બે સાથે હઇશું તો કાંઇક સુખનુ ભાન થશે આપની સાથે જો હું હોઇશ તો

મને દુ:ખ નહિ પણ સુખ જણાશે આપને છોડી હું સુખમાં જઇશ ત્યા તો મને દુઃખનો જ અનુભવ થશે.

આવો વિચાર કરી બને રાજા રાણી થોડુક દ્રવ્ય અને વસ્ત્ર વિગેરે લઈ રતોરાત શહેરમાથી બહાર નીકળ્યા આગળ ઘણે દૂર ગયા તો એક નદી આવી આ નદી ઉતરી સામે પાર શી રીતે જવું એ વિચારમા હતા ત્યા તો દુરથી એક મછવો તેમના તરફ આવતો જણાયો. એ મછવો શની માછીનુ રૂપ લઇ ત્યા લાવ્યો હતો શ્રીવત્સે તે માછીને નદી પાર ઉતારવાનુ કહ્યુ ત્યારે તે માછીના રૂપે શનીએ કહ્યુ કે તમે આટલુ મોટુ પોટલુ લઇ મછવામા બેસો તો મારો મછવો જ ડુબી જાય એટલે રાજાએ કહ્યુ કે પહેલા આ પોટલુ મુકી આવ અને પછી અમને લઇ જજે. એમ કહી શ્રીવત્સે પોટલી મછવામાં મુકી અને મછવો લઇ શની ચાલ્યો ગયો તે પાછો આવ્યો નહિ

રાજા અને રાણી બને વાટ જોઇ કયા સુધી ઉભા રહ્યા પણ મછવો પાછો ન આવ્યો પોટલુ પણ ગયુ તેથી કાયર થઇ પગ રસ્તે વનમાં ચાલવા લાગ્યા ખાવાનું મળે નહિ તેથી થાકથી અને ભુખથી બંને જણુ આકુળ વ્યાકુળ થઇ ગયા. નદીમાંથી રાજાને એક માછલી મળી તે રાણીને આપી તે રાણી નદીમા ધોવા ગઇ ત્યા માછલી જીવતી થઇ નદીમા ચાલી ગઇ. ચિન્તા ઘણી દુ:ખી થઇ તેણે આવી રાજાને આ વાત કરી, રાજાએ જાણ્યુ કે શનિએ જ આપણને દુ:ખ દેવા માડયુ છે હવે ભોગવ્યા વગર છુટકો નથી

કેટલાક દિવસ પછી રાજા રાણીએ કોઇ ગામમા જઇ ત્યા મહેનત મજુરી કરી ગુજરાન ચલાવાનો વિચાર કર્યો અને બન્ને જણુ નજીકના ગામમા ગયાં. ત્યા રાજા કઠીયારાની પેઠે લાકડા કાપી લાવી તે વેચતો અને જે મળે તેનુ અનાજ લાવી બન્ને ખાતા એવામા એક વેપારી વહાણમા માલ ભરી તે નદી માગે જતો હતો, તેવામા તેનુ વહાણ કાદવમા અટકી પડયુ. તેણે ઘણો પ્રયત્ન કર્યો પણ તે નીકળ્યુ નહિ. તે વખતે શનીએ જોશીનું રૂપ લઇ ત્યા આવી કહ્યું કે આ ગામના કઠીયારાની સ્ત્રી સતી છે, જો તે આ વહાણને હાથ અડકાડે તો વહાણ કાદવમાથી નીકળે. તમે એ સ્ત્રીને અહી બોલાવશો તો તમારૂ કામ થશે.

વેપારીએ ચિન્તાને તેડવા મોકલ્યું પણ તે ગઈ નહિ પછી ફરી માણસ મોકલ્યુ અને કહ્યુ કે આ વાણીયો ઘણો આફતમાં પડયો છે તેનુ વહાણુ કાદવમા ફસી ગયુ છે, અને એક જોશીએ કહ્યુ છે કે કોઈ સતી આવી આ વહાણને હાથ અડકાડે તો તે તરત કાદવમાથી નીકળે. માટે પરોપકાર માટે આપ સતી છો તો ત્યાં આવી વાણીયાનું દુ ખ ટાળો

ચિન્તાએ આ વાત સાભળી. તેથી દુ ખી વાણીયા ઉપર દયા આવી. પણ રાજા વનમા લાકડા કાપવા ગયો હતો પતિની આજ્ઞા વગર શી રીતે જવાય તેનો વિચાર કરવા લાગી પણ પેલો વાણીયો ઘણો દુર ગયો એટલે પરોપકાર માટે તે પતિની આજ્ઞા લીધા વગર પણ ત્યા જવા તૈયાર થઈ

આ પછી ચિન્તા પોતાનુ પતિવ્રત મચવાય તે માટે ઇશ્વરની પ્રાર્થના કરવા લાગી.

અહિ વનમાથી શ્રીવત્સ લાકડા લઇ ઘેર આવ્યો તો ચિન્તા ન મળે, તેથી તેને ખબર થઇ કે તેને તો એક વેપારી વહાણમા બેસાડી લઇ ગયો છે આ સાભળી તે ઘણો દુ ખી થયો તે પત્નીના વિયોગથી દુ ખી થઇ તે ગામ છોડી વનમા ગયો. આગળ જતા તેને નદી કિનારે એક સોનાનો ખાણુ હાથ લાગી તેથી તે સોનાની પાટો બનાવી વેચવા લાગ્યો. થોડા દિવસ પછી તે જ્યા રહેતો હતો ત્યા જ નદી કિનારે પેલો વાણીયો વહાણુ લઈ આવ્યો તે વેપારીને શ્રીવત્સે કહ્યું કે મારી પાસે સોનાની ઘણી પાટો છે, તમારા વહાણુમાં મને લઇ જશો તો કોઇ શહેરમા જઇ હુ તે પાટો વેચીશ વેપારીએ તેની વાત કબુલ કરી અને તેને પાટો લઇ વહાણુમા બેસાડયો.

સોનાની પાટો જોઇ તે વેપારીની બુદ્ધિ બગડી અને બધી મળી જાય તે માટે શ્રીવત્સને આગળ જતા ભર નદીમા ફેંકી દીધો. વહાણુના ઉપલા ભાગમા ચિન્તા કેદી થઇ પડી હતી શ્રીવત્સને નદીમાં પડતાં તેણે બુમ પાડી, તે સાદ સાભળી ચિન્તા ચમકી અને તેણે જોયુ તો પોતાના પતિને જ નદીના મહા જળમા નાખી દીધેલો જોયો. પતિને ડુબતો જોઇ ચિન્તાએ પોતાની પાસે પડેલું એક લાકડુ નદીમાં નાખ્યુ, જેથી શ્રીવત્સે ઉંચુ જોયુ તો પત્નીને ઓળખી. વહાણુ તો ચાલ્યુ ગયુ અને શ્રીવત્સ તે લાકડાનો કકડો પકડી તરતો તરતો કિનારે ગયો

થોડા દિવસ પછી તે એક ગામમા જઇ માળીને ત્યાં રહ્યો, અને તે માળણ તેના ઉપર પોતાના ભાણીયા જેવો ગણી સ્નેહ રાખવા લાગી તે જે ગામમા રહેતો હતો તે ગામના રાજાને એક ભદ્રા નામની ઘણી સુંદર કન્યા હતી. ભદ્રાનો વિચાર શ્રીવત્સ સાથે લગ્ન કરવાનો હતો, ભદ્રાને પરણાવવા માટે તેના પિતા બાહુદેવે સ્વયવર રચાવી ઘણા રાજાઓને તે ડાવ્યા. ભદ્રાને તો શ્રીવત્સને વરવુ હતુ પણ તેને તે ઓળખતી નહોતી. શ્રીવત્સ આ પ્રસગે આ નગરમા માળીને ત્યા રહેતો હતો તે પણ સ્વયવર જોવા દૂર એક વૃક્ષ નીચે બેઠો હતો

ભદ્રાને બધા રાજાઓના નામઠામ અને ગુણ કહેવામાં આવ્યા પણ ત્યા શ્રીવત્સ નહોતો. એટલે તે નિરાશ થઇ તેણે ઇશ્વરને પ્રાર્થના કરી કે હે દેવ, ગુપ્ત વેશે પણ જો શ્રીવત્સ અહીં હોય તો હુ તેને ઓળખી શકુ એવી મને બુદ્ધિ આપો એટલે આકાશવાણી થઇ કે આ કદમ્બના ઝાડ નીચે બેઠા છે તેજ શ્રીવત્સ છે.

ભદ્રાએ તે પછી કદમ્બ નીચે બેઠેલા માળીના રૂપે શ્રીવત્સને વરમાળ પહેરાવી આ જોઇ સર્વ રાજા અને તેનો પિતા ઘણા ગુસ્સે થયા કે આ છોકરીએ ગરીબને કયા વરમાળા પહેરાવી. બાહુદેવે પોતાની રાણીને આ વાત કરી ભદ્રાનો ત્યાગ કરવાની ઇચ્છા દર્શાવી તેની સ્ત્રીએ કહ્યુ પ્રભુ, આપ કહો છો તે વાત સાચી, પણ ભદ્રા કાઇ કાચી બુદ્ધિની નથી, સમજુ છે માટે તેણે તેની મરજીથી જેને વરમાળ પહેરાવી હોય તેની સાથે તેનુ લગ્ન કરવુ જોઇએ ઇશ્વરે જે ધાર્યું હશે તે ખરૂ

આમ કહી રાણી ભદ્રા પાસે ગઇ તો ભદ્રા કદમ્બના ઝાડ નીચે બેઠેલા શ્રીવત્સ સામે પ્રેમપૂર્વક જોઇ રહી હતી તેણે તે બનેને આશીર્વાદ આપ્યો. આમ છતા રાજાનો ક્રોધ ગયો નહિ લગ્ન તો થયુ પણ રાજાએ પુત્રી અને જમાઇને શહેર બહાર એક મકાનમા રાખ્યા

ભદ્રા મળવા છતા પણ શ્રીવત્સની ચિતા મટી નહિ, તેનુ ચિત્ત પોતાના સ્ત્રી ચિન્તામાં હતુ. વળી રાજા થઇ સાસરીયાને આશરે સાસરામા રહેવુ તે પણ તેને ગોઠતી વાત નહોતી ભદ્રા તેને અસત સ્નેહવા ચ્હાતી તેની મરજી ઉઠાવતી. તેને ખુશ કરવા હરેક પ્રયત્ન કરતી પણ શ્રીવત્સની ચિતા ટાલાતી નહિ, તેને પોતાની રાણી ચિન્તાના વિયોગનુ દુ:ખ અસહ્ય લાગતુ હતુ.

એમ કરતાં શનીનાં બાર વર્ષ પુરા થયાં અને હવે શનીની ચિતા
l, કોઇ પણ વખતે ચિન્તાનો મેળાપ થાય એવો આશાથી તે પેલું
ાણુ નદી કિનારે આવતું પકડી શકાય તે માટે તે ઘણો વખત નદી
ારે બેસી રહેતો.

એક દિવસ પેલો વેપારી તે ગામના નદી કિનારે વહાણુ લઇ આવ્યો.
ન્તા પણુ તેજ વહાણુમા કેદી તરીકે હતી. શ્રીવત્સ તે વહાણુને ત્યાં
ટકાવ્યુ અને તેના માલીકને પકડયો. ચિન્તાને તેનાથી છોડાવી, પેશ
ાણુના માલીકને કેદ કર્યો.

ચિન્તાએ પણુ શ્રીવત્સને ઓળખ્યો અને ઘણા વર્ષ સુધી દુ:ખ
બ્યા છતાં અંતે પતિનો સમાગમ થયો તેથી સુખી થઇ, શ્રીવત્સે વહા-
ના માલીકનો ગુન્હો માફ કર્યો, કારણુ તેમા તેનો દોષ નહોતો, માત્ર
નીએ જ એની મતી ફેરવી હતી.

આ પછી ત્યાંના રાજાને ખબર પડી કે આ કોઇ નહિ પણુ શ્રી
સ રાજા પોતે જ છે તેથી તે ઘણો ખુશી થયો અને શ્રીવત્સ પાસે આવી
ાતે તેના ઉપર કરેલા ગુસ્સા માટે માફી માગવા લાગ્યો, ભદ્રા પણુ ચિતા
ાથે હળી મળીને રહેવા લાગી

શ્રી વત્સે તે પછી પોતાનુ રાજ્ય સ્વાધીન કર્યું અને ત્યા શ્રીલક્ષ્મી-
ી કૃપાથી તેને ઘણું સુખ મળ્યુ અને સ્ત્રીઓ સાથે તેણે ઘણા વર્ષ સુખ
ાનથી રહી આનંદ કર્યો ચિન્તા અને ભદ્રા પણુ સગી બ્હેન માફક સ્નેહથી
ર્તતી શોક્યો હોવા છતા એક બીજા ઉપર અદેખાઇ કરતી નહિ, હમેશા
ાંને પતિ મરજી સાચવવા યત્ન કરતી ચિન્તા ભદ્રા ઉપર ઘણો સ્નેહ રા-
ખતી, ભદ્રા પણુ તેને મોટી બેન ગણી માન આપતી. બાર વર્ષ પછી રા-
જાની દશા બદલાઇ અને ઘણુ સુખ પામ્યો

વિપત્તિમા નાસીપાસ થવુ નહિ, ઇશ્વરે ધાર્યું હોય તે થાય, સુખમા
સ્ત્રીઓ પતિને આનંદનુ ભાન કરાવે છે. પણુ દૈવસયોગે દુ:ખ આવી પડતા
સ્ત્રીઓ પતિને સતાવે છે અને પતિને તરછોડે છે તેની સ્ત્રીઓ કુલ્ટા સમજવી

જે સ્ત્રીઓ સુખમા કે દુ:ખમા પણુ પતિને અનુકુળ વર્તે છે, પતિના
દુ:ખમા ભાગ લે છે, અને હંમેશાં પતિને સુખી કરવા ઇચ્છે છે તેવી
સ્ત્રીઓજ પતિવ્રતા છે.

# શાન્તિકા–દેવશર્મા

શાન્તિકા એ ધારાનગરીના પંડિત દેવશર્માની સ્ત્રી હતી. તે સ્વરૂપ સૌંદર્યવાળી અને પતિની સેવામાં હરનિશ તત્પર રહેનારી હતી. તે હમેશાં પતિના ઉઠતા પહેલાં ઉઠી સ્નાનાદિ કાર્યથી પરવારી પતિને સ્નાન કરાવી દેવસેવાના સાહિત્ય તૈયાર કરી આપતી પતિને પ્રસન્ન રાખવા યત્ન કરતી, દેવશર્મા પણ તેના ઉપર અત્યંત સ્નેહ રાખતો, તે અયાચક વ્રતધારી હતો. તે કોઇને ત્યાં ભિક્ષા માગવા જતો નહી, આ પ્રમાણે આ દમ્પતિ–સુખથી દીવસો વિતાવતા હરિસ્મરણ કરતા હતા. આ વખતે ધારાનગરીમાં ભોજરાજા રાજ્ય કરતો હતો. તેણે એક વખતે પોતાના પંડિત કાળીદાસને પુછ્યું કે “ પહેલા જેવી કોઇ સતી અત્યારે આપણા રાજ્યમાં હશે ખરી કે ? આ સાભળી કાળીદાસે કહ્યું: “ હાજી આપણા રાજ્યના અગ્નિહોત્રી દેવશર્માની સ્ત્રી સતી છે. તે કદી પણ કોઇ પરપુરૂષનું મુખ જોતી નથી કે અન્ય સાથે વાત પણ કરતી નથી

આથી રાજાએ તેની પરીક્ષા કરવાનો નિશ્ચય કર્યો પણ કાળીદાસે કહ્યું કે તે ધનથી કે સુખથી લોભાય તેવી નથી માટે સાવચેત રહેજો. છતા રાજાએ ન માન્યું તેણે દેવશર્માને સભામા બોલાવ્યો પોતાના પતિને રાજસભામા જતા સતીએ કહ્યું કે–“ વ્હાલા, આપ રાજદરબારમા જાવ તેની ના નથી પણ રાજા તમને ધનથી લોભાવે તો પણ દાન ન લેશો. નહિતો આપણું આટલા દિવસનું અયાચક વ્રત અને તપ નષ્ટ થશે. ’ આ સાભળી સતીનુ સમાધાન કરી પંડિત સભામા ગયા. રાજાએ તેને ખુશી કરવા સોના મહોરો દાનમા આપવા માંડી, પણ પંડિતે તે ન લેતા કહ્યું કે અમે તો ગરીબ બ્રાહ્મણ યજ્ઞયાગાદિ કરવામા જ ધન સમજીએ છીએ મહારાજ એ ધન મારા કામનું નથી ’ રાજાને તેની આવી વૃત્તિ જોઇ સંતોષ થયો પછી પંડિત ઘેર ગયા

પણ હજુ રાજાની સતીની પરીક્ષા કરવાની ઇચ્છા તૃપ્ત થઇ નહોતી તેથી તે એક વખતે પંડિત ઘેર નહોતા તે દિવસે સંન્યાસીનો વેષ લઇને સતિ પાસે ભિક્ષા માગવા ગયો, સતીનો એવો નિયમ હતો કે તે હમેશા

સાધુસંતને જમાડીને જમતી. તેથી તેણે રસોડામાંથી જ સન્યાસિના વેશમાં આવેલા રાજાને કહ્યું કે " હજુ જરા રસોઈની વાર છે માટે આપ પેલા શિવાલયમાં બેસો ' પછી રાજાએ કહ્યું કે હું તો અહિંજ બેસીશ. " એમ કહી ત્યાંજ બેઠો.

રસોઈ તૈયાર થતા સન્યાસિને આસન નાંખી બેસાડયો અને રસોઈ પીરસી. સતી તેને જોતાજ ચેતી ગઇ કે આ કાંઇ ખરો સન્યાસિ નથી, તેથી તેણે કેટલાક સન્યાસિના ધર્મ સંબંધી માર્મિક વચનો કહ્યા તે સાંભળી રાજાએ જાણ્યું કે સતીએ મને ઓળખી લીધો છે માટે વખતે શાપ આપશે એમ ધારી તે ઉઠયો અને સતીને પગે લાગી કહેવા લાગ્યો કે " માજી, ક્ષમા કરો, હું તો તમારી પરીક્ષા કરવા આવ્યો હતો " આમ કહી તેણે જવા માંડયું તેથી સતીએ કહ્યું કે " રાજા મે તમને જોઇને જ ઓળખી લીધા હતા, મે તમને મારા ભાઇ સમજીને જ મારૂ મો આજે બતાવ્યુ હતુ પણ તમે કપટ કરી વેશ બદલી આવ્યા તે પાપરૂપ છે તો પણ હુ ક્ષમા કરૂ છુ " આ સાંભળી રાજા ચાલતો થયો તેને સતીનો પ્રભાવ સમજાયો

આ પ્રમાણે સતી શાન્તિકા પોતાના સતીત્વના પ્રભાવથી રાજાને ઓળખી શકી હતી અને રાજા તેનો પ્રભાવ જોતાજ ભયભીત થઇ ગયો. આ પ્રમાણે જે સતી સ્ત્રી પોતાના પતિમા પ્રીતિ રાખી, પતિ સેવાપરાયણ રહે છે તેનામા દૈવીબળ પ્રકટ થાય છે જે સતી છે તેજ પતિની ખરી અર્દ્ધાગના છે.

જે સ્ત્રીઓ પતિની પોતે અર્ધાગના છે એમ માની પતિ સેવામાં તત્પર રહી પતિની પ્રીતિ મેળવી લે છે તેજ સતી છે. તેને મન પતિ એ પોતાના અંગરૂપ જ છે. પતિને તે પોતાથી જુદા માનતી જ નથી જે સ્ત્રીઓ મનમાં આ પ્રમાણે માની પતિથી અભિન્ન થઇ રહે છે તેને હમેશાં સુખ મળ્યા જ કરે છે

હવે બધાની મરજી હોય તો બંધ કરીએ. વળી કાલ કહીશું આમ કહી ચન્દ્રકાન્તાએ કથા બંધ કરી અને સર્વ સ્ત્રીઓ પોતપોતાને ઘેર ગયાં.



## પ્રકરણ ૧૯ મું.

### સંસારમાં સ્ત્રીઓની પદ્વિ



બીજે દિવસે સર્વ ચન્દ્રકાન્તાને ત્યાં ભરાયાં ચન્દ્રકાન્તાએ સર્વને આવેલા જોઇ કહ્યુ કે બ્હેનો, આ સસારમાં આપણ સ્ત્રીઓની પદ્વિ કાંઇ ઓછી નથી. ઘરની તે દેવીરૂપ છે શાસ્ત્રોમા તેને લક્ષ્મીના અવતારરૂપ વર્ણવી છે, તે જેમ બીજા કેટલાક માને છે તેમ કામ કરનારી લુડી નહિ પણ તેના ઘરની દેવીરૂપ છે તે તેના પતિની સહચારિણી છે. પતિના સુખમા સુખી રહેનારી અને દુઃખમા દુઃખી થનારી હોય છે. પતિને સકટમા ધીરજ આપી મદદ કરનારી છે સતી સ્ત્રીઓનો પ્રભાવ કાંઇ ઓછો નથા તે ધારે છે તે કરી શકે છે જે સ્ત્રીઓ પતિપરાયણ જીવન ગાળી પતિથી આચાર, વિચારમા અભિન્ન થઇને રહે છે તે સ્ત્રીઓ પતિને હમેશા સુખ આપનારી હોય છે

સ્ત્રી એ કેટલાક હલકા માણસો માને છે તેમ છોકરાં પેદા કરવાનું યત્ર નથી પણ આ સસારની ઉત્પાદક માતારૂપ છે. તે પુરૂષને સકટમાં ધીરજ આપનાર છે, ગમે તેવી વિપત્તિમા પણ ધૈર્ય આપી પતિને આનદી બનાવી શકે છે. જે સ્ત્રી ઉચ્ચ કેળવણી પામેલી હોય છે તે પોતાના પતિને સ્વર્ગના આનંદનો અનુભવ કરાવી શકે છે. તેના વડેજ ઘરની શોભા છે. ઘરની લક્ષ્મી તેજ સ્ત્રી છે સ્ત્રીને સતોષી રાખવા યત્ન

કરનાર પતિને હમેશાં સુખ મળી રહે છે. સ્ત્રી વગરનુ ઘર સ્મશાન જેવું ઉજ્જડ અને ઉદ્વેગને કરાવનાર છે.

પતિના મનને વશમા રખાવનાર, પતિની બુદ્ધિને સ્થિર રખાવી યત્નવાન બનાવનાર તેની સ્ત્રી છે છોકરા સારા નરસા થવા એ તેની માતાના ઉપર આધાર છે. બાપના કરતા માનું હત છોકરાંને વધારે હોય છે. તે ગૃહની ગૃહિણી છે સસારમા તેની પાદ્દ મહાન અને જવાબદારીવાળી છે. સ્ત્રીઓનામા દયાળુતા વિશેષ હોય છે. તેમ કોમળ પણ ઘણી હોય છે. તેના સહવાસથી પતિનું દુ ખ ઓછુ થાય છે તે પોતાના કઠોર હૃદયના પતિને પણ પ્રેમથી આધીન બનાવી શકે છે પતિની સર્વ અવસ્થામાં તેની પત્ની જ તેની મદદગાર હોય છે. સતી સ્ત્રી પતિના કડવા વેણ પણ સહન કરે છે. ક્ષમાવાન પણ તેવી જ હોય છે. પતિના વિશ્રામનું સ્થાન તેની સ્ત્રી છે.

સતી સ્ત્રી પોતાના પતિ અને માબાપના કુળને શોભાવનારી છે. તે સસારનુ નૂર છે પ્રજાની શારીરિક કે માનસિક શક્તિ ઉપર તેની માતાની વધુ અસર થાય છે, સ્ત્રી જ પોતાના ઉચ્ચ સ્વભાવથી બાળકોને મહાન નર તરીકે પેદા કરે છે તેના હૃદયનો પવિત્ર સ્નેહ પતિના દુઃખને ભૂલાવી દે છે. જે સ્ત્રી પતિવ્રતા છે, પતિની સેવા કરી પોતાના ગૃહને શોભાવે છે તે દેવી તરીકે પૂજાય છે મનુ ભગવાને કહેલુ છે : **यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः** જ્યા સ્ત્રીઓને સતોષ અપાય છે ત્યા દેવતાનો વાસો હોય છે. જે ઘરમા સ્ત્રીઓ હમેશા કલેશ કરી આંસુ પાડે છે જે ઘરમાં કઠોર પતિ પોતાની પત્નીને મારઝુડ કરી દુઃખ દે છે તે ઘરમાંથી લક્ષ્મિ નાસી જાય છે અને તેની પાયમાલી થાય છે.

આ સતી મહાત્મ્ય દરેક સ્ત્રીએ સમજવા જેવુ છે.

---

## સતી મહાત્મ્ય

पुरुषाणां सहस्रं च सती स्त्री च समुद्धरेत् ।
पति पतिव्रताणां च मुच्यते सर्व पातकात् ॥

એક સતી સ્ત્રી હજારો પુરુષોનો ઉદ્ધાર કરી શકે છે. પતિવ્રતાનો પતિ સર્વ પાપથી મુક્ત થાય છે ૧

नास्ति तेषां कर्म भोगः सतीनां व्रत तेजसा ।
तया साध च निष्कर्मो मोदते हरि मन्दिरे ॥

સતીઓના વ્રતના તેજથી તેઓને ( પતિઓને ) કર્મનો ભોગ રહેતો નથી તેઓ નિષ્કર્મ-ક્ષીણકર્મ થઈને સતીની સાથે જ ઈશ્વરના ધામમા વિહરે છે. ૨

पथिव्यां यानि तीर्थानि सती पादेषु तान्यापि ।
तेजश्च सर्व देवानां मुनिनां च सतीषु तत् ॥

પૃથ્વીમાં જે તીર્થો છે તે સર્વ સતીના ચરણમા છે તેમ દેવતાઓનું અને મુનિઓનુ તે જ પણ સતીઓમાં રહેલુ છે ૩

तपस्विनां तपः सर्वं वृतिनां यत् फलं व्रते ।
दाने फले यदातृणां तत् सर्वं तासु सन्ततम् ॥

તપસ્વીઓનું સર્વ તપ, વ્રતીઓના વ્રતનું ફલ અને દાતાના દાનનુ ફલ એ સર્વ સતીઓમા નિરંતર રહેલુ છે ૪

स्वयं नारायणः शंभुर्विधाता जगतामपि ।
सुराः सर्वे च मुनियो भीतास्ताभ्यश्च सन्ततम् ॥

નારાયણ પોતે, શભુ તેમજ જગતના સ્રષ્ટા બ્રહ્મા અને સર્વ દેવતાઓ તેમ જ મુનિઓ તેમનાથી બીતા રહે છે. ૫

सतीनां पाद रजसा सद्यः पूता वसुन्धरा ।
पतिव्रता नमस्कृत्य मुच्यते पातकान्नरः ॥

સતાના ચરણ રજથી પૃથ્વી તુરત પાવન થાય છે, પતિવ્રતાને નમસ્કાર કરી મનુષ્ય પાપથી મુક્ત થાય છે.

**त्रैलोक्यं भस्म सात् कर्तुं क्षणेनैव पतिव्रता ।**
**स्वतेजसा समर्था सा महापुण्यवती सदा ।**

મહા પુણ્યવતી સતી નર્મદા પોતાના તેજથી ત્રૈલોક્યને પણ ક્ષણમાં બાળી મુકવા સમર્થ છે ૭

**सतीनां च पतिः साध्वी पुत्रो निःशंक एव च ।**
**नहि तस्य भयं किंचिद्देवेभ्यश्च यमादपि ॥**

સતીનો પતિ અને પુત્ર પણ સદા નિશ્ચિન્ત રહે છે, કારણ તેમને દેવનો કે યમનો ભય રહેતો નથી

**शतजन्म सुपुण्यानां गेहेजाता पतिव्रता ।**
**पतिव्रता प्रसूः पूता जीवन्मुक्तः पिता तथा ॥**

સો જન્મના પુણ્યવાનને ત્યા સતીનો જન્મ થાય છે સતીની માતા પુનીત બને છે, અને પિતા જીવન્મુક્ત થાય છે. ૯

સ્ત્રીઓ પોતાના ઉત્તમ ગુણોથી પોતાના પતિ અને પુત્રોને તારી દે છે. તે ઘરમા સ્વર્ગીય આનંદ વર્તાવી શકે છે પતિવ્રતા સ્ત્રીઓ પોતાના ઉત્તમ સ્વભાવ અને પવિત્ર કર્તવ્યવડે મનુષ્ય મટી દેવી બની રહે છે, આવી સ્ત્રીઓની પદ્ધિ કાંઇ જેવી તેવી નથી, પુરુષ એ ઘરના રજારૂપ છે અને સ્ત્રી એ કારભારી છે જેમ રાજ્યની આબાદાની તેના કારભારી ઉપર છે તેમ ઘરની આબાદાની સ્ત્રીઓ ઉપર છે તે ઘરકારભાર કરતી, પોતાના પતિને આનંદ આપે છે, બાળકોને સુશિક્ષિત બનાવી શકે છે. બાળકોના ભવિષ્યના સઘળા આધારરુપ તેની માતા છે, સ્ત્રી એ આ સંસારને ઉત્પન્ન કરનાર દેવી છે તેણે પોતાના ઉત્તમ ગુણોવડે પોતાનું માતાપદ સાર્થક કરવુ જોઇએ, પૂર્વે ઘણી સ્ત્રીઓ પોતાની પદ્વિને સમજીને પોતાનુ નામ અમર કરી ગઇ છે તેમની જીવનકથા સાંભળી આપણે આપણી જવાબદારી સમજીને પતિ અને પુત્રને સુખ આપવા માટે યત્ન કરવો જોઇએ દરેક સ્ત્રીએ મનુષ્યાવતારમા દેવી થવા માટે સતી થવું જોઇએ. સતી થવા માટે પતિવ્રતપણું પાળવુ જોઇએ.

# પદ્મિની—ભીમસિંહ.

પદ્મિની એ સિંહલદ્વીપના મહારાજા હમીરસિંહની પુત્રી હતી. તે સર્વ સ્ત્રીઓમા સૌંદર્યમા શ્રેષ્ઠ હતી તે રૂપાળી, ગૌરવર્ણની, તેજસ્વી, ગુણવાન, વિદ્વાન અને નીતિવાળી હતી. તેનુ લગ્ન મેવાડમા આવેલા ચિતોડના રાજાના કાકા ભીમસિહ વેરે થયુ હતુ ચિતોડનો રાજા લક્ષ્મીસિહ નાનો હોવાથી રાજકાર ભીમસિંહ ચલાવતો હતો.

સતી પદ્મિના પતિવ્રતા હતી. તે પતિસેવા કરવામા આનદ માનતી. ભીમસીંહ પણ તેના ઉપર પ્રીતિ રાખી તેને રાજી રાખતો બને પતિપત્ની સુખમાં દિવસો વ્યતિત કરતા હતા આ વખતે દિલ્હીની ગાદી ઉપર અલ્લાઉદ્દીન રાજ્ય કરતો હતો, તે પદ્મિનીની જેવી કોઇ સ્ત્રી રૂપાળી નથી એ વાત જાણી ચિતોડ ઉપર ચઢી આવ્યો. તેણે પહેલા છુપી જાસુસો મારફતે પદ્મિનીને લલચાવવાની તજવીજ કરી પણ તેમા તે ફાવ્યો નહી, કારણ કે પદ્મિની પતિવ્રતા હતી તે ગમે તેવી લાલચોથી પણ પરપુરૂષ સામુ જુવે તેવી પણ નહોતી.

અલ્લાઉદ્દીને તેથી ચિતોડને ઘેરો ઘાલ્યો અને ભીમસિહ લશ્કર લઇ તેની સામે લડવા તૈયાર થયો, અલ્લાઉદ્દિને ગમે તે પ્રયત્ને પણ પદ્મિનીને મેળવવાનો નિશ્ચય કર્યો હતો બને પક્ષ વચ્ચે યુદ્ધ થયુ તેમા અલ્લાઉદ્દીન ફાવ્યો નહી. તેથી તેણે કહેવરાવ્યુ કે જો તમે પદ્મિણી મને સોપો તો હુ ઘેરો ઉઠાવુ. આ સંદેશો સાભળી રજપુતો ઉશ્કેરાયા અને લડવા તૈયાર થયા. ત્યારે ફરી અલ્લાઉદ્દીને કહેવડાવ્યુ કે 'પદ્મિણી તો મારે બેન બરોબર છે, માત્ર એ પવિત્ર દેવીના મારે એકવાર દર્શન કરવા છે, હું તેના દર્શનથી પવિત્ર થઇ ચાલ્યો જઇશ' આ સંદેશો સાભળી રજપૂતો ભોળવાયા અને પદ્મિણીના પ્રત્યક્ષ નહિ પણ એક આયનામાં તેનુ પ્રતિબિબ પડે ને તે જો બાદશાહને જોવાની ઇચ્છા હોય તો ભલે, આવે.' આવો વિચાર કરી તેમણે અલ્લાઉદ્દીનને માત્ર બે માણસ સાથે આવવાનુ જણાવ્યુ.

અલ્લાઉદ્દીન ખુશી ખુશી થઇ ગયો હવે ભીમસિહ આ વાત પોતાની સ્ત્રી પદ્મિણીને શી રીતે કહી શકે ? તેથી તે ચિતા કરવા લાગ્યો, પતિની

ચિંતાનું કારણ પદ્મિણી સમજી ગઇ અને તેણે કહ્યું કેઃ વ્હાલા એમાં ચિંતા કરવાનું કંઇ કારણ નથી. આ દાસી આપની આજ્ઞાને આધીન છે પછી અલ્લાઉદ્દીન બે માણસોને લઇ દરબારમા આવ્યો ભીમસિંહે તેને યોગ્ય સત્કાર કર્યો, અને ઓઝલ પડદે રહી પદ્મિણીએ તકતામા જોયું. એથી બાદશાહ તકતામાં પદ્મિણીનું રૂપ જોઇ મોહાંધ બન્યો. ઉપરથી તેણે પવિત્ર વિચારો દર્શાવી સતીને દેવી માની ધન્યવાદ આપવા લાગ્યો.

બાદશાહ પોતાની છાવણીમા જવા તૈયાર થયો ત્યારે ભીમસિંહ તેને વળાવા દરવાજા સુધી ગયો. દરવાજા બહાર નીકળતા તે એકલો પડતાં યવનરાજાએ તેને કપટ કરી પોતાના સિપાઇઓ પાસે કેદ કરાવ્યો અને કહ્યું કે. જો તુ તારી સ્ત્રી પદ્મિણી મને સોપે તો હુ તને છોડુ, નહિતો રીબાવી રીબાવીને મારીશ, ભીમસિંહ બહાદુર હતો પણ જેમ પાંજરામા પુરાયલો સિંહ નિર્બળ જેવો હોય છે તેમ ગુસ્સે થઇ કાંઈ જવાબ આપી શક્યો નહિ.

આ વાત દરબારમા પહોચી, પદ્મિણી એ જાણી ઘણો ખેદ કરવા લાગી પણ હવે ખેદ કરવાથી ઉપાય નહોતો, તે પણ બહાદુર અને હિંમતવાન હતી. તેણે પતિને છોડાવાનો નિશ્ચય કર્યો તે પતિવ્રતા સતી સ્ત્રી હતી. પતિને કેદમાં પડેલા જાણી તેને ધીરજ રહી નહિ, તેણે વિચાર ગોઠવી બાદશાહને જણાવ્યુ કે' હુ તમારી પાસે આવવા તૈયાર છુ પણ રાજદરબારની રીત પ્રમાણે સાતસો દાસીઓ મારી સાથે આવવી જોઇએ, જેથી સાતસો મ્યાના મોકલો બાદશાહ આ પત્ર વાંચી ખુશી ખુશી થઇ ગયો. કામી માણસને આડો અવળો વિચાર સુઝતો નથી, તેની બુદ્ધિ મારી જાય છે. તેણે પદ્મિણી મળવાની આશા બાંધી અને સાતસો મેના મોકલ્યા. પદ્મિણી જાતે એક મેનામાં બેઠી અને બીજા દરેક મેનામા યુદ્ધમા શુરવીર એવા બે યોદ્ધાઓને બેસાડયા. તેમ મેનો ઉચકનાર પણ દરેક મ્યાના પાછળ ભોઇના વેશમાં ક્ષત્રિયો જ હતા. તેમનાં હથિયાર મ્યાનામા મુકાવ્યાં અને પદ્મિણીએ બાદશાહને કહેવરાવ્યુ કે હું આવુ છુ, મારી સાથે બીજી રાણીઓ અને દાસીઓના સાતસો મેના છે પણ તમારો કોઈ પણ માણસ તેમાંની કોઇને પણ સતાવે નહિ કે તેમની પાલખીને હરકત થાય નહિ.

વળી અમે પડદાનશીન હોવાથી અમારા મુકામની આજુબાજુ પુરૂષ સૈનિક ન જોઇએ. બાદશાહે તે બધું કબુલ કર્યું આ રીતે પદ્મિણી બાદશાહની છાવણીમાં ગઇ.

સાતસો મેના ત્યા મુકાવ્યા, પદ્મિણીએ કહેવરાવ્યુ કે હું તમારી પાસે જ આવી છુ પણ છેલ્લીવાર એક કલાક મારા પતિ ભીમસિંહની સાથે એકાતમા મળી વાત કરવાનો વખત મળવો જોઇએ. બાદશાહે તે કબુલ કર્યું અને મ્યાના ભીમસિહને જે તબુમા કેદ કર્યો હતો ત્યા મુકયો. આજુ બાજુના સૈનિકોને લઇ લીધા. ભીમસિહ પદ્મિણીને જોઇ આશ્ચર્ય પામ્યો અને બોલ્યો કે અરે ! આ દુશ્મનની છાવણીમાં તું કયાથી ?

પદ્મિણીએ તેને ધીરજ આપી કહ્યુ· " વ્હાલા, હમણા વાત કરવાનો વખત નથી, માટે ચાલો તૈયાર થાઓ, પછી હું કહીશ, એમ કહી ભીમસિંહને મ્યાનામા બેસાડી પાછલે બારણેથી મ્યાનો લઇ સૈનિકો પલાયન કરી ગયા તેમને પકડવા જનાર સૈનિકોને બીજા મ્યાનામાથી ક્ષત્રિયોએ નીકળી ઠાર કર્યા અને તે મ્યાનામાં આવેલા સૈનિકો તથા મ્યાનો ઉચકનાર સૈનિકોએ હથિયાર ધારણ કરી દુશ્મનની છાવણીમા છાપો માર્યો આથી યવન સૈનિકો ઘણુ માર્યા ગયા અને બાદશાહ હાથ ઘસતો રહ્યો

ભીમસિહને આ પ્રમાણે છોડાવી પદ્મિણી ચિતોડગઢમા ગઈ ત્યા જઇ પોતાની પત્નિની ચાતુરીની વાત જાણી ઘણો ખુશ થયો, બાદશાહના સૈન્યમા નાસભાગ થવાથી તે જીવ લઇને ઘેરો ઉઠાવી દિલ્હી જતો રહ્યો પણ તેને તેનુ વેર લીધા વગર ચેન પડયું નહી. તે પદ્મિણીમા લોભાઇ ગયો હતો

પતિપત્નીએ ચિતોડમા આવી ફરી સુખ ભોગવવા માડયુ સતી સ્ત્રીએ પતિની પ્રેમથી સેવા કરવા માડી, અને આનદમા દીવસો ગુજારવા લાગ્યા એવામા સને ૧૩૦૫ મા અલ્લાઉદીને ડખ્ખ વારવા ફરી વધારે લશ્કર સાથે ચિતોડ ઉપર ચઢાઈ કરી ભીમસિહ સૈન્ય સાથે તેની સામો થયો બને પક્ષ વચ્ચે દારૂણ યુદ્ધ થયુ દુશ્મનોનુ બળ આ વખતે વિશેષ હતું તેથી રજપુતો ફાવ્યા નહી. ભીમસિહ મરાયો અને દુશ્મનનો વિજય થયો. આ જાણી પદ્મિણીએ ચિત્તા ખડકાવી દુશ્મનના હાથમા જતા પહેલાં જ પોતાના શરીરને ભસ્મીભૂત કરી દીધુ તેની પછી બીજી રાણીઓ પણ સતી થઇ

દુશ્મનોએ કિલ્લામાં પ્રવેશ કર્યો તો સ્ત્રીઓને ચિત્તામા બળી મરેલી જોઈ, લશ્કરે ચિતોડ લુટી લીધુ. પણ અલ્લાઉદીને પદ્મિણીની યાદગીરી કાયમ રાખવા તેનો મહેલ લુટયો નહી

આ પ્રમાણે સતી સ્ત્રી પતિની પાછળ પોતાના પ્રાણ આપતાં પણ ડરતી નથી. તે મરણને પણ પરપુરૂષને તાબે થતી નથી અત્યારે આ સતી ચિતોડમા દેવી તરીકે પુંજાય છે.

# રામેશ્વરી—જશવંતસિંહ

રામેશ્વરી એ ઉદેપુરના રાણાની પુત્રી હતી નાનપણથી જ તે બુદ્ધિશાળી અને તેજસ્વી હતી તેનુ લગ્ન જોધપૂરના મહારાજા જશવંતસિંહ સાથે થયુ હતુ રામેશ્વરી પતિવ્રતા હતી. પોતાના પતિની સેવા કરતી રાજકાર્યમાં પણ તે હોશિયાર હતી પતિને આનંદ આપવામા સૌભાગ્ય સમજતી

આ વખતે દિલ્હીના બાદશાહના સુબા તરીકે ઘણીવાર રજપુત રાજાઓને જવુ પડતુ જશવંતસિંહ પણ બાદશાહના પાચસો ઘોડેસ્વારનો ઉપરી હતો. દિલ્હીમા શાહજહા રાજ્ય કરતો હતો તેણે પોતાના પૂત્ર દારાને ગાદીએ બેસાડવાનો નિશ્ચય કર્યો તેથી તેનો બીજો પુત્ર ઔરંગઝેબ બાદશાહને પદભ્રષ્ટ કરી ગાદી લેવા સામે લશ્કર લઇ ચઢી આવ્યો. તેની સામે લડવા બાદશાહે જશવંતસિંહને મોકલ્યો, પહેલા દિવસે તો જશવંતસિંહની જીત થઇ, તે જાણી સાંજે ગાગાણીના રાઠોડ દુર્ગાદાસે કહ્યુ કે. આ લડાઇમાં ઔરંગઝેબ જીતશે અને તેને ગાદી મળવાની છે માટે આપણે તેની સામે લડાઇ ન કરતા પાછા હઠી જવુ. જશવંતસિંહે તે કબુલ કર્યું અને બીજે દિવસે દુર્ગાદાસ તથા જશવંતસિંહ યુદ્ધમાંથી પાછા હઠી ગયા, અને નાસી જોધપુરમાં આવ્યા

રાણીએ રાજા યુદ્ધમાથી નાસી આવ્યા છે એ વાત જાણી તેણે શહેરના દરવાજા બંધ કરાવી દીધા અને આજ્ઞા કરી કે લડાઇમાંથી પાછા હઠેલા કોઇને પેસવા દેવા નહિ. જશવંતસિંહ આવ્યા તો ખરા પણ

શહેરમા પેસવાની રજા ન મળી. તેથી દુર્ગાદાસ મહારાણી પાસે જવાની રજા મેળવી શહેરમા ગયા. તેણે રાજાને શહેરમાં પેસવા દેવાને કહ્યું. પણ રાણીએ કહ્યુ કે: મહારાજાએ ક્ષત્રિય ધર્મને ત્યજ્યો છે. યુદ્ધમાથી કોઇ પણ સાચો રજપુત પાછી પાની કરી નાસી આવે નહિ." આ સાભળી દુર્ગાદાસે કહ્યું કે. "મહારાજા, પાછા હઠયા નથી પણ હિંદુ ધર્મના રક્ષણ માટે તે યુદ્ધમાથી પાછા આવ્યા છે." આથી રાણીએ પોતાના પતિને શહેરમા એવી સરતે પેસવા દીધા કે જેનાથી નાસી ત પાછા આવ્યા તેનાથી હમેશા વિરૂદ્ધ ચાલવુ.

ઔરંગઝેબે ગાદી લીધી, તેણે રાજનીતિ બદલી અને રજપુતો ઉપર દ્વેષ રાખવા માંડયો, એક વખતે અફઘાનીસ્થાનમા બળવો થયો તે શમાવવા માટે ઔરંગઝેબે જશવંતસિંહને ત્યાં મોકલ્યા તે ધારતો હતો કે તેને કાબુલ મોકલવાથી બારોબાર અફઘાનોને હાથેજ તે મરણ પામશે જશવંતસિંહ કાબુલ જવા તૈયાર થયા ત્યારે તેની સાથે રાણી પણ તૈયાર થઇ હતી, ત્યા જઇ તેમણે બળવો શમાવી દીધો. પણ ઔરંગઝેબે તેમના લશ્કરમા પોતાના છુપા માણસો રાખ્યા હતા તેમની પાસે મહારાજાને ઝેર દીધુ અને સને ૧૭૩૫ મા જશવંતસિંહ મરણ પામ્યો રાણી તે વખતે ગર્ભવતી હતી મહારાજાના મરણથી તે ઘણીજ દુઃખી થઇ પુરા માસે તેમને આવતા લાહોરમાં પુત્ર જન્મ્યો તેનુ નામ અજીતસિંહ રાખ્યુ

જસવંતસિંહ મરી ગયા પછી રાણીને સૈન્ય સાથે દિલ્લીમાં બોલાવી મગાવી, ઉપર ઉપરથી બાદશાહે દરબાર ભરી જસવંતસિંહને માટે શોક પાળ્યો. પણ તેમની છાવણી હતી તેની આજુબાજુ મુસલમાન સૈન્યે ઘેરો ઘાલ્યો, રજપુતો ચેતી ગયા અને તેમણે અજીતસિંહને ત્યાથી ત્રણ ચાર ગાઉ ઉપરના ફતેહાબાદમા છુપો રાખ્યો.

હવે રજપુતોએ શુ કરવુ તેનો વિચાર કરવા માંડયો. રાણીએ આગેવાની લીધી અને સર્વ સૈન્ય મુસલમાન સૈન્ય સાથે લડવા તૈયાર થયુ. દુર્ગાદાસને કુવર અજીતસિંહની સભાળ રાખવા મોકલ્યો અને રજપુત સૈન્ય યવન સૈન્ય ઉપર તુટી પડયુ, બને સૈન્ય વચ્ચે ભયકર યુદ્ધ થયું. દુર્ગાદાસ અજીતસિંહને સાચવતો હતો પણ બાદશાહે તેનો પત્તો મેળવ્યો હતો તેથી દુર્ગાદાસ તેને વિશ્વાસુ માણસો સાથે દૂર લઇ ગયા

સાત દિવસ સુધી દારૂણ યુદ્ધ જામ્યુ, તેમા રાણીએ દુશ્મનના ઘણા સૈન્યને કાપી નાખ્યુ, દુશ્મન સૈન્યમાં ત્રાહી ત્રાહી પોકરાવી. પછી દુર્ગાદાસ સાથે કેટલાક રજપુતો દુર્ગાદાસની આગેવાની સાથે કુવર અજીતસિંહનું રક્ષણ કરવા ચાલી ગયા રાણીએ તેમને કહ્યુ કે: હવે તમે જાઓ અને કુવરને લઇ મારવાડ સંભાળો, રાણી તે પછી હાથીની ચારે પાસથી શળ ભરીને હાથી ઉપર સવાર થઇ દુશ્મન સાથે યુદ્ધ કરવા લાગી, દુશ્મનોએ તેને પકડવા ઘણા ફાફા માર્યા પણ રાણીએ ગળ સળગાવી હાથી ઉપર જ ભસ્મિભૂત થઇ પતિના ચરણમાં પ્રાણને અર્પી દીધા સતી સ્ત્રીઓ આવી પરાક્રમી હોય છે, પતિના મરણથી તેમને મોટો આઘાત થાય છે.

---

# કાન્તિ.

કાન્તિ એ રામચન્દ્રજીના ભાઇ ભરતના પુત્ર પુષ્કરની પત્ની હતી. તે રૂપવાન, નીતિવાળી અને ચતુર હતી. પતિસેવા કરી પતિને આનદ પમાડતી. તેના પ્રેમથી તેના પતિ પુષ્કર પણ તેના ઉપર ઘણુ હેત રાખતા. બંનેમાં ઘણી જ પ્રીતિ હતી કાન્તિ સાસુ સસરાને પોતાના માબાપ તુલ્ય ગણી સેવા ચાકરી કરતી. તે દયાળુ હતી, ગરીબોના દુ ખ ટાળવા યત્નશીલ રહેતી તે સ્ત્રીઓને સુધારવા માટે ઘણીવાર ઉપદેશ આપતી અને કહેતી કે. સતી સ્ત્રીઓએ પોતાના પતિ ઉપર પ્રીતિ રાખી તેની ભક્તિ કરવી જોઇએ સાસરાના સગાંને પુજ્ય માની વર્તવુ નણદ ભોજાઇ ઉપર પ્રેમ રાખવો, જેઠ જેઠાણીને સાસુ સસરા તુલ્ય ગણવા અને દીયેર દેરાણીને પુત્ર પુત્રવધુ તુલ્ય ગણી માન આપવુ. સ્ત્રીએ પતિવ્રત પાળવુ, શરમનો ત્યાગ કરવો નહી ” આવા ઉપદેશથી ઘણી સ્ત્રીઓ પતિપરાયણ જીવન ગાળતી થઇ હતી

તે પોતાના પતિને પ્રસન્ન રાખતી, પતિ પત્નીને સારૂં બનતુ, જ્યારે રામચન્દ્રજીએ અશ્વમેધ યજ્ઞ કર્યો ત્યારે અશ્વના રક્ષણ માટે શત્રુઘ્ન સાથે પુષ્કર પણ તૈયાર થયા, તેમને તે વખતે સતીએ કહ્યુ કે “ વ્હાલા, યુદ્ધ કરવું એ ક્ષત્રિયનો ધર્મ છે. આપ સુખેથી પધારો અને અશ્વનું રક્ષણ કરવા માટે યુદ્ધમા પાછી પાની કરતા નહિ. ક્ષત્રિય ધર્મને સાચવી બાપદાદાનું

નામ રાખજો." આવી સલાહ આપી પતિને રણમાં જવાની તેણે હિંમત આપી, તેથી પુષ્કરને શૂર ચઢયુ અને તે યુદ્ધે ગયો હતો.

સ્ત્રીઓ પોતાના પતિને ધર્મમાર્ગે ચાલવાની સલાહ આપી શકે છે. જ્યારે તે યુદ્ધમાંથી પાછો આવ્યો ત્યારે સતીને કહેવા લાગ્યો કે. "તેં મને યુદ્ધમા જવા જે ઉત્સાહ આપ્યો હતો તેથી જ મે પાછી પાની કરી નહિ. તારા જેવી પતિનુ કલ્યાણ ઇચ્છનારી સ્ત્રીઓ થોડી જ હશે" આ સાભળી સતી ક્રાન્તિએ કહ્યું હુ તો આપની દાસી છુ. આપના જેવા પતિ મળવાથી હું ભાગ્યશાળી છુ. મારા ઉપર આપની પ્રીતિ કાઇ ઓછી છે. આપે અમને આપનુ સર્વસ્વ અર્પી સુખ ભોગવાવો છો તો પછી અમે તેનો શી રીતે બદલો વાળવાના છીએ' આ પ્રમાણે કહી પતિને સંતોષ આપ્યો હતો

આ પ્રમાણે સતી ક્રાન્તિએ પોતાના પતિને ધર્મ માર્ગનુ જ્ઞાન આપી પતિસેવા કરી પ્રીતિ મેળવી હતી, ધન્ય છે આવી સતી સ્ત્રીઓને કે જેણે પતિસેવાથી પોતાના નામ અમર કર્યા છે

## સુલીબા-જગન્નાથ.

સુલીબા એ કાશી પાસેના રામનગર નામના ગામના કૃષ્ણશર્મા નામના બ્રાહ્મણની પુત્રી હતી તેના બાપે તેને વેદાદિ શાસ્ત્રોનો અભ્યાસ કરાવ્યો હતો, તેનુ નાનપણથી જ વિદ્યાભ્યાસમા મન હતુ ને વિદ્વાન અને નીતિમાન હતી, તેનું લગ્ન એક જગન્નાથ નામના શાસ્ત્રી સાથે થયુ હતું. સુલીબા પોતાને સાસરે ગયા પછી પતિવ્રતા ધર્મ પાળી પતિની સેવા કરતી, પતિને અનુકુળ રહી તેમની પ્રીતિ મેળવી લેવા મથતી તેનો પતિ પણ દયાળુ અને સ્ત્રીને સતોષનાર હતો તેથી બને જણ વચ્ચે સારો સ્નેહ હતો.

તેના પતિએ સસ્કૃત પાઠશાળા સ્થાપી હતી. તેમાં પુરૂષોને જગન્નાથ શિખવતો અને કન્યાઓને સુલીબા શીખવતી, સુલીબાએ તત્વદર્શન નામે ગ્રથ લખ્યો છે, એક વખતે બને પતિપત્ની યાત્રાએ ગયાં હતા ત્યાં સમર્થ વિદ્વાનોની, સભામા સુલીબાએ જીવ અને બ્રહ્મની એકતા સંબંધી

વાદવિવાદ ચલાવ્યો હતો તેની વિદ્વતા જોઇ તેને તે સભાએ પંડિતાનો ઇલ્કાબ આપ્યો હતો, તે જાણતી કે સ્ત્રીઓને કેળવ્યા વગર સંસાર સુધરતો નથી તેથી સ્ત્રીઓને ઉપદેશ આપતી અને કહેતી કે, જુઓ બ્હેન, શરીર તો નાશવંત છે, તેના વડે જે કાંઇ સુકૃત કરવામાં આવે છે તેનું જ ફળ આપણને મળે છે. સ્ત્રીઓને તો પતિ એજ પરમેશ્વર છે એમ માની પોતાના પતિને સેવી તેને રાજી રાખવા પ્રયત્ન કરવો જોઇએ, પતિના દોષ જોવા નહિ, તેની સાથે અભિન્ન થઇ પ્રીતિથી વર્તવું કદાચ પતિ ગુજરી ગયો હોય તો પણ ઇંદ્રિઓને કબજે રાખી બ્રહ્મચર્ય પાળી, સૌભાગ્યના ચિન્હોનો ત્યાગ કરી સાદું જીવન ગાળી ઇશ્વરભક્તિ કરવી.

સ્ત્રીઓએ કદી પણ લોભને વશ થઇ પોતાના પતિવ્રતનો ભંગ થવા દેવો નહિ ઘેર બેઠાં ઉદ્યોગ કરી જીવન ગુજારવું પણ શિયળનો તો મરણાંતે ભંગ કરવો નહિ. આ પ્રમાણે તે સ્ત્રીઓને શીખામણ દેઇ સુધારતી. તેણે પતિ સાથે ઘણાં વર્ષ સુખ ભોગવ્યું હતું. પ્રારબ્ધ યોગે તેનો પતિ માંદો થયો તેની તેણે ચાકરી કરી. પણ મટયું નહિ અને તે મરણ પામ્યો તેથી તેણે ઘણું રડકકળ કરવા માંડયું. પતિ વગર તેને સર્વસ્વ સૂનું જણાયું. તેને શોક ન કરવા લોકોએ ઘણું સમજાવ્યું પણ તેના માનવામાં કાંઇ આવ્યું નહિ, તે પોતાના પતિની સાથે ચિતામાં બળી સતી થઇ હતી. આ પ્રમાણે આ સતીએ જીવતાં પર્યંત પતિ સેવા કરી, અને પતિમાંજ ચિત્ત રાખ્યું હતું.

---

## જયા

કાશીના નંદરાજ નામના વેપારીની સ્ત્રીનું નામ જયા હતું તે રૂપાળી, નીતિવાન, સદ્દગુણી, ધર્મિષ્ટ અને વિવેકી હતી. તેના પતિનું શરીર કદરૂપું અને શ્યામ હતું. સતી જયા પતિવ્રતા હતી. પોતાનું અનુપમ રૂપ હતું અને પતિનું રૂપ કાળું અને જરા બેડોળ હોવા છતાં પણ તે તેના ઉપર અત્યંત સ્નેહ રાખતી. નંદરાજ પણ પોતાની પત્ની ઉપર અત્યંત સ્નેહ રાખતો. પતિપત્નીમાં પરસ્પર પ્રેમ અતુલ હતો. બંને હમેશાં સુખ અને વિનોદમાં આનંદથી રહેતાં. સતી જયાનું ચિત્ત પતિમાંજ ચોટેલું હતું. તેને ક્ષણ-

વાર પણ પતિ વગર ચેન પડતુ નહિ પતિની મરજી સાચવવા તે સદા તત્પર રહેતી.

નંદરાજની સ્થિતિ ઘણી સારી હતી તેથી દ્રવ્યની કમી નહોતી ગાડી, ઘોડા, બંગલા અને વૈભવ ભોગવવાના હતા સતીને રીઝવવા પૈસા ખર્ચતા તેને વાર લાગતી નહિ, એવામાં નંદરાજને વેપારમાં ઘણી ખોટ આવી અને સર્વ મિલ્કત દેવામાં આપી દેવી પડી તેણે પોતાની સ્ત્રીને આ વાત ન જણાવવા ગુપ્ત રાખી. રાત દિવસ ચિંતાથી નંદરાજનું શરીર ગળવા માંડયું. તે ઉપર ઉપરથી પોતાની સ્ત્રીની સાથે હસતો બોલતો પણ અંતર બળ્યાં કરતું જયા તેના મુખ ઉપરથી ચેતી ગઈ પતિનો ચ્હેરો ઉદાસ કેમ રહે છે તે પૂછવા લાગી, પણ તેણે પોતાની પત્નીને દુખ થાય તે હેતુથી કંઈ કહ્યું નહિ, તે ધારતો કે હું જો તેને કહીશ તો તેનું હસતું મુખ કરમાઈ જશે અને દુખી થશે.

જયાને પોતાના પતિની ઉદાસી જણાયા વગર રહી નહિ તેણે પુછ્યું "વ્હાલા, આપ ઉપરથી પ્રસન્નતા જણાઓ છો પણ કાંઈ મોટી ચિન્તામાં હો એમ લાગે છે, માટે ખરી વાત કહો કે શાથી આપ ઉદાસ રહો છો?" તેનો વધુ આગ્રહ જાણી નંદરાજે તેને વેપારમાં ગયેલી ખોટની વાત જણાવી. તે સાંભળી તેને ઘણુંજ દુખ થયું પણ ધીરજ રાખી પોતાના પતિને કહ્યું કે "વ્હાલા, એમાં શું થઈ ગયું વેપાર કરીએ તો ખોટ પણ આવે, ચિંતા કરવાથી તો વધુ દુખ થાય છે, ભરભલાની પણ ચડતી પછી પડતી થાય છે, માટે નિરાશ થવાનું કંઈ કારણ નથી આવેલું દુખ સહન કર્યા વગર છુટકો નથી આપ ધીરજ રાખો. એમાં થઈ શું ગયું આ વાડી, બંગલા, ગાડી વેચી નાખો, આપણે સાદું જીવન ગાળીશું. પાસે પૈસા ન હોય તો પછી તેની કંઈ જરૂર નથી વળી આપણે ને આપણે કમાઈશું" આ પ્રમાણેના પોતાની સ્ત્રીનાં વચન સાંભળી નંદરાજના દુખનો અર્ધો ભાર ઓછો થઈ ગયો. સ્ત્રીએ પોતાના પલ્લાની જણસો પણ પતિને સ્વાધીન કરી દીધી, પછી તે વેચી સાટીને દેવામાં ભર્યું અને એક નાનુ સરખુ ઘર ભાડે લઈ બને જણ રહેવા લાગ્યા.

સતીએ ત્યાં રહી પોતાની સ્થિતિ પ્રમાણે સાદુ જીવન ગાળવા માંડયું.

પતિને ધીરજ અને હિંમત આપી દુઃખ ઓછુ કર્યું, પૈસા હતા ત્યારે જેવી તે પોતાના પતિના ઉપર રાજી રહેતી તેજ પ્રમાણે અત્યારે પણ તે પોતાના પતિ ઉપર સ્નેહ રાખતી તે નોકર ચાકરો પાસે કામ કરાવતી, તે અત્યારે તમામ ઘર કામ હાથે કરતી, પતિને વારવાર ધીરજ આપતી એકાંતમા હાસ્યવિનોદથી તેનું દુખ ભૂલાવી દેતી. ઘર વાળી ઝુડી સ્વચ્છ રાખતી આ-ગણામાં પણ વાળી ઝુડી સ્વચ્છ રાખી પાણી છટી સુદરતામા વધારો કરતી નાના નાના ફુલ ઝાડોના કુંડા ગોઠવી દીધા હતા, બારણે ગીલોડી કારેલી, વિગેરે શાક વાવ્યા હતા, ઘરની આવી ઉત્તમ વ્યવસ્થા કરી મનમાં પતિને રાજી રાખવા વિચાર કર્યા કરતી

આ પ્રમાણે આ સતી સ્ત્રીએ પોતાના પતિનું દુખ ભૂલાવી દીધું. બહારથી ગમે તેટલી ચિંતા લઇને ઘેર આવે પણ પોતાની પત્નીનુ સુદર હાસ્યયુક્ત મુખ જોતા જ તેની સર્વ ચિંતા ટળી જતી મની સ્ત્રીઓ પોતાના પતિ ઉપર પૈસા આપવાથી રાજી રહેતી નથી પણ તેનો સર્વ સ્થિતિમા પોતાના પતિને પ્રાણથી પણ અધીક વ્હાલો ગણીને રહે છે, આ પ્રમાણે આ સતીએ પોતાના પતિને સંકટ વખતે પણ સુખ અને આનદ આપી સતોષ પમાડયો હતો સતીએ પોતાના પતિને ધીરજ અને ઉત્સાહ આપી દુખ ભુલાવી દીધુ, તેને ફરી વેપાર કરાવ્યો, તેને તેમા સારી કમાણી થઇ અને બંનેનુ દુખ ટળ્યુ, આ પ્રમાણે સ્ત્રી એ પતિને દુખ વખતે મદદ કરી ચિંતામાંથી ઉગારી સુખ આપી શકે છે આ પ્રમાણે સ્ત્રીઓની પદ્વિ મહાન છે. તે પોતાના પતિને સુખી કરી શકે છે અને કુલટા હોય છે તો પતિને દુખ દેવામા બાકી રાખતી નથી

---

# કળાવતી

---

કળા એ કર્દમ પ્રજાપતીની પુત્રી હતી તેમની માતાનુ નામ દેવહુતી હતું, તેમનું લગ્ન મરીચી ઋષી સાથે થયુ હતું કળાએ નાનપણથી જ વેદાદિ શાસ્ત્રનો અભ્યાસ કર્યો હતો, તે રૂપાળી, ગુણવાન, ધર્મિષ્ટ અને નીતિવાન હતી, તે પતિસેવા કરવામા કુશળ હતી પોતાના પતિ સાથે

હિમાલય ઉપર રહી પતિભક્તિ કરવામા તલ્લીન રહેતી. પતિના ઉઠતા પહેલા ઉઠી આશ્રમ સ્વચ્છ કરી ન્હાઇ ધોઇ પતિને સ્નાનાદિ કરાવી, પુજાનું સાહિત્ય તૈયાર કરી આપતી તે પતિને જમાડયા પછી જમતા, અને બપોરના પતિ પાસે બ્રહ્મજ્ઞાન મેળવતા.

અતિથીઓનો સત્કાર કરતા, બાળાઓને કેળવતાં તેમજ તે હમેશા, સત્ય, પ્રિય અને હિતકર વાણી બોલતા, પતિને પ્રસન્ન રાખતાં, મનને કબજે રાખી પતિ સેવામા મન જોડી રાખતા. પતિને સ્નેહથી જીતી લેઇ પોતના સુખે સુખી અને દુખે દુખી રહેતા, તે હમેશા પતિની આજ્ઞાનું પાલન કરતાં, તેમના પતિ પણ તેમના ઉચ્ચ લક્ષણોથી તેમના ઉપર પ્રસન્ન રહેતા. તેમને કશ્યપઋષિ નામના પુત્ર જન્મ્યા હતા, તે મહાત્મા થઇ ગયા છે. બાળકને ઉછેરવામા માએ કાળજી રાખવી જોઇએ એ તે સમજતા, તેમના ઉત્તમ ગુણોથી તેમને પેટે કશ્યપ ઋષી જેવા મહાત્મા જન્મ્યા હતા. તેમનો પુત્રવધુ ઉપર પણ સારો પ્રેમ હતો.

પતિની પાસે તેમણે બ્રહ્મજ્ઞાન મેળવી અંતે સુખી થયા હતા

## રોહિણી

રોહિણી—કાશ્મિરના રાજા તુજીનસિહની સ્ત્રી હતી. તે સૌંદર્યવાળી, બુદ્ધિમાન, ચતુર, દયાળુ, પતિવ્રતા અને નીતિવાન હતી. તે પતિની સેવા કરતી, પતિને પોતાના પ્રાણ કરતા પણ અધિક સમજતી. તે પોતાના પતિને રાજકારભાર ચલાવવામા પણ સલાહ અને મદદ આપતી. ગમે તેવા વિકટ પ્રસગમાં પણ તે પતિનુ મન શાત કરી શકતી રાજા પોતાની પતિવ્રતા રાણીના ઉપર અત્યત સ્નેહ રાખતા, બંનેમા ઉત્તમ સ્નેહ હતો. એક વખતે કાશ્મીરમા દુકાળ પડયો જે દુકાળથી પ્રજા ભુખે ટળવળવા લાગી. રાજાએ પોતાના કોઠારમાથી તમામ અનાજ પોતાની પ્રજામાં વ્હેચી નાખ્યુ. રાણીએ જાતે જઇ દુ:ખી અને ગરીબ સ્ત્રીઓની સંભાળ લેવા માડી. તે ઘણીજ દયાળુ હતી, તેણે ઘણુ દ્રવ્ય ખર્ચી પોતાની પ્રજાને સકટમાંથી બચાવવા યત્ન કર્યો.

આ દુકાળમાં ગરીબોને સુખી કરવામા આખો ખજાનો વપરાઇ ગયો છતાં દુકાળનું સંકટ મટયુ નહી તેથી પ્રજા ભુખે મરવા-લાગી પ્રજાના આ ત્રાસથી રાજાને ઘણી ચિંતા થઇ અને ચિંતામાં ને ચિંતામાં તે માંદો પડયો તે જોઇ સતી તેમની સારવારમા રોકાઇ. રાજાને પ્રજાનુ સંકટ સાલતુ હતુ તેણે પ્રજાને ભૂખે મરતી જોઇ તે દુઃખ ન જોઇ શકવાથી મરવુ સારૂં એવો નિશ્ચય કર્યો આ જોઇ રાણીએ કહ્યું વ્હાલા, ઇશ્વર મદદ કરશે, પ્રજાને માટે આપણાથી બન્યુ તે આપણે કર્યું, અને હજુ પણ પ્રજાને સુખી કરવા આપ અને હુ યત્ન કરીએ છીએ. આત્મઘાત કરવો એ તો ઘણું જ ખરાબ છે માટે આપ ધીરજ રાખો અને ઇશ્વર ઉપર વિશ્વાસ રાખો, આપણે આ વખતે પ્રજાનો ત્યાગ કરવો ન જોઇએ

આ પ્રમાણે તેણે પોતાના પતિને ધીરજ આપી હતી. ઇશ્વરે તેમની મદદ કરી બીજે જ દિવસે કાશ્મીરમા પુષ્કળ વરસાદ પડયો અને લોકો દુકાળના સંકટમાંથી મુક્ત થયા આથી રાજા અને રાણી સંતોષ પામ્યા, થોડા દિવસમા પુષ્કળ અનાજ પાકયુ અને દુકાળનુ સંકટ મટયુ પછી પતિપત્ની રાજકારભાર ચલાવતા આનંદ ભોગવવા લાગ્યા, તે પોતાની પ્રજા સુખી હોય એજ ઇચ્છતાં ત્યારપછી કેટલાય વખતે રાજાને ભયંકર રોગ લાગુ પડયો, સતીએ ઘણા ઘણા ઉપચારો કર્યા પણ ટેકી ન લાગી આખરે રાજા મરણ પામ્યો, પતિ વિયોગીની રોહિણી ઘણીજ દુઃખી થઇ તેને હવે આ વૈભવ ઝેર જેવા લાગ્યા, તે પોતાના પતિ પાછળ સતી થઇ તે જે જગ્યાએ સતી થઇ તે જગ્યા 'રોહિણી હવીના' નામે પ્રખ્યાત છે. અરે તેને લોકો અત્યારે પણ દેવી તરીકે પુજે છે.

---

# મૃગનયની.

આ સતી ગ્વાલિયરના રાજા માનસિંહની સ્ત્રી હતી તે બુદ્ધિશાળી, વિદ્વાન, રૂપાળી, ઉદાર, ધર્મિષ્ટ અને નીતિવાન હતી, પોતાના પતિ ઉપર તેનો અત્યંત સ્નેહ હતો, તે સંગીતમા ઘણી કુશળ હતી, તે હમેશા પતિથી વ્હેલી ઉઠી સ્નાનાદિથી પરવારી સતાર સાથે ઇશ્વરભક્તિ કરતી તે હિંમતવાન હતી, પતિને દરેક કાર્યમા સહાય કરતી

રાજા માનસિંહને બસો રાણીઓ હતી પણ તેમાં મુખ્ય મૃગનયની હતી, તે અતિ સુંદર હતી તેણે રાજાને પ્રેમથી જીતી લીધો હતો, વળી તે સંગીતમાં કુશળ હોવાથી પતિનું મન રંજન કરતી, માનસિંહ તેના ઉપર ઘણોજ સ્નેહ રાખતો અને એક બીજા ઉપર અત્યંત પ્રીતિ રાખી, આનંદમાં દીવસો વિતાવતા હતા. તે ઘણીવાર પતિને સંકટ વખતે મદદ કરતી, તેની ગાયનવિદ્યાની કુશળતા એટલી બધી હતી કે તે વખતે પ્રસિદ્ધ થઇ ગયેલ તાનસેન નામના સમર્થ સંગીતકળા કુશળ વિદ્વાને પણ તેનાં વખાણ કર્યાં હતા.

આ પ્રમાણે આ સતીએ પોતાના સ્નેહાળ સ્વભાવથી પતિસેવા કરીને પતિના અંતઃકરણને જીતી લીધું હતું, રાજા તેને ઘણું માન આપતો અને હમેશા તેનામાં પ્રીતિ રાખતો

---

# મેના

મેના એ બિહાર પ્રાંતમાં આવેલા આરગાલના રાજાની રાણી હતી, તે રૂપાળી, શુરવીર, નીતીવાન, પતિવ્રતા અને સદ્‌ગુણી હતી તે હમેશાં નિરાધાર અને દુખીઓને મદદ કરતી તે ઘણી દયાળુ હતી તે પતિની સેવા કરી પતિની આજ્ઞાનું પાલન કરી, પતિને રાજી રાખતી તેનો પતિ પણ તેના ઉત્તમ ગુણોથી તેના ઉપર અત્યંત સ્નેહ રાખતો, બને પતિ પત્ની હમેશા સુખી અને આનંદી રહેતાં, રાજકારભારમા પણ સતી પોતાના પતિને મદદ કરતી

રાજા ગૌતમ પણ ઘણો શુરવીર અને હિંમતવાળો હતો, તે દિલ્હીના બાદશાહને ખંડણી આપતો નહોતો, તેથી બાદશાહ તરફથી લશ્કર લઇ તેનો સુબો લડાઇ કરવા આવ્યો હતો તેણે ગંગાના કીનારા ઉપર છાવણી નાખી હતી.

પુનમના દીવસે રાણીએ ગંગાજીમા સ્નાન કરવાનો વિચાર કર્યો પણ ગંગા કિનારે દુશ્મનો પડેલા હોવાથી શું કરવું તેની ચિંતા કરવા લાગી. છતા તે બહાદુર હતી, તેથી કેટલીક દાસીઓ સાથે રાતે ગંગામાં સ્નાન કરવા ગઇ, ત્યા જઇ તેણે સ્નાન કર્યું, અને શહેરભણી વળી, પણ ને

વાતની સુબાને ખબર પડતા તેણે રાણીને પકડી મંગાવવાનો પોતાના માણસોને હુકમ કર્યો. સૈનિકો તેને પકડવા આવ્યા પણ તે અને તેની દાસીઓ સામે થઇ અને પોતાની પાસે રાખેલી ખંજરથી કેટલાકનો પ્રાણ વાળ્યો.

સૈનિકો ઘણા હતા તેથી તેમનુ કાંઇ ચાલ્યુ નહિ અને સૈનિકો તેને પકડવા આગળ આવ્યા પણ તેણે તે જોઇ બુમ પાડી કેઃ " અરે આટલા બધામા કોઇ હિંદુ નથી કે જે હિંદુ સ્ત્રીની રક્ષા ન કરી શકે ? " આ સાભળી બે વીર પુરુષો તેમની સામે થયા અને રાણીને છોડાવી આ ઝપાઝપીની વાત રાજા સુધી પહોચી ગઇ તેથી તે લશ્કર લઇ આવી પહોચ્યો અને દુશ્મન સૈન્ય નાસી ગયુ. આ પ્રમાણે સતી સ્ત્રીએ દુશ્મન સૈન્ય સામે બહાદુરી બતાવી પોતાનુ શિયળ સાચવ્યુ હતુ.

---

# ઉભયકુમારી.

માળવામા આવેલી ચંદેરી નગરના પ્રતાપસિંહની પુત્રીનુ નામ ઉભયકુમારી હતુ તે રૂપવાન, નીતિવાન, ધર્મિષ્ટ અને દયાળુ હતી તેનુ લગ્ન સેનિગઢના રાજકુવર સૂરસેન સાથે થયુ હતું. તે શ્રાવસ્તી રાજાને ત્યા નોકરી કરતો હતો સુરસેન કુશળ, નીતિવાન અને શુરવીર હતો તે દેશભક્ત હતો ઉભયકુમારી પરણી સાસરે આવી પોતાના પતિ ઉપર અત્યંત સ્નેહ રાખવા લાગી સુરસેન પણ તેના ઉપર અત્યંત પ્રીતિ રાખતો આ દમ્પતી એક બીજાના પ્રેમથી મુગ્ધ બની ગયાં હતા. પતિની આજ્ઞાનું પાલન કરવુ, પતિની છાયારૂપ થઇને રહેવુ પતિના ઉપર પ્રીતિ રાખવી એમા સતી પોતાનુ સૌભાગ્ય માનતી. આ પ્રમાણે આ પતિપત્ની એક બીજાથી અભિન્ન થઇ સુખ ભોગવવા લાગ્યાં

એક વખતે સૂરસેનને યુદ્ધમા જવાનો હુકમ થયો તેથી તે પોતાની સ્ત્રીને મળવા આવ્યો, સતીએ તેને કહ્યું " વ્હાલા, આપ મને અહિં એકલી મુકીને યુદ્ધમા ન જાઓ, હું ક્ષત્રિય પુત્રી છું. મને સાથે તેડી જાઓ, હું આપની સેવામાં હાજર રહીશ," પણ સુરસેને કહ્યુ કે "વ્હાલી તું કહે છે તે ખરૂં, પણ યુદ્ધમા તારૂં કામ નહી, હું જલ્દી વિજય મેળવી

પાછો આવીશ.' આથી રાણીએ તેને રજા આપી પણ કહ્યું કે "વ્હાલા, ગમે તેમ કરીને પણ વસંતઋતુમા પાછા આવજો," આ વાત કબુલ કરી સુરસેન યુદ્ધમા ગયો અને ઉભયકુમારી ઘેર રહી સાદા વસ્ત્રો ધારણ કરી શીવપુજન કરવા લાગી

તેને પતિ વગર ચેન પડતું નહિ, વસન્તઋતુમા પતિ આવશે એમ માની તેની વાટ જોવા લાગી, તેણે વસ્ત્રાલકારો ધારણ કર્યાં, શીવપુજન કર્યું પછી પતિની રાહ જોતી ઉભી. રાત થઇ પણ તેનો પતિ ન આવ્યો. અતે પતિ ન આવવાથી નિરાશ થઇ ઘરમા જઇ પલગ ઉપર પડી, વિચાર કરવા લાગી કે હજુ, સ્વામી ન આવ્યા, પારકી નોકરી કરનારાને પોતાની સ્ત્રી ક્યાંથી સાભળે ! હાય પ્રભુ, કહેતા તેણે નિરાશ થઇ પ્રાણ ત્યજી દીધા.

સુરસેન યુદ્ધમાથી તેજ દિવસે આવવા નીકળ્યો હતો પણ રસ્તામાં વિલબ થતા બીજે દિવસે સવારમાં આવી પહોચ્યો તો પત્નીને મરેલી જોઇ. તેથી તે ઘણો ખેદ કરવા લાગ્યો. પત્ની વિયોગે તેના પણ પ્રાણ નીકળી ગયા, આવી રીતે બંનેએ એક બીજાના વિયોગથી પ્રાણ ત્યજી દીધા, આતે પતિપત્નીનો ખરો પ્રેમ ખરાં પ્રેમી એક બીજાનો વિયોગ સહન કરી શકતા નથી, સ્ત્રી પોતાના પતિના ઉપર આવો પ્રેમ રાખી જીવન સુખમા ગાળી શકે છે.

આ પ્રમાણે સતી સ્ત્રીઓ પોતાના પતિ ઉપર અત્યત પ્રેમ રાખે છે, જે સ્ત્રીઓ પોતાના પતિ ઉપર આવો પ્રેમ રાખે છે તે જ ખરી સતીઓ છે, હવે મોડુ થયુ છે માટે બધ કરીએ, આ પછી સર્વે પોતપોતાને ઘેર જાય છે.





## પ્રકરણ ૨૦ મું.

### સ્ત્રીઓના ઉત્તમ આચાર વિચાર.

બીજે દિવસે ચન્દ્રકાન્તાએ કથા શરૂ કરી. તેણે કહ્યુ કે બ્હેનો, આપણે મનને કબજે રાખવુ જોઇએ. જે સ્ત્રી પોતાના મનને વશ કરી શકે છે, તેને કશુ અસાધ્ય નથી. તેને કદાપિ કોઇ પણ વસ્તુમાં મોહ ઉપજતો નથી તેણે પોતાના મનને સદ્વિચારોમાં જોડેલુ રાખવુ અને સદ્વર્તન સેવ્યા કરવા નવરા બેસી રહેવાથી ખરાબ વિચારો આવે છે સ્ત્રીના આચાર વિચાર ઉપર તેની પ્રજાના ભવિષ્યનો આધાર છે.

સ્ત્રીઓએ હમેશા પતિમા ઇશ્વરબુદ્ધિ રાખી નીતિથી ઠરેલપણે ચાલવું ઉછાછળુપણુ કદી પણ કરવું નહિ. હમેશાં મર્યાદા સાચવીને ચાલવુ. જો સ્ત્રી નીતિવાળી હોય છે તો તેની પ્રજામા પણ નીતિના સંસ્કારો ઉતરી આવે છે. સ્ત્રીઓએ પોતાનો ગૃહસ્થાશ્રમ સુખમય કરવા, પતિને સુખ આપવા, અને પોતાની પ્રજાને હિંમતવાળી, નીતિવાળી અને આનદી બનાવવા લક્ષ આપવુ.

તેણે પોતાના પતિના ગમે તેવી સ્થિતિમા પણ સંતોષ માની પતિસેવા કરવી. કદાપિ પણ પતિ ઉપર રોષ કરવો નહિ, પોતાની ઝુપડી જેવું પરના બગલામા સુખ નથી એમ માનવુ બીજાનુ સુખ દેખી લોભાવુ નહિ, પારકે ઘેર કામ વગર પતિની આજ્ઞા સિવાય જવુ નહિ. હમેશા

ઉદ્યોગી રહેવુ. ઘરમા કોઇને કાંઈ કામ કાઢીને બેસવુ ઉત્તમ વિચારો કરવા ઉત્સાહી અને આનંદી રહેવુ. પતિને ઉત્સાહી અને આનંદી બનાવવા યત્નશીલ રહેવુ પતિ તરફથી જે મળે તેમાં જ સુખ માનવુ, કોઇના ઉપર દ્વેશ રાખવો નહિ, કોઇની સાથે લડવાનો સ્વભાવ રાખવો નહિ કોઈ બે બોલ કહે તો ગળી જવા પણ ક્રોધ કરી તેની સાથે લડવા દોડવુ નહિ

જેની અને તેની સાથે લડનાર સ્ત્રીની આબરૂ હલકી ગણાય છે. કોઈની પણ નિંદા કરવી નહિ જેની સાથે ન બને તેની સાથેનો વ્યવહાર ટુંકાવી નાંખવો કોઇની ચાડી કરવી નહિ, નવરા બેસી એક બીજાની કુથલી કરવી નહિ. પતિને સંકટ વખતે ધીરજ આપવી પોતાના સંગથી પતિને સુખ આપવુ હમેશા પ્રયત્નશીલ રહેવુ.

ગૃહસ્થાશ્રમના સુખનો આધાર સ્ત્રી ઉપર હોય છે, તેણે પોતાના ઘરમા સર્વ સાથે સ્નેહ રાખી સંપીને રહેવુ બીજી સ્ત્રીઓની સાથે કામ કરવામા હસાહસી કરવી નહિ ઘરમા સ્ત્રી તો પતિના વિશ્રામસ્થાન તુલ્ય છે તેણે શાન્તપણે કાર્ય કરવુ ચિડાવુ નહિ ઘરમા કલેશ તો કદાપિ પણ કરવો નહિ તેણે પોતાના પતિને મદદ કરી સુખી કરવા યત્નશીલ રહેવુ. પતિને કોઇ રીતે ઉદ્વેગ થવા ન દેવો

ઘરને સ્વચ્છ રાખવા હમેશા કાળજી રાખવી ઘરમા સર્વ સંપીને રહે તેમ કરવુ પોતાના સગા સાથે સ્નેહથી વર્તવુ તેમના મન સાચવીને વર્તવુ કોઇના દોષ જોવા નહિ કોઇને મ્હેણા મારવા નહિ પતિની સેવામા પોતાનુ અહોભાગ્ય માનવુ માયાળુ સ્વભાવ રાખવો બાળકોને સ્નેહથી ઉછેરી કેળવવા, પતિ તમારૂ ભરણપોષણ કરે છે તો તમારે તેના ઉપર સ્નેહ રાખી તેમને સુખ આપવુ એ તમારૂ કર્તવ્ય છે ઘરમા સાસુ કે નણંદ સાથે તકરાર કરવી નહિ બ્હેનો એ પ્રમાણે પોતાનો ગૃહસ્થાશ્રમ સર્વોત્તમ બનાવવો જેમ વડની છાયામાં સર્વ કોઇને શીતળતાનો લાભ મળે છે તેમ તમારા ગૃહસ્થાશ્રમમાં સર્વને આનંદ થવો જોઇએ પૂર્વે ઘણી સતી સ્ત્રીઓ આપણે માટે પોતાની જીવનકથા મૂકી ગઇ છે તેમના જેવા થઇ આ ગૃહસ્થાશ્રમ સુખરૂપ બનાવવો એ આપણું કર્તવ્ય છે.

—

## કન્યા વિક્રય ન કરવો

ઘણા માણસો પોતાની પુત્રી મોટી થાય છે, ત્યારે કોઇ વર શોધી કાઢી તેની પાસેથી પૈસા લઇ કન્યા પરણાવે છે. આ કન્યા વિક્રય ગણાય છે. વરનાં માબાપ પાસેથી અમુક રકમ લઇ અને કન્યા આપવી એટલે કન્યા વેચવી તે મહા પાપ છે, કન્યા વિક્રય એટલે જ કન્યા વેચવી. ઘણી નાતોમા આવો કન્યાવિક્રયનો મહાપાપી રીવાજ ચાલે છે બ્રાહ્મણ ક્ષત્રીય વાણીયા, પાટીદાર વિગેરે ઉચી જ્ઞાતિમા પણ કન્યા વિક્રયનો રીવાજ છે.

ઘણા લોકો તો કન્યા જન્મે છે એટલે ખુશી એટલા માટે થાય છે કે બે ત્રણ હજારની રકમ પાકી એમ માને છે જેમ કોઇ માણસ પોતાની કોઇ ચીજ વધ રે પૈસા આપે તેને વેચે છે તેમ તે માણસ પણ પોતાની કન્યાને જે વધુ પૈસા આપે છે તેની સાથે પરણાવે છે આ રીવાજ ઘણો પાપી છે પુત્રીના પૈસા લઇ પરણાવવી એ નરકમા પડવ નો રસ્તો છે.

ઘણી ન્યાતોમાં તો કન્યાવિક્રય કરવાનો રીવાજ થઇ પડયો છે. છોકરી પરણાવતી વખતે બે ત્રણ દીવસ લગનની નાન તેડવી પડે છે, તે નાતનું ખર્ચ જે થાય તે વરના બાપ પાસે લેઇ કન્યા આપવી, તેને તે લોકો માડવાખર્ચ ગણે છે, અને આવી રીતે માડવાખર્ચના બસો પાચસો તો સારા માણસો પણ લેતા શરમાતા નથી, બાપનું બારમું દેવુ કરીને કરે, છોકરો દેવુ કરીને પરણાવે અને કન્યાને પરણાવવા માટે તેને વેચી-તેનાં સાસરીયા પાસે પૈસા લઇ પરણાવે છે, પણ આ મહાપાપ છે.

આવા માણસો કન્યાનું સુખ ઇચ્છતા નથી, કન્યાનો પૈસો લેવાય નહીં એમ તો કહે છે, પુત્રી પરણાવ્યા પછી તેને ઘેર જવાય નહી એવો ડોળ કરે છે પણ પુત્રીને પરણાવવા માટે તો પુત્રીના જ વર પાસે પહેલો પૈસાનો ઢગલો કરાવે છે પછી તેની જોડે કન્યા પરણાવે છે. એ મહાપાપ સમજતા નથી. આવા હલકા મનુષ્યો દીકરીના પૈસા લઇ તે પૈસાની નાતો કરી વાહવાહ કહેવરાવે છે. દીકરીને જેની સાથે પરણાવવાની હોય તેની પાસેથી હજારો રૂપીઆ પહેલા લે છે. પેલા બિચારાને કન્યા મળતી નહિ હોવાથી કુંવારા મરવુ તેના કરતાં સ્ત્રી મળે તો સારૂં એમ માની પર-

જુવા માટે ગજા ઉપરાંત પૈસા કન્યાના બાપને આપવાનુ કબુલ કરે છે, ગમે તો ઘરબાર, દરદાગીના વેચીને પણ પૈસા કન્યાના બાપને આપી પરણે છે. કન્યા પરણી સાસરે જાય છે, ત્યા તો તેના લગ્નની ધામધુમમા પોતાના બાપે તેનુ ઘરબાર વેચાવી પૈસા પહેલેથી લીધેલા હોય છે એટલે વરની સાથે દુઃખી જીદગી ગાળે છે આવા દુષ્ટ નીચ માણસો પછી કહે છે કે અમે તો કન્યાનો પૈસો લેતા નથી, પુત્રીના ઘરનુ અન્ન ખવાય નહિ, આવો ઉપરનો ડોળ કરી પુત્રીના પૈસા તેના પરણતા પહેલાં જ લઇ બેઠેલો હોય છે. તેને ઘણો પાપી કહેવો

વળી ઘણા તો પુત્રીનુ સુખ જોતા નથી અને જે વધુ પૈસા આપે તેને પરણાવે છે વર પછી કન્યાથી નાનો હોય કે ઘરડો હોય અથવા ઘરમા ખાવાનુ ન હોય તેની દરકાર નહિ માત્ર પોતાને બે ત્રણ હજાર રૂપીઆ મળ્યા કે પત્યુ. આવા માણસો દીકરીના પૈસા લેનાર ખરેખર દીકરીના લોહીના પૈસા ઉપજાવે છે એમ કહી શકાય

શાસ્ત્રમાં કન્યાવિક્રય કરનારને મહા પાપી કહેલા છે કહ્યું છે કે

अधर्मोपार्जितं द्रव्यं, दश वर्षाणि तिष्ठति ।
प्राप्तेचैकादशे वर्षे समुलं च विनश्यति ॥

અધર્મથી મેળવેલું ધન ઘણે ભાગે નવ વર્ષ સુધી રહી દશમે વર્ષે નાશ પામે છે.

દીકરી સુખી થાય એવી ઇચ્છા તેના મામાપ રાખે છે, પણ દીકરી જે ઘેર મોકલવાની છે તે ઘેર કાંઇ રહેવા દેતા નથી, બિચારા વરને દેવુ કરી કન્યાના બાપને આપવા પડે છે, પછી તે પરણે છે અને દીકરીને જન્મારો દુખમાં ગાળવો પડે છે. કન્યાને વેચવી અને કન્યાદાન આપવાનો ઢોંગ કરવો એ પણ પાપ છે. પહેલા તો પુત્રીનું કન્યાદાન અપાતુ અને પોતાની સ્થિતી ન હોય તો કકુ ને કન્યા આપતા, પણ કન્યાના વર પાસે પૈસા પડાવી વેચતા નહી

શાસ્ત્રમાં કહ્યું છે કે.—

हृदयं भक्षति माता पितरः शिर एव च ।
बांधवा पाणि पादौ च, रुधिरं स्विवतरेजनाः ॥

જે કન્યાના પૈસા લે છે તે માતા કન્યાનું કાળજું ખાય છે, બાપ માથું ખાય છે અને તેના ભાઈઓ હાથ પગ ખાય છે. અને એવા લગ્નમા ભાગ લેઈ એની ન્યાતમા જમનારા કન્યાનુ લોહિ પીવે છે.

આવુ શાસ્ત્ર કહે છે કન્યાવિક્રય કરી નાતો જમાડનાર અને જમનાર સર્વ દોષિત થાય છે કન્યાવિક્રય કરનારની નાતો ન્યાતવાળાએ પણુ જમવી ન જોઇએ.

**अल्पेनापि हि शुल्केन पिता कन्यां ददातियः।**
**रौरवं बहु वर्षाणि, पुरिषं मूत्र मश्नूते॥**

કન્યાનો બાપ કન્યા પરણાવવા માટે થોડા પણુ જો પૈસા લે છે તો ઘણા વર્ષ સુધી રૌરવ નરકમા પડે છે અને ત્યા રહ્યો રહ્યો મળમૂત્ર ભક્ષણ કરે છે,

**माता नास्ति पिता नास्ति, नास्ति बंधु सहोदराः**
**त्रयस्ते नरकयांति, कृत्वा दुहिता विक्रयं॥**

જે માતા કન્યાવિક્રય કરે છે તે તેની માતા નથી. જે પિતા કન્યા વિક્રય કરે છે તે તેનો પિતા નથી ભાઈ તેનો ભાઈ નથી, અને કુટુબીયો તેના સગા નથી. પણ તે સર્વ નરકમા પડનારા છે

**भक्षितं चाणुमात्रं यत्, कन्या विक्रयजं धनम्।**
**सकुलंतं गृहीतारं नरकं नयति ध्रुवम्॥**

કન્યાવિક્રયથી મેળવેલા ધનમાથી જે કોઈ મનુષ્ય જરા પણુ ભોજન કરે છે તે પોતાના કુટુંબસહિત નરકે પડે છે.

**कन्यावित्तं गृहद्योवै, नरके निवसोश्चिरम्।**
**तदुत्पन्नं फलं भुक्त्वा पुनश्चांडालतां व्रजेत्॥**

કન્યાના પૈસા લેનારા ઘણા કાળ સુધી નરકમા રહે છે, અને ત્યાં મહા પાપ ભોગવી પછી ચંડાળને ત્યા જન્મ ધારણ કરે છે.

**आमिषं चर्मजं वारि, आमिषं प्रेतभोजनं।**
**आमिषं शूद्र शेषान्नं, कन्या द्रव्यं तथा मिषं॥**

ચામડામાં ભરેલું પાણી પીવુ, પ્રે। ભોજન કરવુ, શુદ્રનુ ઉચ્છિષ્ટ અન્ન જમવુ, અને પુત્રીને વેચી તેનો પૈસો લેવો તે સર્વ માસ ભક્ષણ કરવા તુલ્ય છે

**कन्याविक्त्तन जीवोतय नराः पापमोहिताः ।**
**ते नरा नरक याति, यावद्रा मूत संप्लँवम् ।**
**तस्मात्सर्वे मयत्नेन, न ग्राह्य कन्यका धनम् ॥**

જે પાપી પુરુષો કન્યાના પૈસા લઈ જીવે છે, તેવા માણસો પ્રલય-કાળ સુધી નરકમા પડી દુ:ખ ભોગવે. જેથી કોઇ પણ રીતે કન્યાનો પૈસો લેવો નહિ.

કન્યાનુ લગ્ન કરતી વખતે માબાપે વર મોટી ઉમ્મરનો, ગુણવાન, ચાલાક અને હોશિયાર જોઇ લગ્ન કરવુ કન્યા કરતા સાત આઠ વર્ષ વરની ઉમ્મર મોટી જોઇએ કન્યાનુ બાર વર્ષની ઉમ્મર પછી તેનાથી આઠેક વર્ષની મોટી ઉમ્મરના વર સાથે લગ્ન કરવુ, કન્યાનાન દેવામાં વરના પાસેથી કન્યાના બાપે પૈસા બીલકુલ લેવા નહી માડવા ખર્ચને બ્હાને પણ પૈસા લેનાર કન્યાવિક્રય કરનારો ગણાય છે, પૈસા લઇ કન્યા પરણા-વવી એ તો કન્યાદાન નહી પણ કન્યા વેચી કહેવાય છે

પરણ્યા પછી સ્ત્રીએ પતિની સાથે એક બીજાથી મળીને રહેવુ. પતિની આજ્ઞાનું ઉલ્લઘન કરવુ નહી, પતિ કહે તે કાર્ય કરવામા આનદ માનવા કેટલીક જગ્યાએ કન્યાને દેવ મદિરના અર્પણ કરવાનો ચાલ છે. ત્યા તે કન્યા કુવારી રહે છે ત્યા ઘણે ભાગે જુવાન વયે કન્યાઓ બ્રહ્મ-ચર્ય ન પાળી શકવાથી અનીતિના પથે દોરાય છે માટે આ રીવાજ પણ ખોટો છે. સ્ત્રીઓએ ગૃહસ્થાશ્રમમા પતિ સાથે રહેવું એજ નીતમય જીદગી ગાળવાનો ઉત્તમ ઉપાય છે.

સ્ત્રીઓએ પોતાની મેળે જ પોતાના મનને વશ રાખવું જોઇએ, પર પુરૂષ સાથે કોઇપણ જાતનો સમર્ગ રાખવો નહી, પોતાના પતિની જ સેવા સુશ્રુષા કરવામાં આનંદ માનવો. શીયળવ્રત સાચવવુ એજ સતી ઓનો ધર્મ છે. સાધારણ કહેવત છે કે સ્ત્રીઓ રહે તો આપણું, અને

જાય તો બાપણું, એટલે તેણે પોતે પોતાની મેળે જ પોતાના શીયળવ્રતનું રક્ષણ કરવું. કહ્યું છે કે.—

अरक्षिता गृहे रुद्धाः पुरुषैराप्त कारिभि
आत्मानमात्मना यास्तु रक्षेयुस्ताः सुरक्षिताः ॥

પુરુષ જે પોતાના વિશ્વાસુ માણસોની સભાળ નીચે પણ સ્ત્રીઓને કબજામાં રાખવા માગે તો પણ તે સુરક્ષિત રહી શકતી નથી પણ જો તે પોતાના મનથી જ પોતાને પવિત્ર રહેવા ઇચ્છે છે તો તે રહી શકે છે અને શિયળને સાચવી શકે છે

એટલે નીતિમાન સ્ત્રીઓ પવિત્ર જીંદગી ગાળે છે અને પતિ સિવાય બીજા પુરુષનો સગ કરી કુમાર્ગે જતી નથી, બીજા કોઇ પુરુષ સાથે છુટથી વાતો કરવાની ટેવ પણ ખરાબ છે, સ્ત્રીઓએ પરપુરુષ સાથે હાસ્યવિનોદ પણ કરવો નહી, તે પણ તેમને કલક લગાડનાર છે.

## વર વિક્રય.

કેટલીક ન્યાતોમા વરવિક્રય થાય છે એટલે કન્યાનો બાપ વરના બાપને પૈસા આપે છે ત્યારે તે વરના લગ્ન થાય છે તેમા પણ જે વધુ પૈસા આપે છે તેની કન્યા તે લે છે આ રીવાજ પણ સારો નથી, કેટલાક ગરીબ માણસો કન્યાને દેવુ કરી પરણાવે છે અને દીકરીઓનો વસ્તાર વધુ હોય તો તેને પરીણામે તે જીંદગી હારી જાય છે. વળી કેટલીક સ્ત્રીઓ આવા પાપી રીવાજથી કન્યાને નાનપણમાથી જ મારી નાખી હત્યા કરે છે. માટે આ રીવાજ પણ પાપી છે તે બધ કરવો જોઇએ.

વળી આવા કુળવાન ગણાતા મનુષ્યો પણ પૈસાની લાલચે બે ત્રણ વાર પરણે છે અને પડેરામણી મેળવે છે, કેટલીકવાર વહુને ઘણુ દુખ દેઇ પીયેરથી મિલ્કત પૈસા લાવવાનુ કહી તેને દુઃખ દે છે. ઘરમા ખાવાનું ન હોય છતા કેટલાક તેને કુળવાન ગણી દીકરી દે છે, અને પછી તે પુત્રીનો જન્મારો દુખમા નાખે છે આવા કુરીવાજોને વશ થઇ આપી લોકો કન્યા

આપે છે તેથી તે પત્નીની બહુ ગરજ રાખતા નથી અને કેટલાક નીચ તો વહુને ઘણું દુ:ખ દે છે, અને ઘરમા ખાવાનુ ખૂટી પડતા બિચારી ગરીબ ગાય જેવી સ્ત્રીને મારી નાંખી બીજી બાયડી પરણે છે, આ ઘણું પાપ છે. આવા કુળવાન સાથે દીકરી પરણાવવા કરતા તો સારા, કમાઇ ખાતા અને ગરીબને કન્યા આપવી એ ઉત્તમ છે.

ઘણા પુરુષો જે કુલીન ગણાતા હોય છે તે પોતાની સ્ત્રીને ઘણુ દુ:ખ દે છે, સ્ત્રીને પોતાની અર્દ્ધાંગના ગણી પોતાના તુલ્ય માની તેની સાથે સ્નેહ રાખવો જોઇએ તેને બદલે જાણે તે ઘરની લુડી કે કામ કરનારી જ માત્ર હોય તેવી માનીને તેની સાથે ક્રોધી વર્તણુક ચલાવે છે. આવા પુરૂષોને નીચ સમજવા, ઘણા તો એક સ્ત્રી હોય છે ને વળી બીજી પરણે છે પહેલી સ્ત્રીને પ્રજા ન થવાથી અથવા તેની માગે ન બનવાથી અથવા તો એવાજ બીજાં કારણથી ફરી પરણે છે કેટલીક વાર તો એ ઉપર વળી ત્રીજી ચોથી સ્ત્રી પરણે છે. આથી તેને પરણનાર સ્ત્રીઓ તેમ તેને બધાંને દુ:ખ થાય છે. શોક્યો અંદર અંદર લડે છે. અને આગળ જતાં જેમ એક કુતરીને ઘણાં બચ્ચા હોય અને તે પેલી કુતરીને ધાવવા માટે આગળ પાછળ ફરી વળે છે તેમ આવા પુરુષોની વધારે સ્ત્રીઓથી ભવિષ્યમાં બુરી દશા આવે છે, અને ઘરમા સુખને બદલે કકાશ વ્યાપી રહે છે.

ઘણા તો પોતાની સ્ત્રીને પીયેરથી ધન લાવવા દમ બીડાવે છે અને કહે છે કે જો તારા પીયેરથી અમુક રકમ હવે નહિ મળે તો મારે ફરી લગન કરવુ પડશે આવુ કહી બિચારી સ્ત્રીને પજવે છે. વળી ઘણા તેને કાઢી પણ મૂકે છે અને ફરી લગ્ન કરે છે, આથી પણ તે પુરૂષ અને સ્ત્રીઓ દુ:ખી થાય છે આવા નીચ પુરૂષોને એક સ્ત્રી હોય છતાં કન્યા આપનારા મનુષ્યો પણ ઘાતકી અને પોતાની પુત્રીને કસાઇવાડે દેનારા સમજવા.

ઘણા પુરૂષો ઉમ્મર થઇ ગઇ હોય, ઘરડા થયા હોય છતા પાછલી અવસ્થામા લગ્ન કરે છે, વર ૫૦ વર્ષનો હોય અને કન્યા ૧૨ વર્ષની હોય, વળી આવી સ્ત્રીઓ પુખ્ત ઉમ્મરની ૨૦—૨૫ વર્ષની થતાં ઘણી

ગુજરી ગયો તો બિચારીને વિધવાપણામા જીંદગી ગાળવી પડે છે. માટે આવા ઘરડા પુરુષોને દીકરી અપનારા મનુષ્યો પણ પાતકી સમજવા અને પોતાની પુત્રીનુ સુખ ન ઇચ્છતા માત્ર પુષ્કળ ધન લઇ ઘરડા વર સાથે પરણાવી સ્ત્રીને રાડવા માટે જ મોકલે છે આવા પુરૂષો નરકમા જ પડે છે

કન્યાનુ લગન કરવમા પણ તેને લાયક ઉમ્મરવાળો, ગુણવાન, રૂપવાન, સારી સ્થિતીવાળો, ભણેલો, અને કમાઇ શકે તેવો વર પસદ કરવો માત્ર કુળ જોઇ દીકરીને કસઇવાડે આપવી નહી, પાટીદારોમા અને બીજી ઘણી ન્યાતોમા કુળ જોઇ દીકરી આપવાનો રીવાજ છે તે એમ નહી કે દીકરીને કસઇવાડે આપવી, પણ જ્યા દીકરીને પરણાવ્યથી તે સુખી થાય તે સ્થળે તેને પરણાવવી જોઇએ.

---

# ઇચ્છનકુમારી

પૂર્વે ઇચ્છનકુમારી નામના સતી થઇ ગયા છે તે આબુના ચદ્રાવતી નગરના રજા જેતસી પરમારના પુત્રી હતા. નાનપણથીજ તેમનુ રૂપ ગૌરવર્ણનુ હોવાથી ઉમ્મરે આવતા તેમનુ સૌદર્ય ખીલી નીકળ્યુ હતું તે બુદ્ધિવાન, નીતિવાન, ઉદાર, શરીર અને ધર્મિષ્ટ હતી. તેના રૂપની વાત સાભળી ભોળો ભીમદેવ તેને પરણવા લલચાયો હતો પણ ઇચ્છનકુમારીએ પૃથ્વીરાજના રૂપ અને ગુણની વાત સાભળી તેની સાથે લગન કરવાનો નિશ્ચય કર્યો હતો, જેથી તેના બાપે તેને પૃથ્વીરાજ સાથે પરણાવી હતી

ઇચ્છનકુમારી પતિવ્રતા હતી તે પોતાના પતિને ઇશ્વરતુલ્ય માની સેવા કરતી પતિની આજ્ઞાનું પાલન કરી તેની પ્રીતિ સપાદન કરતી. બનેમા અત્યત પ્રેમ હતો, સર્વ રાણીઓ કરતા પૃથ્વીરાજ ઇચ્છનકુમારી ઉપર વધુ પ્રેમ રાખતો હતો, તેને એક પુત્રી થઇ હતી તેનુ નામ ઉષાવતી હતું

આ વખતે શાહબુદીનઘોરી દીલ્લી ઉપર ચઢી આવ્યો તેને પૃથ્વીરાજે હરાવી પાછો જવા દીધો હતો પણ ફરી તેણે વધુ લશ્કર સાથે સને ૧૧૯૩

આ ચઢાઇ કરી, તે વખતે પણ તેને હરાવી પાછો કહાડયો હતો, લડાઇના જીતમાં રાત્રે આનંદ ઉત્સવ થઇ રહ્યા હતા, સર્વ સૈનિકો નિર્ભય થઇ આનંદમાં રાત ગુજારતા હતા તે વખતે શાહબુદીને કપટથી રજપુતો ઉપર હુમલો કર્યો. બને પક્ષ વચ્ચે યુદ્ધ થયું, તેમા પૃથ્વીરાજ ઘાયલ થઇ દુશ્મનના હાથમાં પકડાયો.

આ વખતે ઉષાવતી માંદી હોવાથી ઇચ્છનકુમારી તેની સારવાર કરતી હતી. ત્યાં આવી એક સિપાઇએ પૃથ્વીરાજ મરાયાની વાત કરી અને કહ્યું કે દેવી યવનો જીત્યા છે, અને આપણી છાવણી લુટવા આવે છે માટે ચાલો મેનો હાજર છે" આ સાંભળી રાણીએ કહ્યું " મહારાજ ક્યાં છે?" તેણે કહ્યું: "એ તો પડયા." આ સાભળી રાણીએ પુછ્યુ, સમરસિંહ ક્યાં? સિપાઇએ કહ્યું. એતો યવનો સાથે હજુ ટક્કર ઝીલી રહ્યા છે અને યુવરાજ કલ્યાણે તો પ્રાણ તજી દીધો છે આ સાંભળી માંદી રાજકન્યા ગભરાઇ અને હારમી ચીસ પાડી, હે નાથ, છેવટે પ્રાણ આહુતી આપી! આમ કહી તરતજ તેણે પ્રાણ છોડી દીધા, તે જોઈ રાણીએ બે ફાટ રૂદન કરવા માંડી.

સૈનિકે કહ્યું " રાણીજી હવે ઉઠો તો સારૂં, દુશ્મનો ધસી આવતા લાગે છે તેથી રાણીએ કહ્યું અરે, ક્ષત્રિયાણીને બીક શી! પતિ ગયા! હવે ભય શો? જીવન શુ કામનું! હવે જીવ બચાવીને શુ કરવુ? હાય પતિ! આમ કહી તે સતી થવા તઇયાર થઇ. ચિતા ખડકાવી કુંવરી ઉષાને લઇ સતી થવા તૈયાર થઇ. તેવામા એક સૈનિકે આવી કહ્યું દેવી! દીલ્હિનશ્વરે કહેવરાવ્યુ છે કે —" રાણીએ પુછ્યુ, હે દિલ્હીશ્વર! તેમણે તો પ્રાણત્યાગ કર્યો છે ને! સનિકે કહ્યુ ના તે હજી જીવે છે. યુદ્ધમા ઘવાયા અને દુશ્મનના હાથમા કેદ થયા છે"

આ સાભળી રાણી ગુસ્સે થઇ બોલી હે દિલ્હીશ્વર કેદ થયા અને હજુ તમો રજપુતો જીવતા છો? ભલે! હું ક્ષત્રિયાણી છુ, એકલી જઇશ અને મારા પતિને છોડાવીશ. આમ કહી તે ઉઠી યુદ્ધનો પોષાક પહેરી શસ્ત્ર ધારણ કરી ઘોડા ઉપર સવાર થઇ યુદ્ધ તરફ જવા લાગી. તેની આંખો ક્રોધથી લાલચોળ થઇ ગઇ છે તેને જતી જોઇ રજપુતોમા પાણી

ચઢયુ અને મરણીયા થઇ તેની સાથે જવા તૈયાર થયા. તે વખતે યવનો વીર સમરસિંગનો વધ કરી રજપુતોની છાવણી લુટવા આવતા હતા, તે સામા મળ્યા. તેમની વચ્ચે ભયંકર યુદ્ધ થયુ.

રાણીએ રજપુતોને લઇ ઘણા દુશ્મનનો ઘાણ કાઢી નાખ્યો. યુદ્ધમા તે વિકરાળ ચંડિકાની માફક ઘુમતી હતી તેવામા દુશ્મન તરફથી એક તીર છુટયુ. તે રાણીને વાગતા તે બેશુદ્ધ થઇ જમીન પર પડી, દુશ્મનો તેને લેવા ધસી આવ્યા પણ તેવામા એક રજપુતે તે રાણીને ઉચકી ઘોડા ઉપર પોતાના ખોળામા બેસાડી અને ઘોડો મારી મૂકયો. દ્વાવતીની ભિંત્તી પાસે ચિતા ખડકાવી રાણીના શબને દહન કર્યું. તે જોઇ બીજી રાણીઓ અને દાસીઓ પણ ચિતામા પડી બળી મરી.

આ પ્રમાણે આ સતી સ્ત્રીએ યુદ્ધમા પોતાના પતિને માટે ખરી વીરતા બતાવી પોતાનો પ્રાણ આપ્યો હતો

# સારિકા.

સારિકાનો જન્મ એક બ્રાહ્મણને ત્યા થયો હતો, તેનું લગ્ન દ્રિશીવ નામે વિદ્વાન, સાથે થયુ હતું, સારિકા વિદ્વાન બુદ્ધિશાળી, પતિવ્રતા અને દયાળુ હતી તેનો પતિ પણ વિદ્વાન અને સરલ હતો સારિકા પોતાના પતિ ઉપર અત્યંત પ્રેમ રાખતી હતી. પતિ પત્ની વચ્ચે સ્નેહ ઉત્તમ પ્રકારનો હતો તેને એક પુત્ર થયો તેનુ નામ સારિપુત્ર કહેવાયુ તેને તેણે કેળવી ઉત્તમ બનાવ્યો હતો તેની માનાં સદ્‌ગુણો તેનામા ઉતરી આવ્યા હતા. પુત્રે બુદ્ધધર્મનો સ્વિકાર કરી તેનો ફેલાવો કર્યો હતો. બુદ્ધ ધર્મ માનનારાઓમા તે પ્રખ્યાત થઇ ગયો છે તેની માતાએ તેને નાનપણથી એવા સસ્કરો નાખ્યા હતા કે તેનું નામ અમર થઇ ગયું છે. આવી સતી સ્ત્રીઓ પોતાના પુત્રને જેવો બનાવવા ધારે છે તેવો તે બનાવી શકે છે

# ભાનુમતી.

કાશીના બાબુ મોરલીધરની સ્ત્રીનુ નામ ભાનુમતી હતું તે શાંત, દયાળુ પરોપકારી, નીતિવાન, ધર્મિષ્ટ અને ગૃહકાર્યમા કુશળ હતી હમેશા પતિસેવા કરી પતિનુ મન રંજન કરતી તે સવારમાં વ્હેલી ઉઠી ઘર સ્વચ્છ કરતી પતિની પ્રીતિ મેળવવા તેમના કાર્યમા મદદ કરતી, પતિની આજ્ઞાનુ પાલન કરતી ઘરની બાબતમા તેના પતિને ધ્યાન આપવુ પડતું નહી. પતિ પણ તેનું સન્માન જાળવી સંતોષ આપતો તે ઘણી વખતે પોતાના કામમા પત્નીની સલાહ લેતો, બંનેનો આત્મા એક હતો માત્ર દેખાવમા જ શરીર જુદા જણાતા

સાસરાના સગા સબધીમા પણ તેણે નામ કાઢ્યુ હતું તે દુખીને દરિદ્રીને મદદ કરતી, તે હમેશાં ગંગા સ્નાન કરવા જતી, ત્યાથી આવતાં જે ગરીબ, નિરાધાર અને દુખી જણાય તેને અન્ન, વસ્ત્ર વિગેરેથી સંતોષતી, સુવાવડી સ્ત્રીઓની સારવાર કરવા જતી, જે કોઇ રોગી હોય તેની ચાકરી કરતી. દવા અને ખોરાક આપવો એ તેનુ નિત્યકર્મ થઇ પડયુ હતુ તેના પતિની પણ તે વાતમા સમંત્તિ હતી. તે પતિ પત્ની ઘણા દયાળુ હતા.

બપોરના જમી પરવારી ધર્મના પુસ્તકો વાચતી, બીજી સ્ત્રીઓ જે તેની પાસે આવે તેને પતિવ્રત પાળવાની, સદ્ગુણી થવાની સલાહ આપતી. આમ પતિપત્ની પરોપકાર કરતાં સુખી જીદગી ગુજારતા હતા બંનેમા અતુલ પ્રેમ હતો. એવામા તેનો પતિ મોરલીધર માદો થયો, સતીએ તેને માટે ઘણા પૈસા ખર્ચી દવા દારૂ કરી, જાતે સેવા કરી પણ ફેર ન પડયો. અને અંતે સ્વર્ગવાસી થયો પોતાના પતિ મૃત્યુ પામતાં તેણે ઘણું કલ્પાંત કર્યું તેણે કહ્યુ હવે જીવીને શુ કરવુ. પતિ વગરનુ જીવન શુ કામનુ આમ વિચાર કરી તે મેડા ઉપર ચઢી અને દેવસેવા આગળ બેસીને પતિ અને ઇશ્વરનુ ધ્યાન કરતાં પોતાના પ્રાણનો ત્યાગ કરી દીધો

આ પછી તેને અને તેના પતિને એક ચિત્તામાં બાળ્યા આવી આવી સતી સ્ત્રીઓ જવલ્લેજ હોય છે, તેમનો પોતાના પતિ ઉપર અત્યત પ્રેમ હોવાથી પતિનું મરણ થતા જીવી શકતી નથી ધન્ય છે પતિ ઉપર આવા પ્રેમ રાખનાર સતીને

# ગંગાદેવી.

ગંગાદેવી એ ગદાબાના કિલ્લાના મહારસિંહની પુત્રી હતી. તે નાનપણથી રૂપાળી, હિંમતવાન, શુરવીર અને બુદ્ધિવાળી હતી, તેને વિજયપુરના દેવીસિંહ સાથે પરણાવી હતી. પતિની સેવા કરી ગંગાએ પોતાના પતિની પ્રીતિ સારી રીતે મેળવી લીધી હતી, એક વખતે મહમદગીજની સોરઠી સોમનાથ મહાદેવનો નાશ કરી ગદાબાના કિલ્લા ઉપર ચઢાઇ કરી ત્યાંથી લુંટ ચલાવી ઘણું ધન લઇ ગયો. તે વખતે તે કેટલીક સ્ત્રીઓને પણ કેદ કરી લઇ ગયો હતો તેમાં ગંગા પણ તેને હાથે પકડાઇ હતી આ વખતે ગંગાની ઉમ્મર પંદરેક વર્ષના હતી, તેની યુવાની ખીલી રહી હતી. મહમદ ત્યાંથી પાટણ આવ્યો, જેથી ગંગાને પણ કેદી તરીકે ત્યાં આણી હતી.

ગંગાના ઉપર મહમદના પુત્રની નજર પડતા તેને તેના રૂપનો મોહ લાગ્યો. તેથી તેણે તેને પોતાની દુષ્ટ ઇચ્છા પુરી કરી સુખી થવા સંદેશો કહાવ્યો, તેણે તેનો ઇન્કાર કર્યો તેથી કુંવર જાતે તેની પાસે આવ્યો અને કહેવા લાગ્યો કે ' હે પ્યારી ! તું મારા ઉપર પ્રીતિ રાખ, મારી સ્ત્રી થવા તૈયાર થા. મારી સાથે નીકળી પડીશ તો તને હું ઘણું સુખ આપી મારી બીબી બનાવીશ. સુંદર ખાનપાન, વસ્ત્રો અને અલંકારો મળશે " આ સાંભળી તેણે કહ્યું ' હે કુંવર ! હું ગરીબ છું, કેદી છું, છતાં પતિવ્રતા છું. પરપુરૂષની સાથે સંબંધ રાખવો તેના કરતા મરવું મને સારૂ છે. માટે આવી વાત મને કરવી નહિ, તમારા રાજ્ય, ધન અને સુખનું મારે કાંઇપણ કામ નથી. હું મારૂં શિયળ વેચી મોજમઝા ભોગવવા ઇચ્છતી નથી. તમારી લાલચ મને લપટાવી શકશે નહી, માટે પાછા ચલ્યા જાઓ, નહિ તો મારો જીવ આપીશ પતિવ્રતા સ્ત્રી પોતાના પતિ વગર બીજા સવને ભાઇ બાપ સમજે છે. તમે આ વાત જવા દો.

આ સાંભળી કુંવર નિરાશ થઇ વીલે મોઢે પાછો ગયો તેણે વિશ્વાસુ નોકર સુજાતને આ વાત કરી અને ગમે તે રીતે ગંગાને કબજે લેવા વિચાર કર્યો શુજાત તેની વાત કબુલ કરી ગંગા પાસે ગયો તેને જોઇ ગંગા સમજી ગઇ. તેને પણ કુંવરના જેવો જવાબ આપ્યો પણ સુજાત માને તેમ નહોતો, તેણે તેના ઉપર બળાત્કાર કરવાનો વિચાર કર્યો. તેથી

ગંગાએ તેને યુક્તિથી ફસાવવાનો વિચાર કરી કહ્યું. મીયા, હુ તમારે તાબે થવા ખુશી છુ પણ હુ કહું તેમ તમે કરવા તૈયાર થાઓ. મને મુસલમાની પોશાક ગમતો નથી માટે દાઢી કઢાવી મારા ઉપર તમારૂં કેવું હેત છે તે બતાવો, આમ કહેવાથી ગગાનુ રૂપ જોઇ લટ્ટુ બનેલા મીયાએ દાઢી કપાવી નાખી પછી મીયાંએ કહ્યું કે હુ તારે માટે પુરૂષનો પોષાક લાવ્યો છુ તે પહેરી લે ગગા આપણે આજેજ ગીજની ઉપડી જઇએ. તેથી ગંગાએ કહ્યું ઠીક, તમે જરા મારા કપડા પહેરી મને ખુશ કરો તો ખરા હુ જોઉ છુ કે તમે મારૂં કેવુ કહ્યું માનો છો આ સાભળી મિયાં કામી બન્યા હતા એટલે ગગાના કપડા પહેરી લીધા ને ગંગાએ પુરૂષનો વેશ ધારણ કર્યો

મિયા અમની હતો તેથી સાથે દારૂ વિગેરે લઇ ગયો હતો, તે ગગાને પીવાનો આગ્રહ કર્યો ગગાએ તેને કહ્યું કે મારી પાસે લાવો, પહેલાં હુ તમને મારા હાથે પાઉ એ પણ પ્રેમની નિશાની છે, આમ કહી મિયાને ખૂબ દારૂ પાઇ દીધો મિયાને કેફ ચઢી તેથી જરા આરામ લેવાનુ કહી સૂઇ ગયા ગગાએ જાણ્યુ કે ઠીક લાગ આવ્યો છે આમ ધારી મિયાની તરવારથીજ મિયાનો ત્યા ઘાટ વડી પોતે પુરૂષના વેશમા બહાર નીકળી મિયાના જ ઘોડા ઉપર સવાર થઇ ચાલી ગઇ

બીજે દિવસે કુવરે તપાસ કરી તો ગગા મળી નહિ પણ ગંગાના પહેરવેશમા મિયા સુજાતને મરેલો જોયો આ પ્રમાણે ગગાએ પોતાના શિયળને સાચવ્યુ. તેને ધન, રાજ્ય, મહેલ કશુ લોભાવી શક્યુ નહિ. તે પછી તે પોતાના પતિ પાસે આવી પતિવ્રતા ધર્મ પાળતી, પતિની સેવા કરતી આનદ ભોગવવા લાગી

---

# શિવાદેવી-પ્રતાપાદિત્ય

શિવાદેવી એ બગાળામા આવેલા જેસોરના રાજા પ્રતાપાદિત્યની રાણી હતી. તે પતિવ્રતા હતી, છતા ધર્મિષ્ટ અને નીતિવાન હતી. પ્રતાપાદિત્ય હિંમતવાળો અને બહાદુર હતો છતા દુષ્ટ સ્વભાવનો હતો. તેણે

આજુબાજુના રાજ્યોમાં લુંટ ચલાવી પુષ્કળ ધન એકઠું કરવા માંડયું આ વખતે દિલ્હીની ગાદીએ અકબર બાદશાહ રાજ્ય કરતો હતો. તેને પણ તેણે હઠાવ્યો હતો તે ખંડણી આપતો નહિ.

આ પ્રમાણે અનીતિ કરી લુંટફાટનો ધંધો કરવાથી સતી શિવાદેવી પોતાના પતિને તે ન કરવા ઘણું સમજાવતી અને નીતિમય જીવન ગાળવા કહેતી. પણ પૈસા અને રાજ્યના લોભમા તે તેનું કહેવું માનતો નહિ.

તેના એક વૃદ્ધ કાકા વસતદાસ હતા. તે પોતાના મતને મળતા ન થવાથી પોતાના રાજ્યમાંથી દેશનિકાલ કરવાથી તે ત્યાંથી દૂર એક ગામડામાં રહેતા હતા. વસતદાસ વખતે ખટપટ કરી બાદશાહને મળી પોતાનું રાજ્ય લઈ ન લે એવા હેતુથી તેમને મારી નાખવા માટે તેણે પ્રપંચ રચ્યો આ વખતે શિવાદેવીએ પોતાના પતિને તેવું પાપકર્મ ન કરવા ઘણું સમજાવ્યો, પણ તે રાજ્યના અહંકારના મદમા કાંઈ માનતો નહિ રાણી બિચારી ખેદ કરવા લાગી. તેણે વૃદ્ધ કાકા વસતદાસનો જીવ બચાવવા ઘણો પ્રયત્ન કર્યો પણ તેનું કાંઈ ચાલ્યુ નહિ.

પ્રતાપાદિત્યે પોતાના કાકાને તેડવા સદેશો મોકલ્યો. જેથી વસંતદાસ ભત્રિજાને મળવા ખુશી થતો થતો જેસોર આવવા નીકળ્યો તે ભલો માણસ હતો તેને બીજું કાંઈ મતાન ન હોવાથી પોતાના ભત્રિજા પ્રતાપાદિત્ય ઉપર પુત્ર જેટલો પ્રેમ રાખતો. તે વારવાર તેને શિખામણ આપતો, નીતિથી ચાલવાનુ કહેતો. ઇશ્વરનો ડર રાખીને પ્રજાનું પાલન કરવાનું કહેતો પણ તેનુ પ્રતાપાદિત્ય કાંઈ માનતો નહિ આજે તે પોતાના પુત્ર તુલ્ય ભત્રિજાને મળવા હોંસથી આવતો હતો ત્યાં તો પ્રતાપાદિત્યે મોકલેલા મારાઓએ તેને રસ્તામાંજ મારી નાખ્યો.

પ્રતાપાદિત્યને એક પુત્ર હતો તે સદ્ગુણી હતો તેનામા તેની માતાના ગુણ ઉતરી આવ્યા હતા પુત્ર પોતાનુ કહ્યુ ન માનતા હોવાથી તેનો પણ પ્રતાપાદિત્યે ત્યાગ કર્યો હતો તે વસતદાસની પાસે ગયો હતો તેણે કાકાને મારી નાખ્યાની વાત પોતાની માતા શિવાદેવીને કહી તેથી તેણે ઘણોજ ખેદ કર્યો અને પતિને આવાં કૃત્ય કરવા માટે ઠપકો આપ્યો

આ વખતે તેની બુમ ચોગરદમ ફેલાઈ હોવાથી અકબરે લશ્કર લઈ રાજા માનસિંહને તેની સામે લડવા મોકલ્યો. પ્રતાપાદિત્ય પણ પોતાનું લશ્કર લઈ તૈયાર થયો, બન્ને વચ્ચે ભયંકર યુદ્ધ થયુ તેમાં પ્રતાપાદિત્ય

હાર્યો અને કેદ પકડાયો શિવાદેવીએ તે વખતે શત્રુઓની સામે લડી પોતાના કિલ્લાનું રક્ષણ કર્યુ હતુ. તેના શુરવીરપણાથી માનસિહ ખુશી થયો હતો. તે પ્રતાપાદિત્યને કેદ કરી દિલ્લી લઇ જવા લાગ્યો શિવાએ તેને છોડાવા ઘણુ કર્યું પણ માનસિહે તેના દુષ્ટ કર્મોથી તેને છોડયો નહિ. તેથી રાણી પણ પતિ સાથે દિલ્હી જવા નીકળી હતી

રસ્તામા પ્રતાપાદિત્યનુ મૃત્યુ થયું અને તેથી સતી શિવા પણ પતિના શબની સાથે રસ્તામા બળી મરી સતી થઇ હતી તેણે પોતાના અવળે રસ્તે ચાલતા પતિને સુધારવા ઘણો પ્રયત્ન કર્યો હતો પણ તેનુ ન મનાયુ આખરે તેની બુરી દશા થઇ

---

## રાજબાળા—અજીતસિંહ

રાજબાળા એ દેશલપુરના ઠાકોર પ્રતાપસિહની પુત્રી હતી અને તેનુ સગપણ ઉમરકોટના મહારાજા અનારસિંહના પુત્ર અજીતસિહની સાથે થયુ હતુ, રાજબાળા નાનપણથી રુપાળી, તેજસ્વી નીતિવાન, શુરવીર અને હિમતવાન હતી પતિની સેવા કરી પતિની આજ્ઞાનુ પાલન કરતી અનારસિહ કેટલાક લુટારાઓની આગેવાની લઇ ઘણીવાર લુટ કરતો હતો. એકવાર કચ્છના રાવની ત્રીજોરી લુટવા જતા ગોળી વાગવાથી તે મરણ પામ્યો અને કચ્છના રાવે તેનું રાજ્ય કબજે લઇ લીધુ કુવર અજીતસિહ નાની ઉમ્મરનો હતો તેને તેની માએ રાજ્ય જતા સાધારણ સ્થિતિમા ઉછેરી મોટો કર્યો. રાજબાળાએ પતિને જોતા તેના ઉપર પ્રેમ બધાઇ ગયો હતો તેથી તેની ગમે તેવી સ્થિતી હોય છતા તેની જ સાથે લગ્ન કરવાની હઠ લીધી,

અજીતસિહ પણ તેને ચ્હાતો હતો, તેથી તેણે રાજબાળા સાથે જ પરણવાનો નિશ્ચય કર્યો પ્રતાપસિહે લગ્નની તૈયારી કરી, પણ અજીતસિંહ પાસે તો દોઢીયુ નહોતું રાજદરબારના ઠાઠ પ્રમાણે પદરેક હજાર રૂપિઆ ખર્ચ થવાનો સભવ હતો તે કયાથી લાવવા તેનો તેને વિચાર થઇ પડયો. તેણે જેસલમેરના એક શેઠ પાસે રૂપીઆ માગ્યા શેઠે આપવાની તો હા કહી પણ જામીન માગ્યા, અજીતસિહ જામીન પણ આપી શકે તેમ નહોતું

તેથી શેઠે તેની પાસે સરત કરી કે મારા રૂપીઆ આપ્યા વગર તમારે પતિપત્ની તરીકેનો સબંધ ભોગવવો નહિ એવી પ્રતીજ્ઞા કરો તો રૂપીઆ આપુ. અજીતસિંહે તેવા કરારથી રૂપીઆ લીધા અને ધામધુમથી પરણવા ગયો. રાજબાળાને પરણી આણી પણ તેની સાથેનો પતિપત્ની તરીકેનો સબંધ રાખ્યો નહિ તેથી રાજબાળા વણી ખેદ પામી, તેણે પોતાના પતિને કહ્યું કે આપ હમેશાં ઉદાસ દેખાઓ છો તેનુ કારણ શુ? આપના દુઃખમા મારો પણ ભાગ છે માટે કહેવા કૃપા કરો

આથી અજીતસિંહે શેઠની પાસે લીધેલી પ્રતિજ્ઞાની વાત કરી રાજબાળા સઘળી વાત સમજી ગઈ, તેણે પતિને ધીરજ આપી કહ્યુ. ' ઓહો એમા છે શુ! ચાલો આપણે બને પુરૂષનો વેષ લઇને પરદેશ કમાવા જઇએ, અહી કાઇ પૈસા મળે તેમ નથી હું આપની છુ, આપના દુઃખને ઓછુ કરવુ એ મારી ફરજ છે." આવી રીતે પતિને તેણે હિમ્મત આપી અને બીજે દિવસે રાજબાળાએ રાજકુંવરનો યોગ્ય પોશાક પહેરી ઘોડા ઉપર બેસી નોકરી શોધવા પોતાના પતિ સાથે તે અને તેનો પતી ઉદેપુર તરફ ગયા તે વખતે ત્યા જગતસિહ રાજ્ય કરતો હતો, તેણે આ બન્ને રાજકુવરને જોતા પોતાની પાસે બોલાવી હકીકત પુછી, અજીતસિહે કહ્યુ, અમે રજપુત છીએ નોકરી માટે આવ્યા છીએ રાણાએ તે કોઇ રાજકુંવર છે એમ માની તેમને પોતાના રાજ્યમા નોકરીએ રાખ્યાં

એક વખતે દશરાને દિવસે રણાજી સૈન્ય સાથે શિકારે નીકળ્યા હતા ત્યા ખબર આવી કે જગલમા અમુક જગ્યાએ વાઘ પડેલો છે તેથી રાજાએ સર્વ સૈનિકોને તેને ઘેરી લવાનો હુકમ કર્યો અને તેને કોઇએ પોતાની તરફથી જવા ન દેવો અને જે જવા દેશે તેને તેની નોકરીમાથી કાઢી મુકવામા આવશે એવો હુકમ કર્યો. આ વખતે રાજબાળા અને અજીતસિહ પણ ત્યા હતાં.

વાઘને સર્વેએ ઘેર્યો અને તેથી ખીજવાઇ તે ઉભો થઇ બરાડા મારતો રાજાના ઉપર જ તલપ મારવા તૈયાર થયો તેને પોતાના તરફ આવતો જોઇ રાજાનો જીવ ઉડી ગયો જેવો તે તલપ મારી રાજાના ઉપર પડ્યો કે તરતજ રાજબાળા અને અજીતસિહ વાઘને જતો અટકાવવામાં આવી પહોચ્યા અને વાઘને તરવારથી ઠાર કર્યો રાણાનો જીવ બચ્યો.

રાણો તેથી તેમના ઉપર ઘણો ખુશી થયો અને તેમને ઘણું માન આપી પગાર વધારી પોતાની પાસે રાખ્યા. તેમને પોતાના જેવાજ વસ્ત્રાલંકારો, અને ખાવાપીવાનો બંદોબસ્ત કર્યો અને હમેશા તેમને રાજમહેલમા રાજાને સુવાના ઓરડા પાસે સૂઇ રહેવાનો હુકમ કર્યો

એક વખતે રાણાજી અંતઃપુરમા ગયા અને ત્યા રાણી સાથે સુખ ભોગની વાતો કરતા આનંદ કરતા હતા તેવામાં બહાર બેઠેલી પુરુષના વેશમા રાજબાળાએ નિસાસો નાખ્યો. તે જોઇ રાણી સમજી કે જરૂર બહાર કોઇ સ્ત્રી છે, આથી તપાસ કરાવી તો પેલા બે રાજકુવરોનેજ દીઠા તેમને બોલાવી રાણાએ પૂછ્યુ કે તમારા બેમા સ્ત્રી કોણ છે? આ સાભળી કોઇએ જવાબ ન આપ્યો તેથી રાણાએ કહ્યુ જે સાચુ હોય તે કહો, હું તમારા ઉપર ખુશી છુ તેથી અજીતસિંહે કહ્યું અમે તાલુકદાર છીએ માટે પડદો થાય તો કહેવાય, તેથી આડો પડદો કરતા રાજબાળા તરત નીચુ ઘાલી અંતઃપુરમા ગઇ રાણીએ તેને સુંદર વસ્ત્રાલંકારો આપ્યા અને રાણાએ અજીતને આમ કરવાનુ કારણ પૂછ્યુ, તેથી તેણે કહ્યુ કે વાણીયાના પંદર હજાર રૂપીઆ આપ્યા વગર અમારે દમ્પતી પ્રેમ ન ભોગવવાની પ્રતિજ્ઞા છે, તેથી અમારે આવા વેશે નોકરી કરવી પડે છે

રાણો તે બંનેનો ટેક જોઇ ખુશી થયો અને પોતે પૈસા આપી વાણીયાનુ દેવુ ચુકવી દીધુ અને પોતાનો જીવ બચાવનાર રાજબાળા એક સ્ત્રી નીકળી; તેથી તેની બહાદુરીના વખાણ કરવા લાગ્યો પછી રાણાએ તેમને જાગીર આપી અને ઉમરકોટ જીતી અજીતસિંહને તેનો રાજા બનાવ્યો આ પછી રાજબાળા પતિસેવા કરી સુખે રાજવૈભવ ભોગવવા લાગી. સતી રાજબાળાએ આ પ્રમાણે પોતાના પતિનું પણ સાચવ્યુ અને પતિને મદદ કરી. તે હમેશા પતિની આજ્ઞા પાળી પતિને સંતોષ આપતી. અજીતસિંહ પણ તેના ઉપર પ્રસન્ન રહેતો આ દંપતીએ પછીથી આનંદમા દિવસો વ્યતિત કર્યા

સતી સ્ત્રીઓ આ પ્રમાણે પોતાના પતિને મદદ કરી પતિના સુખે સુખી અને દુઃખે દુઃખી રહે છે પતિને નીતિના માર્ગે ચાલવા બોધ આપે છે, આ પછી ચન્દ્રકાન્તાએ સર્વ સ્ત્રીઓને સાંભળેલું આચરણમા મુકવાનું કહી કથા બંધ કરી

---



# પ્રકરણ ૨૧ મું.

—— ૦ ——

## પતિવ્રતા સ્ત્રીઓનો પતિપ્રત્યેનો પ્રેમ.

—— ૦ ——

બીજે દિવસે ચન્દ્રકાન્તાએ સર્વના આવ્યા પછી પતિવ્રતા સ્ત્રીઓ પોતાના પતિ ઉપર કેવો પ્રેમ રાખી શકે તે સબંધમા કહેવા માડયુ, તેણે કહ્યું કે

જુઓ બ્હેનો, પતિવ્રતપણુ પાળવુ એ આપણો ધર્મ છે, આપણે આપણા પતિ ઉપર અત્યત પ્રેમ રાખી આપણા પ્રાણ કરતા પણ તેમને અધિક ગણી શકીએ તોજ આપણે પતિવ્રતપણુ પાળી શકીએ સ્ત્રીઓને પોતાની વ્હાલામા વ્હાલી વસ્તુ એ તેનો પતિ છે તે પોતાના પતિ ઉપર કોઇપણ પ્રકારના સ્વાથની આશા રાખ્યા વગર અત્યત પ્રેમ રાખે છે. માત્ર પતિની સેવા કરવી એ પોતાનુ કર્તવ્ય છે

પતિના વગર તેને જરાપણ ચેન પડતુ નથી. તે પતિને પોતાના પ્રાણ કરતા પણ અધિક માને છે, પતિને ઇશ્વરતુલ્ય માનીસેવે છે પતિથી પોતે જુદી છે એવો વિચાર સરખો પણ કરતી નથી પતિના સુખમા જ પોતાનુ સુખ માને છે પરપુરૂષ સાથે વિનયથી ભાઇ કે પુત્ર તુલ્ય વર્તે છે. પોતાને પ્રાપ્ત સ્થિતિમા રહી પતિ સેવા કરવામાં આનદ માને છે તેના પ્રેમને કોઇપણ વસ્તુ ચળાવી શકતી નથી ધર્મનું પાલન કરે છે, દરેક કામ પતિની આજ્ઞા લઇને કરે છે, પરપુરૂષ ઉપર તેને પ્રેમ ઉપજતો નથી.

પતિવ્રતા સ્ત્રીઓ પોતાના પતિને પોતાનુ સર્વસ્વ માને છે તેના જીવન અને મરણના આધારરૂપ તે પોતાના પતિને માને છે. તુચ્છ વિષય

સુખ ભોગવવામા તેને ચેન પડતુ નથી પતિનો વિયોગ તેને મરણતુલ્ય લાગે છે. તે પતિના સામે ઉચે સાદે બોલી તેને હઠ કરી સતાવતી નથી, ખરાબ સ્ત્રીઓની સોબત કરતી નથી, તેને પોતાના પતિ ઉપર એટલો બધો પ્રેમ હોય છે કે તેને પીએર રહેવુ ગમતુ નથી પીએરના મિષ્ટાન્ન ભોજનો કરતા પોતાના ઘરનો સુકો ભાખરો તેને સારો લાગે છે. તે કદી પણ પોતાના પતિને વિશ્વાસઘાત કરી છેતરતી નથી. પતિ રાજી રહે તેવા વસ્ત્રાલંકારો પહેરી પતિનું મનરંજન કરે છે.

પતિના કામકાજનો બોજો ઉપાડી લઇ પતિને રાહત આપે છે તેના કામકાજમા પોતે મદદ કરે છે, પતિને ઉદ્વેગ થાય છે તો તે જોઇ પતિવ્રતા સ્ત્રીના મનમા ચેન પડતુ નથી. પતિને દરેક પ્રકારે અનુકુળ રહી પતિવ્રતા સ્ત્રી સંતોષ અને સુખ આપે છે, પૂર્વે પતિવ્રતા સ્ત્રીઓએ પોતાના પતિ ઉપર જેવો પ્રેમ બતાવ્યો છે તેવો પ્રેમ હાલ પણ આપણે બતાવી શકીએ છીએ

---

# ચન્દ્રમુખી

ચન્દ્રમુખી એ મેવાડના રાણા રાજસિંહના સરદાર રત્નસિંહની સ્ત્રી હતી. સતી પતિવ્રતા, નીતિવાન, રૂપવાન અને બુદ્ધિશાળી હતી. રત્નસિંહ ચન્દ્રમુખી સાથે પરણીને આવ્યા પછી બીજે જ દીવસે તેને રાજસિંહ સાથે વીમળાનું આરંગજેબથી રક્ષણ કરવા માટે યુદ્ધમા જવાનું ઠર્યું તેથી તે પોતાની નવવધુને મળવા ગયો. તેને કહ્યું કે "વ્હાલી, કાલેજ આપણા લગ્ન થયા અને આજેજ મારે યુદ્ધમા જવુ પડે છે કદાચ પ્રાણ જાય તો શુ કરવુ એમ લાગવાથી તમારી પાસે આવ્યો છુ ચન્દ્રમુખીએ તેને એક ક્ષત્રીય વીરને છાજે તેવી હિંમત રાખવા સલાહ આપી

રત્નસિંહે જતી વખતે રાણીને કહ્યુઃ હુ જઉં છુ પણ તમો પતિવ્રત પણ પાળી શિયળને સાચવજો ! આ સાભળી તેણે કહ્યુ કે "વ્હાલા, એતો વળી આપને શીખવવું પડે ? હું મારો ધર્મ નથી સમજતી ? આ સાંભળી રત્નસિંહ ગયો પણ દાસી સાથે સંદેશો મોકલ્યો કે.

રાણી તમારો ટેક સાચવજો," આ સંદેશાના જવાબમાં તેણે કહેવરાવ્યું કે: શું આપને મારા શિયળ માટે અવિશ્વાસ રહે છે તો હું આપની સાથે યુદ્ધમાં આવવા તૈયાર છું.

આ સાંભળી રત્નસિંહ યુદ્ધે ગયો અને જતાં જતાં ફરી પણ સંદેશો કહેવરાવ્યો કે પતિવ્રતપણું જાળવી કુળને કલંક ન લાગે તેવી રીતે વર્તજો," આથી રાણીને લાગ્યું કે શું પતિ હજુ પણ મારે માટે અવિશ્વાસ રાખે છે! તેમનો મારામાં જીવ રહેશે તો યુદ્ધમાં જરૂર પાછી પાની કરશે, અને ક્ષત્રિય ધર્મને કલંક લાગશે એવો વિચાર કરી તેણે પોતાની દાસીને બોલાવી કહ્યું કે આ રાણાને આ ભેટ આપ, એમ કહી પોતાનું માથું તરવારથી જુદું કરી દાસીને આપ્યું ' આવી રીતે પતિને શંકા થતાં સતીએ પ્રાણ આપ્યા તેથી રત્નસિંહ ઘણોજ પસ્તાવો કરવા લાગ્યો.

---

# લીલાદેવી-ભીમદેવ

લીલાદેવી એ મેવાડના રાણા સમરસિંહની પુત્રી અને ગુજરાતના બીજા ભીમદેવની પત્ની હતી. તે રૂપવાન, નીતિવાન અને બુદ્ધિશાળી હતી. પતિની સેવા કરવામાં, પતિને સારી સલાહ આપી સન્માર્ગે વાળવાને તે યોગ્ય પ્રયત્ન કરતી. તેના પતિ ભીમદેવે ઇચ્છનકુમારીને વરવાનો વિચાર કર્યો હતો પણ તેને પૃથ્વીરાજ સાથે પરણાવવાથી તે પૃથ્વીરાજ સાથે લડવા તૈયાર થયો હતો. તે જોઇ લીલાવતીએ તેને કહ્યું હતું કે "વ્હાલા! ઇચ્છનકુમારીને વરવાની આપ ઇચ્છા કરો છો પણ તેનો તો પૃથ્વીરાજ સાથે વિવાહ થઇ ગયો છે. માટે હવે પરનારી ઉપર પ્રીત રાખવી મિથ્યા છે, આપ નાહક લડાઇ કરવાનું છોડી દો, પરસ્ત્રીના મોહપાશમાં પડેલા ભલભલાનો નાશ થયો છે." આ પ્રમાણે સ્ત્રીએ આપેલી સલાહ કામાંધ રાજાએ માની નહિ અને લડાઇ કરી તેમાં તે મરણ પામ્યો હતો. આ પ્રમાણે સતી સ્ત્રીઓ પોતાના પતિને સાચી સલાહ આપી શકે છે.

લીલાદેવી પતિવ્રતા હોવાથી પતિસેવા કરવામાં ચિત્ત રાખી પતિનું ભલું ઇચ્છતી હતી. તેને પોતાના પ્રાણ કરતાં પણ પતિ વધુ વ્હાલો હતો.

---

# વનદેવી-સૂર્યસિંહ

ધારાનગરીના રાજા ઉદયાદિત્યની પુત્રીનુ નામ વનદેવી હતું તેનું લગ્ન કલ્યાણીના રાજા સૂર્યસિંહ સાથે થયુ હતુ. વનદેવી પવિત્ર, પતિવ્રતા, બુદ્ધિમાન, રૂપાળી અને ધર્મિષ્ટ હતી. તે હમેશા પતિસેવા કરી પતિને પ્રસન્ન રાખતી તેને બે પુત્ર થયા હતા એક વખતે કલ્યાણી ઉપર કનોજનો રાજા છત્રસિંહ ચઢી આવ્યો. તેમાં સૂર્યસિંહની હાર થવાથી પોતાની સ્ત્રી અને બાળકોનો જીવ બચાવવાની ખાતર તે પોતાની સ્ત્રી વનદેવી અને છોકરાંને લઇ નાસી છુટયો. તે ભૂખ્યે અને તરસ્યે, તડકો ટાઢ વેઠીને પગે ચાલતા દિલ્હી જઇ પહોચ્યા ત્યા તે એક ધર્મશાળામા મુકામ કરી મહેનત મજુરી કરી ગુજરાન નિભાવવા લાગ્યાં

જે એક વખતે ધન વૈભવ અને સત્તાધારી હતો તે આજે ભિખારી બની જતા વાર ન લાગી. ઇશ્વરની લીલા ન્યારી જ છે. એક વખતે વનદેવી મજુરી કરવા શહેરમા ગઇ હતી ત્યા તેના ઉપર એક સોદાગરની નજર પડી. તેના રૂપથી તે મોહ વશ થઇ કહેવા લાગ્યો કે બાઇ, તું કોઇ સારા ઘરનુ માણુસ છે. આ મજુરી કરવાને લાયક નથી. માટે તારે આ દશા કેમ ભોગવવી પડે છે તે કહે? સાભળી વનદેવીએ કહ્યું તે વાત હુ કહેવા ઇચ્છતી નથી. પાછલી વાત સાભળવાથી શો લાભ? આ પ્રમાણે તેનુ બોલવુ સાભળી સોદાગરે તેને કહ્યું, " તો તુ આવી મારે ત્યાં રહે, તુ શા માટે દુ:ખ ભોગવે છે. આપણે ત્યા તને સુખ અને વૈભવ ભોગવવાના મળશે." આ સાભળી વનદેવીએ તેને ધીક્કાર આપી કહ્યુ " અરે, દુષ્ટ માણુસ, તું એવી નીચ મતિ કેમ કરે છે. પતિવ્રતા સ્ત્રી કદી પણ પરપુરુષને તાબે થતી નથી ગરીબાઇમાં પણ પતિસેવા કરવી એ ઉત્તમ માનુ છુ. " આમ કહી તે ચાલવા માંડી, પણ તરત જ તે સોદાગરે તેને પોતાના નોકરો પાસે ઉંચકાવી તબુમા લઇ ગયો. તેની આવી દુષ્ટ મતિ થએલી જોઈ વનદેવીને ઘણો જ ખેદ થયો. તે રડવા લાગી અને સોદાગરને ધીક્કાર આપવા લાગી

સોદાગરે તેને ધન, વૈભવ વિગેરેની ઘણી લાલચો આપી પણ તે તો સતી હતી, પતિ વગર અન્ય પુરૂષની સાથે સબંધ રાખે તેવી નહોતી. તેનો પ્રેમ તો તેના પતિ ઉપર જ હતો તેથી તે તેને તાબે થઈ નહિ. સોદાગરે તેણુ ઉઠાવ્યો તેને સાથે લીધી. વનદેવીને લલચાવવા ઘણી લાલચો આપી. છેવટે તેણે તેના ઉપર બળાત્કાર કરવાને પણ નિશ્ચય કર્યો. છતા વનદેવીએ તો છેવટે મરવુ પણ પતિવ્રતપણુ ન છોડવુ એનો નિશ્ચય કર્યો હતો જે સ્ત્રી પોતાના શિયળને પાળવાનો પાકો નિશ્ચય કરે છે, જેનો પોતાના પતિ ઉપર અત્યત પ્રેમ હોય છે તે કદી પણ ભ્રષ્ટ થતી નથી. એક વખતે બધા ઉંઘી ગયા હતા તે વખતે વનદેવીએ પોતાની પાસેના કટાર વતી તંબુ ચીરી મધ્યરાત્રે બહાર નીકળી સોદાગરના હાથમાથી નાસી છુટી તેણે રાતોરાત જેમ ફાવે તેમ મીધે રસ્તે કશો પણ ભય ગણ્યા વગર નાસવા માડ્યુ કેટલેક દુર ગયા પછી તેને બે એક લુટારા મળ્યા લુટારા તેનુ રૂપ જોઇ એકદમ કામાંધ બની ગયા વનદેવી એક દુખમાથી છુટીને બી-જાના હાથમાં સપડાઇ.

તેમણે તેને પોતાને ત્યા લઇ જવા ધારી વનદેવી ભયભીત થઇ ઇશ્વરનુ સ્મરણ કરવા લાગી બનેમાંથી એક કહે હુ લઇ જઉ ને બીજો કહે હું લઇ જઉ આમ પરસ્પર વાદવિવાદમાથી મારમારા થઇ તેમા એકને તો ઠાર કર્યો, એટલે એક લુટારો રહ્યો તેણે વનદેવીને પોતાને ત્યાં લઇ જવાનો નિશ્ચય કર્યો. વનદેવીને કહ્યુ. " પ્યારી હુ તને જોઇ ઘણો જ ખુશી થયો છુ તુ મારે ઘેર ચાલ, હુ તને ઘણુ સુખ આપી તારો દાસ થઇને રહીશ ' આ સાભળી તેણે કહ્યુ " ભાઇ, હુ સતી છુ. તારી ઇચ્છા મારાથી પૂરી થાય તેમ નથી માટે મને જવાદે '

આ સાભળી તે લુટારાએ કહ્યુ. " અરે સ્ત્રી ! તુ આમ નિર્દય કેમ થાય છે. તારે માટે તો મે મારા મિત્રને માર્યો, હવે તુ ના કહેતાં શર-માતી નથી ચાલ, આગળ થા, નહિ તો પરાણે લઇ જઇશ. રાજીખુશીથી નહિ માનુ તો આ તરવાર જોઇ છે ? વનદેવીએ કહ્યુ મરવુ એકવાર છે, ભલે માર, પણ હુ મારા પ્રાણ કરતા મારૂ શિયળ વધારે કિંમતી ગણુ છું તેથી તારી મરજી પ્રમાણે તારે તાબે તો નથીજ થવાની. આથી લુટારાએ

ગુસ્સે થઇ તલવાર ઉગામી જેવો મારવા જાય છે એવામા પાછળથી એક તીર તેની બેચીમા વાગ્યુ. અને ' ઓ બાપ ' કરતા તે નીચે પડયો. સતીની લાજ ઇશ્વરે રાખી

તે તીર મારનાર એક ભીલ હતો તે દયાળુ હતો તેણે આવી વનદેવીને કહ્યું બેન ગભરાઇશ નહિ, તુ મારી ધર્મની બેન છે આ દુષ્ટને તારી આબરૂ લેવા તૈયાર થએલો જોઇ મે ઠાર કર્યો છે. માટે ચાલ મારી સાથે હું તને બેન તરીકે રાખીશ અને તું કહીશ ત્યા પોકાડીશ. વનદેવીને તેના બોલવા ઉપર ભરોસો બેઠો અને તે તેની સાથે ગઇ

રાજા સુર્યસિહ વનદેવીના ગુમ થવાથી બને પુત્રોને લઇ દુખી થતો તેને ખોળવા લાગ્યો. ઘણી શોધ કરી પણ પતો ન મળ્યો એ પ્રમાણે તે ઘણા ગામ શોધી વળ્યો જતા જતા રસ્તામા એક નદી ઉતરી જતો હતો તેવામા ભારે પૂર આવવાથી હોડી ડુબી અને બને પુત્રો તથા પોતે પાણીમા તણાવા લાગ્યા. ઇશ્વરની ગતિ ન્યારી છે. તણાતા તણાતા ત્રણે જુદે જુદે સ્થળે નાકળ્યા સુર્યસિહ એક ગામને કિનારે નીકળ્યો ત્યા ભાગ્યવશાત તે તેજ ગામનો રાજા બન્યો. છોકરાઓ જુદે જુદે સ્થળે નીકળી ગુજરાન ચલાવા લાગ્યા

વનદેવીનુ રૂપ ભલભલાને આકર્ષણ કરે તેવુ હતુ. ત્યા થઇ એક વખતે એક સોદાગર પોતાના માણસો સાથે જતો હતો તેવામા તેની નજર વનદેવી ઉપર પડી વનમા એકલી ઝુપડીમા આવી ઉત્તમ રૂપવાળી સ્ત્રી જોઇ તે લોભાયો ભીલ ભીલડી જગલમા ગયાં હતા તેથી તેણે પોતાના માણસો સાથે તેને પકડાવી મગાવી ચાલતો થયો. સાંજે તે વનદેવીને પોતાની ઇચ્છા પૂરી પાડવાનુ કહેવા લાગ્યો, ધનની, વૈભવની સુખની ઘણી લાલચો આપી પણ તેણે તો તેનો તિરસ્કાર જ કર્યો તેથી તેણે તે ગામના રાજાને ફરીયાદ કરી કે આ સ્ત્રીને મે પૈસા આપી ખરીદ કરી છે, છતા મારી મરજી પ્રમાણે ચાલતી નથી. દૈવયોગે તેજ ગામમા સુર્યસિહ રાજા થયો હતો તેથી વનદેવીની ફરીયાદ તેની પાસે આવી હતી

પહેલા તો તે વનદેવીને ઓળખી શકયો નહિ પણ વનદેવીએ તેને ઓળખી લીધો અને આ સોદાગર નીચપણે મને ફસાવવા ધારે છે

એવું કહ્યું. તેણે પોતાની હકીકત કહી. તે સાભળી સૂર્યસિહની આખમા આસુ આવી ગયા તેણે પોતાની પત્નીને ઓળખી અને તેને પોતાના મ્હેલમાં મોકલી. પેલા સોદાગરને જુઠી ફરીયાદ કરી તે માટે સજા કરી. વનદેવી ઉપર ઉપકાર કરનાર પેલા ભીલને બોલાવી મોટી જાગીર આપી. થોડા વખતે પેલા બે પુત્રો પણ તેમને મળી ગયા અને આ પ્રમાણે ઘણુ દુખ અને વિયોગ ભોગવી અતે પતિપત્ની અને પુત્રનો મેળાપ થયો.

સતી સ્ત્રીઓનો પોતાના પતિ ઉપર આવો પ્રેમ હોય છે તે પ્રાણ જતાં પણ પોતાના પતિવ્રતપણાનો ભગ થવા દેતી નથી, ગમે તેટલી લાલચોથી લલચાતી નથી તેને તેનો પતિ એજ તેના પ્રાણથી પણ અધિક છે એમ લાગે છે.

# ચન્દ્રાવતી–વીરમદેવ

ચન્દ્રાવતી એ રાયપુરના ભાટીરાવની પુત્રી હતી. તે નાનપણથી ડાહી, સદ્‌ગુણી, રૂપવાન અને નીતિવાન હતી. તેનુ લગન ઇડરના રાવ વીરમદેવ સાથે થયું હતુ

એક વખતે દશરાને દિવસે વીરમદેવે એક મસ્તાન પાડાનો વધ કરવા ધા કર્યો પણ તે ઘા વાગ્યા છતા તે પાડો ગામ ભણી નાસી ગયો. તેથી વિરમદેવ તેની પાછળ પડી તેનો વધ કર્યો તે વાત તેણે પોતાની પત્ની ચદ્રાવતીને કહી પોતાની પ્રશસા કરવા લાગ્યો. આ વખતે સતીએ પોતાના પતિને વધુ પાણી ચઢાવા કહ્યું કે ' મહારાજ, મારા પીએરમા એથી પણ મોટા જબરા પાડા હોય છે તેનો વધ કરો ત્યારે ખરા ! ' આ સાભળી વીરમદેવને રીસ ચઢી તેથી તેણે તરત જ ગુસ્સે થઇ કહ્યુ કે " બસ, એજને ' હુ હવે જ્યારે એ પાડનો વધ કરીશ ત્યારેજ તમારા મહેલમા આવીશ, માટે હવે તમે તમારે પીએર રહો, અને હુ જ્યારે 'પાડાનો વધ કરી તમને બોલાવું ત્યારે આવજો, '

સતીને આથી ઘણો પસ્તાવો થયો, તેણે પતિને ઘણા કાલાવાલા

કરી થએલી ભૂલની ક્ષમા માગી, પણ વિરમદેવે માન્યુ નહિ તેથી તે પોતાને પીએર ગઇ. તેણે એક મસ્તાન પાડાને ખુબ ખવરાવી તૈયાર કર્યો, પછી તેનો વધ કરવા પતિને પત્ર લખ્યો અને તેના આવવાના સાંકડા રસ્તામાં એક સિંહ અને એક પાડાને ખીજવીને છુટા મૂકી દીધા તેને વીરમદેવે રસ્તામાં ઠાર કરી દેઇ મહેલમાં ગયો. અને પોતાની પત્નીને મળ્યો. તેને ચન્દ્રાવતીએ પગે પડી ક્ષમા માગી

પત્નીને લઈ વીરમદેવ પછી ઇડર આવ્યા અને પતિપ ની સ્નેહમા રહેવા લાગ્યા.

---

# વિમળદેવી—સુરપાળ

ગુજરાતના રાજા જયશિખરની બેનનુ નામ વિમળદેવી હતું વિમળદેવી રૂપાળી, ગુણવાન અને બુદ્ધિશાળી હતી તે નાનપણમાં યોગ્ય કેળવણી પામી હતી એક વખતે મુલ્તાનનો રાજા યાત્રા કરવા જતા પચાસરમા આવ્યો હતો ત્યારે તેનો કુંવર સુરપાળ પણ સાથે આવેલો હતો, તે રૂપાળો ગુણવાન અને બહાદુર હતો. એક વખતે જયશિખરી તથા સુરપાળ સાથે જંગલમાં શિકારે ગયા હતા તે વખતે સિંહનો શિકાર જોવા વિમળાને તેમજ બીજી સ્ત્રીઓને સાથે લઈ જઇ એક ઉંચા ઝાડ ઉપર માળો બાંધી બેસાડી હતી.

જંગલમા ફરતાં ફરતા એક સિંહ જણાયો તેને જયશિખરીએ તીર મારવાથી તે સામો ન થતા જંગલમા નાસી ગયો, તેને ખોળવા તે પાછળ પડયો તેને એક ઝાડીમા ભરાયલો જોઇ જયશિખરીએ બીજુ બાણ માર્યુ તેથી સિંહ સામો ધસ્યો અને જયશિખરીના હાથીના કુંભસ્થળ ઉપર કુદકો મારી પડયો. તેને જયશિખરીએ ઉભા થઇ ભાલો માર્યો કે તરત સિંહ સાથે જયશિખરી પણ નીચે પડયો. તે જોઇ સુરપાળે પણ નીચે કુદકો માર્યો અને જેવો સિંહ જયશિખરી ઉપર તરાપ મારવા જાય છે તેવોજ સુરપાળે તેને ભાલાથી વીંધી નાંખ્યો આથી જયશિખરી બચી ગયો.

આ જોઇ વિમળાનુ ચિત્ત સુરપાળ ઉપર ચોંટયું અને તેણે સુરપાળ સાથે પરણવાનો નિશ્ચય કર્યો. મુલતાનના રાજાએ પોતાની પુત્રી રૂપસુંદરીનુ

ા જયશિખરી સાથે કર્યું તેથી સુરપાળ જયશિખરી પાસે ફરી આવ્યો પાળની બ્હાદુરી જોઇ તેને પોતાનો સેનાપતિ બનાવ્યો., અને પોતાની વિમળાને સુરપાળ સાથે પરણાવી

વિમળા પતિવ્રતા હતી પતિઉપર અત્યંત પ્રેમ રાખતી હતી તે ાની આજ્ઞાનું પાલન કરી પતિને દરેક રીતે સંતોષ આપતી. સુરપાળ ા તેના ઉપર અત્યંત પ્રીતિ રાખતો અને સુખથી રાજ્ય સુખ ભોગ- ા લાગ્યા. એવામાં કલ્યાણીના રાજા ભૂવડે જયશિખરી ઉપર ચડાઈ કરી. ડને સુરપાળે હરાવી પાછો કહાડયો. જેથી સુરપાળને જયશિખરીથી ા પાડવા તેણે પ્રપંચ રચ્યો તેણે સુરપાળને ફોડવા ઘણી લાલચો આપી ા સુરપાળે તો તેનો તિરસ્કાર કર્યો

સુરપાળને અનીતિપણે પૈસો ન લેવા વિમળદેવીએ પણ સલાહ આપી. ો સુરપાળ ઘણો ખુશી થયો. એવામાં ભૂવડે ચડાઇ કરી તેની સામે ાશિખરી અને સુરપાળ પુરજોસથી લડયા, આ વખતે જયશિખરીની સ્ત્રી સુંદરી ગર્ભવતી હતી. તેથી તે જીવતી હશે ને કદાચ પુત્ર જન્મશે તે. ર વેર વાળશે એ આશાથી જયશીખરીએ સુરપાળને રૂપસુંદરી તેમજ મળાને લઇ વનમા કોઇ સુરક્ષિત જગાએ મૂકી આવવાનુ કહ્યુ આ તે લડાઇમા જયશિખરીની હાર થવાનો સંભવ જણાતા સુરપાળે તે ા કબૂલ કરી. તે પોતાની બેન રૂપસુંદરી અને સ્ત્રી વિમળાને લઇ જ- ામા મુકવા ગયો. તેની ગેરહાજરીમા ભૂવડ ફાવ્યો અને તેણે યુદ્ધમા યશિખરીને માર્યો. સુરપાળ મૂકીને પાછો આવતા જયશિખરી મરાયાની ા સાંભળી. તેથી તે ઘણો દિલગીર થયો અને પાછો વળ્યો

સુરપાળ વિમળા અને રૂપસુંદરીને મુકી પાછો ગયો તે વખતે ત્યા ડનો પુત્ર કર્ણ કેટલુંક લશ્કર લઇ જઇ પહોંચ્યો. તે જોઇ વિમળાએ તાના રક્ષક ભીલને કહ્યુ કે તુ પ્રથમ રૂપસુંદરીને લઇ જઇ સંતાડી ાવ, પછી અહિ આવજે આથી તે રૂપસુંદરીને ગુપ્ત સ્થળે મૂકવા ગયો ને વિમળા એકલી પડી, તેથી કર્ણે તેના રક્ષક સૈનિકો ઉપર હલ્લો કર્યો મા ઘણા માર્યા ગયા અને વિમળા એકલી પડી, એવામા પેલો વિશ્વાસુ ાલ આવી પહોંચ્યો પણ તેનું એકલાનું શું ચાલે ? તે પણ મરાયો જેથી

વિમળા ગભરાતી, રડકકળ કરતી બીકની મારી મુર્છા ખાઇ નીચે પડી

તે જ્યાં પડી હતી ત્યા કર્ણ આવી પહોચ્યો. તેનું અનુપમ રૂપ જોઇ તે મોહવશ થયો, તેની દાનત બગડી અને નીચ વિચારો કરવા લાગ્યો વિમળા થોડીવારે જાગી તે પાસે કર્ણને ઉભેલો જોઇ બેફાટ રડવા લાગી. કર્ણે તેનેઃ હાથ પકડી ઘોડા ઉપર બેસાડી ત્યાથી લઇ ચાલતો થયો, વિમળા રડતી રહી, તેનું નિચારીનુ શુ ચાલે? પછી કર્ણ તેને પોનાના તબુમાં લઇ ગયો.

વિમળા ત્યા જઇ પણ ખૂબ રડકકળ કરવા લાગી, કર્ણે તેને પોતાની રાણી થવા ઘણી લાલચો આપી પણ વિમળા પતિવ્રતા હતી, તેનું મન તો તેના પતિમા જ હતું તે શી રીતે પરપુરુષને તાબે થાય. તે તો પ્રાણ જતા પણ શિયળનો ભગ થવા દે તેમ નહોતી. તે કર્ણને ફિટકાર આપતી, કર્ણ તેને જોઇ ગાંડો ઘેલો બની ગયો હતો તેથી તે કોઇ પણ ઉપાયે તેને ફસાવવા યત્ન કરતો. તેણે ધાર્યું કે સૂરપાળ જીવે છે ત્યા સુધી કદી તે મારે તાબે થવાની નથી માટે તેને મારવાનો ઉપાય કરવા લાગ્યો.

સૂરપાળનો પત્તો ન લાગવાથી તેણે પચાસરના એક ચાવડા નોકરને ફોડી તેની સાથે વિમળાને એવો સદેશો કહેવરાવ્યો કે સૂરપાળને ઝેરી સાપ ડખવાથી તે મરણ પામ્યો છે આ વાત સાંભળી વિમળાના હોશકોશ ઉડી ગયા. તે પતિના મરણના સમાચાર સાભળી ઘણો ખેદ કરવા લાગી. અતે તે પતિ પાછળ સતી થવા તૈયાર થઇ. તેણે પેલા માણસને કહ્યું, ચિતા ખડકાવ મારે હવે સતી થવુ છે આથી તેણે કહ્યું. બાઇ, સતી થવાથી શો ફાયદો? વર્ષ પછી બીજો પતિ કરી સુખી થજો, આ વાતને વિમળાએ ધિક્કારી કાઢી અને કહ્યુ. મૂર્ખ, તું શુ બોલે છે? હું સતી છું, પતિવ્રતા સ્ત્રી કોઇ પણ વખતે પરપુરુષને ઇચ્છે ખરી કે? તેની હઠ જોઇ કર્ણે ચિતા ખડકાવી આપી અને તેની આજુબાજુ ફરતાં હથિયારબધ માણસો રાખ્યા સતી વિમળા સતી થવા 'જે અબે જે અબે' કરતી તૈયાર થઇ ચિતા તરફ ચાલી.

આ તરફ સૂરપાળ જયશિખરીના મરણ સમાચાર સાંભળી પાછો જ્યાં રૂપસુદરી તથા વિમળાને રાખ્યા હતાં ત્યા આવ્યો, તો તેને ખબર

મળી કે રૂપસુંદરીને તો ગુપ્ત રીતે રાખી છે. પણ વિમળાને તો કર્ણ આવી હરણ કરી ગયો છે એ વાત જાણી તે ઘણો ખેદ કરવા લાગ્યો તેને ઘણો ગુસ્સો આવ્યો અને વિમળાને છોડાવા કર્ણની છાવણી તરફ ચાલ્યો ત્યાં ગયા પછી વિમળા આજે સતી થવાની છે એ વાત જાણી તેથી તેણે તેને સતી થતા પહેલાં છોડાવવાનો નિશ્ચય કર્યો

સતી વિમળા સતી થવા માટે સ્મશાન ભૂમિમાં આવી ત્યા શોરબકોર ને વાજીંત્રોનો ઘોંઘાટ થઈ રહ્યો હતો જેવી તે ચિતા ઉપર ચઢીને અગ્નિ સળગાવવા જાય છે કે તેવામા બના માણસોની વચ્ચે થઈ દોડતા આવેલા એક બળવાન પુરુષે તેને બકરીની માફક ઉપાડી નાસવા માડયુ એકબાજુ તેનાજ રાખેલાં માણસોએ તેને જવાની જગ્યા આપી જવા દીધો પછી તેમણે ખાલી ચીતા સળગાવી દીધી વિમળાને ચિતામાથી કોઈ ઉપાડી ગયું એવી ખબર કર્ણને મળતા તેણે તેની પાછળ સવારો મોકલ્યા પણ કંઇ પત્તો ન લાગ્યો

પેલો માણસ તો વિમળાને ઘોડી ઉપર બેસાડી ચાલતોજ થયો વિમળા ગભરાઈ ગઈ તે ભયની શંકાથી બેભાન થઈ ગઈ ઘણે દૂર જતા તેણે તેને લઈ જનારના મો સામુ તાકીને જોયુ તો ભરવાડના વેશમા પોતાનો પતિ છે એમ લાગ્યુ. કેટલેક દૂર ગયા પછી ઘોડી ઉભી રાખી સૂરપાળે ભરવાડનો વેશ ઉતાર્યો એટલે વિમળા તેને બરોબર ઓળખી શકી તેને આંસુ આવી ગયા. મનેને હર્ષનો પાર રહ્યો નહિ આ પછી સૂરપાળ બ્હારવટું કરવા લાગ્યો.

વિમળા અને સૂરપાળ રૂપસુંદરીને મળ્યા, સૂરપાળ તથા વિમળાને પોતાની બેનને પુત્રનો પ્રસવ થયેલો જાણી આનંદ થયો, વિમળા પતિ-સેવા કરવામા કુશળ હતી તે સૂરપાળને શત્રુનો પરાજય કરવા હિંમત આપતી. તેણે દુખ સહન કર્યું, પણ સુખની આશાએ પરપુરુષનો સંગ ન કર્યો, તે પોતાના પતિને પ્રાણ કરતાં પણ અધિક સમજતી હતી



# સતી સોનબા

સોનબા બાલભાના ઠાકોર રાજસિંહની પુત્રી હતી. તેની માનુ નામ સરદારબા હતુ. તે નાનપણથી ચતુર, રૂપાળી, બુદ્ધિવાન અને નીતિવાન હતી, તેને નાનપણમાંથી ઉત્તમ કેળવણી આપી હતી, તેને પોતાને યોગ્ય વર મળે તો તેની સાથે લગ્ન કરવાનો વિચાર હતો. તપાસ કરતાં ખબર પડી કે ધુમલીના કુમાર હલામણજી હોશિયાર, શૂરવીર અને વિદ્વાન છે માટે તેની સાથે લગન કરવા, તે ધુમલી જતી હતી ત્યા રસ્તામા ધુમલીનો રાણો શિઓજી શિકારે નીકળ્યો હતો તેના જોવામા સોનબાઇ આવી. સોનબાઇનુ રૂપ જોઇ તેનો તેની સાથે લગન કરવાનો વિચાર થયો

સોનબા તરફથી ખબર મળી કે તે તેમના પાટવીકુવરને વરવા માટે જાય છે, તે જાણી તેને પોતાની પટરાણી કરવાનો વિચાર કર્યો, પણ તેમાં તે ન ફાવ્યો, અને સોનબાનુ લગન કુવર સાથે થયું, આથી રાણાને ઘણો ગુસ્સો આવ્યો. એક વખતે કુવર શિકાર કરવા ગયો હતો તેનો લાભ લઇ રાણાએ સોનબાને પોતાના મહેલમા તેડાવી લીધી અને કુવર શિકારેથી આવ્યો એટલે તેને હુકમ કર્યો કે તે મારી રજા સિવાય લગન કર્યું માટે હાલને હાલ જ મારા દેશમાથી ચાલ્યો જા પિતાનો આવો હુકમ સાભળી કુવર કચ્છ તરફ ચાલી નીકળ્યો અને વાગડ કથકોટના રાજા જામપુલાજીને ત્યા નોકરી રહ્યો. તેણે તેના ઉપર ખુશ થઇ પોતાના પિતા સોડજીની અનૌરસ કુંવરી દેવળદેવીનુ તેની સાથે લગ્ન કર્યું.

સોનબા તો રાણાજીના મહેલમાં જઇ ખેદ કરવા લાગી. પતિને દેશવટો દીધેલો જોઇ તેના દુખનો પાર રહ્યો નહિ. સોનબાને રાણો શિયાજી પોતાની નીચ ઇચ્છા તૃપ્ત કરવા વિનવવા લાગ્યો. પણ સોનબા તો પતિવ્રતા હતી. તેણે કહ્યુ કે 'પિતાજી, આપ તો મારા પિતાજી થઇ આ પુત્રી જેવી પુત્રવધુ આગળ આ શું બોલો છો? હું પતિવ્રતા છું આપ આવી નીચ બુદ્ધિ જવા દો" રાણે જાણ્યુ કે તે થોડા દિવસ પછી માનશે એમ ધારી તે પાછો ગયો સોનબાએ તો પ્રાણ જાય છતાં પણ શિયળનો ભગ ન જ થવા દેવો એવો નિશ્ચય કર્યો હતો. એક વખત મધ્ય

રાત્રે તે પુરુષનો પોષાક પહેરી મહેલમાંથી છાની માની નાશી દૂર જંગલમાં જઇ પહોચી. તે પછી તે રખડતી રઝળતી પોતાના પતિ પાસે ગઇ.

ત્યાં જઇ જુએ છે તો પતિને તેજ દિવસે સર્પે ડશ કર્યાથી મૃત થઇ પડેલો દીઠો તે જોઇ તેના દુ:ખનો પાર રહ્યો નહિ, તે ઇશ્વરની પ્રાર્થના કરવા લાગી કે હે પ્રભો! આટલું બધુ દુઃખ વેઠયું છતાં અંતે આ દશા? તે વિલાપ કરવા લાગી. તેવામાં એક યોગી તે ગામમા આવેલો હતો તેની વાત જાણી તેને બોલાવી આણ્યો. તેની પાસે સાપની દવા હતી તેથી તેની દવાથી કુંવરનું ઝેર ઉતરી ગયું અને બેઠો થયો તે પોતાની પાસે સોનબાને આવેલી જોઇ ખુશી થયો. તે અહિં હતો છતા સોનબાની ઘણી ફીકર કરતો હતો. બંનેને ઘણા વર્ષે એક બીજાને મળવાથી આનંદનો પાર રહ્યો નહિ. કેટલોક વખત તો તે બને સુખ ભોગવતાં ત્યાંજ રહ્યાં. સોનબા પતિસેવા કરી પોતાના પતિને રાજી રાખતી. તેમની આજ્ઞાનુ પાલન કરી તેમને પોતાના પ્રાણ કરતાં પણ વધુ વ્હાલા જાણતી, બંને સુખ અને આનંદમાં દીવસો ગાળવા લાગ્યા. સોનબા પોતાની શોક દેવળદેવી ઉપર પણ પ્રીતિ રાખતી.

કેટલેક વખતે ધુમલીનો રાણો મરણ પામ્યો, પોતાના પિતાના મરણ પામ્યાના સમાચાર સાંભળી હલામણ જેઠવો ધુમલી ગયો, અને રાજ્યગાદી ઉપર બેસી પત્ની સાથે સુખ ભોગવવા લાગ્યો આ પ્રમાણે સોનબાએ પોતાના પતિવ્રતને સાચવ્યુ અને અંત સુધી તેણે પતિસેવા કરી પતિની પ્રીતિ મેળવી હતી.

---

# લીલાદવી-ભોજ.

લીલાદેવી એ ઉજ્જનના મહારાજા ભોજની પત્ની હતી. સતી રૂપવાન, નીતિવાન, ગુણવાન અને પતિવ્રતા હતી. તેણે પતિની સેવા કરી તેની પ્રીતિ મેળવી હતી. ભોજરાજા વિદ્વાન હતો પોતાના રાજ્યમાં સમર્થ વિદ્વાનોને પોષતો હતો. તેના રાજ્યમાં ઘણા વિદ્વાનો હતા. કાળીદાસ પંડિત કરીને એક વિદ્વાનનું માન તેની સભામાં વધારે હતું તેથી બીજા વિદ્વાનો તેની અદેખાઇ કરતા.

બધા વિદ્વાનોએ વિચાર કર્યો કે કાળીદાસને રાજા દેશપાર કરે તેવો કાઇ પ્રપંચ રચવો જોઇએ તેથી તેમણે એક વિશ્વાસુ દાસીને પુષ્કળ ધન આપવાનુ કરી રાજા કાળીદાસને સજા કરે તે માટે કાંઇ ઉપાય કરવાનુ કહ્યું. તેણે તે વાત કબુલ કરી કેટલાક દિવસે તેણે ઉઘવાનો ઢોંગ કરી, રાજા રાત્રે ઉઠયા હતા તે વખતે બોલી કે હે સખી, કાળીદાસ દાસીનો વેશ લઇને પટરાણી લીલાવતીને ભોગવે છે તે તું નથી જાણતી? પણ એ કાઇ ઢાંકયુ રહેવાનું છે" આ પ્રમાણે તેને બબડતી જોઇ ભોજે વિચાર કર્યો કે આ દાસી જે લવે છે તે કદી સાચુ હશે. નજરે જોયેલું હોય તે ઘણી વખતે ઉઘમા બોલી જવાય છે તેમ આ દાસીએ અત્યારે ઉઘમાં આ વાત કહી દીધી જણાય છે.

બીજે દિવસે રાજાએ તાવ આવવાનું બાનુ કહાડી કાળીદાસને બોલાવ્યો અને સતીને ભોજન લાવવાની આજ્ઞા કરી રાણીએ મગની દાળ અને ભાત લાવી રાજાને પીરસ્યુ તે જોઇ રાજાએ કાળીદાસને પુછ્યુ કે આ મગની દાળ રોગને નાશ કરનારી છે છતા છાલા ફોતરા વગરની કેમ થઇ હશે વારૂ?' તે સાંભળી કાળીદાસ રાણી હાજર હતી છતાં કહ્યું કે. એ ભાતરૂપી ભર્તારનો સયોગ થતાં છાલાં ફોતરાંરૂપી વસ્રો કહાડી નાંખી નગ્ન બની છે' આ સાભળી રાજાએ વિચાર કર્યો કે રાણી છતા પણ કાળીદાસ આવુ બોલે છે માટે નકી કાઇ દાળમા કાળુ તો હશેજ. સ્ત્રી ચરિત્રને કોણ જાણે? આમ શકાવાળો તે બન્યો

બીજે દિવસે કાળીદાસ સાથે રાજા બાગમા ફરવા ગયો, તો ત્યા તેને ભુખ લાગવાથી કાળીદાસે મેવો લાવી હાજર કર્યો પણ રાજાએ કહ્યુ કે હું પટરાણીનું મો જોયા વગર કયા જમુ છુ? આથી કાળીદાસે દેવીનું સ્મરણ કરી એક કાગળ ઉપર રાણીનું ચિત્ર ચિતર્યું તેમાં રાણીના શરીરના છુપા ભાગમા પણ તલ, મસ વિગેરે જે જે ચિન્હો હતાં તે પણ ચીતરેલા હતા. આ જોઇ રાજાને વહેમ પડયો કે નકી દાસીનુ કહેવું ખરૂ છે, જો આ કાળીદાસે રાણીનાં છુપા અગ ન જોયા હોય તો આ ચિન્હો આમાં શી રીતે પડે? આથી રાજા ઘણો ગુસ્સે થયો અને તરત જ કાળીદાસને હુકમ કર્યો કે તમારી ખરાબ ચાલથી હું ઘણો ગુસ્સે થયો

છુ. માટે આજેજ તમે મારા રાજ્યમાંથી ચાલ્યા જાઓ." આ સાંભળી કાળીદાસ " જેવો આપનો હુકમ " એમ કહી તરત જ ત્યાંથી ચાલી નીકળ્યો. તે ઘેર જઈ એક ખાનગી જગ્યાએ ગુપ્તપણે રહેવા લાગ્યો.

લીલાવતીએ કાળીદાસને દેશપાર થયાની વાત જાણી રાજાને પૂછ્યું કેઃ " પ્રિય ! આપે આપના મિત્ર કાળીદાસને કેમ દેશપાર કર્યા ? આથી રાજાએ લીલાવતીને કહ્યું કે મને ખબર પડી કે તારો ગુપ્તપણે કાળીદાસ સાથે સબંધ છે તેથી તેને દેશપાર કર્યો છે તને પણ સજા તો કરવી જ જોઇએ પણ તને શું સજા કરવી તેનો હજુ હું વિચાર કરૂં છુ આ સાંભળી લીલાવતીને ઘણું આશ્ચર્ય થયું તે પતિવ્રતા હતી, પતિના ઉપર જ તેની અત્યંત પ્રીતિ હતી. તેને પોતાના ઉપર આવું જુઠું કલંક લાગેલું જોઇ ઘણું લાગી આવ્યું તેણે પતિને કહ્યું " વ્હાલા આપે તો હવે મને નીચ ચાલની છુ એમ માની લીધું, પણ હવે તેની પરીક્ષા કર્યા વગર તમારાથી જવાશે નહી હે પરમાત્મા, જો હુ મન વચન અને કર્મથી પતિને ભજતી હોઉં તો મને બાળશો નહી અને મારૂં મન જરા પણ પતિથી વિમુખ થઇ અન્ય ઉપર પ્રીતી કરતુ હોય તો આ ક્ષણે જ મારો નાશ કરજો." આમ કહી તેણે ધગધગતો અગ્નિ હાથમાં લીધો પણ દાઝી નહી, ઝેરી સાપ મગાવી હાથમા લીધો પણ તે તેને ડસ્યો નહી, આ પ્રમાણે સતીની કસોટી કરતાં રાજાને દાસીની વાત જુઠી લાગી, અને સ્નેહથી ઉભરાતા હૃદયે પોતાની સ્ત્રી લીલાવતીને આલિંગન આપ્યું અને થએલી શંકાને માટે ક્ષમા માગવા લાગ્યો

લીલાવતીએ કહ્યું " વ્હાલા, એમાં ક્ષમા ન હોય. મારી આમાં કસોટી થઇ હું જ આપની ક્ષમા માગવાને લાયક છુ, એમ કહી તે પતિને પગે પડી રાજા પ્રસન્ન થયો અને કાળીદાસને પોતાના રાજ્યમાં બોલાવ્યો, દાસીને બોલાવી સજા કરી આ પ્રમાણે પતિવ્રતા લીલાદેવીએ પતિના આગળ પોતાના સત્યની પરીક્ષા આપી, જન્મારા સુધી પતિસેવા કરીને પતિને રીઝવી આનંદ ભોગવવા લાગી

ચન્દ્રકાન્તાએ આ કથા અટકાવી, ' હવે કાલે કહીશું ' એમ કહી કથા બંધ કરી, તેથી સર્વ સ્ત્રીઓ ઉઠી પોત પોતાને ઘેર ગઇ અને ચન્દ્રકાન્તા પોતાને કામે વળગી.



## પ્રકરણ ૨૨ મું

### સતી સ્ત્રીઓ કેવી હોય છે?

બીજે દિવસે ચન્દ્રકાન્તાને ત્યાં સર્વ આવી જવાથી તેણે કથા આગળ ચલાવી તેણે કહ્યું કે બેનો-સતી સ્ત્રીઓ કેવી હોય છે? એ વિષે આજે કહું છું. સતી સ્ત્રીઓ પોતાના પ્રાણ કરતા પણ પોતાના પતિને વધુ ચાહે છે તેને પોતાના પતિને માટે પ્રાણ આપવો તે નો રમત છે. સતી સ્ત્રીઓ પોતાના પતિને પોતાનુ સર્વસ્વ માને છે. પોતાના પતિને સુખ આપવા તે હમેશા ચિંતન કરે છે, પતિને કોઈ પણ વાતે ખેદ થાય તો તેથી તેને ઘણુજ લાગી આવે છે, તે વિપત્તિમા પતિને મદદ કરવા ચુકતી નથી. પતિથી કોઇ વસ્તુ છાની રાખતી નથી, પોતાનુ એ પતિનું છે એમ માને છે,

પતિને કોઇ પણ વખને તેનાથી દગો થઇ શકતો નથી. પતિનો વિયોગ તેનથી સહન થઇ શકતો નથી હમેશા પતિને આનદી જોવાને તે ઇચ્છે છે પોતાની જીંદગી પતિ સેવામા ગાળવાથી તેને આનંદ થાય છે, હમેશાં તે પતિના સ્નેહને જીતી લઈ તેનો વિશ્વાસ મેળવે છે. કોઇ પણ વખતે પતિથી વિપરીત ચાલતી નથી પતિની સામે કોઇ પણ વખતે તે બોલતી નથી. જે સ્ત્રીઓ પતિના સામુ બોલે છે, પતિને હઠ કરી સતાવે છે, પતિને ગાળો દે છે, બીજાના આગળ પોતાના પતિની નિંદા કરે છે તે સતી નથી પણ કુ'ટા સમજવી. પતિ ગમે તેવો હોય છતા

પણ સ્ત્રીએ તો તેને ઇષ્ટ ગણી સેવવોજ જોઇએ, સતી સ્ત્રી ઘરના કામકાજનો બોજો પોતાને માથે ઉઠાવી લે છે પતિને કોઇ વાતની ચિન્તા થતાં તરત જ તેમની તે ચિન્તા ટાળવાને યત્ન કરે છે.

પોતાના પતિની ગરીબ સ્થિતિ હોય છે તો તેથી શરમાતી નથી. બીજી સ્ત્રીઓને સારાં કપડા કે અલંકારો પહેરતાં જોઇ તેવાં લઇ આપવા તે પોતાના પતિની પાસે હઠ કરતી નથી. કદી પણ તે પારકા ધનનો લોભ રાખતી નથી, પારકી વસ્તુનો મોહ નો તેને મનોજ નથી. પતિની ઝુપડીમા રહી સુકો રોટનો ખાવો ગમે છે પણ પરપુરુષના મહેલમા રહી સુખ વૈભવ ભોગવવા તેને ઝેર સમાન લાગે છે, પતિના ઉપરનું હેત કદી પણ ઓછુ થતું નથી. પતિથી તે કદી પણ સ્વતત્ર થઇ ફરતી નથી. ગમે તેવા કઠોર હૃદયના પતિને પણ સતી સ્ત્રી પોતાના પ્રેમથી વશ કરી શકે છે. હમેશા શિયળને સાચવી ચાલે છે, એકાંતમા પણ તે કદી અયોગ્ય માર્ગે જવાને લલચાતી નથી. તે હંમેશાં પતિ ઉપર નિર્મળ પ્રેમ રાખે છે. પોતાના ઘરની વ્યવસ્થા પતિ રાજી રહે તે પ્રમાણે રાખેછે, ગમે તેવું ઘર હોય છતાં સ્વચ્છ રાખી પતિને તેમાં સુખ થાય તેવુ રાખે છે, કોઇપણ કામ કરવામાં પતિને રાજી રાખવાનો તેનો ઉદ્દેશ હોય છે, પરપુરુષ ગમે તેવો રૂપવાન, યુવાન, ધનવાન, વિનોદી હોય છતાં પણ સતીના મન આગળ તો તે તુચ્છ છે. કદીપણ સતી સ્ત્રીને પરપુરૂષ લોભાવી શકતો નથી.

સતી સ્ત્રીઓ જ આ સંસારના નૂરરૂપ છે. ગૃહસ્થાશ્રમની શોભા જ સતી સ્ત્રી છે, પોતાના ઉત્તમ ગુણો વડે પતિસેવા કરી દરેક સ્ત્રી સતી થઇ શકે છે. સતી સ્ત્રી બહારથી અંગ દેખાય તેવા આછા વસ્ત્રો પહેરતી નથી. તે હમેશા મર્યાદા સાચવી ચાલે છે પોતાની સોબતથી અન્ય સ્ત્રીઓને સુધારે છે.

# મંજુલા–હમીર

પૂર્વે મંજુલા નામની સતી થઇ ગઇ છે તે ઝાલોરના રાજા માલદેવની પુત્રી હતી, તેનુ લગ્ન ચીતોડના મહારાણા હમીર સાથે થયું હતું. જ્યારે અલ્લાઉદ્દીન ખુનીએ ચીતોડ જીતી લીધું ત્યારે ચીતોડના સુબા

તરીકે અલ્લાઉદ્દીને જાલોરના રાવ માલદેવને નિમ્યો હતો. માલદેવ રજપુત હતો છતાં મુસલમાનોને મળી જઇ મેવાડના રાણા હમીરસિંહની વિરૂદ્ધ ચાલતો, તેણે હમીરસિંહનું અપમાન કરવા પોતાની પુત્રી પરણાવવાનું શ્રીફળ મોકલ્યુ, હમીર તેના કપટની વાત જાણતો હતો છતા ખોટું કહેવાય નહિ તે માટે તેણે શ્રીફળ સ્વીકાર્યું.

તે પછી હમીરસિંહે સૈન્ય સાથે ચીતોડ જવા તૈયારી કરી, જ્યારે તે ચીતોડમાં આવી પહોચ્યો તો ત્યા તેને લગ્નની કાંઇ ધામધુમ ન જણાઇ, તેથી તે ગુસ્સે થઇ સૈનીકો સાથે દરબારમા ગયો. માલદેવે તેને ગુસ્સે થયેલો જોઇ પોતાની કુવરી મંજુનાને તેની સાથે પરણાવી આવી રીતે હમીરને તેણે શાત કર્યો હમીરનું અપમાન થએલુ જોઇ મંજુનાદેવીએ તેને કહ્યું કે મારા પિતાએ તમારૂ અપમાન કર્યું છે પણ હવે હું તમારી થઈ છુ, માટે હવે હું આપને ચીતોડ જીતાવી આપીશ આ પ્રમાણે કહી તેણે પતિને શાત પાડયો પછી પોતાના રાજ્યમા જઇ મંજુનાદેવી સાથે સુખ ભોગવવા લાગ્યો તેણે પતિભક્તિ કરી પતિના મનને જીતી લીધુ. હમીર તેના ઉપર ઘણો પ્રેમ રાખતો.

દંપતિ સુખવૈભવ ભોગવતાં એક બીજામા પ્રીતિ રાખતાં થોડા વર્ષ પછી મંજુલાદેવીને પુત્ર જન્મ્યો તેથી આનંદનો પાર રહ્યો નહિ, તે પછી મંજુલા ચીતોડમાં પોતાના બાપને ત્યાં ગઇ, તેણે ત્યા જઇ લશ્કરને પોતાના પક્ષમા ફેરવી નાખી હમીરને ચીતોડ ઉપર ચઢાઇ કરવા કહેવરાવ્યુ, આ વખતે માનદેવ ત્યા નહોતો, તેથી હમીરે એકદમ હુમલો કરી ચીતોડ સર કરી દીધુ.

માલદેવે દીલ્હીના બાદશાહ મહમદને ચીતોડ ફરી કબજે લેવા લશ્કર મોકલવા લખ્યુ તેથી મહમદશાહે લશ્કર લઇ ચીતોડ ઉપર ચઢાઇ કરી તેમા હમીરસિંહે બહાદુરીથી યુદ્ધ કર્યું, અને મહમદશાહને હરાવી કેદ કર્યો. પછી તેની પાસે ચાર પરગણાં તેમજ પચાસ લાખ રૂપીઆ ખંડણી તરીકે લઇ છોડી મૂક્યો આ વખતે મંજુલાદેવી પોતાના બાપના પક્ષમાં ન રહેતા પતિના તરફ રહી હતી. એ પછી મંજુલાદેવીએ રાણા હમીરસિંહને પોતાની પ્રીતિથી વશ કરી સુખ ભોગવ્યું.

---

# ભૂપાળદેવી

ભૂપાળદેવી એ કુમારપાળની સ્ત્રી હતી, કુમારપાળ એ સિદ્ધરાજના ઓરમાઇ કાકાના છોકરા દેવપાલના પુત્ર ત્રિભુવનપાળનો પુત્ર હતો. એક જ્યોતિષીએ સિદ્ધરાજને કહ્યું કે તારી ગાદી કુમારપાલ ભોગવશે તેથી તે વાત તેને રૂચતી આવી નહિ. સિદ્ધરાજ કુમારપાલને મારી નાખવાનો પ્રપંચ રચવા લાગ્યો. આ વાત કુમારપાલના જાણવામા આવતા તે છાનો માનો નાસી ગયો. સિદ્ધરાજે તેની ઘણી શોધ કરાવી પણ પત્તો ન ખાધો.

કુમારપાલને પોતાના ભાગ્યની ખાત્રી હતી કે હું ગુજરાતનો રાજા થવાનો જ છુ, તેથી તે સિદ્ધરાજથી છાનો રહેવા લાગ્યો કુમારપાલની શોધ કરવા માટે સિદ્ધરાજે તેના સ્ત્રી ભૂપાલદેવીને ઘણી લાલચો આપી હતી પણ સતીએ પોતાના પતિના પ્રાણ બચાવવા માટે લાલચથી વશ ન થતા ઘણુ દુઃખ સહન કર્યું હતુ. એક વખત મારાઓ કુમારપાલને મારવા આવ્યા હતા તે જોઇ સતીએ દેથળીના કુંભારના નિભાડામા કુમારપાલને સતાડી દીધો હતો. તે કોઇપણ લાલચથી ફસાઇ નહોતી. જ્યારે સિદ્ધરાજ ૧૧૯૯ માં મરણ પામ્યો ત્યારે સિદ્ધરાજના ના કહેતા છતા પણ તેના પ્રધાનોએ કુમારપાલને ગાદીએ બેસાડયો.

કુમારપાળે ગાદીએ બેઠા પછી પોતાને જેણે સહાય કરી હતી તેને મોટા મોટાં ઇનામો આપ્યા અને ભૂપાળદેવીને પટરાણી બનાવી ભૂપાળદેવીએ પતિના સંકટ વખતે તેનું રક્ષણ કર્યું. ગરીબાઇમા પણ પતિ ઉપર પ્રીતિ રાખી પોતાના શિયળને સાચવી રાખ્યું હતુ મહારાણી થયા પછી પણ તે પોતાના પતિ ઉપર અત્યંત પ્રેમ રાખવા લાગી. પતિને પ્રેમથી વશ કરી મનમા પતિનુજ રટણ કરતી હતી.

---

# શક્તિદેવી

શક્તિદેવી એ કિર્તીગઢના હરપાળ મકવાણાની સ્રી હતી. હરપાળના બાપ કેસર મકવાણી સામૈયા નગરના હમીરસુમરાની લુટ કરી ઘોડા અને ઉટો લુટી લાવ્યો હતો. તે બહાદુર અને શૂરવીર હતો. તેના બાપને અને સુમરાને વેર હોવાથી તે વેરનો બદલો લેવા તેણે ફરી ચઢાઇ કરી. હમીર-

સુમરાની વહુદીકરીઓ વનદેવીના દર્શન કરવા ગઈ હતી ત્યાંથી તેણે હરણ કરી આણી. તેથી બને પક્ષ વચ્ચે યુદ્ધ થયુ તેમા કેસર મરાયો અને તેના પુત્ર હરપાળ, વિજયપાળ અને શાંતાજી ત્રણ જ બચી ગયાં હરપાળ નાસી પાટણના રાજા કર્ણની પાસે ગયો. કારણ કે કર્ણ તેનો માસીનો છોકરો થતો હતો.

કર્ણની રાણી પુલાદેવીને બામરો ભુત વળગ્યો હતો તે ઘણું સતાવતો હતો. હરપાળ પણ મંત્ર જાણતો હતો તેથી તેણે રાણીનુ ભુત મંત્રથી કહાડીને રાણીને સાજી બનાવી, બામરો તેના મંત્રમંત્રથી બળવા લાગ્યો ત્યારે તેણે એક સરતે તેને છોડી મુક્યો અને તે એક "જ્યારે તને હુ સંભારૂ ત્યારે મારી રૂબરૂ હાજર થઇ હુ કહુ તે કામ કરવુ.' બામરો ભૂત પછી ચાલ્યો ગયો અને હરપાળ ભૂખ્યો થયો હતો તેથી તે જતા જતા બે બકરાને ઉપાડી સ્મશાનમા જઇ ખાવા લાગ્યો

તે વખતે સોલંકી પ્રતાપસિંહની પુત્રી શક્તિદેવી વામમાર્ગી હતી તે પણ મંત્રજંત્ર જાણતી હતી. તેણે હરપાળની વાત જાણી, પોતાના મનથી તેને પતિ કરવાનો નિશ્ચય કર્યો હરપાળ સ્મશાનમાં હતો ત્યાં જઇ દેવીએ માંસ માગ્યુ તે તેણે આપી દીધુ અને બીજું વધારે માગ્યુ તેથી હરપાળે પોતાની જાંગ કાપી માંસ આપવા માંડયુ, તેથી શાક્ત ખુશી થઇ કહેવા લાગી કે મહારાજ ! બસ થયુ. હવે નહિ જોઇએ. હુ તમારા ઉપર ખુશી થઇ છુ માટે તમારી ઇચ્છામાં આવે તે માગો. આથી મહારાણે કહ્યુ કે જો તમે મારા ઉપર ખુશી હોતો મારી સાથે લગ્ન કરો આથી શક્તિએ તે વાત કબુલ કરી.

કર્ણે પોતાની રાણીને વળગેલ ભૂત હરપાળે કાઢ્યુ તેથી ખુશી થઇ તેની ઇચ્છામાં આવે તેવુ વરદાન માગવાનુ કહ્યુ તેથી હરપાળે કહ્યું કે હું એક રાતમા જેટલા ગામે તોરણ બાંધુ તેટલા ગામ મને આપો રાજાએ જાણ્યુ કે તે એક રાતમા કેટલાં ગામ ફરવાનો છે, એવો વિચાર કરી તેને હા પાડી હરપાળે આ વાત શક્તિને જણાવી અને કહ્યું કે તમે તોરણ બાંધો અને હું ગાગરભેડીઆ ચડાવીશ. પછી શક્તિએ રાતો-રાતમાં છપો ગામને તોરણો બાંધી દીધા પણ હરપાળે તો બામરાને બોલાવી રાતોરાતમા તેવીસો ગામને ગાગરભેડીઆ મુકાવી તોરણ બાંધી દીધા.

સવારે કર્ણે પોતાના માણસો મોકલી તપાસ કરાવી તો તેવીસો ગામે તોરણ અને ગાગરબેડીયાં મુકેલાં જોયા. કર્ણથી હવે ફરાય તેવું નહોતું તેથી તેણે હાતો પાડી પણ આટલાં બધા ગામ જવાથી ખેદ કરવા લાગ્યો તેને ખેદ કરતો જોઇ રાણી ફુલાદેવીએ કારણ પુછ્યુ તો હરપાળને તેવીસેં ગામ આપવા પડયા તે વાત કહી, તેથી રાણીએ પોતાના પતિને ધીરજ આપી થોડાં ગામ પાછા અપાવવાનું કહ્યું.

પછી રાણી ફુલાંદે હરપાળ પાસે ગઇ અને કહ્યું કે "ભાઇ હવે તમે રાજા થયા તો આ બેનને પણ કાંઇ આશા હોય ને ?" હરપાળે કહ્યું ધનઘડી, બેનને આપવું એના જેવું બીજું પુણ્ય કયુ ! જાવ, પાચસો ગામ હું તમને આપુ છુ. આ પ્રમાણે તેણે પાચસો ગામ પાછા આપ્યા. તે પછી હરપાળે પોતાની રાજધાની પાટડી શહેરમા સ્થાપી. ત્યા રહેતા માણેકનાથ નામના જોગીએ તેને આશીર્વાદ આપ્યો તે પછી તેણે પોતાની રાણી શક્તિદેવીની સાથે સુખ ભોગવવા માંડયુ. શક્તિદેવીએ તેને પોતાના પતિવ્રતપણાથી રાજી કર્યો તેની હમેશા પોતાની પત્ની ઉપર અત્યંત પ્રીતિ રહેતી એક વખતે ત્યા હાથી મસ્તાન થઇ રાજમહેલ તરફ આવવા લાગ્યો ત્યારે તેણે નચે પોતાના કુંવરોને ગભરાયલા દીઠા તેથી તેણે એકદમ આવી તેમને ઝાલી લેઇ હાથીથી બચાવ્યા, તે ઉપરથી તેમના વંશજો ઝાલા રજપુતો કહેવાવા લાગ્યા. સતી પોતાના પતિને પ્રાણથી પણ અધીક માનવા લાગી. તે પોતાના પતિને રાજકાર્યમાં પણ સલાહ આપતી. તે હમેશાં પતિની આજ્ઞાને અનુસરીને ચાલતી આ પ્રમાણે આ સતી સ્ત્રીએ પોતાના ઉત્તમ ગુણવડે પતિને પ્રસન્ન કરી રાજ્યવૈભવ ભોગવી આનંદમા જીંદગી ગાળતા.

---

# જાસલબાઇ.

જાસલબાઇ એ જુનાગઢના આહિર સસ્તીયાની સ્ત્રી હતી એક વખતે સોરઠમાં દુકાળ પડયો તેથી ત્યાની પ્રજા જીવ બચાવવા સિંધ અને માળવાભણી ચાલી નીકળી. આ વખતે જાસલ પણ પોતાના પતિ સાથે

સિધમા ગઈ હતી. તે વખતે સિધમા હમીરસુમરો રાજ્ય કરતો હતો. તે એક વખતે શહેરમા ફરવા નીકળ્યો હતો તેવામા તેની નજર જાસલ ફરતી હતી તેના ઉપર પડી. જાસલ મુગ્ધથી દેખાવડી હતી. યુવાન અને રુપવાન જાસલને જોઇ તેનુ મન લોભાયુ તેથી તેને ત્યાથી ઉપાડી પોતાના રાજ-મહેલમા લઇ ગયો.

જાસલને મહેલમાં લઈ જઇ તેને કહ્યું કે "હે સ્ત્રી! તું દુઃખ વેઠવા લાયક નથી પણ રાજમહેલમાં રહી સુખ ભોગવવા લાયક છે. તુ તો ગરીબ મટી મહારાણી થવા લાયક છે. હુ તને જોઇ તારી સાથે લગ્ન કરવાની ઇચ્છા રાખુ છુ માટે મારી ઇચ્છા તૃપ્ત કરી સુખી થા 'આ સાભળી જાસલ ઘણીજ ગભરાવા લાગી, છતા હિમત લાવી બોલી કે: મહારાજા! આપ તો પ્રજાના પિતારૂપ છો, અમે તો ગરીબ લોક તમારા છોરૂ કહેવાઇએ. આપ અમારી સાથે ન શોભો. હુ પરણેલી છુ, માટે રાજા થઇ આમ પારકી સ્ત્રીની શુ ઇચ્છા રાખો છો' પરનારીની ઇચ્છા કરવી એ અધર્મ છે માટે મને જવા દો."

હમીર સુમરાએ કાઇ માન્યુ નહીં તેણે તો તેની લાજ લુટવાનો ઇરાદો કર્યો હતો. જાસલ પતિવ્રતા હતી તે પરપુરૂષને તાબે થાય તેવી નહોતી. તે રાજ્ય, ધન, સુખ સર્વને પોતાના શિયળ આગળ તુચ્છ સમજતી હતી તેથી તેણે આ રાજાના હાથથી છુટવા બીજી યુક્તિ રચી. તેણે થોડીવાર વિચાર કરી હસીને કહ્યુ કે "રાજાજી! આપની એવી જ ઇચ્છા છે તો ભલે, પણ હાલ મને છ મહીનાની મુદત આપવી જોઇએ મારૂં વ્રત છ માસે પુરૂ થાય પછી આપનુ કહ્યુ માનીશ જો આપ જુલમ કરશો તો હું મારા પ્રાણ આપીશ. આ વાત હમીરસુમરાએ કબુલ કરી અને પછી તેને મહેલમા સુરક્ષિતપણે રાખી

આ પછી તે સાદો પોષાક પહેરી પતિવિયોગે દુખી થતી અહીંથી છુટવાની યુક્તિ કરવા લાગી. તેણે એક દાસીને ફોડી તેની સાથે જુનાગઢના રાજા રાહનોંધણને પત્ર લખી જણાવ્યો કે મારા બાપે આપની કિમતી સેવા કરી છે, હું આપની ધર્મભગિની છુ માટે મારૂ રક્ષણ કરવુ એ આપનો ધર્મ છે હું દુખી અને પરપુરૂષના હાથમા સપડાઇ છુ.' આ પત્ર વાચી રાહનોધણે લશ્કર લઇ સિધ ઉપર ચઢાઇ કરી અને હમીરસુમરાને હરાવી જાસલને છોડાવી.

જાસલ પતિવિયોગે દુઃખ ભોગવી સુકાઈ ગઈ હતી, પતિને તેનો ઘણા વખતે મેળાપ થતાં આનંદ થયો. તે જાસલબાઈએ પોતાના પતિની ગરીબ ઝુંપડીમાં રહી સુકો રોટલો ખાઈ પતિભક્તિ કરવામાં સુખ માન્યું. તેણે પતિના ઉપર અત્યંત પ્રેમ રાખવા માંડયો. પણ ગરીબ પતિનો ત્યાગ કરી પરપુરૂષના પંઝામાં ન સપડાતાં રાજ્ય સુખનો તિરસ્કાર કર્યો. સતી સ્ત્રીઓ ગમે તેટલા ધનવૈભવને પણ પતિસેવા આગળ તુચ્છ ગણે છે.

—— ૦ ——

# રૂપસુંદરી-માધવરાય

રૂપસુંદરી એ પાટણના છેલ્લા રાજા કરણના પ્રધાન માધવરાયની સ્ત્રી હતી. તે ઘણીજ સુંદર, રૂપવાળી, યુવાન, નીતિવાન અને પતિવ્રતા હતી. એક વખતે નવરાત્રના દીવસમાં તેને ગરબો ગાતા કરણરાજાના જોવામાં આવી ત્યારથી તે તેને જોઈ મોહવશ થઈ ગયો હતો. તેણે તેને પોતાને વશ કરવા વિશ્વાસુ દાસીઓ સાથે ખટપટ ચલાવી પણ તે પતિવ્રતા હતી. પતિને જ પોતાનું સર્વસ્વ માનતી તેથી તેણે રાજાના માગણીને ધિક્કારી કાઢી.

આથી કરણ રાજાએ પોતાના દિવાન માધવને સરકારી કામે ડીસ્ટ્રીકટમાં મોકલ્યો. અને પોતાની નીચ ઇચ્છા તૃપ્ત કરવા પ્રયત્ન આરંભ્યો. તેણે રૂપસુંદરીને તેડાવી મંગાવવા માણસો મોકલ્યા, પણ માધવનો ભાઈ કેશવ ઘેર હતો. તે યુવાન અને બળવાન હતો, તેણે સિપાઈઓને મારી કહાડી મુકયા, પણ રાજાનો હુકમ એટલે સિપાઈઓ કેશવનું ખુન કરી રૂપસુંદરીને દરબારમાં તેડી ગયા. રૂપસુંદરીને કરણે પોતાને ત્યાં પકડી મંગાવી પોતાની ઇચ્છા તૃપ્ત કરવાનો આગ્રહ કર્યો, આ સાંભળી રૂપસુંદરી ગુસ્સે તો થઈ હતી છતાં વધુ ક્રોધે ભરાઈ બોલી " રાજા તને ધિક્કાર છે? તે મારા દીયેરને મરાવી નખાવ્યો અને તારા જ પ્રધાનની સ્ત્રી ઉપર જુલમ ગુજારવાનો વિચાર કર્યો તેથી મને લાગે છે કે તારૂં બગડવા કાળ થયું છે.

હું સતી છું તારા જેવા નીચ માણસોએ મારી આશા રાખવી વ્યર્થ છે, મને મારા શિયળનો ભંગ થવા દેવો તેના કરતાં મરવું સારૂં લાગે છે

જો તમે બળાત્કાર કરવા જશો તો હું જીવ આપીશ પણ તમારે તાબે નહિ જ થઉ.

રાજાએ આ સાભળી તેને કહ્યુ "વ્હાલી ! હું તને મારા પ્રાણ કરતા પણ અધિક ગણુ છુ. માટે ખુશીથી હા પાડી મારી પટરાણી બની સુખી થા તુ ખુશીથી નહિ માને તો મારે બળાત્કાર કરવા પડશે."

આમ છતા પણ સતી સ્ત્રી ચળી નહિ. તેથી તેને થોડા દિવસ પછી માનશે એમ જાણી દાસીઓને સમજાવવાનુ કહી દરબારમા ગયો. રૂપસુંદરી ખેદ કરતી પરાધિન પડી પોતાના છુટકારા માટે ઇશ્વર સ્મરણ કરવા લાગી

આ વાતની માધવને શહેરમા આવતા જ ખબર પડી તેથી તે ઘણો ગુસ્સે ભરાયો. પોતાના ભાઇનુ ખૂન થએલુ જાણી તે ઘણો જ ખેદ કરવા લાગ્યો તેથી તે તેનો બદલો લેવા બારોબાર દિલ્હી જઇ અલાઉદ્દીનખીલજીને મળ્યો અને ગુજરાત કબજે આપવાની કબુલાત કરી, રાજ્ય લોભી અલ્લાઉદ્દીન પાસેથી લશ્કર લઇ માધવે ગુજરાત ઉપર ચડાઇ કરી

રૂપસુદરીને કરણ ઘણીવાર આવી લાલચો આપવા ચૂકતો નહિ પણ તેથી તે ફસાઇ નહોતી, માધવે આવી કરણને હરાવ્યો ને ગુજરાત મુસલમાનના હાથમા ગયુ, કરણની કૌલાદેવી અને પુત્રી દેવળદેવીને બાદશાહ પોતાના જનાનખાનામા લઇ ગયો, માધવે પોતાના ભાઇ અને સ્ત્રીનુ વેર વાળ્યુ. અને રૂપસુદરીને પોતાને સ્વાધીન કરી, આ પ્રમાણે સતી સ્ત્રીને છેડવાથી કરણે રાજ્ય, સ્ત્રી અને પુત્રી ગુમાવી. સતી રૂપસુદરીએ છેવટ સુધી પોતાના પતિવ્રતને સાચવી રાખ્યુ અને રાજ્ય સુખની લાલચથી લપટાઇ નહિ. સતી સ્ત્રીઓ આવી હોય છે તે મરણાતે પણ શિયળનોભગ થવા દેતી નથી

---

# અશ્વપાલી

અશ્વપાલી એ વેશ્યા સ્ત્રી હતી. તે ઘણી રૂપવતી હતી. બુદ્ધદેવ એક વખતે વૈશાલી નગરમા અશ્વપાલીના ઉપવનમા વિશ્રામ કરતા હતા ત્યારે તે બુદ્ધદેવના દર્શન કરવા ગઈ. બુદ્ધદેવે તેના સામુ જોઇ અને તેનુ અતિ સુદર સૌંદર્ય જોઇ મનમાં વિચાર કરવા લાગ્યા કે. આ કેવી સુદર

ની છે, મોટા મોટા રાજા મહારાજાઓ પણ તેના રૂપ ઉપર મોહ પામી તેને વશ થઇ જાય છે છતા તે નિરભિમાન લાગે છે.

અશ્વપાલી બુદ્ધદેવ પાસે બેઠી એટલે તેમણે તેને તેના ચિત્તની ચચંળતા દૂર કરવા ઉપદેશ આપ્યો. તેની સાંસારિક વાસનાઓનો ત્યાગ કરવા બોધ આપ્યો. બુદ્ધદેવના ઉપદેશથી તેનુ હૃદય પલળ્યુ અને તેની ધર્મ ઉપર આસ્થા બેઠી તે પછી તેણે કહ્યુ કે. ભગવન્ કાલે આપ શિષ્ય મડળી સાથે મારે ત્યાં ભિક્ષા લેવા પધારો એવી પ્રાર્થના છે.

બુદ્ધદેવે તેને હા પાડી થોડીવારે કેટલાક ધનવાન જુવાનીયાઓ ત્યા સુંદર વસ્ત્રાભૂષણો પહેરી આવ્યા. તે પણ બુદ્ધદેવ પાસે આવી નમન કરીને બેઠા. અને બુદ્ધદેવને પોતાને ત્યા ભિક્ષા લેવા પધારવા વિનતી કરી પણ બુદ્ધદેવે અશ્વપાલીનુ નિમત્રણ સ્વીકારેલુ હોવાથી તેમને ના પાડી પેલા ધનિકોએ અશ્વપાલીને ત્યાં ના જતા પોતાને ત્યા આવવા પ્રાર્થના કરી છતાં બુદ્ધદેવે કહ્યુ કે આપ મને આખુ તમારૂં શહેર આપી દો પણ હુ અશ્વપાલીને ના પાડી શકુ તેમ નથી. એથી પેલા લોકો ઘેર ગયા.

બીજે દિવસે બુદ્ધદેવ શિષ્ય મડળસાથે અશ્વપાલીને ઘેર ભિક્ષા લેવા ગયા. અશ્વપાલી પાસે ઘણુ ધન હતુ તેનો મહેલ રાજાના જેવો ભવ્ય અને સુન્દર હતો તેણે બુદ્ધદેવનો સારી રીતે સત્કાર કરી તેમને જાત જાતની સુદર રસોઇ જમાડી તૃપ્ત કર્યાં, પછી તેણે ભગવાન બુદ્ધને કહ્યું કે આ મારો મ્હેલ, ધન, સર્વસ્વ હુ આપને અર્પણ કરૂ છુ આપ મને ઉપદેશ આપી કૃતાર્થ કરો.

બુદ્ધદેવે તેની માગણી સ્વીકારી અને તેને ધર્મનો ઉપદેશ આપી પોતાની શિષ્ય બનાવી અશ્વપાલીએ તે પછી સર્વ પાપકર્મ છોડી ધર્મિષ્ટ થઇ તપ કરવા માડયુ અને અતે ધર્મિષ્ટ બની સુખી થઇ

સ્ત્રીઓ સત્સંગના પ્રભાવથી સુધરી શકે છે. તેમણે ધર્મના ઉત્તમ પુસ્તકો વાચવાં. પતિની હાજરીમા મહાપુરુષોના ઉપદેશ સાભળવા અને હમેશા સન્માર્ગમાં વળવું. મહાપુરુષો ગમે તેવા જડ અને પાપી મનુષ્યને પણ સુધારી શકે છે.

# લક્ષ્મિદેવી-નાગરાજ.

અણહીલપુર પાટણના સોલંકી ચામુંડરાજના કુંવર નાગરાજની સ્ત્રીનું નામ લક્ષ્મીદેવી હતું લક્ષ્મીદેવી મારવાડના રાજા મહેંદ્રરાજની બહેન હતી મહેંદ્રરાયે પોતાની બ્હેન દુર્લભદેવીને માટે સ્વયંવર રચ્યો હતો તેમાં ઘણા રાજાઓ આવ્યા હતા તેમા દુર્લભદેવીએ પાટણના પાટવી કુંવરને પસંદ કર્યો, જેથી સર્વ રાજાઓને ઇર્ષ્યા થઇ તે ઉપરાંત પોતાની નાની બેન લક્ષ્મીદેવીને પણ પાટણના કુંવર નાગરાજને પરણાવી તેથી રાજાઓ મનમા બળવા લાગ્યા.

લક્ષ્મીદેવી સાસરે જઇ પોતાના પતિને સેવા કરી રાજી રાખવા લાગી તે ઘણીજ સુંદર હોવાથી તેમજ ગુણવાન હોવાથી નાગરાજ પણ તેના ઉપર અત્યંત પ્રીતિ રાખતો બંને વચ્ચે અત્યંત પ્રીતિ થઇ તે એક બીજાનો એક ક્ષણ પણ વિયોગ સહન કરી શકતા નહોતા લક્ષ્મીદેવીએ પતિવ્રતા ધર્મ પાળી પોતાના પતિને સ્નેહથી વશ કરી લીધો આ પ્રમાણે આ સુખી જોડું એક બીજા ઉપર પ્રેમ રાખી આનંદથી રહેવા લાગ્યું

એક વખતે બંને જણ ઉનાળાના દિવસમા વસંતક્રીડા કરવા બાગના ગયા ત્યા ફરતા ફરતા થાકી જવાથી એક મોટા વડની છાયાના પુષ્પોની શય્યા કરાવી તેના ઉપર જરા આડા થયા થોડો પવન, સુવાસિત પુષ્પોની સુગંધિ અને થાકથી થોડીવારે તે બંને જણ ત્યા ઉંઘી ગયાં એવામા ત્યા વડના મૂળમા રહેતો સાપ પણ મોગરા વિગેરેનાં પુષ્પોની સગંધીથી બહાર નીકળી નાગરાજની શય્યામા આવી ડોલવા લાગ્યો તે પણ પુષ્પની સુવાસિત સુગંધિથી નાગરાજના પાસામાં જ ઘેનમા પડ્યો રહ્યો. થોડીવારે નાગરાજે પાસું બદલ્યું તેથી નાગ દબાયો અને તરતજ તેણે તેને દંશ કર્યો નાગનો ડંશ થતા નાગરાજે કાંઇ કરડ્યું એવી બુમ પાડી ઉભો થયો પણ ચકરી આવતા નીચે પડ્યો

લક્ષ્મીદેવી પણ આથી જાગી ગઇ અને નાગને વડના મુળ તરફ જતા જોયો પોતાના પતિને નાગ ડસ્યો અને હવે ઝેર ચઢતાં તે મરણ પામશે એ ભયથી તે ખેદ કરવા લાગી. તેને પોતાના પતિ ઉપર અત્યંત સ્નેહ હોવાથી પતિ વગર તે ક્ષણ પણ જીવી શકે તેમ નહોતું. તેને થાક

આવ્યું કે ડશવાળી જગ્યા ચુસીને ઝેર ઉતારી શકાય છે તેથી તેણે પતિને જે જગ્યાએ સાપે ડશ કર્યો હતો તે જગ્યાએ મોવતી ચુસી ચૂસીને ઝેર કાઢી નાંખવા માંડયુ, આથી નાગરાજનુ ઝેર તો ઉતર્યું પણ લક્ષ્મીદેવીનું મોં આવી ગયેલ હોવાથી ચાંદીઓ પડી હતી તેથી તેને ઝેર ચઢવા લાગ્યુ. ઝેર ચુસનારના મોંમા ચાંદીઓ હોવી ન જોઇએ તોજ તેને ઝેર ચઢતુ નથી નાગરાજ જીવતા થયો અને લક્ષ્મીદેવીને ઝેર ચઢયુ તેથી તે બે ભાન થવા લાગી.

નાગરાજે જાણ્યુ કે મારો જીવ બચાવવા આ સ્ત્રીએ પોતાનો પ્રાણ આપતા આચકો ખાધો નાહ હવે હુ તેનુ ઝેર શી રીતે ઉતારૂ હવે જ્યારે એણે પ્રાણુનો ત્યાગ કર્યો તો પછી મારે જીવીને શુ કરવુ? તેને પણ તેની પત્ની ઉપર એટલો બધા પ્રેમ હતો કે તે એક ક્ષણવાર પણ તેનો વિયોગ સહન કરી શકે તેમ નહોતુ. તે પોતાની પત્નીનો જીવ બચાવવાનો ઉપાય શોધવા લાગ્યો પણ કાઇ ઉપાય ન જડવાથી તેણે પોતાનો દેહ ત્યાગ કરવા તરવાર ખેંચી જેવુ માથુ જુદુ કરવા જાય છે કે પાછળથી આવી કાઇએ તેનો હાથ પકડી લીધો તણે પાછળ જોયુ તો એક સ્ત્રીએ તેનો હાથ ઝાલી લીધો હતો તેણે તેને પૂછયુ કે તુ કોણ છે? મને મરતાં કેમ અટકાવે છે?

તે સ્ત્રીએ કહ્યુ કે. તું શા માટે મરે છે ' સ્ત્રીનો બીજીય મળશે ' જીવ જશે તો બીજો મળવાનો છે? તુ જીવતો હશે તો સ્ત્રીઓ કેટલી?

આ સાભળી નાગરાજે કહ્યુ કે એ મારી ધર્મપત્ની છે એનો વિયોગ મારાથી સહન થઇ શકે તેમ નથી બીજી સ્ત્રીની મારે ઇચ્છા નથી તેણે મારા મનને એવુ વશ કરી દીધુ છે કે હું તેના વગર ક્ષણ પણ જીવી શકુ તેમ નથી

આ સાભળી પેલી સ્ત્રી તેને ધન્યવાદ આપવા લાગી અને કહ્યુ કે. "એમ તો લે આ દવા છે તે થોડી તેને પાઇ દે અને બીજી શરીરે ચોપડી દે એટલે તે જીવતી થશે આથી નાગરાજના હર્ષનો પાર રહ્યો નહિ. તેણે તે દવા તેના કહ્યા પ્રમાણે લક્ષ્મીદેવીને થોડી પાઇ અને થોડી ચોપડી. તેથી થોડીવારે તેનું ઝેર ઉતરી ગયુ અને આળસ મરડી બેઠી થઇ.

આ સ્ત્રી પછી તરતજ જંગલમા ચાલી ગઇ અને નાગરાજ તથા તેની સ્ત્રી જીવતા થયા તે પછી તે પરસ્પરમા વધુ પ્રીતિ રાખવા લાગ્યા લક્ષ્મી પોતાના પ્રાણ કરતા પણ પોતાના પતિને વધુ ગણીને મેવતી સુખ ભોગવવા લાગી.

---

# હંસાદેવી-લાખમસિંહ

મંડોરના રાજા રાવ ચુડાજીની પુત્રીનુ નામ હસાદેવી હતુ. તે રૂપવાન, બુદ્ધિવાન અને કેળવાયલી હતી હસાદેવીનો વિવાહ ભાટી રાજા રાણા લાખમસિહના પુત્ર સાથે કરવા શ્રીફળ લઇને ગોરને મોકલ્યો. લાખમસિહે તેને કહ્યુ કે આ શ્રીફળ આ વૃદ્ધ રાજા માટે રાવ ડિંડમલે મોકલ્યુ છે કે ! શુ હસાદેવી આ ધોળી દાઢીવાળાને આપવી ધારી છે કે? આ સભળી ગોરે કહ્યુ કે કુવરીનો વિવાહ આપના કુવર સાથે કરવાનો છે આથી તેણે કુવરને બોલાવ્યો પણ કુવરે તો કહ્યુ કે આપે તે કુવરીની ઇચ્છા કરી છે માટે મારાથી તે શ્રીફળ સ્વિકારી શકાય નહિ રાજાએ યુવરાજને ઘણું કહેવરાવ્યુ પણ તેણે માન્યુ નહિ જેથી રાજાએ કહ્યુ કે રાવતો તેના ભાણેજને મેવાડની ગાદી મળે એવી ઇચ્છાથી લગ્ન કરવા ધારે છે, પણ તમે પાટવી કુવર છતા તેનો ભાણેજ થાય તેને શી રીતે ગાદી મળવાની ?

આથી યુવરાજે કહ્યુ કે હુ ગાદી ઉપરનો હક છોડી દઉ છુ આથી રાજાએ શ્રીફળ સ્વીકાર્યુ અને હસાકુવરીના લગ્ન મેવાડના વૃદ્ધ રાણા લાખમસિહ સાથે થયા હસાકુવરી પતિવ્રતા હતી તેણે સાસરે આવી પોતાના વૃદ્ધ પતિમા ઇષ્ટબુદ્ધિ સ્થાપી પતિસેવા કરવા માડી, જો કે રાણી યુવાન હતી છતા પણ તે પોતાના પતિ સિવાય અન્ય પુરુષની મનથી પણ ઇચ્છા કરતી નહિ તેને એક પુત્ર થયો તેનુ નામ મોકમસિહ પાડ્યું. રાજાની વૃદ્ધ ઉમ્મર થતા તેણે બાકીની જીંદગી ઇશ્વરભજનમાં ગાળવા માટે કાશીએ જવાનો વિચાર કર્યો. તે વખતે પોતાનો પુત્ર ચન્દ્રસિહ રાજકારભાર ચલાવતો હતો પણ રાજાની પ્રતિજ્ઞા પ્રમાણે કુવર મોકમસિહને ગાદી આપવી જોઇએ પણ મોકમ નાનો હોવાથી તેણે તેમ ન

કરી શકતાં ચન્દ્રસિંહને કહ્યું કે "બેટા, હવે હું કાશીએ જવા ધારૂં છું માટે રાજ્ય ઉપર તારો અભિષેક કરવાનો મારો વિચાર છે. આ કુંવરને તું પાળી પોષી મોટો કરજે.

આ સાંભળી કુંવર ચન્દ્રસિંહે કહ્યું: પિતાજી ! ગાદી ઉપર તો મારા નાનાભાઇ મોકમસિંહનો હક છે માટે તેને ગાદીએ બેસાડી. મને જાગીર આપો. હું તે મોટાં થતાં સુધી રાજ્ય સંભાળીશ. આથી રાણાએ ખુશી થઇ પુત્રને ધન્યવાદ આપ્યો અને કુંવર મોકમસિંહને ગાદીએ બેસાડી પછી રાણી હંસાકુંવરીની રજા લેવા ગયા, અને કહ્યું કે કુંવર મોકમસિંહને ગાદી મળી છે જેથી હવે તમે રાજમાતા થયા છો તમે જુવાન છતાં મને વૃદ્ધને વરી જરાપણ ઉદાસ થયા નથી અને મારી પ્રીતિ મેળવી છે તેથી હું ઘણો ખુશી થયો છું માટે હવે મને કાશીએ જવાની રજા આપો.

આ સાંભળી રાણી હંસાદેવીએ કહ્યું કે " વ્હાલા, સતી સ્ત્રી તો માત્ર પોતાના પતિની પ્રીતિ મેળવવા જ ઇચ્છે છે માટેથી આપશ્રીનો વિયોગ એક ક્ષણવાર પણ સહેવાશે નહી આપના વગર આ રાજ્ય વૈભવ નકામો છે, છતા પણ આપ ઇશ્વરનું સ્મરણ કરી દેહનું કલ્યાણ કરવાનું ધારો છો તો હું પણ આપના હિતમાં તત્પર છું.

આ પ્રમાણે સતીએ પણ રજા આપી અને પતિના ગયા પછી સાદી રીતે રહેવા લાગી, તે હમેશા ઇશ્વરસ્મરણમાં કાળ ગાળવા લાગી. પતિના વિયોગથી માત્ર પુત્રવાત્સલ્યભાવથી જ તે રહી હતી તેણીએ વૃદ્ધ પતિને પણ પોતાના ઉત્તમ ગુણોવડે પ્રેમથી વશ કરી લઇ પોતાના પુત્રને ગાદી અપાવી હતી સતી સ્ત્રીઓ પ્રેમથી પોતાના ગમે તેવા પતિને પણ વશ કરી શકે છે હવે આટલેથી બંધ કરીશું. એમ કહી ચન્દ્રકાન્તાએ કથા બંધ કરી.



## પ્રકરણ ૭૩ મું.

---

### સ્ત્રીઓ પોતાના પતિને શી રીતે વશ કરી શકે છે?

---

બીજે દિવસે ચન્દ્રકાન્તાએ સર્વ સ્ત્રીઓ આવી જવાથી રોજની કથા આગળ ચલાવી તેણે કહ્યું કે, બેનો ઘણી સ્ત્રીઓ પોતાના પતિને વશ કરવા માટે નાનપણથી જ વિચાર રાખે છે. કેટલીક તો ઘરમા પોતાનુ ચલણ થવા માટે મરજી માફક ઉપાયો યોજે છે. સ્ત્રીઓ પતિ વશ કરવા ઘણીવાર તો ભૂવા, જતી કે બાવાઓને ઉપાસે છે. પતિને વશ કરી ઘરમાં પોતાનુ ચલણ કરવા ઇચ્છે છે પતિ પોતાના કહ્યા પ્રમાણે ચાલે એવી ઇચ્છા રાખે છે, પતિ પોતાને વશ થઇ પોતાની હાજી હા કરે અને તેનેજ જોઈ રહે, તેના સામુ બોલી શકે નહી આવી ઘણી સ્ત્રીઓ ઇચ્છા રાખે છે આ પ્રકારની ઇચ્છા સતી સ્ત્રી કદાપિ પણ રાખતી નથી પણ મૂર્ખ અને કુલટા સ્ત્રીઓને જ પોતાના પતિને વશ કરવાની ઇચ્છા થાય છે

ઘણીવાર પતિને વશ કરવા માટે કેટલીક મૂર્ખ સ્ત્રીઓ સાધુ જતીની પાસે તેમની સેવા કરવા જાય છે, પતિની સેવા કરવાની મુકી સાધુ વૈરાગીઓને ઉપાસે છે આવા કપટી સાધુ ભૂવાઓ પણ માત્ર વેષધારી સાધુ હોય છે તેઓ આવી મુર્ખ સ્ત્રીઓને તેનો પતિ વશ કરવાના દોરા ધાગા કે દવા આપવા માટે તે સ્ત્રીઓની પવિત્રતાનુ હરણ કરવા ચૂકતા નથી. પતિને વશ કરવા તે નીચ સ્ત્રીઓ આવા સાધુ ત્યાગીઓના હાથમા સપ-

કાઇ પોતાના પતિનતપણાને પણ ગુમાવી બેસે છે. તેઓ પારકા પુરુષના સમમા પતિને વશ કરવાની ઇચ્છાથી આવીને પોતાના શિયળનુ સત્યાનાશ વાળી દે છે

આવા સાધુ જણાતા પુરુષો કોઇ માદક કે ઝેરી વસ્તુ તે સ્ત્રીને આપે છે અને તે દાળમા નાખી કે દૂધમાં નાખી પતિને ખવરાવવાનું કહે છે પતિને વશ કરવાની ઇચ્છા રાખનારી મૂર્ખ સ્ત્રીઓ તેના કહ્યા પ્રમાણે તેવી દવા પતિને ખવરાવી ઘણીવાર ગાડો બનાવી દે છે. ઘણીવાર તેવી દવાથી તેના ધણીને ઝેર ચઢી જતા મરી પણ જાય છે, અને જ્યારે પતિને વશ કરવા જતા પતિને ગુમાવી વિધવા થાય છે ત્યારે તેની આખો ઉઘડે છે માટે કોઇ પણ ડાહી સ્ત્રીએ તો પતિને વશ કરવા માટે આવા ઉપાયો લેવા નહિ, પરન્તુ ગમે તેવો સાધુ હોય, સન્યાસી હોય ત્યાગી હોય મત્ર જત્ર જાણનો હોય, ઉપરથી પવિત્ર જણાતો હોય. છતા પણ સતી સ્ત્રીઓ તેનો સગ કરતી નથી, તેની પાસે જઇ એકાતમા તેની સેવા કરતી નથી, તે ગમે તેવા હોય તોપણ તેને પરપુરુષ માની તેની પાસે જતી નથી સતી સ્ત્રી પોતાના પતિ સિવાય બીજા કોઇ પણ પુરુષના સાથે સસર્ગ રાખતી નથી

પતિને વશ કરવા માટે આવા ઉપાયો લેવા એ તો કુલટા નીચ સ્ત્રીઓનુ જ કામ સતી સ્ત્રી કદી પણ આવા ઉપાયોવડે પતિને વશ કરવા ઇચ્છતી નથી તે સ્ત્રીની આવી રીતની વાત તેના પતિના જાણવામા આવતા તે તેનો વિશ્વાસ રાખતો નથી પછી તેનાથી ડરીને ચાલે છે આવી સ્ત્રીઓથી તે સાપના જેટલો ડર રાખે છે, એ જાણવામા આવતા પતિનો પ્રેમ તેના ઉપરથી ઉતરી જાય છે માટે કોઈપણ ડાહી સ્ત્રીઓએ પતિને વશ કરવા માટે આવા ઢોગી સાધુઓનો વિશ્વાસ કરવો નહિ.

સતી સ્ત્રી પતિને વશ કરવા ઇચ્છતી નથી પણ તે પતિને વશ થઇ જઇ પતિના પ્રેમને મેળવી શકે છે તે પતિથી સ્વતત્ર થવા ઇચ્છતી નથી. તે તો અહકાર, ક્રોધ, કામ, લોભ, મોહનો ત્યાગ કરી પોતાના પતિ ઉપર અત્યત પ્રેમ રાખી પતિની દરેક આજ્ઞાનુ પાલન કરી, પતિની સેવા કરે છે. પોતાનો પતિ પોતાના ઉપર પ્રસન્ન થાય તેવી રીતે તે હમેશા પતિને આધિન થઇને રહે છે. પતિને ખોટુ લાગે એવુ એક પણ કૃત્ય તે કરતી

નથી. પરપુરુષની સાથે બિલકુલ સસર્ગ રાખતી નથી. પતિને પોતાનો ઇષ્ટદેવતા માની ભજે છે, તેને પોતાના પતિ વગર બીજા કોઇ પણ પુરુષનુ રૂપ શ્રેષ્ટ જણાતુ નથી. તે પોતાના સુખના હેતુરૂપ પોતાના પતિને ગણે છે.

તે સારાં કપડા કે ઘરેણા પહેરે છે તો તે લોકમા સારૂ દેખાવા માટે નહિ પણ પોતાના પતિને આનદ આપવા માટે પહેરે છે તે દુરાચારિણી, હલકા શબ્દો બોલનારી નીચ કામ કરનારી સ્ત્રીઓની સોબત કરતી નથી. તે પોતાના આધારરૂપ પોતાના પતિને ગણે છે પતિની સેવા કરી, પતિની ઇચ્છાને માન આપી તેમની મરજી પ્રમાણ ચાલે છે, પતિ પ્રસન્ન થાય તે માટે ઘરને સ્વચ્છ રાખી, ઘરની ઉત્તમ વ્યવસ્થા રાખી, પતિનુ મન રજન કરે છે, પતિ કદાપિ પોતાના ઉપર ગુસ્સે થાય, ચીડાઇ જાય છતા પણ તેમને તે સામો ઉત્તર આપતી નથી કે તેમના ઉપર રોષ કરી મોઢું ચઢાવતી નથી

પતિનુ વચન કદી પણ ઉલ્લઘન કરતી નથી પતિના માબાપને પોતાના માબાપતુલ્ય માની સેવા કરે છે સવારમા ઉઠે છે ત્યારથી તે સુતા સુધી તે જે જે કામ કરે છે તેમા પતિને રાજી રાખવા માટે તે પોતાના ઉપર પ્રસન્ન રહે તે માટે સારી રીતે હોંસથી કરે છે તે પોતાના પતિને વશ કરવા ઇચ્છતી નથી પણ પતિની પ્રીતિ પોતાના ઉપર થાય તેવું ઇચ્છે છે. પતિની પ્રસન્નતા જે સ્ત્રીઓ મેળવી શકે છે તેજ સ્ત્રીઓ ખરી પતિવ્રતા છે તેમને પતિ પાસે બીજી કોઇ પણ આશા હોતી નથી, માત્ર પતિ મારા ઉપર પ્રસન્ન રહે તેજ ૪ તે ઇચ્છે છે

કોઇપણ પરપુરૂષનો તે વિશ્વાસ કરતી નથી તેની સાથે એકાંતમાં બેસતી નથી, તેમની સાથે છુટા મોઢે હસતી બોલતી નથી, કોઇપણ પુરૂષ ગમે તેવો સગો હોય છતાં પણ તેમની સાથે છુટથી વર્તતી નથી, ઠઠ્ઠા મશ્કરીઓ કરવાની ટેવ રાખતી નથી ગુપ્ત વાત કોઇના મો આગળ કરતી નથી, પતિથી અસતોષ થતો હોય છતા પણ તે વાત અન્યને જણાવતી નથી પોતાના કુટુમની વ્યવસ્થા કરવાનો ભાર તે પોતાને માથે લઇ લે છે પતિને ચિતા કરવા દેતી નથી. પતિને સકટ વખતે મદદ કરે છે, ધીરજ આપી સતોષ આપે છે.

પતિને સુંદર રસોઇ કરી જમાડે છે, પતિની સાથે કદી પણ કોઇ વાતની હઠ કરતી નથી પતિની મરજી પ્રમાણે ચાલે છે. પતિ વગર તેને બીજો કોઈ પણ પદાર્થ પ્રિય જણાતો નથી. વ્યભિચાર મનથી પણ કરતી નથી તે માત્ર પતિના ઉપર અસત પ્રેમ રાખી પતિની પ્રસન્નતા જ મેળવવા ઇચ્છે છે, આ પ્રમાણે સતી સ્ત્રી પોતાના પતિને પ્રેમથી વશ કરી શકે છે સતી સ્ત્રીઓ પતિને વશ કરવા માટે પતિના ચરણમા પોતાનુ સર્વસ્વ અર્પણ કરી દઇ માત્ર તેમના પ્રેમની જ ભિક્ષા માગી શકે છે, જે સ્ત્રીઓ પતિસેવા કરી પતિનો પ્રેમ મેળવી શકે છે, તેજ સ્ત્રીઓએ તેમના પતિને વશ કર્યા છે

---

# સતી કામલતા-જામ-ફુલાજી.

કામલતા કચ્છ વાગડના કથકોટના રાજા જામ ફુલાજીની સ્ત્રી હતી. કચ્છના જામ સોડજીને સોલકી ધરણરાજે રાજ્યના લોભથી સવત ૮૯૯ મા કપટથી મરાવી નાખ્યો તેથી રાણીએ દુખી થઇ પોતાના કુવર જામ ફુલાજીનો જીવ બચાવવા માટે એક વિશ્વાસુ ખવાસણને સોપી ત્યાથી વનમાં જવાની સૂચના કરી, તે ખવાસણ સિધમા જઇ એક વાણીયાને ત્યા દાસી થઇને રહેવા લાગી, ફુલજીએ તે વાણીયાની ગાયો ચારવાનુ કામ કરવા માંડયુ ફુલજી રાજપુત્ર હોવાથી શરીર હતો. તે વનમા ગાયો ચારતાં ચારતા શિકાર કરવા પણ જતો. તેનુ રૂપ ઘણુ તેજસ્વી હતુ, તે વગડામા જઇ બપોરના વખતે એક દેવમદિરમાં ઘસઘસાટ ઉઘી ગયો

ત્યાં સાજના ગાયો લઇ ઘેર જવાનો વિચાર કરતો હતો તેવામા પરમાર કીર્તિરાજની કુંવરી કામલતા સખીઓ સાથે વનલીલા જોવા ત્યા આવી ચઢી, તે જોઇ કુવર એક થાભલાને ઓથે તે શુ કરે છે તે જોવા ઉભો રહ્યો, કુંવરી સખીઓ સાથે તે મદિરમા આવી રમવા લાગી. તેવામાં તેની નજર આ કુંવર ફુલજી ઉપર પડી, તે જો કે ભરવાડના વેશમાં હતો છતા તેનુ રૂપ ઢાકયુ રહેતુ નહિ. કામલતાની રમતા રમતાં તેના ઉપર નજર પડી તેથી તેને એમ થયુ કે આવો પતિ હોય તો કેવી મઝા પડે.

બન્નેની નજર એક થઇ, કુંવર તો ત્યાંથી ચાલ્યો ગયો પણ કામલતાએ તો તેને વરવાનો નિશ્ચય કર્યો તે ઘેર આવી ફુલજીના વિચાર કરવા લાગી. તે ઉમ્મરે થઇ હતી તેથી તેના માબાપે તને પરણાવવાનો વિચાર કર્યો પણ તેની માને તેણે કહ્યું કે મે તો વનમા મળેલા એક ગોવાળ સાથે પરણવાનો વિચાર કરી દીધો છે માટે હું બીજાને વરીશ નહિ, આ વાત તેની માએ તેના બાપને કરી, છોકરી શુ જોઇને રાજકુંવરને બદલે આ ગોવાળને વરવા ધારતી હશે તેનો તે વિચાર કરવા લાગ્યા. તેમણે કામલતાને ઘણુ સમજાવી પણ તે એકની બે ન થઇ.

કામલતાએ ફુલજીની ખાનગી રીતે તપાસ કરાવી હતી તો તેને જણાયુ કે તે ભરવાડ નથી પણ રાજપુત્ર છે. ઇશ્વરે તેને પડતીમા નાખ્યો છે તેથી આ દશા ભોગવે છે ગમે તેમ હોય છતા પણ તેણે તો તેને જ વરવાનો દૃઢ નિશ્ચય કર્યો, તેણે પોતાની માને કહ્યુ કે મે એકવાર તેને મારો પતિ માની લીધા પછી હુ બીજા પુરુષને વરી કુલ્ટા સ્ત્રી બનવાની નથી

કુંવરીનો આગ્રહ જોઇ રાજાએ પણ તેની તપાસ કરાવી તો તે જામ સોડજીનો પુત્ર જણાયો તેથી તેણે પોતાની કુંવરી કામલતાનું જામ ફુલજી સાથે લગ્ન કર્યું અને પોતાની મદદ આપી તેનુ રાજ્ય અપાવ્યુ જામ ફુલજી પછી ગોવાળ મટી રાજા બન્યો અને કુંવરી કામલતા મહારાણી બની કચ્છમા જઇ પતિની સેવા કરવા લાગી,

કામલતા પતિવ્રતા હતી પતિની પ્રસન્નતા મેળવવા માટે તે રાત્રિ દિવસ પતિને આધીન થઇ વર્તતી. ફુલજી રાજા થયા પછી પોતાને આશ્રય આપનાર સિંધના વણીકને મોટુ ઇનામ અને જાગીરો આપી કરેલા ઉપકારના બદલો વાળ્યો સતીએ પતિને પ્રેમથી પોતાને વશ કરી લીધો તે હંમેશા પતિની પ્રસન્નતા મેળવવા જ ઇચ્છતી સદા પતિની આજ્ઞાનુ પાલન કરતી પતિને ગૃહકાર્યમા તેમજ રાજકારભારમા મદદ કરતી જામફુલજી પણ તેના ઉપર પ્રસન્ન રહેતો આવી રીતે પરસ્પર પ્રેમથી આ દંપતી એક જીવ થઇને સુખ ભોગવવા લાગ્યા તેમને એક પુત્ર થયો તેનુ નામ જામ લાખો ફુલાણી પાડયુ તેણે સાચુ ક્ષત્રિયપણુ જાળવી પોતાના માબાપના નામને સાર્થક કર્યું છે. આ પ્રમાણે સતી સ્ત્રી પ્રેમથી પોતાના પતિની આજ્ઞા પાળી પતિના પ્રેમને મેળવી શકે છે.

# પદ્માવતી

પદ્માવતી એ સમુદ્રશિખર નગરના રાજા વિજયસિંહની પુત્રી હતી તે નાનપથી રૂપવાન, બુદ્ધિવાન ગુણવાન અને શૂરવીર હતી તેણે પોતાને લાયક વર મળે તો જ પરણવુ, નહિતો કુવારા રહેવું એનો નિશ્ચય કર્યો હતો તેને માટે વિજયસિંહે ઘણી શોધ કરાવી પણ તેને લાયક વર મળ્યો નહિ તે વખતે દિલ્હીમા પૃથ્વીરાજ ચોહાણ રાજ્ય કરતો હતો તેના રૂપ, ગુણ અને બળની વાત તેના સાભળવામાં આવી તેથી તેનો વિચાર પૃથ્વીરાજને વરવાનો થયો

તેને પદ્માવતીએ પોતાના વિશ્વાસુ નોકર સાથે સદેશો કહેવરાવ્યો કે. હુ આપનાં રૂપ, ગુણ અને બળની વાત જાણી આપના ઉપર મોહવશ થઇ છુ. આપને જ વરવાની મારી ઇચ્છા છે આપ મારો અંગિકાર નહિ કરો તો હુ આ પ્રાણનો ત્યાગ કરીશ ' આ સંદેશો સાભળી, તેમજ પદ્માવતીના રૂપ લાવણ્યની વાત સાંભળી તેણે તેની સાથે લગ્ન કરવાનુ કબુલ કર્યું અને તેનુ માગુ કર્યું.

વિજયસિંહે કબુલ કરવાથી પૃથ્વીરાજ તેને વરવા માટે ગયો. અને ધામધુમ સાથે વિજયસિંહે પૃથ્વીરાજ સાથે પોતાની પુત્રી પદ્માવતીનાં લગ્ન કર્યાં. પૃથ્વીરાજ પણ સતીનું રુપલાવણ્ય જોઈ પ્રસન્ન થયો તે એક બીજાના ઉપર પ્રેમ રાખવા લાગ્યાં સતીએ પતિ સેવા કરી પૃથ્વીરાજના હૃદયના પ્રેમને જીતી લીધો. થોડોક વખત તો તે પોતાને સાસરે રહ્યો પણ તે વખતે શાહબુદીનઘોરી ચઢી આવ્યાની ખબર મળતાં તરતજ તે પોતાની સ્ત્રી પદ્માવતી સાથે દિલ્હી જવા તૈયાર થઇ ગયો.

શાહબુદીનને પૃથ્વીરાજ પરણવા ગયો છે અને આવતાં રસ્તામા ભેટો થશે એ આશાથી લશ્કર લઇ તેણે દિલ્હી જવાના રસ્તામા જ પડાવ નાખ્યો, આ વાતની પૃથ્વીરાજને ખબર પડી તેથી તેણે પોતાની પત્નીને પૂછ્યુ કે "વ્હાલી, શત્રુ રસ્તામા પુષ્કળ સૈન્ય લઇ આપણને પરાજીત કરવા માટે રસ્તો આતરી ઉભો છે, અને આપણી પાસે લશ્કર થોડું છે માટે તું ક્હે તો બીજે રસ્તે થઇને દિલ્હી જઇએ આ સાંભળી પદ્માવતીએ

કહ્યું " વ્હાલા પ્રાણનાથ ! આપણે જો તેનાથી બ્હીને રસ્તો બદલી બીજે રસ્તે જઈશુ તો આપણા નામને લાંછન લાગશે લશ્કર થોડુ છે. તેમા શુ થયુ. અગ્નિ જરા હોય છે છતા પણ ગામના ગામ બાળી શકે છે. તેને હરાવવા માટે આપ એકલાજ બસ છો. આપ સિંહસરખા બળવાનને ભય શો ? આપનુ આ બળ ત્રિભુવનને ધ્રુજાવનાર છે. માટે એ રસ્તે થઈને જ જવુ મારો તો એવો વિચાર છે.

આ પ્રમાણેના પોતાની શૂરવીર પત્નીના ઉત્સાહને આપનારા વચનોથી પૃથ્વીરાજનુ શૂર ઉભરાઇ ગયુ તેણે તેને ધન્યવાદ આપ્યો, અને કહ્યુ કે શાબાશ છે ! વ્હાલી ક્ષત્રિયાણીનો એજ પરમ ધર્મ છે. ખરી વીરતા આત્મબળમાં જ છે.' આ પ્રમાણે પોતાની પત્નીને કહી તે પોતાના લશ્કરને સાવધ કરી શહાબુદીનઘોરી જે રસ્તો આતરીને પડ્યો હતો તે જ રસ્તે ચાલ્યો. રસ્તામા દુશ્મનો ભેટો થયો બંને સૈન્ય વચ્ચે ભયંકર યુદ્ધ થયુ પદ્માવતી પણ શુરવીર હતી તે પણ હથિયાર લઇ પોતાના પતિની સાથે યુદ્ધમા ઉતરી અને હજારો સૈનિકોનો ઘાણ વાળી દીધો

શત્રુનુ સૈન્ય વધારે હતુ છતા પણ પૃથ્વીરાજે દુશ્મને હરાવ્યો, પછી તે દિલ્હી ગયો અને શહાબુદીનને જીવતો કેદ પકડ્યો. પછી પૃથ્વીરાજ દિલ્હી ગયો અને ત્યા જઈ કેટલુંક નજરાણુ લઇ શહાબુદીનને જીવતો છોડી મુક્યો. પદમાવતીએ પતિની સેવા કરી રાજકારભારમા પૃથ્વીરાજને ઘણી મદદ કરી હતી તેણે પોતાની બ્હાદુરી આ યુદ્ધમા બતાવી પતિના મનને જીતી લીધુ

સતી પદમાવતીએ પોતાના તન, મન અને ધનથી એક ચિત્તે પતિની સેવા કરી હતી અને પતિના પ્રેમને મેળવી લીધો હતો. જે સ્ત્રી પતિ સેવા કરી પતિને રાજી રાખી શકે છે તેજ પતિને વશ કરી શકે છે.

---

# મંગળાદેવી–ભર્તૃહરી.

ઉજ્જયનીના મહારાજા ભર્તૃહરીની સ્ત્રીનુ નામ મંગળાદેવી હતુ, સતી પતિવ્રતપણું પાળી પતિની આજ્ઞાનું પાલન કરતી, તેનો પોતાના પતિમા અત્યંત પ્રેમ હતો. એક વખતે ઉજ્જયીનીમા એક શિકારી વનમા

શિકાર કરવા જતો હતો તે વખતે તેની સ્ત્રીએ તેને કહ્યું કે. આપ આજે ન જશો. મારી આખ ફરકે છે માટે શુકન સારા નથી, છતાં શિકારીએ માન્યુ નહી. વનમા જઇ શિકાર શોધવા લાગ્યો. સામેથી એક હાથી આ- વતો જોઇ શિકારીએ બાણુ તાકયુ, તે હાથીને વિધવા એક સરતે બાણુ તાકતો હતો તેવામા તેના પગ પાછળ સાપનુ દર હતુ તેમાથી સાપે નીકળી તેને ડશ કર્યો તેથી તેને ઝેર ચઢતા તરત જ તે મરણુ પામી હેઠે પડયો. તેનુ બાણુ તો હાથમાથી છુટયુ તેણે પેલા હાથીના કુભસ્થળને વિધી નાખ્યુ.

આ વખતે રાજા ભર્તૃહરી શિકાર કરવા વનમાં આવેલો હતો તેમણે આ શિકારીને બીજાનો શિકાર કરતા તેનો પોતાનો કાળ થઇ મરણુ પામેલો જોયો. થોડીવારે પેલા શિકારીની સ્ત્રી આવી, તે પોતાના પતિને મરણુ પા- મેલો જોઇ દુખથી ખેદ કરવા લાગી અને પતિપ્રેમથી વ્યાકુળ થઇ સતી થવા તૈયાર થઇ તેણે જગલમાથી લાકડાં લાવી ચિત્તા ખડકી અને પતિની સાથે બળી મરી આ જોઇ ભર્તૃહરી ખેદ પામતો, આ સતીની પ્રશસા કરતો ઘેર ગયો.

તેણે પોતાની રાણી મંગળાદેવીને આ વાત કહી, શિકારીની સ્ત્રીની પ્રશંસા કરી, તે સાભળી રાણીએ કહ્યુ: એમા શુ થયુ ! તે કાંઇ મહા- સતી ના કહેવાય જો તે મહાસતી હોત તો અગ્નિની જરૂર જ ન પડત. મહાસતી તો પતિનુ મૃત્યુ થતા જ પ્રાણુને ત્યજી દે છે, તે પતિવ્રતા ખરી પણુ મહાસતી નહી.

આ સાભળી મહારાજાએ કહ્યુ. બોલવુ સ્હેલું છે પણુ કરવુ કઠિન છે, તમે બોલ્યા પ્રમાણે કરી બતાવો ત્યારે ખરા, આ સાંભળી રાણી ચૂપ થઇ તે શો જવાબ આપે ! પતિવ્રતા પતિનુ મૃત્યુ ઇચ્છે ખરી ! રાજાએ તો આ પછી સતીની પરીક્ષા લેવાનો વિચાર કર્યો. સતી પોતાના પતિને પ્રાણુ કરતા પણુ વધુ ગણતી. તે પતિનો સ્નેહ પોતાના ઉપર શી રીતે રહે તેજ ઇચ્છતી.

એક વખતે બે ત્રણુ વર્ષ પછી ભર્તૃહરી વનમાં શિકારે ગયો ત્યાથી પોતાના વિશ્વાસુ નોકરને પોતાની પાઘડી આપી કહ્યુ કે તુ જા અને રાણીને રડતા રડતા કહે કે: રાજાનો વાઘે પ્રાણુ લીધો. તે વનમા પડયા

છે અને હું આપને ખબર આપવા આવ્યો છું આ સાભળી તે નોકર રડકકળ કરતો શહેરમા આવ્યો અને રાજાને વાઘે મારી ખાધા એમ કહેતો કહેતો રાણી પાસે આવ્યો. રાણીએ તે સાભળી છાતીફાટ રડવા માડયું. તેણે કહ્યું હે પતિ ગયા ? હવે જીવીને શું કરુ ' એમ કરતી ઉભી થઇ અને ' હે વ્હાલા, હુ પણ તમારી સાથે આ આવી.' આમ કહેતી ધમ દઇ નીચે પડી. તેણે પ્રાણ છે ડી દીધા આ જોઇ શહેરના લોકો પણ ઘણો ખેદ કરવા લાગ્યા.

રાજાના કારભારીયો રાણીના શબને લઇ સ્મશાનમા ગયા ત્યા રાજાને આવતો જોયો, રાજા તો વિચાર કરતો હતો કે મારા મરણના સમાચાર સાભળી રાણી હજી મરી ગઇ નહી હોય, તેની આજે ખરી પરીક્ષા થશે. આવા વિચાર કરતો તે આવતો હતો તે સ્મશાનમા બધાને જોઇ આશ્ચર્ય પામ્યો, તેના કારભારીએ પણ રાજાને જીવતો જોઇ આનંદ પામતાં તેમની પાસે આવી સમાચાર કહ્યા કે આપના હજુરીયએ આપના મરણના સમાચાર કહેવાથી રાણીએ પોતાના પ્રાણ ત્યાગ કરી દીધે આ સાભળી રાજા ઘણો ખેદ કરવા લાગ્યો પત્નીની પરીક્ષા કરવા જતા પત્નીએ પ્રાણ ત્યાગ કર્યો તેથા પસ્તાવો કરવા લાગ્યો, આથી તેને સસાર ઉપર વૈરાગ્ય આવ્યો

આ પ્રમાણે સતી સ્ત્રીઓનો પોતાના પતિના ઉપર એવો પ્રેમ હોય છે કે તે પતિના મરણને સહન કરી શકતી નથી આવી સ્ત્રીઓ જ પોતાના પ્રેમથી પતિને વશ કરી શકે છે

## સરસ્વતી.

પાટણના નરેન્દ્રનાથની પત્નીનુ નામ સરસ્વતી હતી સરસ્વતી સુરથી રૂપાળી, ગુણવાન અને નીતિવાન હતી નરેન્દ્રનાથનો બાપ સારા પૈસા કમાયેલો હતો નરેન્દ્રનાથ કાઇ ઝાઝુ ભણેલો નહોતો બાપ નાનપણમા મરી જતા તમામ પૈસો તેના હાથમા આવતા તે મોજશોખી થઇ ગયો હતો ખરાબ મિત્રોની સોબતમા ને દુર્ગુણી બની પૈસા ઉડાવવા લાગ્યો. તેની સ્ત્રી સરસ્વતી પતિવ્રતા હતી. તે પોતાના પતિને આમ કુચ્છદમા

પડેલો જોઇ તેને સુધારવા ઘણી શીખામણ આપતી, પણ નગેન્દ્ર કાંઇ ગાનતો નહી તે પરસ્ત્રી લંપટ, વ્યસની અને જુગારી બની ગયો હતો. જ્યારે સરસ્વતી તેને વધુ શિખામણ આપવા લાગી ત્યારે ઘણીવાર તો તે તેને ગાળો ભાંડવામાં અને મારવામા બાકી રાખતો નહિ.

સતી હંમેશાં પતિભક્તિ કરવામા પોતાનુ સૌભાગ્ય માનતી, તે પતિને પોતાના પ્રાણ કરતાં પણ અધિક ગણીને સેવતી. એક વખતે પતિને સંકટમા પડેલો જોઇ તેણે પોતાના દાગીના પણ તેને આપી દીધા તેનું સૌંદર્ય ભલભલાને મોહ પમાડનાર હોવા છતા પણ નગેન્દ્રની તેના ઉપર પ્રીતિ નહોતી, નગેન્દ્રે આ પ્રમાણે ખરાબ મિત્રોની સોબતે કુછંદમા પડી પોતાની તમામ મિલકત ગુમાવી દીધી. તેણે ઘર, વતન, વાસણ, દાગીના વિગેરે સર્વ વેચી ખાધુ. આમ છતા પણ સરસ્વતી તેના ઉપર જેવી તે તેવી જ પ્રીતિ રાખતી, તે તેને સુધારવાની શિખામણ આપતાં માર ખાતી હતી છતા પણ પતિસેવા કરવામા તત્પર રહેતી હતી.

નગેન્દ્રનુ સર્વસ્વ ગયું, પાસે પૈસો રહ્યો નહી એટલે તે જેને વ્હાલા મિત્રો સમજતો તેણે તેનો ત્યાગ કર્યો તેને દેવાવાળા સતાવવા લાગ્યા આ વખતે તેને ઉભુ રહેવાની જગ્યા ન મળવા લાગી ત્યારે તેના ખરા મિત્રની ગરજ સરસ્વતીએ સારી, તે તેના સંકટમાં ધીરજ આપવા લાગી, પતિનો માર ખાવા છતાં પણ તે પતિભક્તિ ચુકી નહોતી તેણે પતિની પડતી વખતે તેને ધીરજ આપી ચિંતાથી મુક્ત કરવા યત્ન કરવા લાગી તેણે ધીમે ધીમે પતિનુ વ્યસન છોડાવ્યુ અને સન્માર્ગે વાળ્યો.

આવી સતી સ્ત્રીઓ જ ધન્યવાદને પાત્ર છે.

---

# ઉદયમતી-ઉદયાદિત્ય.

ઉદયમતીનો જન્મ સિદ્ધરાજના ભાયાત દેવપાળને ત્યા થયો હતો. તે બુદ્ધિવાન, રૂપવાન, શૂરવીર અને નીતિવાત હતી. તેનું લગ્ન ધારાનગરીના રાજા ભોજદેવના વારસ ઉદયાદિત્ય સાથે થયું હતું ઉદયમતી પતિવ્રતા હતી. તે પરણીને સાસરે આવ્યા પછી પતિસેવા કરી પતિની આજ્ઞાનું પાલન

કરતી. પતિ ઉપર અત્યંત પ્રીતિ રાખતી તેનુ સ્વરૂપ ઘણુંજ સૌંદર્યવાળુ હતુ તેથી તેના ઉપર રાજા ઉદયાદિત્યની પણ પ્રીતિ વધવા લાગી. ઉદયાદિત્યને બીજી રાણી મોહનકુંવરબા કરીને હતી તે પટરાણી હતી. તેણે આ પ્રમાણે નવી રાણી ઉદયમતી ઉપર રાજાની પ્રીતિ વધેલી જોઇ, તે તેના ઉપર ઇર્ષ્યા કરવા લાગી. અને ઉદયમતીના દોષોનુ વારંવાર પોતાના પતિ આગળ કથન કરતી તેના ઉપર જુદી આળ ચઢાવવા પણ ચુકી નહી.

દરરોજ પટરાણીની વાતો સાભળી ઉદયાદિત્યને પણ નવી રાણી ઉપર શક જવા લાગ્યો. ઉદયમતીને પુત્ર થયો તેનુ નામ જગદેવ પાડયુ તેને પુત્ર થતા તો પટરાણીએ રાજાને ભરવ્યુ કે, એ પુત્ર વ્યભિચારથી પેદા થયો છે, અમુક અમુક માણસો ઘણીવાર રાત્રે તેના મહેલમા આવે છે તેની મે તપાસ કરાવી છે, તે તમને મનથી ચ્હાની નથી પણ કોઇ બીજાને જ ચ્હછે છે આ વાતની ખાત્રી પોતાની દાસીઓને પૂછાવીને કરાવી. રાજાને જરૂર આવા વ્હેમ પડયા. રાજાને કાન હોય છે પણ મન હોતી નથી, તે પ્રમાણે ઉદયાદિત્યે હવે ઉદયમતીનો ત્યાગ કર્યો પતિના આવા વર્તનથી સતી ઉદયમતીના દુખનો પાર ન રહ્યો. તેના ઉપર આવુ જુઠુ આળ ચઢેલુ જાણી તેને ઘણો જ ખેદ થવા લાગ્યો

સતી સ્ત્રીની જ્યારે તેનો પતિ ત્યાગ કરે છે ત્યારે તેના જેવુ બીજુ દુખ તેને હોતુ નથી, જ્યા પુરુષને એકથી બીજી સ્ત્રી હોય છે ત્યા કલેશ થયા વગર રહેતો જ નથી શોકયોને કોઇ દિવસ બનતુ નથી એકબીજાના ઉપર અદેખાઇ કરે છે એક બીજાનુ ભુંડુ તાકે છે પતિના આગળ પોતાની શોકયોને દુર્ગુણો ન હોવા છતા પણ દુર્ગુણો છે એવુ કથન કરે છે. પતિનુ મન ભભેરી દે છે આ પ્રમાણે મોહનકુવરબાએ ઉદયમતીના વિષે જુઠી વાતો કરીને પતિના મનથી તેનો ત્યાગ કરાવ્યો

ઉદયમતી બિચારી પતિ વિયોગે દુખથી દહાડા કહાડવા લાગી પતિની પોતાના ઉપર પ્રીતિ ન હોવા છતા પણ તેનું મન તો પતિમાંજ ચોટેલુ હતું. પતિવગર તેને ચેન પડતું નહિ. રાજવૈભવ પતિવગરના તેને દુ:ખદ જણાવા લાગ્યા. માત્ર પુત્ર જગદેવને ઉછેરી તેને કેળવવામાં તેનુ બધુ ધ્યાન પરોવાયુ. સતીએ પુત્રને નાનપણથી ઉત્તમ સંસ્કારો આપી શુરવીર

હિમતવાન અને ગુણવાન બનાવ્યો તે નાનપણથી જ ક્ષત્રીપને છાજે તેવા ઉચ્ચ પરાક્રમો કરવા લાગ્યો.

જગદેવને પણ પિતાના રાજ્યમા યોગ્ય માન મળવા ન લાગવાથી તે પરદેશ ગયો અને ત્યા સિદ્ધરાજના દરબારમા રહી યોગ્ય પરાક્રમોવડે પ્રસિદ્ધ થયો તેના પરાક્રમોની વાત રાજા ઉદયાદિત્યના જાણવામા આવી. તેને બીજા સરદારોએ કહ્યુ કે રાજાજી, જગદેવનાં પરાક્રમોથી જ તે આપનો પુત્ર છે એમ સાબીત થાય છે. આપને પટરાણીએ ભરમાવ્યાથી આપે નાહક ઉદયમતીનો ત્યાગ કર્યો છે ઉદયમતી આપના વિયોગે સુકાઇ અર્ધી થઇ ગઇ છે, આપની ગેરહાજરીમા પણ તે પતિ પતિ કરતી ઝુર્યાં કરે છે, આથી રાજાએ ખાનગી બાતમી મેળવતા ઉદયમતીનુ ચિત્ત તેને પોતાનામા જ લાગેલુ જણાયુ.

તે જાતે ઉદયમતીના મ્હેલે ગયો તો રાણીએ પોતાના પતિનો વિયોગ થતા સર્વ સુખનો ત્યાગ કરેલો જણાયો, તેને તેના પતિવ્રતથી ખાત્રી થતા તે તેના ઉપર હેત રાખવા લાગ્યો, થએલી ભૂલનો પસ્તાવો કરવા લાગ્યા. આ પછી તેમની પ્રીતિ પાછી ઉદયમતી ઉપર વધી અને મોહનકુવરમા મનથી ઉતરી ગયા

આ સતી સ્ત્રીએ પતિને અત્યત માન આપી તેમના ઉપર પ્રેમ રાખી પતિના હૃદયને જીતી લીધુ.

આ પ્રમાણે સતી સ્ત્રીઓ પતિ તરફથી દુખ વેઠવા છતા પણ પતિનુ અહિત ઇચ્છતી નથી તે તો પોતાના પતિનું હિત જ ઇચ્છે છે. આપણે પણ હમેશા આપણા પતિની પ્રીતિ સપાદન કરવા માટે પતિસેવામાં તત્પર રહેવુ ઘટે છે કહો હવે બધ કરીશુ ? આટલુ આચરમા ઉતરશો તો તે કાઇ થોડુ નથી.! આ પછી સર્વે ઉઠી પોતપોતાને ઘેર ગયાં.





## પ્રકરણ ૨૪ મું.

### બાળકો જેવાં બનાવવા હોય તેવાં બની શકે છે.

ચન્દ્રકાન્તા પોતાના પતિને અંતઃકરણથી ચહાતી હતી. મોહનરાવ પણ હવે સુખી હતો. તેની પ્રીતિ તેના ઉપર વધવા લાગી હવે મોહનરાયની બુદ્ધિ ખિલતા તે સ્વતંત્ર વ્યાપાર કરવા લાગ્યો. તેમાં તેણે બે પૈસા સારા પેદા કર્યા હતા. પતિપત્ની પરસ્પર પ્રેમ રાખતા એક બીજાને જોતા જ આનંદથી હૃદય ઉભરાઇ જતા. ઇશ્વરેચ્છાએ ચન્દ્રકાન્તાને ગર્ભ રહ્યો. આ વખતે મોહનરાય અને ચન્દ્રકાન્તા વચ્ચે બાળકોને જેવાં બનાવવાં હોય તેવાં બનાવી શકાય છે એ વાત ચાલી.

ચન્દ્રકાન્તાએ કહ્યું કે મેં વાચ્યું છે કે બાળકોને જેવા બનાવવા હોય તેવાં તેના માબાપ બનાવી શકે છે. બાળક મૂર્ખ થાય તેમ જ વિદ્વાન થાય તેમાં તેના માબાપ કારણભૂત છે. એ વાત સાચી હશે ખરી ?

મોહનરાય—તું કહે છે તે વાત સાચી છે. બાળકોને જેવા બનાવવા હોય તેવા બનાવી શકાય છે. બાળકને જન્મ થતા પહેલા તે ગર્ભમાં હોય તે વખતે જેવા સસ્કારો તેની મા તરફથી તેનામા પાડવામા આવે છે તેવું બાળક બની શકે છે. ઘણો આધાર તેની માતા ઉપર છે. પુત્રી ઉમ્મર આવતાં તેની માતાએ તેને આ સંબંધી જ્ઞાન આપવું જોઇએ. અત્યારે તો બ્રહ્મચર્ય પાળવાનો બાળકોને ઉપદેશ આપવો એ પણ શરમપણું ગણાય છે.

સ્ત્રી અને પુરૂષે બ્રહ્મચર્ય પાળવુ જોઇએ. મોટી ઉમ્મર સુધી બ્રહ્મ-ચર્ય પાળવાથી તેમનામાં મહાન બાળકો ઉત્પન્ન કરવાની શક્તિ આવે છે. પુરૂષનુ વીર્ય (Semen) અને સ્ત્રીનુ આર્ત્તવ (menses) એ બેનો સંયોગ થવાથી ગર્ભ રહે છે સ્ત્રીના ગર્ભાશયમા એ રીતે વીર્ય અને આર્ત્તવનો સંયોગ થઇ ગર્ભનુ રુપ પકડે છે. તેથી ગર્ભાશયનુ પડ જાડું થઇ ગર્ભની આસપાસ થેલી જેવુ બની જાય છે તેમા ગર્ભ વધે છે અને માતાના લોહીની નસોની શાખાઓ તેમા જઇને તે ગર્ભનુ નવ માસ સુધી પોષણુ કરે છે

એક માસનો ગર્ભ નાના કીડા જેવા આકારનો અડધા ઇંચ જેવડો લાંબો હોય છે. તે વખતે કાંઇ આકૃતિ હોતી નથી. બીજા માસે તે ૧ાા ઇંચ લાંબો ને ૧ાા રુપીઆભાર વજનનો હોય છે, તે વખતે મોં, કાન, નાક, આંખ વિગેરે અવયવો ખુલ્લા જણાય છે. ત્રીજા માસનો ગર્ભ ૨ાા ઇંચ લાંબો ને ૪ તોલા વજનમા હોય છે, ત્રીજા મહીને હાડકા ઉત્પન્ન થાય છે, અને હાથ પગ સ્પષ્ટ જણાય છે. ચોથા મહિને ૫ થી ૬ ઇંચ લાંબો ને આઠેક રૂપીઆભારના વજનમા છે. આ મહિને શરીરનાં સઘળા અગ થાય છે હૃદય પણુ આ માસમા જ બનવાથી તેમા ચેતન આવે છે. પા-ચમા માસે સાતેક ઇંચ લાંબો અને ૦ાા શેરના આશરે વજને હોય છે આ માસમા માથાનુ કદ મોટુ થાય છે તેનું મન ચૈતન્યવાળુ છે છઠ્ઠા માસ દશેક ઇંચ લાંબો ને એક શેરના વજને થાય છે, આંખના પોપચાં જણાય છે, આ મહીને તેનામા બુદ્ધિ ઉત્પન્ન થાય છે સાતમા માસે પદરેક ઇંચ લાંબો.ને ૪ શેર વજનમા હોય છે. આ વખતે આંખના પોપચાં છુટાં થાય છે, ચામડી ગુલાબી રંગની જાડી ને નખ થાય છે આઠમા માસ ગર્ભ ૧૬ ઇંચ લાંબો ને ૫ શેર વજનમા થાય છે તેને નખ થયા હોય છે અને નવ માસે ગર્ભ ૨૧ ઇંચ લાંબો ને સાતથી ૯ શેર વજનમા હોય છે. આ નવ માસ સુધીમા તેની મા જેવા વિચારનુ સેવન કરે છે, જેનુ ચિંતન કરે છે અને જેવી વર્તણુંક રાખે છે તેવા તે ગર્ભ ઉપર સંસ્કારો પડે છે.

માબાપના આચારવિચારોની અસર ગર્ભ ઉપર થાય છે પતિ પત્નીમા પ્રેમ હોય, તે હમેશા આનંદી રહેતા હોય, તો તેવી અસર ગર્ભ ઉપર થાય છે. બાપ કરતાં માતાની શારીરિક અને માનસિક સ્થિતિની

ઘણી અસર તેના બાળક ઉપર થાય છે. ગર્ભ સચાર વખતે માબાપની જેવી પ્રકૃતિ હોય છે તે પ્રકૃતિની અસર તે ગર્ભ ઉપર થાય છે. માતાના શરીરની ધાતુઓથી બાળકનુ શરીર રચાય છે તેના રક્તથી ગર્ભ પોષાય છે, તેના મનની અસર બાળકમા ઉતરી આવે છે ગર્ભાધાન વખતે સ્ત્રી અને પુરૂષ આનદી, હોસીલા, સુખી, ઉત્તમ આચાર વિચારવાળા હોય છે તો તેની અસર બાળક ઉપર થયા વગર રહેતી નથી.

કેટલીક વખતે સ્ત્રી અને પુરૂષ બન્ને સારા જણાતા હોય, તેમનો સ્વભાવ સારો હોય, પરસ્પર પ્રીતિવાળા હોય છતા પણ તેમની વચ્ચે ગર્ભાધાન વખતે કંઇ કલેશ થયેલો હોય, અને તેના મન ઉચા હોય, તો તેની અસરથી જન્મનાર બાળક તેમના સ્વભાવ કરતાં ઉલટુ જ નીકળે છે અને વિપરીત સ્વભાવના પતિપત્ની જો ગર્ભાધાન વખતે એક બીજામાં પ્રીતિ-વાળા, મનમા આનદી અને ઉત્તમ આશાવાદી હોય છે તો તેમની પ્રજા ઉત્તમ સ્વભાવની થાય છે

ગર્ભાધાન વખતથી નવ માસ સુધી સ્ત્રી જેવા વિચારોનુ સેવન કરે છે જેવા આચારો રાખે છે, જેવા રૂપ, ગુણ, બળ, બુદ્ધિ વીગેરેનું ચિતન કરે છે, જેવા મનુષ્યના રૂપમા તેને પ્રીતિ થાય છે, બાળકને જેના જેવું થવાનું તે ચિતન કરે છે, તેવુ બાળક થાય છે ગર્ભ રહે ત્યારથી તે પ્રસવ થાય ત્યા સુધી સ્ત્રીએ આનદમા રહેવુ કોઇ પણ પ્રકારની ચિતા રાખવી નહી, મનમા ઉદ્વેગ રાખવો નહી, ઘરમા કલેશ કરવો નહી, ગર્ભ રહ્યા પછી કોઇપણ વખતે રડવુ નહી રડારોળ થતી હોય ત્યા જવુ નહિ, લડવાડ થતી હોય, ગાળાગાળી થતી હોય ત્યા જવુ નહી કારણ કે તે વખતે ગર્ભવતી સ્ત્રીના મન ઉપર જેવી અસર થાય છે તેવી ગર્ભને અસર થવાથી તે અનુસાર તે બાળક જન્મે છે. ગર્ભવતી સ્ત્રીના મન ઉપર જે સચોટ અસર થાય છે તેના સસ્કારો બાળકને પડયા વગર રહેતા નથી.

ગર્ભમાના બાળકને જો રૂપાળુ કરવુ હોય તો સારા સારા રૂપવાળી છબીઓ પોતાના ઘરમાં રાખી તે જોયા કરવી, તેમાંના સર્વોત્તમ રૂપવાળી છબીના રૂપનુ મનમા ચિતન કર્યા કરવુ. જો પતિના રૂપ જેવુ બાળકનું રૂપ થાય તેવી ઇચ્છા હોય તો પતિના રૂપનું ચિતન કર્યાં કરવું. સ્ત્રીના મનમાં વારંવાર જેવા રૂપનું ચિતન થયા કરે છે તેવા રૂપનું બાળક જન્મે

ક. તેના ચિત્તમા જેવા રૂપની સજ્જડ છાપ બેસી જાય છે તેવુ રૂપ બાળ-નુ થાય છે કારણ કે તેના ચિંતનની અસર બાળકને થાય છે તે જો પતિના રૂપનુ ચિંતન ન કરતાં પોતાનું મુખ અરીસામા જોયા કરી પોતાના રૂપની છાપ ચિત્તમા જડી દે છે તો તે બાળકનુ રૂપ તેની માતાના જેવુ થાય છે

જો તેનુ મન પોતાના રૂપનુ તેમજ પતિના રૂપનુ ચિંતન કરતું હોય છે તો તે બાળકનુ રૂપ તે બંનેને મળતું થાય છે. જો તે સ્ત્રી પોતાને ઘેર કોઇ સ્નેહી આવતુ જતુ હોય, ભલે તે પછી સ્ત્રી હો કે પુરુષ હો, છતાં પણ જો તેને તેનુ રૂપ સર્વ કરતા ઉત્તમ જણાતું હોય અને તેના રૂપનું ચિંતન તે કરતી હોય છે, તો તે જેના રૂપનુ ચિંતન કરે તેના જેવું બાળ-કનુ રૂપ થાય છે કદાચ સ્ત્રી તે પુરૂષના રૂપ જેવુ બાળક થાય એવું ન ઇચ્છતી હોય પણ કદાચ મનમા એવી ઇચ્છા કરે કે વખતે આના જેવુ મારા બાળકનુ રૂપ થશે તો ઘણું જ ખરાબ થશે એવી વિપરીત ભાવનાથી પણ જો તેનુ ચિંતન કરતી હોય છે તો તેને તેના જેવુ બાળક જન્મે છે.

ગર્ભિણી સ્ત્રીએ કદી પણ શોક કરવો નહી ભય રાખવો નહી ભય-વાળી જગ્યાએ જવુ નહી કારણ કે તેની અસર ગર્ભ ઉપર થયા વગર રહેતી નથી બીભત્સ નવલકથાઓ વાચવી નહિ, ક્રુર કર્મ કરનારાનાં પરા-ક્રમોવાળા પુસ્તકો વાચવા નહી લડાઇમાં આજે આટલા કપાયા, આજે ફલાણી જગ્યાએ દુકાળથી કે પ્લેગથી સેંકડો માણસો ટળવળતા મરી ગયા એવા સમાચારો વાચવા નહિ કે સાભળવા નહિ કારણ કે તેની અસર ગર્ભ ઉપર થયા વગર રહેતી નથી.

મહાન પુરૂષોના, પવિત્ર હૃદયવાળા મહાપુરૂષોના, પરાક્રમી પુરૂષોના, બળવાન પુરૂષોનાં, સતી સ્ત્રીઓના જીવનચરીત્રો વાચવા, ભીમ, અર્જુન રામ જેવા પરાક્રમી પુરૂષોનુ ચિંતન કરવુ, સતી સીતા, દમયતી જેવી સતી સ્ત્રીઓનુ સ્મરણ કરવુ હંમેશા નિર્ભયતાના વિચારો કરવા, ઉદ્યોગી રહેવું આળસનો ત્યાગ કરવો, નિસાસા નાખવા નહિ, કારણ કે ગર્ભવતી સ્ત્રીના મન ઉપર જેવા પુરૂષ કે સ્ત્રીનુ વારવાર સ્મરણ થયા કરે છે, જેવા પુરૂષ કે સ્ત્રીના પરાક્રમો વારવાર સ્મરણ કરે છે, તે અનુસાર તેનાં બાળકો થાય છે.

એકાગ્રતાપૂર્વક બરાબર ધ્યાન લગાવીને ગર્ભવતી સ્ત્રી જે પુરૂષ કે સ્ત્રીનું ચિંતન કરતી હોય છે તેના રૂપ અને ગુણ તેના બાળકમાં આવી શકે છે. માટે સ્ત્રીઓ પોતાના બાળકને જેવું રૂપવાન, બળવાન, પરાક્રમી, મહાપુરૂષ, પ્રયત્નશીલ બનાવવાની ઇચ્છા કરતી હોય તેવા રૂપવાળા, બળવાળા, પરાક્રમી મહાપુરૂષોનાં ચરિત્રોનું એકાગ્રતાપૂર્વક મનન કરવાથી તેવું બનાવી શકે છે. માતા થનાર સ્ત્રીએ પોતાના બાળકના ભવિષ્યને માટે હમેશાં સદ્‌વિચારોનુ સેવન કરવુ, શુદ્ધ અને પવિત્ર આચરણ રાખવું, હંમેશાં આનંદી અને ઉત્સાહી રહેવુ. તેણે કોઇપણ એક ઉત્તમ આદર્શ ખડુ કરી તેમાંજ ચિત્તને રમાડ્યા કરવુ. આમ કરવાથી પોતાની ઇચ્છાનુસાર બાળકો જન્મી શકશે.

પતિએ પોતાની સ્ત્રીને ગર્ભ વખતે પાળવાના નિયમોનું જ્ઞાન આપવુ જોઇએ. તેને પ્રસન્ન રાખવી. તેની ઇચ્છાને પુરી કરવી, તેને હંમેશા સુખી રાખવા યત્નશીલ થવું. તેણે આહાર પણ પૌષ્ટિક અને સાદો લેવો. તેના મનમાં ઉત્તમ ભાવનાને ઠસાવવી કદી પણ કોઇ બાબતની ચિંતા કરવા દેવી નહી. કોઇપણ વખતે એકાએક તેને ભય થાય, શોક થાય કે ઉદ્વેગ થઇ હૃદય ધડકવા લાગે તેવુ કરવું નહી. કોઇ પણ એવી જગ્યાએ ગર્ભવંતી સ્ત્રીએ જવુ નહી કે તેનામાં એકાએક ગભરાટ પેદા થાય.

સુંદર જોવા લાયક સ્થળો જોવા, ચિત્રી થાય કે મનમાં વિકાર પેદા થાય તેવા સ્થળો જોવા નહી. મનની પ્રસન્નતા થાય તેવી જગ્યોએ જવું, કોઇ પણ અપંગ, ખામીવાળા, મનમા તિરસ્કાર કે ચિત્રી ઉત્પન્ન થાય તેવા રોગવાળાં, આંધળાં, લુલા, દુઃખી, બ્હેરા, રક્તપીત્તવાળા, કોઢીયા, પતવાળાં, ગાંડાં, કદરૂપા ક્રોધી, ભિખારી માણસોને જોવા નહિ તેવા માણસોના સબધમા મનમા વિચારો કરવા નહિ કારણ કે ગર્ભવંતી સ્ત્રી જેનુ એકાગ્રચિત્તે મન પરોવીને ધ્યાન ધરે છે તેની અસર ગર્ભ ઉપર થયા વગર રહેતી નથી.

ગર્ભવંતી સ્ત્રીને હમ્મેશાં તેના પતિએ ખુશ રાખવી. તેને ગર્ભ રહ્યા પછી સુદર વસ્ત્રાલકારો પહેરવાની, સારી સ્વાદિષ્ટ વસ્તુઓ પહેરવાની અને આનદમાં રહેવાની ઇચ્છા થાય છે. તેથી પતિએ તેની ઇચ્છાઓ

પુરી પાડવી. જ્ઞાન ચર્ચા કરવી, રામાદિ ઇશ્વરાવતારોના ચરિત્રોને સંભળાવવાં, સારો પૌષ્ટિક મનપસંદ આહાર આપવો, સુંદર વસ્ત્રોથી તેની ઇચ્છા પુરી કરવી. તેને કોઇ વાતે અસંતોષ થાય કે, મનમાં દુ:ખ થાય તેવી ક્રિયા કરવી નહી. સ્ત્રીએ પણ હમેશાં આનંદમાં રહેવું, ઉત્સાહી થઇ, પરાક્રમના વિચારોને ચર્ચવા, દુ:ખી વિચારો ન કરતાં ધનવાન હોય તેના ઉત્તમ વિચારો કર્યા કરવા પોતાના પતિના ગુણનુ જ ચિતન કરવુ. મહા પુરૂષોના ચિત્રો નજરે પડે તેવી જગ્યાએ લટકાવી રાખવાં. ઘરમા સ્વચ્છતા રાખતાં, પ્રસન્ન ચિત્તે કામ કરતાં, તે તે ચિત્રોના ગુણનુ જ ચિતન કર્યા કરવુ, અને ગર્ભ રહે ત્યારથી તે પ્રસવ થાય ત્યા સુધી આવા ઉત્તમ ગુણવાળો, પરાક્રમી, નીતિવાન મહાપુરૂષ પોતાને બાળક જન્મે એવુ એકાગ્રતાપુર્વક ચિતન કર્યા કરવુ. આથી તેના મન ઉપર જેવા રૂપ, ગુણ કે પરાક્રમની છાપ પડી હશે તેવું બાળક જન્મશે.

આજે ઘણા માણસો પોતાની ઘોડીનો વછેરો સારો પાકે, ગાયને વાછડો બળવાન જન્મે, તેની કાળજી રાખતા જણાય છે, પોતાના ઢોરને સારા થવા માટે યત્ન કરતા જણાય છે પણ પોતાનો પુત્ર પરાક્રમી થાય તેની કોઇ કાળજી રાખતુ નથી, ગર્ભાધાનનો નિયમ ન મળે, ગર્ભ ધારણ થયા પછી ગમે તેવા આચારો અને વિચારોને સેવતા આચકો ન આવે, રાતદિવસ ઘરમા સ્ત્રી પુરૂષનો, સાસુવહુનો દેરાણી જેઠાણીનો ક્લેશ મટે નહિ, કે છેવટે ગર્ભવતી સ્ત્રી જાતિ સ્વભાવથી ગર્ભના ઉપર શુ અસર થશે તેનો વિચાર કર્યા વગર પતિને પોતાની ઇચ્છાઓ પૂરી કરવા માટે હઠ કરતા ક્લેશ કરી રડતા, રડતા, રોષ કરતા આચકો ન ખાય. રસ્તે જતા સામે જુજ વાસ્તે લડાઇ કરી જીવને તપારો કરતાં શરમાય નહીં, લોકોની આખો દિવસ નિંદા કરવામા, દ્વેષથી તેમની કુથલી કરવામા, પાછી પાની ન કરે, પછી પ્રજા સારી ક્યાંથી થાય?

ગર્ભવતી સ્ત્રીએ પોતાના બાળકના લાભની ખાતર કદી પણ કલેશ કરી ઉદ્વેગ કરવો નહીં, કોઇ જગ્યાએ કાણુ મોકણુ હોય ત્યા જવું નહીં, ત્યાં વિવેકની ખાતર લાંબા રાગડા તાણી ડસકા ખાઇ ખાઇ રડવુ નહીં, કુટવા જવુ નહિ, હિંસક પશુઓનાં સરકસ જોવા જવું નહીં, મારમારા થતી હોય ત્યા જવુ નહીં, પોતાના મનમાં અશુભના, ભયના, ગભરાટના,

ઉદ્વેગના વિચારો આવ્યા કરે તેવા તમાસા જોવા નહીં તેમણે નાટકમાં જોવા જવુ નહીં. મનમા ખોટા વિચારો કરી અશુભની શંકા કરવી નહીં. હમેશા શુભના વિચારો કરવા મનમા પ્રસન્નતા થાય તેવા દશ્યો જોવા, ખુશ રહેવું. શાન્તને ધારણ કરવી, કદી પણ ચીડાવુ નહીં, ક્રોધ કરવો નહીં, અનીતિને રસ્તે ચાલવુ નહીં, ઇશ્વરને પોતાનુ ભલુ કરનાર માની ઇશ્વરાવતાર રૂપ થઇ ગયેલા રામ, કૃષ્ણ બુદ્ધાદિના પરાક્રમોનુ ચિતન કરવુ, ધર્મનિષ્ટ રહેવું, એકાગ્રચિત્તે ઇશ્વરનુ ધ્યાન કરવામા થોડો ઘણો પણ વખત ગાળવો, આથી બાળક ઉત્તમ અને મહાપુરુષ જન્મે છે

માતા તો શુ પણ પશુના મન ઉપર પણ જેવી છાપ પાડવામા આવે છે તેવુ તેનુ બચ્ચુ જન્મે છે એક ઋષિ હતા તેણે પોતાના ગોવાળ ને એવી શરતે ગાયો ચારવા રાખ્યો કે આ ગાયોને જેટલા કાબરચિત્રા વાછડાં જન્મે તે તારે લેવાં આ વાત તે ગોવાળે કબુલ રાખી, તે ગાયોને ચારતો હતો તે વખતે ગાયોની નજર પડે તેવી રીતે તેણે જાડી સોટીઓ કાપી તેની ઉપર ચટાપટા પડે તેવી રીતે એક લીટી છાલ રહેવા દઇ બીજી છાલ ઉતારી કેટલીક લાકડીઓ ચટાપટાવાળી બનાવી ગાયોની ચરતા ચરતા તેના ઉ ર નજર પડે તેવી રીતે તે સોટીઓ મૂકતો અને જ્યારે ગાયો ખૂબ તરસી થાય ત્યારે નદીમા પાણી પાવા જતો તે વખતે પણ તે ગાયોની પાણી પીતાં પીતા પણ તે ચટાપટાવાળી સોટીઓ ઉપર નજર પડે તેવી રીતે કિનારા ઉપર ખોસી દેતો. આ પ્રમાણે તે ગાયોની નજર દિવસમા ઘણીવાર ચટાપટાવાળી લાકડીઓ ઉપર પડવા લાગી. તેનુ પરીણામ એ આવ્યુ કે તે જ્યારે વ્હાય ત્યારે તેનું વાછડુ પણ લાલ અને ધોળા ચટાપટાવાળુ જન્મવા લાગ્યુ. આ રીતે તેને ઘણા વાછડા મળતા હતા આ પ્રમાણે ગાય જેવા ઢોરને પણ રાતદિવસ જે વસ્તુના ઉપર નજર પડે તેના જેવુ તેનુ વાછડુ થાય છે તો સ્ત્રીઓ રાતદિવસ જેનું ચિતન કરે જેના રૂપને જોયા કરે તેના જેવુ તેને બાળક જન્મે તેમા શી નવાઇ ?

વીરપુરુષ નેપોલીયન એક ગરીબ લવારનો છોકરો હતો તેની માતા ઘણી નિર્ભય અને તેનો બાપ બહાદુર હતો. ભય શુ છે એ તે સમજતા નહોતા. નેપોલીયન નાનો હતો ત્યારથી જગલમા અધરાત મધરાત નિર્ભય૫ણે ટીચાતાં શીખ્યો હતો તેના બાપને એક વખતે ફરજી બાત લસ્કરમા

જવું પડ્યું ત્યારે તેની મા ગર્ભવંતી હતી, તે પણ પતિને મદદ કરવા યુદ્ધમાં ગઇ હતી, પતિની બહાદુરી જોઇ તેના મનમાં વીરતાના, પરાક્રમના બહાદુરીના વિચારોની અસર થઇ, તેને પોતાના પતિની બહાદુરી જોઇ મન ઉપર અત્યંત ઉંચા પ્રકારની છાપ પડી. તેને જ્યારે પુત્ર નેપોલીયન જન્મ્યો ત્યારે તેનામાં પણ તેજ વીરતા અને નિર્ભયતા જણાવા લાગી. તે કોઇ વાત અશક્ય માનતો નહી શકાનુ તો તેના હૃદયમાં સ્થાન નહોતુ. નાનપણમાંથી જ તે હથીયાર લઇ જંગલમા શિકારે જતો તેના ગર્ભમાં પડેલા સંસ્કારથી અને તેની માતાએ જન્મ્યા પછી પાડેલા વીરતાના સંસ્કારોથી તે બળવાન બન્યો અને સામાન્ય મનુષ્યમાંથી મહા સમર્થ બન્યો, તેણે એક વખતે પોતાના બાહુબળના પ્રભાવથી આખા યુરોપને થરથરાવ્યુ હતું. આ પ્રમાણે સ્ત્રીના વિચારો તેના ગર્ભ ઉપર અસર કરે છે અને તે અનુસાર બાળક જન્મે છે.

બાળક જન્મ્યા પછી પણ તેના કુમળા મગજ ઉપર તેની માતાના આચારવિચારની અસર ઘણી થાય છે તે માતાના ખોળામા જ ઉછરી મોટુ થાય છે, માતાના ધર્મના સંસ્કારો તેનામાં આવે છે. નીતિના, આનંદના પ્રયત્નશીલતાના, ઉત્સાહના સર્વ સંસ્કારો તેના બાળકનામા પડે છે. માતાના સદ્ગુણથી બાળકો મહાપુરૂષ થાય છે અને દુર્ગુણથી દુષ્ટ થાય છે સ્ત્રીઓના ઉપર જ તેના બાળકના ભવિષ્યનો આધાર હોય છે બાળકનુ ભવિષ્ય સારૂ બનાવવુ કે ખરાબ તે તેની માતાના હાથમા છે. બાળક જન્મ્યા પછી બાળકને સુધારવા માટે તેને બળવાન, પરાક્રમી, ઉત્સાહી અને આનંદી બનાવવા માટે તે તે ગુણોને માતાએ પોતાનામાં ધારણ કરવા. તેણે નીતિથી ચાલવુ. હમેશાં આનંદી રહી, હસમુખો સ્વભાવ રાખવો. કામથી કંટાળવુ નહી, મો ચઢાવી કલેશી બનવુ નહિ. માતા પોતાના ઉત્તમ ચારિત્રનીજ છાપ પોતાના બાળકમા પાડી શકે છે,

જે સ્ત્રીઓ પોતાના બાળકને ઉત્તમ બનાવવા ઇચ્છતી હોય તેણે ચીડાવુ નહી મનમાં ખેદ કરવો નહી, ઉદાસ મની બેસી રહેવું નહી, ઉત્સાહી થવું, ધર્મિષ્ટ થવુ, ધૈર્ય રાખતા શીખવુ, દુઃખથી ગભરાઇ નાહિંમત થઇ જવુ નહિ. બાળકને માટે પણ તેણે પોતાનુ વર્તન ઉત્તમ રાખવુ. સત્યનું પાલન કરનાર માતાનાં બાળકોને સમજણા થયા પછી સારી સારી

રસીક અને ટુંકી વાર્તાઓ કહી તેમને તેમના જેવા થવા કહેવું. માબાપની આજ્ઞાનું પાલન કરતાં શીખવાડવુ, આપણા દેશમાં જ સતી સ્ત્રીઓના પુત્રો કેવા બળવાન થયા હતા તે તમે સાભળ્યુ છે. બાળકના ભવિષ્યનો સર્વ આધાર તેની માતા છે. બાળકો ઉપર તેની માતાની નજર રહેવીજ જોઇએ બાળકોને નોકરોને સોંપવાં એ બાળકોનુ અહિત કરનાર છે, બાળકના ઉપર ઘરના બીજાં માણસોના વર્તનની પણ અસર થાય છે.

બાળકોને મોટા થવા પછી પણ ખરાબ સોબતે ચઢવા ન દેવા, હમેશા તે શું કરે છે. તેની દેખરેખ રાખવી માની વર્તણુકની અસર તેના બાળક ઉપર ઘણી થાય છે તેમ તેના બાપની વર્તણુકની પણ અસર બાળકનામાં થયા વગર રહેતી નથી. પિતાએ પણ બાળકોને ઉત્તમ ચારિત્ર્યશીલ બનાવવા માટે ઉત્તમ વર્તન રાખવું. વ્યસન રાખવુ નહી, ઉત્સાહી અને ઉદ્યોગી રહેવું. સારી સારી વાતો કહી બાળકોને ઉત્તમ રસ્તે વાળવા હમેશાં સત્ય બોલવુ અને તેને સત્ય બોલતાં શીખવવુ કેટલીકવાર માબાપો જ બાળકોને અસત્ય બોલતા શીખવે છે. કેટલાક માણસો બાળકથી કાંઇ નુકશાન થયુ હોય છે તો તેને મારે છે, ભય દેખાડે છે, તેથી બીજી વ'ર તે બાળક કાંઇ નુકશાન થયું હોય છે તો તે જુઠુ બોલે છે બાળક જો ગમે તેવુ નુકશાન કરે છતા પણ જો તે સાચુ બોલી માની જાય તો તેને ઠપકો ન આપતાં સત્ય બોલવા માટે શાબાશી આપવી, તેને સત્ય બોલે તો ઉત્તેજન આપવુ.

બાળકોને ધર્મિષ્ટ બનાવવા માટે માબાપે ધર્મિષ્ટ બનવુ. કદી પણ નીતિનો ત્યાગ કરી અધર્મી ન થવુ. માતાના આચારવિચાર એ બાળકના ચરીત્રને સુધારનાર સચા રૂપ છે જેમ કોઇ ઉત્તમ ધાતુની વસ્તુ બનાવવા માટે તેને ગાળી ઉત્તમ કારીગરીવાળા સચામા ઢાળવા તે સચાની ડાઇ જેવી હોય છે તે અનુસાર તે વસ્તુ કે રમકડુ થાય છે તેમ માતાના જેવા આચાર વિચારો હોય છે તેવુ બાળક થાય છે. જે ઘરમા કદી કજીઆ થતો નથી, પતિપત્ની વચ્ચે વિવાદ કે કલેશ થતો નથી, જેમના એક બીજા પ્રતિના મન ઉંચા થયેલા નથી હોતા તેમજ જેઓ હમેશાં આનંદી રહે છે. એક બીજામા પ્રેમવાળા હોય છે તે ઘરમાં જો માતા પતિવ્રતા,

સત્યવાદી, નીતિવાન, કરકસર કરી કાળજીથી ખર્ચ કરનારી, ઘરમાં સ્વચ્છતા રાખનારી, આનદી, શાંત, મનને કબજે રાખી ઇન્દ્રિયોને વશ વર્તાવનાર, અને ધર્મિષ્ટ હોય છે તો તે માતાના બાળકો પણ સુખી, આનદી, ધર્મિષ્ટ અને મહાપુરૂષ થયા વગર રહેતા નથી

આ પ્રમાણે જેવા બાળકોને ઇચ્છીએ તેવા ગુણવાન, પરાક્રમી સન્માર્ગે ચાલનાર અને આનદી બાળકોનો જન્મ આપવો એ તેની માતાના ઉપર આધાર રાખે છે અને જો ગર્ભાધાનની પૂર્વે, ગર્ભાધાન વખતે, ગર્ભ રહ્યા પછીથી પ્રસવ થતા સુધી જો માતા બરોબર કાળજી રાખી પોતાને જેવા બાળકની ઇચ્છા હોય તેવાજ મનુષ્યના રૂપ, ગુણ અને પરાક્રમનુ મનમા ચિતન કર્યા કરે, તો તેવાજ બાળક તેને જન્મે છે. તારે પણ અત્યારે કાળજી રાખવાની છે હમેશા આનદી રહીશ અને પરાક્રમી પુરુષોનું ચિતન કર્યા કરીશ તો બાળક પણ તે અનુસાર થશે આ પ્રમાણે વાતો કરતા તે પછી પતિપત્ની આનદમા રહેવા લાગ્યાં.

---



## પ્રકરણ ૨૫ મું.

### ગર્ભવતી સ્ત્રીએ રાખવી જોઇતી સાવચેતી.

બીજે દિવસે ચન્દ્રકાન્તાને તેની એક વૃદ્ધ કાકી સવિતા મળવા આવી તેણે ચન્દ્રકાન્તાને ગર્ભવંતી થએલી જાણી આનંદ પ્રદર્શીત કર્યો અને કહ્યુ કે. ' બેન ગર્ભવતી સ્ત્રીએ બાળકનો જન્મ થાય ત્યા સુધી ઘણી કાળજી રાખવાની છે.

આ સાભળી ચન્દ્રકાન્તાના પૂછવાથી તે કહેવા લાગી કે—જો બ્હેન, હુ તને જરા વિસ્તારથી એ વાત કહું છુ ને તુ બરોબર ધ્યાન રાખજે સ્ત્રી રજસ્વળા થાય તે પછીથી સોળ દિવસ સુધીમા તે ગર્ભ ધારણ કરી શકે છે ઋતુ સ્નાન કર્યા પછી બેકીવાળા દિવસે એટલે ૪–૬–૮–૧૦–૧૨–૧૪ અને ૧૬ મા દિવસે જો પુરુષનો સમાગમ થાય તો તેને પુત્ર જન્મે છે, અને તે સિવાયના એકીવાળા દિવસે એટલે ૫–૭–૯–૧૧–૧૩–૧૫ મે દિવસે પુરુષનો સમાગમ થાય તો પુત્રી જન્મે છે કારણ કે તે દિવસોએ સ્ત્રીઓનુ દસ્તાન વધુ હોય છે પુરુષનુ વીર્ય અને સ્ત્રીના દ-સ્તાનનો સયોગ થતા ગર્ભ રહે છે, તેમા જો પુરુષનુ વીર્ય વધારે અને સ્ત્રીનુ દસ્તાન ઓછુ હોય તો પુત્ર થાય છે અને પુરુષનુ વીર્ય થોડુ અને સ્ત્રીનુ દસ્તાન વધારે હોય છે તો પુત્રી થાય છે. તેમા બેકીવાળા દિવસોમાં સ્ત્રીનું દસ્તાન ઓછુ હોય છે તેથી પુત્ર થાય છે અને એકીવાળા દિવસોએ, દસ્તાન વધારે હોય છે તેથી પુત્રી થાય છે.

સ્ત્રીનુ રજ અને પુરુષનુ વીર્ય સરખુ હોય છે તો તે બાળક નપુંસક જન્મે છે. તેમજ ગર્ભાશયમા પડેલું વીર્ય વાયુથી બે ભાગમા વ્હેચાઇ જાય તો બે જીવ ઉત્પન્ન થતા જોડકા રૂપે બે બાળકો જન્મે છે. ગર્ભ ધારણ થયા પછી જો સ્ત્રીના મનમા ક્રુર વિકાર થાય, અપગ સ્ત્રી પુરૂષોની બહુ દયા ખાવાની ટેવની મન ઉપર સજ્જડ અસર થાય તો તે બાળક અપગ થાય છે ગર્ભ રહ્યા પછી સ્ત્રીને દરમાસે ઋતુ આવતુ નથી કારણ કે પછી તે ઋતુ ગર્ભાશયમા જઇ ગર્ભનુ પોષણ કરે છે

ગર્ભ રહ્યા પછી સ્ત્રીએ ઉત્તમ અને પૌષ્ટિક અહાર ખાવો, ખાવા પીવામા બરોબર કાળજી રાખવી. કારણ કે સ્ત્રાના આહાર વિહાર અનુસાર તેનુ બાળક જન્મે છે, ગર્ભાધાન પછી માતા જેવી રીતે વર્તે છે તેના સર્વ સસ્કારો ગર્ભ ઉપર પડે છે જો તેને ચિતા કરવાની, દ્વેષ કરવાની, કલેશ કરવાની કે એવીજ ખરાબ ટેવ હોય છે તો તેના સસ્કારા ગર્ભ ઉપર પડતાં તે બાળક ચિતા કરનાર અને કલેશી થાય છે ગર્ભના ડુટાને એક નાડી હોય છે જેને નાળ કહે છે તે તેની માની રસવાહિની નાડીમા જોડાયલી હોય છે તે નાળ દ્વારા તેની માતા જે ખાય છે પીએ છે તેનો રસ બાળકના પોષણમા વપરાય છે, ગર્ભવતી સ્ત્રી તે વખતે જે ખાય છે તેમાના સત્વમાંથા ૧ ભાગ બાળકના પોષણમા જાય છે, ૧ ભાગ બાળકને માટે દુધ બનાવવા માટે સ્તનમા જાય છે અને ૧ ભાગથી તે સ્ત્રીનુ પોષણ થાય છે. માટે ગર્ભવંતી સ્ત્રીનુ તે વખતે સારી રીતે પૌષ્ટિક અને સાત્વિક આહારથી પોષણ કરવુ જોઇએ.

ગર્ભ રહ્યા પછી ત્રણેક મહિના પછી ગર્ભ રહ્યો છે એવા ચિન્હો સ્ત્રીને જણાય છે તેના સ્તનની ડીંટડીની આસપાસ કાળાશ જણાય છે, ઉલટી થવી મોમાંથી લાળ જવી, સુગધી પદાર્થો ઉપર ભાવ ન થવો વિગેરે ચિન્હો જણાય છે, ગર્ભ રહ્યા પછી ગર્ભવતી સ્ત્રીઓએ ખાસ કરીને નીચેના નિયમો પાળવા જોઇએ.

બધકોશ ન રહે તેની કાળજી રાખવી, હમેશા દસ્ત ખુલાસે થવો જોઇએ. કદી ઝાડાની કબજીયાત થાય તો દીવેલ અને દુધ પીવુ પણ તેમ

તો લેવો જ નહિ તેને હંમેશા ઝાડો અને પેશાબ ખુલાસાથી થવો જોઇએ, સ્નાન કરતી વખતે ચામડી બરોબર સ્વચ્છ રાખવી. ખાવા પીવામા પણ સંભાળ રાખી પચે તેવો, પૌષ્ટિક ખોરાક ચાવીને ખાવો વાયડો ખોરાક ખાવો નહિ, જમીને તરત સખત મહેનત કરવી નહિ તેમ ઉંઘવુ પણ નહિ. ઘણા મિષ્ટાનો ખાવા નહિ કારણ કે તેથી ઘણીવાર ગર્ભપાત થઇ જાય છે. તેણે ભુખ્યા રહેવુ નહિ, તેણે અપવાસ કરવા નહિ, કારણ કે તેથી બાળક દુબળુ જન્મે છે

ગર્ભવંતી સ્ત્રીએ બહુ મહેનતનું કામ કરવુ નહિ પણ શરીરને કસરત થાય તેવુ કામ કર્યા કરવુ તેણે ઘરકામ કરવુ દળવુ, ખાંડવુ, પાણી ભરવુ એ તો કરવુ જોઇએ. કારણ કે જે ગર્ભવતી સ્ત્રીઓ આળસુ થઇ કાંઇ કામ કરતી નથી ને દિવસે ઉંઘ્યા કરે છે તેમને પ્રસવ વખતે વેદના થાય છે. તેને ભય થાય એવા કોઇ સ્થળે એકલા જવુ નહીં એક દમ ફડક પેસી જાય, હૃદયમા ધબકારા ઉંચી આવે, શરીર કંપે એવા પ્રસંગ હોય તે સ્થળે જવુ નહિ, કારણ કે તેની ગર્ભ ઉપર માઠી અસર થાય છે તેમજ કેટલીક વખતે ગર્ભશ્રાવ પણ થઇ જાય છે

ગર્ભવતી સ્ત્રીએ ચેપી રોગ ચાલતો હોય તે સ્થળે જવું નહિ, બળીયાવાળા રોગીના સમાગમમાં આવવુ નહિ, પ્રસવ થનો હોય તેવી સ્ત્રીની પાસે જવુ નહિ તેણે ગર્ભ રહ્યા પછી ત્રણ ચાર મહિના સુધી તો બરોબર સાવચેત રહેવુ ખાડામા પગ પડે નહિ કે ચાલતા ચાલતા લપસી ન પડાય કોઇનો એકદમ શરીરે ધક્કો ન લાગે તેની કાળજી રાખવી, ન ઉચકાય તેવી વધારે વજનવાળી ચીજ જોર કરીને ઉચકવી નહિ, ખડબચડા રસ્તામા બેશીને જવુ આવવુ નહિ, તેણે ચારેક મહિના સુધી બરોબર કાળજી રાખવી, કારણ કે ઘણે પ્રસંગે ચાર મહિના સુધી કસુવાવડ થઇ જાય છે તેણે રાતે જાગવુ નહિ, ઘોડા ઉપર બેસવું નહિ, વાંકા વળીને આળસ ખાવી નહિ, ચોખી હવામા મન પ્રસન્ન રહે તેવી રીત રહેવુ. ઉત્તમ મન પસંદ વસ્ત્રાલંકારો ધારણ કરવા, હંમેશા હસમુખો સ્વભાવ રાખી આનંદમા રહેવુ. ગર્ભ રહ્યા પછી ગર્ભવતી સ્ત્રીને કેટલાક દરદો થાય છે, તેમા દવા કરવામાં ખાસ કાળજી રાખવી જોઇએ કારણ કે સામાન્ય મનુષ્યના જેવી દવાઓ તેને આપવાથી ઘણીવાર ગર્ભપાત થઇ જાય છે.

**તાવ**—જો ગર્ભવતી સ્ત્રીને તાવ આવે તો રતાંજળી, ઉપલસરી, લોધર અને દ્રાક્ષનો કવાથ આપવાથી મટે છે, બકરીના દુધમા સુંઠ ઉકાળી પાવાથી ટાઢીઓ તાવ, વિષમજ્વર મટે છે

**અરૂચી**—અજમોદ, સુંઠ, પીંપર ને જીરૂ વાટી ગોળમા ગોળી કરી આપવાથી મટે છે

**શુળ**—દર્ભ, એરંડો ને ગોખરૂના મુળને પાણીમા વાટી તેમા પકાવેલ દુધમા સાકર ને મદ નાખી પાવાથી મટે છે

**માટીખાવી**—ઘણી સ્ત્રીઓને માટી ખાવાની ટેવ હોય છે તેથી ઘણુ નુકશાન થાય છે માટે તેણે તે ખાવાની ટેવ છોડી દેવી.

**બહુમુત્રતા**—ગર્ભવતી સ્ત્રીને વારવાર પેશાબ કરવા જવુ પડતુ હોય તો જવનુ પાણી પાવુ

**કબજીયત**—હોય તો તેને જુલાબ ન આપતાં દુધ વધારે પીવુ. જરૂર પડે તો એરંડીયુ નાખી પીવાથી ઝાડાનો ખુલાસો થાય છે.

**કોલેરા**—જવનો સાથવો આપવો તેમજ સુંઠ ને બીલીના મુળનો કવાથ કરી પાવાથી મટે છે

**ઉલટી**—ગર્ભવતી સ્ત્રીને વારવાર ઉલટી થાય છે તેને, ધાણા વાટી ચોખાના ધોવણમા મિશ્ર કરી ગળીને તે પાણીમાં સાકર નાખી પાવાથી મટે છે સોડાવાટર પાવાથી ફાયદો થાય છે

**ઝાડો**—જો તેને ઝાડા થઇ જાય તો મજીઠ, કડાછાલ ને લોધર વાટી તેનુ પાણી કરી સાકર નાખી પાવાથી મટે છે.

**ઉત્તરસ**—ખેરસાર ને કાથાની ગોળી કે સીતોપલાદિ ચુર્ણ ખાવાથી મટે છે

## સુવાવડ વખતે રાખવી જોઇતી સાવજન.

ગર્ભ રહે તે દિવસથી એટલે સ્ત્રી ઋતુવાળી થાય અને સ્નાન કરે તે પછીથી જો દસ્તાન બંધ થાય તો ૨૮૦ દિવસે એટલે ૯ માસને દસે દિવસે પ્રસવ થાય છે, કોઇને તેથી થોડા વત્તા દિવસે ગર્ભનો પ્રસવ થાય છે. તેથી સુવાવડના પ્રસંગે જે ખડમા ગર્ભવતી સ્ત્રીને રાખવાના હોય તે ખંડ સ્વચ્છ, હવા અજવાળાવાળો, ભીનાશ વગરનો હોવો જોઇએ, તેને કપડાં પણ સ્વચ્છ પહેરાવવાં, ઓઢવા પાથરવાનાં ગોદડાં પણ સ્વચ્છ જોઇએ.

પ્રસવ વખતે બાળકનુ માથુ પહેલુ આવવું જોઇએ. તેમ ન થતાં પગ પહેલા આવે તો તે સ્ત્રી વધુ કષ્ટાય છે પ્રસવ થયા પછી સુવાવડી સ્ત્રીને હલકો ખોરાક ખવરાવવો ઉપવાસ કરાવવો નહિ, ભાત ન આપતા સાબુચોખાની દુધમા કાંજી આપવી સારી છે ઘણી સ્ત્રીઓ સુવાવડી બાને દુધ આપતી નથી પણ તે વ્હેમ છે. ડાકટરો દુધ આપવાની ભલામણ કરે છે. ઘણી વખતે શીરા જેવો ભારે પદાર્થ તેને ખવરાવવાથી તાવ કે અજીર્ણ થઇ જાય છે, ચોથા દિવસથી ધીમે ધીમે શીરા જેવો પૌષ્ટિક ખોરાક આપ્યા કરવો. ખટાઇ તો તેને બિલકુલ આપવી જ નહિ છાસ, આમલી, કેરી વિગેરે આપવાથી તેના સાધા ઝલાઇ જાઇ વાને રોગ લાગુ પડતા વાર લાગતી નથી.

પ્રસવ પછી તેને સાધારણ શેક કરવો તેણે દસ દહાડા સુધી તો ખાટલામા જ રહેવુ. ઓરડો મુકીને બહાર જવુ નહિ ઘણી સ્ત્રીઓ દસે વાસે નદીએ ન્હાવા જાય છે પણ તે નુકશાન કરનારૂ છે. ઘેર પણ ટાઢે પાણીએ ન્હાવુ નહિ તેમ શરીરે પવન લાગે તેવી ઉઘાડી જગ્યાએ ન્હાવુ નહિ. તેને જેમ વધારે ઉંઘ આવે તેમ સારી. તેની પથારી ભીની ન થવી જોઇએ, તેણે એક મહિના સુધી તો ન્હાવું હોય તો ગરમ પાણીએ ન્હાવુ, પાણી પણ છમકારેલુ પાવુ તેના ખડમા કોલસાનો દેવતા રાખી ગરમી રાખ્યાં કરવી. તેનુ શરીર અને વસ્ત્રો સ્વચ્છ રાખવા, તેને ટાઢો ખોરાક આપવો નહિ. પવનવાળી કે ઠંડી જગામા તેણે બેસવુ નહિ

## સુવારોગ

ઘણીવાર સુવાવડી સ્ત્રીઓની બરોબર માવજત ન રાખવાથી તેને સુવારોગ લાગુ પડે છે તેથી તાવ આવે છે, ઝાડો, ઉલ્ટી થાય, ઉદરમ આવે છે, પેટમા શળ પેદા થાય અને ખાવા ઉપર અરૂચી થાય છે પેટ ચડે છે, હાથ પગમા બળતરા બળે છે શરીર ગળી જાય છે. લોહી સુકાઇ જાઇ શરીર ફીકુ પડી જાય છે માટે આવા વખતે બરોબર કાળજી રાખી તેની દવા કરવી જોઇએ

સુવારોગમાં—દેવબાવળનાં પાન ૧ તોલો લઈ તેમાં ૩ મરીના દાણા વાટીને ખવરાવવુ. દીવસમાં બે વખત ખાવાથી મટે છે. ખોરાકમા બાજ-

રીનો રોટલોને દૂર આપવું. લોહભષ્મ, મંડુરભષ્મ, સુંઠ, મરી અને પીંપરનુ ચુર્ણ ઘી તથા મધ સાથે ચટાડવુ તેથી પણ મટે છે તપખીર રતલ ૨, વરીયાળી તોલા ૧૦, ધાણા ૧૦ તોલા, ઘોડાવજ તોલા ૨ાા, એલચી તોલા ૨ાા, ગુલાબનાં પુલ તો ૫, કપુરકાચલી તોલા ૫, તમાલપત્ર તોલા ૨ાા સર્વને ખાંડી ચુર્ણ કરવુ. તે ચુર્ણ બરાબર સાકર અને તેની બરાબર તેટલુ ઘી મેળવી તેમા બદામ પીસ્તા નાખી નવટાંકથી પાશેરના આશરે લાડવા જેવી ગોળીઓ બનાવી તે ખાવાથી મટે છે તેને બત્રીસુંકહે છે

સુવાવડની પડીઓ—શાલવણુના મુળ પીઠવણુનાં મુળ, બેઠી ને ઉભી ભોયરીંગણીનાં મુળ, ગોખરૂના મુળ, અરણીના મુળ, અરડુસાના મુળ, શીવણનાં મુળ અને પાટલા મુળનો ક્વાથ કરી તે ક્વાથ પીપરના ચૂર્ણ સાથે પાવાથી સુવાવડી સ્ત્રીઓનો વાતકફજ્વર, સુવાવડી સ્ત્રીઓના વિકારો સોજ, શીતતા. પરસેવો, ખાસી, દમ, માથુ દુખવુ એ મટી જાય છે તે ક્વાથને દશમુળનો ક્વાથ કહે છે તેમજ

દેવદાર, વજ, કઠ, પીપર, સુંઠ, કાયફળ, મોથ, કરીયાતું, કડુ, ધાણા, હીમજ, ગજપીપર, બેઠી ભોંયરીંગણી, ગોખરૂ, ધમાસો, મોટી ભોયરીંગણી, અતિવિષ, ગળો, કાકડાસીંગી, શહાજીરૂં એ સર્વનો ક્વાથ કરી પાવાથી સુવાવડી સ્ત્રીઓના સર્વ રોગો, પેટનુ શુળ, ખાસી, તાવ, શ્વાસ, મૂર્છા, મસ્તકશુળ, કંપવાયુ અને તાણ મટી જાય છે.

## કસુવાવડ.

કેટલીક સ્ત્રીઓને રોગથી, કે આઘાત થવાથી કે અતિ મહેનતથી, રેચક દવાઓ ખાવાથી કે અચાનક ભય, ગભરાટ કે શોક થવાથી કસુવાવડ થઇ જાય છે. માટે ગર્ભ રહ્યા પછી ગર્ભવતી સ્ત્રીએ બરાબર કાળજી રાખીને વર્તવુ. ઘણીવાર ત્રણ ચાર માસે કસુવાવડ થઇ જાય છે. કસુવાવડ ન થવા દેવા માટે તેનો તેવો ભય જણાય કે તરત જ તેણે પથારીમા સુઇ રહેવું, હરવા ફરવાનુ બંધ કરવુ, ઠંડકમા રહેવુ, અને હલકો ખોરાક ખાવો, દુધ કે કાંજી ઉપર રહેવુ. ગરમ વસ્તુ ખાવી નહિ વેણ આવતી હોય તો ૩૦ ટીપા ક્લોરોડાઇનના પાણીમા મેળવી આપવા અથવા ૨૦ થી ૧૫ ટીપાં લાડેનમના પાણી સાથે આપવા અથવા તે ન મળે તો જારના દાણા જેટલુ અફીણ આપવુ. વારવાર દ્રાક્ષાસવ પીવો.

જેને વારવાર કસુવાવડ થઇ જતી હોય તેણે એક વર્ષ સુધી બ્રહ્મચર્ય પાળવુ. જેને એકવાર કસુવાવડ થાય છે તેને વારવાર કસુવાવડ થઇ જાય છે માટે તેણે તો કસુવાવડ થયા પછી બરોબર એક વર્ષ સુધી પુરૂષ સગ કરવો નહીં, ઘણો વખત સૂઇ રહેવુ, શક્તિ કાયમ રહે તેવો પૌષ્ટિક ને સાદો ખોરાક ખાવો બનતા સુધી તેણે સાધારણ ઠડા પાણીથી ન્હાવું.

કસુવાવડ ન થાય તે માટે નીચેની દવાઓ સારો ફાયદો કરે છે. માટે જે સ્ત્રીઓને વારવાર કસુવાવડ થઇ જતી હોય તેમણે અજમાવી જોવી.

ઉપાય–જો ગર્ભ રહ્યા પછી રક્તનો શ્રાવ થાય તો કબુતરની હગારને ચોખાના ધોવરામણ સાથે પાવી

તાદળજાનું મૂળ ચોખાના ધોવરામણમા પીવાથી ગર્ભ પડતો નથી.

ધાવડીના ફુલ, આમળા, લજામણીના મુળ, જેઠીમધ એ ઐાષધોનું ચુર્ણ કરીને તે ચુર્ણ ચોખાના ધોવરામણમા પીવાથી ગર્ભપાત થતો નથી જેમને વારવાર કસુવાવડ થતી હોય તેણે માલકાકણીના મુળ લાવી તે મુળને કાળા કપડામા વીંટાની સુતરથી ગર્ભિણીએ કમરે બાધી રાખવાથી ગર્ભપાત થતો નથી. પ્રસવ વખતે આ મુળીયુ છોડી નાખવું

કુભારના ચાકની માટી જે વાસણ ઘડતા તેના હાથે ચોટે છે તે લાવી બકરીના દુધમા ઓગાળી મધ નાખીને પાવાથી ગર્ભપાત થતો નથી.

આ ઉપાયો જેમને વારવાર ગર્ભસ્રાવ થતો હોય તેમણે કરી જોવા જોઇએ વળી કમળના રેસા, ને નાગકેસર વાટી દુધમાં ઘુટી પીવાથી બીજા માસમાં કસુવાવડ થતી હોય છે તો તે મટે છે

નાગકેસર વાટી દુધમા ઘુટી સાકર નાખી પીવાથી ત્રીજા માસમાં ગર્ભનો સ્રાવ થતો અટકી જાય છે

કેળનો કદ, નીલકમળ અને વાળો એને દુધમા વાટી પીવાથી ચોથા માસમા થતો ગર્ભપાત મટે છે.

દાડમના પાન અને ચદન વાટી તેમા મધ અને દહી નાખી પીવાથી પાચમા માસે થતી કસુવાવડ મટે છે.

ગેરૂ, ગાયના છાણાની રાખ, પીંપર અને ગોપીચદનનો ઉકાળો કરી ટાઢો થયા પછી તેમા દુધ, સાકર ને ચંદન નાખી પીવાથી છઠ્ઠા માસે થતો ગર્ભશ્રાવ મટે છે.

વાળો, ગોખરૂ, નાગરમોથ, લાજાળુ કંદ, નાગકેસર, પદ્મકાષ્ટ એનો ઉકાળો કરી સાકર નખી પાવાથી સાતમા માસે થતો ગર્ભશ્રાવ થતો નથી

લોધર અને પીંપરનું ચુર્ણ મદ સાથે ચાટવાથી આઠમા માસે ગર્ભશ્રાવ થતો નથી. સુદરી સાથી—પીવાથી કસુવાવડ થતી નથી, અને ગર્ભ રહે છે.

આ પ્રમાણે જેમને કસુવાવડ થવાની બીક હોય તેણે દરમાસે ઉપર પ્રમાણે દવા ખાર્યા કરવી અને પ્રસન્ન રહેવુ તેથી કસુવાવડ થશે નહી

દરેક સ્ત્રીઓએ આ જ્ઞાનને મેળવવાની જરૂર છે સ્ત્રીઓએ ગર્ભનું પોષણ કરવુ અને ભવિષ્યમા તે બાળક મહાન થઈ શકે તેને માટે કાળજી રાખી શુદ્ધ અને પવિત્ર આચરણોને સેવવા, વિચારો પણ હંમેશાં ઉચ્ચ જ રાખવા ભવિષ્યમા તે બાળક મોટુ પરાક્રમી થશે એવા વિચાર કર્યા કરવા તે વિચારના સસ્કારો ગર્ભસ્થિત બાળકમા પડે છે અને ભવિષ્યમા તે મહાન થયા વગર રહેતું જ નથી.

આ સાભળી ચન્દ્રકા તા ઘણી ખુશી થઇ સવિતાએ તેને બીજી પણ રાખવા યોગ્ય કાળજી રાખવાની સૂચના આપી પછી મોડુ થવાથી તે પોતાને ઘેર ગઇ

પોતાનો પતિ આવ્યા પછી તેણે મોહનરાયને આ વાત જણાવી તેથી તેને પણ સતોષ થયો. તેણે કહ્યુ કે સ્ત્રીઓને તો ઘરકામ કરવા ઉપરાત ઘરના માણસોના રોગોના ઉપચારોને જાણવા જોઇએ પહેલા આપણા ઘરમા જેટલું ઘરડી ડોસીઓને જ્ઞાન હતું તેવુ આજે મોટા મોટા વાઢકાપ કરનારા ડોકટરોને પણ જ્ઞાન હોતુ નથી બાળકોની માવજત કરવી, તે નિરોગી થઇ, દીર્ઘાયુષ થાય તેને માટે ઘરની ડોશીઓ ઘણા ઉપચારો જાણતી. ઘરમા બાળક કે મોટુ માણસ માંદુ થતા આજની પેઠે લોકો ડોકટરોનાં ઘરો શોધતા નહીં, તે ગાંધીને ત્યાથી બે પૈસાનુ ઔષધ લાવી કે ખેતરમાથી કોઇ વેલાના મુળ કે પાંદડા લાવી તે પઈ રોગો ઝટ મટાડી શકતી કે તે રોગો અત્યારે ભલભલા વિદ્વાન ડાકટરો મટાડી શકતા નથી

સ્ત્રીઓને માથે ઘરની મોટામાં મોટી જવાબદારી છે તેણે બાળકની માતા થતા પહેલા બાળકને શી રીતે ભવિષ્યમા મહાન પુરૂષ બનાવી શકવા

તેનુ જ્ઞાન મેળવવુ જોઇએ બાળકને જન્મ્યા પછી તે માતાના ખોળામાં જ ઉછરી મોટુ થાય છે તેને નાનપણુમાં કેવા સંસ્કારો કેવી રીતે પાડવા કે તે બાળક મોટુ થતાં જગતમા નામ કહાડી શકે અને માની કુખને શોભાવી શકે તેવુ થાય તેનુ જ્ઞાન માતા થનાર સ્ત્રીઓએ અવશ્ય મેળવવુ જોઇએ

આજે તો ઢીંગલીની રમત માફક સ્ત્રી ઉમ્મરે આવતા પહેલા ગર્ભવતી થાય છે. તેને પોતાના શરીરનુ ભાન હોતું નથી તો માતા થતાં બાળકની શી રીતે કાળજી રાખી શકવાની ? માટે માતા થવુ એ કાંઇ નાની સુની જવાબદારીનુ કામ નથી. બનશે તો હુ તને તે વિષે હવે પછી સમજાવીશ

ચ દ્રકાન્તા આ સાંભળી ઘણી ખુશી થઇ તેણે પણ તે પછી જાણે મહાન ઉત્સવ હોય તેવા આન ર્માં રહેવા માડ્યુ, મન પ્રસન્ન થાય, મનને ઉત્સાહ વધે, ઉત્તમ આશા બંધાય, ઇશ્વર પ્રસન્ન થાય તેવી વર્તણુંક રાખી પતિ સાથે સુખ ભોગવવા માડ્યુ

મોહનરાય પણુ હમેશાં તેને પ્રસન્ન રાખવા યત્ન કરતો. તેને સંતોષ આપતા એક બીજા ઉપર અત્યત પ્રેમ રાખતાં સુખમા દિવસો વિતાવવા લાગ્યા

---



## પ્રકરણ ૨૬ મું

### બાળકોને કેવી રીતે ઉછેરવાં.

ચન્દ્રકાન્તાને પૂરા માસ થતા એક પુત્રનો પ્રસવ થયો તે ગર્ભાધાનથી તે પ્રસવ સુધી પતિના ગુણનુ ચિંતન કરતી, પતિના રૂપનું ધ્યાન કરતી. મહાન પુરુષોનાં યશ પરાક્રમ અને ઉત્સાહનુ મનન કરતી, તેણે પોતાનો બાળક પોતાના પતિ જેવો પણ પરાક્રમી થાય એવી ઇચ્છા કરી હતી. તેથી જેમ છબીમા આબેહુબ મુખ દેખાય છે તેમ મોહનરાયના જેવો જ રૂપવાન પુત્ર જન્મ્યો. પુત્રનો જન્મ થતા ચન્દ્રકાન્તા અને મોહનરાયને આનંદ થયો, ચન્દ્રકાન્તા બાળકને શી રીતે ઉછેરવુ તે જાણતી હતી. તેથી તે બાળકની કાળજી રાખી ઉછેરવા લાગી નાનપણમા બાળકનામા તેની મા તરફથી જે સંસ્કારો પાડવામાં આવે છે તે અનુસાર ભવિષ્યમાં બાળક નીપજે છે. તેને પુત્ર જન્મ થયો તે પ્રસંગે તેની મામી ગુણસુંદરી તેની પાસે આવી હતી ગુણસુંદરી આધેડવયની અને વસ્તારી હતી. તેને ૩ પુત્રો અને ૨ પુત્રીઓ હતી. બાળકોને શી રીતે ઉછેરવાં તેનુ જ્ઞાન તેને ઘણું સારૂં હતું, તેથી તેણે ચન્દ્રકાન્તાને બાળકોને કેવી રીતે ઉછેરવા તે સંબંધમા સારી શીખામણ આપવા માડી.

ગુણલક્ષ્મીએ ચન્દ્રકાન્તાના પુછવાથી કહ્યું કે બેન, બાળકોને ઉછેરવાં અને તેમને સારી કેળવણી આપવી એ કાંઈ નાની સુની વાત નથી.

તેને માટે તેની માતાએ ઘણી કાળજી રાખવાની જરૂર છે બાળકને જેવું કરવાની આપણે ઇચ્છા રાખતા હોઇએ તેવા આપણે પ્રથમ થવુ જોઇએ. જે માણસ જાતે સુધરેલુ હોય છે તેજ બીજાને સુધારી શકે છે. માનું વર્તન સારૂ હોય છે તો તેના બાળકનુ વર્તન પણ સારૂ હોય છે. જે માણસને કાંઇ પણ વ્યસન નથી હોતું તેજ વ્યસનનો ત્યાગ કરવાનો ઉપદેશ આપે તો તેની અસર થઈ શકે છે. બાળકને ઉપદેશ આપવાની કાંઇ જરૂર નથી. તેના ઉપર ઉપદેશની અસર થતી નથી, તે અસર તેની માતાપિતાના વર્તનની થાય છે, જે માણસને અંગ્રેજી આવડતું હોય તેજ બીજાને અંગ્રેજી શીખવી શકે છે, તેમ જે માણસે ક્રોધનો ત્યાગ કર્યો હોય છે તેજ બીજાને ગુસ્સાને છોડવા કહે છે તો તેની અસર થાય છે બાળકને ક્રોધી ન થવા દેવા માટે તેનાં માબાપે શાંત થવુ જોઇએ બાળકને પ્રેમાળ બનાવવા માટે તેની માએ પ્રેમાળ થવુ જોઇએ બાળક તો તેના માબાપના વર્તનનુ નિરિક્ષણ કરનાર હોય છે જો તેના માબાપ સદ્દગુણી, સત્ય બોલનારા, આનંદી અને શાંત હોય છે તો તેમનું જોઇ તેના બાળક પણ સદ્દગુણી, સત્યવાદી, આનંદી અને શાંત થાય છે.

બાળકો અનીતિવાન થવામા, ક્રોધી થવામા, કહ્યું ન કરનારા સ્વચ્છંદી થવામા તેના માબાપ જ કારણભૂત છે. તેના માબાપે જાણતા કે અજાણતાં ક્રોધ કર્યો હોય છે તો જ તેના બાળકો પણ ક્રોધી થાય છે. માબાપ બાળકોના ઉપર ગુસ્સે થાય છે, ક્રોધ કરે છે, તેને ધમકાવે છે તો તે બાળકો પણ તેના માબાપના તે તે ગુણોનુ અનુકરણ કરે છે બાળક જન્મે ત્યારથી જ તેના હીતને માટે તેના માબાપોએ પોતાનુ વર્તન શુદ્ધ અને નિર્મળ રાખવુ. જો તેમનામા કાંઇ પણ ખામી હોય છે તો તે તેમનાં બાળકોમા ઉતર્યા વગર રહેતી નથી બાળકને સહવારમા વ્હેલા ઉઠવાની ટેવ પાડવા માટે તેને ટોક ટોક કરવાની જરૂર નથી માબાપે જ વ્હેલા ઉઠવુ, એટલે તે જોઇ બાળકો પણ વ્હેલાં ઉઠતા શીખશે.

બાળક ખોટુ કામ કરે તો તે જોઇ માબાપ તેના ઉપર ગુસ્સે થઇ તેને ધમકાવવા અને મારવા જાય છે પણ આ તેમની રીતભાત જોઇને તેમનાં બાળકો તેવુ શીખે છે. તે પછી ચીડીયા સ્વભાવના, ક્રોધી અને

ન ગાંઠનારા થાય છે મા જરા ક્રોધ કરે છે તો તેનું છોકરૂં તેથી વધુ ક્રોધ કરવા જાય છે. જેમ વડનું ઝાડ થાય છે. તેમ માબાપનું અયોગ્ય વર્તન નજીવું હોય છે તોપણ તે બીજકરૂપ છે. અને તેના સંસ્કારો તેમના બાળકોમાં પડતા તે અયોગ્ય વર્તન વૃક્ષની માફક તેમનામાં વધુ આવે છે. માબાપના દોષો તેના બાળકોમા ઉતરી આવે છે. આજે ઘણી જગ્યાએ જોઇશું તો બાળકો હઠીલા, કહ્યું ન માનનારા, સામુ બોલનારા, રડરડ કરનારા અને આખો દિવસ ફકામ કરનારા હોય છે. આવા બાળકોથી તેમના માબાપોને ઘણો ત્રાસ થાય છે પણ તે જાણતાં નથી કે તેમનાં બાળકોનું તે વર્તન તેમનામાથી જ ઉતરી આવેલું હોય છે જેમ આયનામા આપણે આપણું મુખ સ્વચ્છ હોય છે તો સ્વચ્છ જોઇ શકીએ છીએ, મોઢે મેશ ચોપડીને જોઇએ છીએ તો તે મેશવાળું મો આયનામાં જણાય છે તેવી રીતે બાળકો એ તેના માબાપની આબેહૂબ છબી રૂપ છે. તેમનામા તેમના માબાપોના જેવા જ ગુણો ઉતરી આવે છે. બાળક દોષ વાળુ હોય, માબાપને પજવનારૂ હોય, અનીતિવાન હોય તો તે સર્વને માટે તેના માબાપ જ જવાબદાર છે આ વાત માબાપના સમજવામા આવતી નથી. પણ બરોબર વિચાર કરશે તો તેમને તેમની ભૂલ જણાયા વગર નહિ જ રહે.

બાળકોનામાં દોષ હોય તો તેને માટે તેના માબાપો જ જવાબદાર છે તેમને પોતાના બાળકોમાં દુર્ગુણો અને દોષો છે કે કેમ એ જોવું અને તેનો ત્યાગ કરવા યત્ન કરવો. બાળકોના ઉપર તેના બાપ કરતા માના વર્તનની વધુ અસર થાય છે માટે બાળકના હિતને માટે તેની માએ પ્રથમ સુધરવું જોઇએ પોતાના દોષોનો ત્યાગ કરવો. સ્હેજ સ્હેજ બાબતમાં રીસ ચઢાવાની ટેવ હોય, પતિ સાથે કે કોઇ બીજા સાથે હઠ કરવાની, મો ચઢાવાની, છણકા કરવાની કે એવી જ કોઇ ખરાબ ટેવ હોય તો તેનો ત્યાગ કરવો જોઇએ આ કામ ઘણું કઠિન છે ઘણા દિવસથી પડેલી ખરાબ કુટેવો જાણે અજાણે પણ આવી જાય છે પણ બાળકોના ભવિષ્યના હિતને માટે માતાએ તેવા કુટેવોનો ત્યાગ કરવો જાઇએ.

ઘણી સ્ત્રીઓ બાળક ઉપર ગુસ્સે થાય છે, તેને " મારા રડયા, તારૂં નખ્ખોદ જાય, ઉભો રહે, હરામખોર, રડયા અક્કલદીવા, લુચ્ચા મરતોલ

નથી, મૂર્ખા," આવા અને બીજા અનેક કઠોર વાક્યો કહીને ધમકાવે છે. સોટી લઈ તેને મારવા દોડે છે, મારપીટ કરે છે, આથી તે સર્વ ગુણ તે બાળકનામાં આવે છે. તે પણ માતાનુ આવુ વર્તન જોઈ બીજાના ઉપર ગુસ્સે થતાં, ગાળો ભાડતા અને મારતા શીખે છે. માબાપ બાળકોને ઉત્તમ પ્રકારે કેળવવા બીલકુલ ધ્યાન આપતાં નથી જો મકાન બાંધવુ હોય તો તેનો પાયો મજબુત કરવા કાળજી રાખે છે, ઘણા વર્ષ સુધી મકાન ન પડે તેવી રીતે ચણવા, ઈંટ, ચુનો સારા વાપરવા કાળજી રાખે છે પણ પોતાના બાળકને માટે તે ભવિષ્યમાં ઉત્તમ થાય તેને માટે જરા પણ કાળ-જી રાખતા નથી. તે બાળકો પ્રતિ બેદરકાર રહે છે આ પ્રમાણે બાળકો ઉપર કાળજી ન રાખવાથી તે ભવિષ્યમા તેમને જ દુઃખ આપનારાં, સંપત્તિને ઉડાવી દેનારા, ખરાબ માર્ગે ચાલનારા થતા પછી પસ્તાવો કરે છે.

બાળકના ઉપર તો તેની માતાએ તે જન્મે ત્યારથી જ બરોબર કાળજી રાખવી જોઈએ કેટલીકવાર તે બાળકના આગળ એવું સમજી અયોગ્ય વર્તન કરે છે કે 'એ તો શુ સમજે' પણ તેને ખબર નથી કે તે જન્મે છે ત્યારથી જ તે તેના માતાપિતાના વર્તનનુ અનુકરણ કરતાં શીખે છે તે ઘણુ સમજી શકે છે. તે નજરે જુએ છે તે ભલે તમે ન સમજતા હો કે તે સમજતુ નથી પણ તેના સસ્કારો તેનામા પડે છે. તે ભવિષ્યમાં તેમના વર્તનમા તમને જણાશે જ ઘણી જગાએ નાના છોકરાં આખો દિવસ કંકાસ કરી મુકે છે તેના માબાપને પજવે છે મા પણ તેમને—'તારૂ નખોદ જાય, તું મરતોય કેમ નથી. હરામખોર, ગધા, વેસ્યા, રાડ," વિગેરે કહ્યા જ કરે કે આખો દિવસ રકકળ કરે છે, મા છોકરાંને માર મારતાં ડરતી નથી. આ પ્રમાણેની રીતભાતથી છોકરા ભવિષ્યમાં શી રીતે સારા નિકળે? કેટલાંક તો છોકરાને મારથી જ કહ્યાગરાં કરવા મથે છે, તેમને જો કંઈ કહ્યું ન કરે તો ગાળો ભાડતા કે સોટીએ સોટીએ માર મારતા અચકાતા નથી આથી તે છોકરા પણ ભવિષ્યમ કોઈ હલકા સ્વભાવના, માબાપને ત્રાસ આપનારા, માબાપ ઉપર પ્રીતિ ન રાખનારા થાય છે જે માબાપો ત્રાસથી છોકરાને વશ કરવા માગે છે તે છોકરાંને સુધારતાં નથી પણ અયોગ્ય રસ્તે ચઢાવી બગાડે છે

બાળકના ઉપર પ્રેમ રાખવો, તેને સ્વતંત્રતા આપવી વારવાર ટોક ટોક ન કરવુ, તેને આ કામ ન કરતો, આમ ન જતો એવુ વારંવાર કહ્યા કરવુ નહિ. તેમની બુદ્ધિ પ્રમાણે તેમને વર્તવા દેવાં પણ તે સાથે તે અયોગ્ય માર્ગે ન ચઢી જાય તે માટે તેના ઉપર દેખરેખ રાખ્યા કરવી. તેના સ્વભાવ, ગુણ, વર્તન તે સર્વ ઉપર બરોબર દેખરેખ રાખ્યા કરવી. કેટલાક માણુસો બાળક જન્મે છે ત્યારથી લાડમા ઉછેરવામા, તેના ઉપર અત્યત કાળજી રાખવામા છોકરાને બગાડી મુકે છે

કેટલીકવાર બાળકને સ્હેજ રડતા તેની મા તેને છાનો રાખવા મથે છે, તેને છાનુ રાખવા લાડ લડાવે છે આ પ્રમાણે તેની હઠને ઉત્તેજન આપવાથી તે રડકણું થતા તેની મા કંટાળે છે અને તેને અફીણ ખવરાવવાની ટેવ પાડી સુવાડી મુકે છે આથી તે બાળકને ઘણીજ હાની થાય છે બાળક હઠીલું થઈ રડતુ હોય તો ભલે રડવા દેવું પણ તેની હઠને ઉત્તેજન ન આપવુ તેને સ્હેજ રડવાથી હાથમા લઇ ઉછાળવુ, રમાડવુ, હાવભાવ કરી રાજી રાખવા યત્ન કરવો એ તેની હઠને પોષનાર છે, એ હઠને ન પોષવાથી તેની મેળે જ તે રડીને થાકે છે અને પછી રડવાની ટેવને છોડી દે છે

બાળકને અયોગ્ય લાડ લડાવવા નહિ, ઘણા બાળકોને આખો દિવસ ખોળામાં બેસી રહેવાની કે કોઇ તેડીને ફર્યા કરે એવી ટેવ પડી ગયેલી હોય છે. આવી ટેવ પણ તેને લાડમાં જ તેના માબાપ પાડી દે છે માટે તેવા નકામા લાડ લડાવી છોકરાંને ખરાબ ટેવે ચઢાવી ન દેવા, કેટલાક બાળકોને રડે તો છાનાં રાખવાં, તેને કાંઇ ખાવાનુ લઇ આપવાની ટેવ પણ ખરાબ છે. તેથી તે વારવાર કંઇ વસ્તુ લેવાની હઠ કરતા શીખે છે. માટે તે વખતે રડે તો રડવા દેવુ પણ તેની હઠને તો પોષવી નહિ. એટલે રડીને થાકવાનુ અને પછી હઠ છોડી દેવાનુ બાળકને ચાલતા કે રમતા ગબડી પડે તો તરત લઇને પપાળવુ નહિ. તેને મિથ્યા રડતુ છાનુ રાખવા માટે ખોટા લાડ કરવા નહિ તેના રડવા ઉપર ધ્યાન ન આપવાથી તે તેની મેળે થાકીને તે ટેવ છોડી દે છે

બાળકને સારો સ્વભાવ પાડવા માટે તેના માબાપે ઉત્તમ સ્વભાવ

રાખવો. તેની સાથે ગુસ્સે ન થતાં પ્રેમથી વર્તવું. જેને તે કામમાં તેના દોષ જોયા કરવા નહિ પણ તેના ગુણ જ જોયા કરવા. તેનામા ગુણનુ આરોપણુ કરી તેને વારવાર શાબાશી આપતાં કહેવુ કે "ભાઈ, તુ ડાહ્યો છે તું તો કહ્યાગરો છે. તું તો સાચું બોલનારો છે." આવુ કહી તેનામાં ગુણનું જ આરોપણ કરવાથી તે તે ગુણો તેની મેળે તેનામાં આવે છે. તેને કદી મના કરનારા વાક્યો કહેવા નહી તેને-તુ તો ગાંડો છે, હવે ડાહ્યો થા, તું તો બહુ પજવે છે. તે સારૂં નહી, તું તો રોજ રડે છે તે ઠીક નહિ, તું તો ખરાબ નીકળ્યો " આવાં વાક્યો કદી પણ કહેવા નહી તેને બદલે તું ઘણોજ સારો છે, હોશીઆર છે, માબાપનું કહ્યું માનનારો છે. આવુ કહી તેને ગુણનુ ભાન કરાવવુ. માબાપે હમેશા બાળકનામા ગુણ જ જયા કરવા. બાળકો ઉત્તમ ગુણવાળાં છે, ઉત્સાહી છે, આનંદી છે. પરાક્રમી છે, પ્રેમાળ છે એવી જ મનમાં ભાવના કરવી અને તેમને વારવાર એવુ કહી તેમના ગુણોને ખીલવવા ઉત્તેજન આપવુ.

કેટલાંક માબાપો પોતાના છોકરાના દોષ જ જોનારા હોય છે, જેને અને તેને તે "આ છોકરો ખરાબ છે, સામો થાય છે, ભણતો નથી, ખોટે રસ્તે ચઢી ગયો." આવુ કહ્યા કરે છે, આથી છોકરા સુધરવાને બદલે બગડતા જાય છે. માટે આવી રીતે બાળકોમાં દોષને જોવા નહિ, પણ તેને બદલે ગુણને જ જોવા. તેના ગુણનુ જ તેના આગળ અને બીજાઓના આગળ કથન કર્યા કરવુ. તેમને "અમુક કામ કરીશ નહિ" એવુ કહેવુ નહિ, તેથી તો તે ન કરવાનુ કહ્યું હોય તે જ કામ કરવા મડી પડે છે. તેમને નાનપણમાંથી જ નવુ નવુ જાણવાની અને કાંઇને કાંઇ કરવાની ટેવ હોય છે. માટે છોકરૂં અયોગ્ય માર્ગે જતું હોય તો જ તેને પ્રેમથી વારવુ પણ ધમકીથી ના કહેવુ નહી.

તમે તમારા બાળક ઉપર પ્રેમ રાખતા શીખો, પ્રેમથી તે તમારા ઉપર પ્રેમ રાખતાં શીખશે અને પછી તે તમારી પ્રસન્નતાની ખાતર તમારૂં કહ્યું માનવાનુ, કેટલીક વખતે બાળક કોઇ વસ્તુ લેવાની હઠ કરે છે તે ન લાવી આપવાથી તે રડે છે એટલે તેના માબાપ તે લાવી આપે છે એટલે બાળક ફરીથી રડીને કાંઇ પણ વસ્તુ મેળવવાનુ શીખે છે. તે તો

સમજે છે કે રડીશુ તો મળશે. આ પછી તે બાળકો હઠીલાં, રડકણા અને કંકાશીયાં થતા શીખે છે. પણ માબાપે તેની હઠને પોષવી નહીં, રડે તો થાકતા સુધી રડવા દેવુ. જ્યારે થાકશે ત્યારે છાન રહેશે અને જાણશે કે રડવાથી તો કાંઇ મળતુ નથી ત્યારે તે રડવાનુ ભૂલી જશે.

બાળકને આનદી બનાવવા માટે તેના માબાપે પણ આનદી થવુ. તેની સાથે હસીને વાત કરવી. પ્રેમથી વર્તવુ, કદી પણ તેના ઉપર ક્રોધ કરવો નહીં. ગુસ્સે થવું નહીં તેને ચીડીયા કરવાં નાહ આથી તે બાળક પણ આનદી થશે, કદી પણ ક્રોધ નહી કરે કેટલાક માબાપો બાળકની ઇચ્છાને ડબાવી દે છે તે કઇ પુછે છે તો તેને સીધો જવાબ આપી સમજાવવાને બદલે 'તું એમા શુ સમજે કહી તેનો તિરસ્કાર કરે છે. આથી તેને નવુ નવુ જાણવાની જીજ્ઞાસા ડબાઇ જાય છે. માટે તે પૂછે તેનો તેને સીધો જવાબ આપવો.

બાળકોને જેવા બનાવવાં હોય તેવા પ્રથમ માબાપે થવાની જરૂર છે. ધાવણુ બાળક ધાવતુ ધાવતું પણ માના વર્તનનું અનુકરણ કરતા શીખે છે. તે ભલે એમ લાગતુ હોય કે કાંઇ સમજતુ નથી છતા પણ જો તેની મા ગુસ્સા કરનારી, ચીડીયા સ્વભાવની, વાત ઉપર કે બીજા બાળકો ઉપર અકળાઇ જનારી હશે તો તેનુ તે વર્તન બાળક ધાવતું ધાવતુ પણ ટગર ટગર જોયા કરવાનુ, તે જે જે જુએ છે તેના સસ્કારો તેનામા પડે છે. જેમ ફોટોગ્રાફરના મશીનમાં મનુષ્યની છાયા પડતા તેના જેવી જ છબી કાચ ઉપર પડી જાય છે તેનાં માબાપનાં વર્તનના તમામ સસ્કારો તે બાળકમા પડે છે અને મોટુ થતાં તેમય થઇ જાય છે

માટે બાળક કશુ સમજતુ નથી એમ માનીને માએ ઘરમા ગમે તેવું અયોગ્ય વર્તન સેવવું નહિ. ઘરમા કદી પણ કકાસ કરવો નહી, કદી પણ પતિના ઉપર રોષ ચઢાવી કકળાટ કરવો નહિ, પતિપત્નિનો કકળાટ બાળ ગાળા એ મારઝુડના સસ્કારો બાળકમાં પડ્યા વગર રહેતા નથી. માટે બાળકોને મહાન બનાવવાની ઇચ્છાવાળી સ્ત્રીઓએ તો હમેશા આનદી રહવું, પતિના ઉપર તેમજ બાળકો ઉપર પ્રેમ રાખવો. ઉંચે સાદે કદી પણ બોલવુ નહી. વર્તન પણ શુદ્ધ રાખવુ. નાના બાળકોને લાડ લડાવી ખરાબ ટેવો પાડવી નહિ.

કેટલાક માબાપો લાડમાં છોકરાંને ગાળો ભાંડતા શીખવે છે જેમકે બાપ કહે છે કે જા તારી માને રાંડ કહે, લુચ્ચી કહે. લે આ સોટી માર, વળી મા કહે છે કે. જા તારા બાપને સોટી લગાવ જોઉ.' આવી રીતે માબાપે લાડમા તેને ગાળો ભાંડતા કે મારતા શીખવવુ નહિ. પણ તેમની માબાપ પ્રત્યે પુજ્યબુદ્ધિ ઉત્પન્ન થાય તેવી ટેવ પાડવી. માએ તેને બાપની આજ્ઞા પાળવાનુ. બાપને પગે લાગવાનુ, બાપનુ પુજન કરવાનુ કહેવુ, તેમ બાપે પણ તેને કહેવું કે જા, તારી માને પગે લાગ. આવી રીતે છોકરાંની માબાપ ઉપર પુજ્યબુદ્ધિ થાય એવુ શિક્ષણ આપવુ

મનુષ્ય એ ઇશ્વરના અશરૂપ છે બાળક નિર્દોષ છે અને તેનામા દૈવી અશ વધારે હોય છે તેનામાં ઇશ્વરના અશની ભાવના રાખી માબાપે તે ઇશ્વરના અવતારરૂપ છે. કોઇ મહાત્માએ પોતાને ત્યા બાળકરૂપે જન્મ લીધો છે, તે મહાન પરાક્રમી થવાનો, નિર્ભય થવાનો, એવી ભાવના રાખવી, માબાપ જો પોતાના બાળકમા ઉચ્ચ ગુણોની અને ઇશ્વર સદ્દસ સામર્થ્યવાળો છે તેવી ભાવના રાખે છે તો તે બાળક ભવિષ્યમા મહાન પુરુષ થયા વગર રહેતો જ નથી

માએ પોતાના બાળક ઉપર અત્યત પ્રેમ રાખવો જોઇએ તેને કોઇ કામ કરતુ અચકાવવુ હોય તો પ્રેમથી અચકાવવુ પણ ક્રોધથી તો નહિજ પોતે જો પ્રેમથી બાળકના પ્રેમને મેળવી શકે છે તો તે બાળક માતાને પ્રસન્ન રાખવાની ખાતર કહ્યાગરૂ બને છે. તે પોતાની માના પ્રેમને ઇચ્છે છે. બાળકના ઉપર કદી પણ ક્રોધે ભરાઇ તેને કઇ કામ કરતા અટકાવવુ નહિ તેથી તો તે ક્રોધ કરતા શીખે છે અને તે ભલે તે વખતે કરતા અટકે પણ ભવિષ્યમાં છાની રીતે કર્યાં વગર રહેતું નથી.

તેને સત્ય બોલતા શીખવવા માટે માબાપે સત્યવાદી થવુ ભૂલે ચુકે પણ અસત્ય બોલવુ નહિ તેને કરેલા અપરાધને છુપાવવાની ટેવ પાડવી નહિ બાળક મારની બીકથી અસત્ય બોલતા શીખે છે કોઇ કામ તેનાથી બગડયુ હોય અને તેવી જો તેને મારનો ભય હોય છે તો તે જુઠુ બોલ્યા વગર રહેતું જ નથી. તેથી કદાચ તેનાથી નુકશાન થાય તોપણ તે સાચે સાચુ કહી દે તો તેને મારવું નહિ પણ સાચું બોલે તો તેને સાબાશી આપી ફરી સાચુ બોલવાને ઉત્તેજન આપવુ.

બાળકોને ઉછેરવાની તેની માતાને માથે મહાન જવાબદારી છે. મા-ની કાળજી વગર ઘણાં બાળકો નાનપણમાં જ મરણ પામે છે. તેને વખત-સર ધવરાવવું, નવરાવી સ્વચ્છ રાખવું. સ્વચ્છ હવા આવે તેવા સ્થળે સુવાડવું માતાના અયોગ્ય ખાનપાનથી બાળકને માંદું પડતાં વાર લાગતી નથી કારણ કે માતા જેવું ખાય તેવું તેનું દૂધ બાળકના ધાવવામાં આવે છે. જો તે ઘણા વાયડા પદાર્થો ખાય છે તો દૂધ પણ વાયડું થતાં બાળ-કને તે રોગી બનાવે છે. અતિશય ખાવાથી અજીરણ થયું હોય છે તો તેનું ધાવણ વિષ જેવું થતાં બાળકને તે રોગી બનાવે છે.

ઘણીવાર અતિશય ક્રોધ કરવાથી તેનું ધાવણ વિષમય બની જાય છે. અને તેથી બાળક તે ધાવણ ધાવીને માંદું પડે છે. એકદમ આવેશમાં આવી જનારી માતાના ધાવણથી ઘણાં બાળકો મરી ગયાના દૃષ્ટાંતો છે

બાળકના હિતને માટે માતાએ અયોગ્ય આહારવિહારનો ત્યાગ કરવો શુદ્ધ અને પૌષ્ટિક સાદો ખોરાક લેવો બાળકને પણ વારંવાર અજીરણ થાય તેવી રીતે ધવરાવવું નહિ ઘણીવાર માતાના અયોગ્ય ખાનપાનથી બાળકોને વરાધ થાય છે પેટમાં ભાર રહે છે અને માંદા પડે છે. માટે ખાવાપીવાની કાળજી રાખવી ભીંડાજેવા ચીકણાં શાક, શીખંડ, બાસુદી જેવા ભારે ખોરાકથી, તેલ મરચાંવાળા પદાર્થો ખાવાથી માતાનું ધાવણ વિકારી બને છે માટે બાળકના હિતના માટે માતાએ અયોગ્ય ખાનપાન-નો ત્યાગ કરવો

બાળકને પહેરાવવાના વસ્ત્રો સ્વચ્છ રાખવા. ગંદાં અને ગધાતા કપડાથી બાળક માંદું પડતાં વાર લાગતી નથી, ઘોડીયાનું લુગડું, તેને ઓઢવા પાથરવાનાં વસ્ત્રો પણ સ્વચ્છ રાખવા. દિવસે કદી પણ બાળકની માતાએ ઉંઘવું નહિ કારણ કે તેથી તેનું દૂધ બાળકને આળસુ બનાવે છે. તેણે હમેશાં કાંઈને કાંઈ કામ કર્યા કરવું ઉત્સાહી રહેવું, આનંદી રહે-વાથી તેનું ધાવણ પણ નિરોગી રહે છે.

ઘણી માતાઓ બેકાળજીપણે વરતે છે તેથી તેમના બાળકો ધાવણાં હોય છે ત્યારે જ મરી જાય છે. જો માતા પોતાના ધાવણને શુદ્ધ અને

નિરોગી રાખવા પૌષ્ટિક પણ સાદા આહારને સેવે, પોતાનુ શરીર અને વસ્ત્રો સ્વચ્છ રાખે, બાળકને પણ સ્વચ્છ રાખે, શુદ્ધ ને ચોખ્ખી હવામાં રહે અને બાળકને પણ શુદ્ધ હવાના અવરજવરવાળા ભાગમાં રાખે તો તે માદુ પડતુ નથી. ઘરમા ભીનાશવાળી જગ્યામા, બીડી હવાવાળી જગ્યામા, માકડ, મચ્છર કે ચાચડ હોય તેવા સ્થળે બાળકને રાખવુ નહિ તેથી બાળકને શરદી થતાં રોગ લાગુ પડે છે

બાળક તો કુમળા ફુલ જેવુ હોય છે તેનુ બરોબર જતન કરીને ઉછેરવું જોઇએ તેના જીવનનો મધળો આધાર તેની માતાની રીતભાત ઉપર છે, માટે બ્હેન ચન્દ્રકાન્તા, તારે પણ હવે બરોબર કાળજી રાખવી પડશે. હવે બાળકોને માંદા પડે તો શી રીતે સભાળ રાખવી તે મમથી કાલે કહીશ

---



## પ્રકરણ ૨૭ મું.

### બાળરોગની ચિકિત્સા

બીજે દિવસે ચન્દ્રકાન્તાને ગુણસુંદરીએ બાળકોના રોગો સબંધી કહેવા માંડયું તેણે કહ્યું કે બાળકને બનતા સુધી માના ધાવણ સિવાય બીજું કંઇ આપવુ નહિ ધાવણ પુરતું ન આવતુ હોય તો ગાયના તાજા દુધમાં તેટલુજ પાણી ઉમેરી જરા પતાસુ નાખી ગરમ કરી અર્ધું પાણી બળી જાય ત્યારે ઉતારી જરા ટાઢુ પડવા દેઇ પાવુ. ધાવણ ન આવતુ હોય તો એરંડાના પાન બાફી તે પાણીથી થાન ધોવા તેમજ તે બાફેલું એકેક પાન થાન ઉપર લપેટવુ તેથી ધાવણ વધુ આવે છે પણ બનતા સુધી બાળકને દાંત ફુટતા સુધી તો તેની માના ધાવણ સિવાય બીજુ દુધ પાવુ નહિ, ઘણી ઓઓ સવારનુ ઉનુ કરેલું દુધ સાંજે ને સાંજનુ સવારે પાય છે તેથી નુકશાન થાય છે માટે વાસી દુધ પાવુ નહિ.

બાળકને આખો દિવસ ધવરાવવુ નહિ પણ નિયમિતરીતે ધવરાવવુ, દર ત્રણ કલાકે કે પછી ચાર કલાકે ધવરાવવુ. રાતે તો દશ વાગ્યા પછી તેને ધવરાવવાની જરૂર નથી. તેની મા રોગી હોય તો તે વખતે બાળકને ધવરાવવુ નહિ. ઘણો ગુસ્સો ચઢયો હોય તે વખતે જો બાળકને ધવરાવે છે તો તે ધાવણ બાળકને ઝેર તુલ્ય છે બાળકને આગલા દાંત આવ્યા પછી સાદો ખોરાક પચે તેવો થોડો થોડો આપવો. મીઠાઇ તો બાળકને ખવરાવવી નહિ.

ગરમીના વખતમા બાલકને બહુ કપડાં પહેરાવવા નહિ. રાત્રે તેના શરીરને પવનનો ઝપાટો ન લાગે તેવી રીતે કપડું પહેરાવીને સુવાડવુ, તેમ બધ બારી બારણાવાળા ખડમા સુવાડવુ નહિ. બાલકનુ આરોગ્ય હવા અજવાળાથી સારૂ રહે છે. જેમ તાપ હવા કે અજવાળા વગર કુમળા છોડવા કરમાઇ જાય છે. તેમ બાળકની તદુરસ્તી પણ હવા અજવાળા વગર બગડી જાય છે બાળકને ન્હવરાવી સ્વચ્છ રાખવું. બાલકને ગલથુથી તરીકે મદ, ઘી, વજ, બ્રાહ્મી વિગેરે પાવામા આવે છે. તેને એક માસ સુધી ૧ રતીના પ્રમાણમા મદમા સોનાના વરકને મિશ્ર કરી પાવુ અથવા તો શખાવળી કે ઘોડાવજની પડીકી ઘી સાથે મદમા ચટાડે છે બીજા માસે ૨ રતીની માત્ર લેવી એમ દર માસે એકેક રતી પ્રમાણમા પાવી.

બાલકને ઝાડાનો ખુલાસો રહેવો જોઇએ તેને દિવસમાં એક બે વાર ખુલાસે ઝાડો થવાથી શરીર સારૂ રહે છે, જો બધકોશ જેવુ જણાયતો દીવેલ ૦। ચમચાથી ૧ ચમચા સુધી પાવુ એક બે મહીનાના બાલકને ૦। થી ૦॥ ચમચો અને ત્રણથી ચાર માસના બાલકને ૦॥ થી ૧ ચમચો દીવેલ (એરંડીયુ) પાવુ તેથી મળ સાફ રહે છે, બાલકને ઘણા રોગો ઝાડાની કબજીયતથી થાય છે માટે તેની માએ તે બાબતની કાળજી રાખવી ઘણાં બાળકોને ઝાડો કબજે થવાથી આચકી આવે છે, અને વળી વારંવાર માદુ પડે છે માટે માએ તેની સાવચેતી રાખી એરંડીયુ પાઇ દેવુ અથવા તો મોટી હરડેને મધમા ઘસીને પાવી તેથી પણ ફાયદો થશે બાલકને સખત રેચ તો આપવોજ નહિ

બાળકોનાં દરદોની પરીક્ષા કરતા અને તેના ઉપચારો કરતાં માતા થનારી સ્ત્રીએ શીખવુ જોઇએ બાળકને સાદા અને નિર્દોષ ઉપચારોજ કરવા. માતા અયોગ્ય નુકશાન કરનાર ભોજન ખાય છે તો તેથી બાલક માંદુ પડયા વગર રહેતું નથી બાલકોને વછનાગ, અફીણ, ધંતુરો, એવી ઝેરી વસ્તુઓ દવામા ખવરાવવી નહિ બાળકના રોગની ઘણીવાર પરીક્ષા થઇ શકતી નથી કારણકે તેને પેટમાં ચુક આવતી હોય કે કાનમાં સણકા થતા હોય તો તે બોલીને કહી શકતુ નથી, માટે તેની માએ તેના રડવાની પરીક્ષા કરી રોગ પારખતા શીખવુ જોઇએ.

તે ભુખ્યુ થાય છે કે તરસ્યું થાય છે ત્યારે રડે છે. ચુક આવતી

હોય તો ખુબ રડે છે અને વાંકુ વળી જાય છે. કેટલાક બાળકો વારવાર ઝબકીને રડી ઉઠે છે ત્યારે તેને મગજમા કઇ વિકાર થયો છે એમ સમજવુ. કાનમા દરદ થતુ હોય છે તો રડતુ રડતુ કાન આગળ હાથ રાખી મસળ્યા કરે છે જો તેનું દરદ ભયંકર હોય છે તો તેનાથી રડી શકાતુ નથી, આંખો મીંચાઇ જાય છે. માટે આવી રીતે રડતુ જોઇ તેના ચાળા ઉપરથી તેના રોગની પરીક્ષા કરતા માતા થનારી સ્ત્રીઓએ શીખવુ જોઇએ

તાવ—બાળકને અજીરણ થવાથી કે શરદી લાગવાથી તાવ આવે છે. તો તે વખતે તેને એરડીયાનો જુલાબ આપવો અથવા તો મોટી હરડે રાખી મુકવી તે ઉભી ઘસીને પાવી, મળ સાફ થવાથી ઘણીવાર તાવ મટી જાય છે બાળકોના તાવને માટે કડુને શેકીને તેની ભૂકી કરી પાણી સાથે ૨ થી ૫ ગ્રેન આપવાથી તાવ મટે છે બાળકોના તાવમા અતિવિષ ની ભૂકી ૩ થી ૫ ગ્રેન મધ સાથે ચટાડવાથી આરામ થાય છે

બાળકોના તાવમા અતિવિષ, પીપર, નાગરમોથ અને કાકડાશીંગી સરખે ભાગે લઇ તેનુ ચુરણ બનાવી લુગડે ચાળી તેમાથી ૧ થી ૩ રતી મધ સાથે ચટાડવાથી તેનો તાવ મટે છે તે ઉપરાત ઉલટી, ઝાડા, ખાસી, અને કૃમિને પણ મટાડે છે. આ દવા નિર્દોષ છે.

ઝાડા—બાળકોને ઘણીવાર માના ધાવણમા વિકાર થવાથી કે ટાઢીથી કે દાંત ફુટતા હોય છે ત્યારે ઝાડા થઇ જાય છે બાળકને ઝાડા થયા હોય તો ઇંદ્રજવ શેકીને તેને વાટી તેમાથી ચમચી ધાવણ સાથે પાવા કે તેમા વાવડીંગ ઉમેરી તેની ફાકી પાણી સાથે પાવી તેથી ઝાડા ને મરડો મટશે. ગરમીનો ઝાડો હોય અને લોહી પડતુ હોય તો બીલીનો ગરભ, લોદર, વાળો, ગજપીંપર અને ધાવડીના ફુલને વાટી તેનો ઉકાળો કરી તેમાથી દીવસમા ત્રણવાર ચમચી ચમચી પાવુ અથવા તો અતિવિષ, મોથ, સુઠ, વાળો અને ઇન્દ્રજવનો ઉકાળો ચમચી પાવો તેથી મટશે.

ઝાડા અજીરણનો કે કૃમિનો થતો હોય તો તે ધોળો હોય છે તો દુધ થોડુ પાવું પણ ચુનાનુ નીતર્યુ પાણી બેથી ચાર ટીપાં મેળવીને દુધ પાવાથી ઝાડા મટી જાય છે પેટમા કૃમિ હોય તો ઇંદ્રજવ અને વાવડીંગનું ચૂર્ણ ૧ થી ૩ રતી પાણી સાથે પાઇ બીજે દિવસે દીવેલનો જુલાબ આપવાથી મટે છે.

ઉધરસ હોય તો અતિવીષની કળીની ભૂકી મધમાં ચટાડવી તેથી મટશે દેથી ઉધરસ, તાવ સાથેનો ઝાડો અને મરડો પણ મટે છે.

વરાધ–આ દરદ બાલકોને ઘણુ થાય છે વરાધના દરદથી ઘણાં બાલકો મરી જાય છે માટે તેની કાળજી રાખવી વરાધમા અરડુશીના પાન વાટીને બાફીને છાતીએ બાધવા, તેમજ અરડુશીના પાનને ગરમ કરી તેમાથી રસ નીચોવી બે ત્રણ ટીપા મધ સાથે પાવા. વરાધમા ગોરૂચંદન લાવી તે પાણી સાથે બે લસરકા ઘસીને પાવાથી મટે છે હરડે, બેઢા, જેઠીમધ સરખે ભાગે લઇ વાટી તેમા સીધાલુણ અને મધ મેળવી તેમાથી ૨ થી ૩ વાલ દીવસમા બે ત્રણવાર પાવાથી વરાધ મટે છે પાપડખાર એક વાલ ગોળ સાથે મેળવી દુધ સગાથે પાવાથી જામી ગયેલા કફ નીકળી જાગે

ઉટાંટીઓ–બાળકોને ઘણી વાર થઇ આવે છે આ રોગમા ખાસી ચઢે છે તે વખતે તેનું મો લાલચોળ થઇ જાય છે. તે દરદ ચેપી જણાય છે ઉટાંટીઓ ચઢે તે વખતે તેના હાથની નાડી પકડી રાખવાથી ઘણીવાર દરદ ઓછી થાય છે આ દરદમા કાટાશેરીઆની છાલનો ઉકાળો જરા પાવાથી મટે છે ભોયરીંગણીનો ઉકાળો મધ સાથે પાવો

ભાર રહેવો–બાળકોને ઘણીવાર તેની માના અયોગ્ય ધાવણથી પેટમા ભાર રહે છે મળકોશ થઇ મળ આતરડામા ચોટી રહે છે તેથી તેને ઘણુ દરદ થાય છે આવુ જણાય તો બોદાર કે રેવચી I હીરાનો જુલાબ આપવો તેમજ હડુને ગેરી ને શ્રી ફાગી ૧ થી ૪ વાલ ગરમ પાણીમા આ પવાથી મટે છે. મુડતો ઉડાગો દીવેલ નાખી પાવાથી પણ મટે છે

ગળું પડવુ–બાળકને ઘણીવાર ગળું પડે છે, તેથી માથે તાળવામા ખાડો પડે છે અને તેથી ધવાતુ નથી, ઝાડા થાય છે ને શરીર સુકાઇ જાય છે. ધાવણ કે દુધ તરત ઓકી કાઢે છે આવી વખતે તાળવા ઉપર ઘી કે તેલ ચોપડવુ, વજ અને જાયફળ ઘીમા ઘસી તાળવે લેપ કરવો. તેમજ એરંડાના પાન ઘી ચોપડી તાળવે બાધવાથી મટે છે તાળવે માથુ ઘસી ચે પડવાથી પણ મટે છે

આંચકી–બાળકોને ઘણીવાર અજીર્ણથી પેટમા કૃમિ થવાથી કે ઉંટાટીયાથી આચકી આવે છે જેથી તણાઇ જાય, મોઢે ફીણુ આવે, આંખો ફાટી જાય, અને શ્વાસોશ્વાસ બંધ પડે છે તેમા મગજ ઉપર થડક

કરવી, આંખે અને માથે ટાઢુ પાણી છાટવું, છાતીએ શેક કરવો. ઝાડો સાફ આવે તે માટે એરંડીયુ પાવુ કે ભુરાંકોળાના રસમાં જેઠીમધ ઘસીને પાવું વજને મધમા ઘસી પાવી. મરચકકાળ વાટી તેનુ ૧-૨ ચણાનુ ચુર્ણ ચટાડવાથી મટે છે

**ઉલટી**—આ વખતે જો બધકોશ હોય તો એરંડીયાનો જુલાબ આપવો કળીચુનાનુ નીતર્યું પાણી ગાળીને દુધ સાથે પાવાથી ઉલ્ટી મટી જાય છે મોથ, કાકડાશીંગ ને અતિવિષનુ ચુર્ણ મધ સાથે ચટાડવાથી ઉલ્ટી મટે છે.

**દાંત આવવા**—બાળકને દાંત આવતી વખતે તાવ આવે છે, ઘણાને ઝાડા થાય છે, બેચેન રહે છે તે વખતે લીંડીપીંપર ને ધાવડીના ફુલ વાટી મધ સાથે ઘસીને તે દાતના પારા ઉપર ઘસવાથી ફાયદો થાય છે

**મુખપાક**—કેટલીકવાર બાળકનુ મો આવી જાય છે અને લાળ પડે છે તે વખતે શંખજીરૂ ને સોનાગેરૂ વાટી તે ચુર્ણ મોમા ઘસવુ. ગોપીચંદન દુધમા ઘસીને પાવુ. ફુલાવેલ ટંકણખાર મોમા ચોપડવો. અથવા તો બકરીના આંચળની શેડ તેના મોમા દિવસમા બેવાર પડાવવી તેથી મટે છે. અને એરંડીયાનો જુલાબ આપવો

**માટી ખાવી**—નાના છોકરાને માટી ખાવાની ઘણી ટેવ હોય છે, તેથી શરીર પીળુ પડી જઇ પાંડુ રોગ થાય છે માટે માબાપે તેની બરોબર કાળજી રાખવી. માટી ખાનાર છોકરાને બોદાગનો રેચ આપવો કે સોનાગેરૂ ખવરાવવુ, મંડુરભષ્મ કે મંડુરવટી આપવાથી માટી ખાનાર બાળકોની મોંની ટીકાશ મટે છે.

**પારગલો**—માતાને બાળક ધાવતું હોય અને જો કદી ફરી ગર્ભ રહે છે તો તેને ધાવવાથી બાળક સુકાઇ જાય છે. હાથપગ દોરડી જેવા થઇ પેટ વધે છે, તો તેને લીંડીપીંપર વાટીને મધ સાથે ચટાડવી. પ્રવાલભષ્મ મધ સાથે ચટાડવી હરડે તથા તજ ઘસીને પાવાથી મટે છે.

**ચુંક**—બાળકો ઘણીવાર ચુકાય છે. તો તેને એરંડીયુ પાવુ અથવા તો હરડેમા, સંચળ, કે સાજીખાર ઘસીને પાવાથી ચુંક મટે છે. અથવા વાવડીંગ ને ઇંદ્રજવ શેકીને થોડા પાવાં અથવા સીંધાલુણ, સુંઠ, એલચી તથા ફુલાવેલી હીંગનુ ચુરણ કરી એકથી ૨ વાલ ઘી કે પાણી સાથે પાવાથી ચુંક મટે છે.

કૃમિયા—ઘણીવાર બાળકોને ગળ્યા પદાર્થો ખાવાથી પેટમા કૃમીઆ પેદા થાય છે. તેથી ઝાડે જતા ચેળ થાય છે ઉંઘમા બાળક દાન કકડાવે છે, આ વખતે ઈંદ્રજવ અને વાવડીંગનુ ચુર્ણ, કાંચકાની મીજને શેકીને કરેલુ ચુર્ણ, મધ સાથે ચટાડવુ અને બીજે દીવસે દીવેલ પાવુ તેથી કૃમિ નીકળી જશે. છોકરાને મીઠાઇ, સાકર, ખાંડ ન આપવુ.

દુર્બળતા—ઘણા બાળકો સુકાતા જાય છે અને દુર્બળ રહે છે તેને આસન ૧ ભાગ, દુધ ૮ ભાગમા નાખી તેમાં ઘી નાખી પકાવીને ચાટણુ જેવુ થાય ત્યારે ઉતારી ચટાડવાથી ફાયદો થાય છે દુધ વધુ આપવુ, જવ ને ઘઉનો લોટ ભેચકોળાનુ ચુર્ણ સર્વને મિશ્ર કરી ઘીમા સાકર કે મધ સાથે ચટાડવાથી મટે છે જીવન દુધ સાથે ચટાડવુ

વંવરાવળ—ઘણા બાળકોને નાનપણમા જણાય છે ત્યારે તેને ૧ ચમચી દીવેલ દુધ સાથે રોજ પાવાથી મટી જાય છે

આ પ્રમાણે બાળકોના ધગગતુ ઉપાયો તો તેની માએ વેરજ કરવા અને જરૂર પડે તો જ વૈદ્ય કે ડાકટરની સલાહ લેવી, ઘણે ભાગે તો માતાની કાળજી નથી હોતી કે માતા અયોગ્ય આહારવિહાર કરે છે ત્યારેજ બાળકો માદાં પડે છે. માટે બાળક ધાવણુ હોય તે વખતે તેની માતાએ ખાવા પીવામા બરોબર કાળજી રાખવી જોઇએ. બાળક માદુ હોય ત્યારે તો તેની માતાએ ચળી જ પાળવી જોઇએ.

માતાની કાળજી ન હોવાને લીધે જ ઘણા બાળકો ધાવતા જ મરી જાય છે. માતા થવાની જવાબદારી ઘણી જ જોખમવાળી હોય છે તેણે પોતાના બાળકને સ્વચ્છ હવા અજવાળામા રાખવુ ટાઢ તેમ ગરમી ન લાગી જાય તેની કાળજી રાખવી, ધાવણુ વિકારવાળુ ન થાય તે માટે ખાવામાં પણ સભાળ રાખવી જોઈએ. બાળકને નીરોગી રાખવા માટે તો દર ચાર કે આઠે દીવસે ચોકખુ દીવેલ એક ચમચો પાવુ જોઇએ અથવા તો સારી મોટી હરડે રાખી મુકવી તે બાળકને બેચેની જણાતાં એક બે લસરકા ઘસીને પાવી જોઇએ.

આ પ્રમાણે બાળકોની સભાળ રાખી તેને ઉછેરવામા માતાએ ધ્યાન આપવુ જોઇએ આ વાત તારે પણ ધ્યાન રાખવા યોગ્ય છે. લે બ્હેન, આટલુ શીખીશ તોય પણ ઘણું છે.



## પ્રકરણ ૨૮ મું.

### બાળકોને કેળવવાની માબાપની ફરજ.

બીજે દિવસે બાળકોને કેળવવાની માબાપની કેવી ફરજ છે તે વિષે ગુણસુંદરીએ કહેવા માંડયુ બાળકોને કેળવવાની તેનાં માબાપને માથે મોટામા મોટી જવાબદારી છે. ઘેર વાડી હોય તો તેમા શાકપાન સારા થાય, આંબો હોય તો તેની કેરી સારી, મોટી, મીઠાશવાળી થાય તેવી ઇચ્છા મનુષ્યો કરે છે, ઘેર ગાય હોયતો તેની વાછડી સારી થાય તે માટે તેનુ ઉત્તમ પ્રકારે પોષણ કરવાની કાળજી રાખે છે, ઘોડા હોય છે તો તેને સારી રીતે અનેક પ્રકારની ઝડપી ચાલ શીખે તેને માટે કેળવવાની કાળજી મનુષ્યો રાખે છે પણ પોતાના ભવિષ્યના આધારરૂપ; પોતાની મિલ્કતના વારસ, જેના સારા નરસા ઉપર તેની આબરૂની કીંમત હોય છે તેવા બાળકોની ઘણા માણસો કાળજી રાખતા નથી. તેમને યોગ્ય પ્રકારની કેળવણી આપી ભવિષ્યમા નામ કાઢી શકે તેવો બનાવવાની દરકાર રાખતા નથી.

બાળક સમજણું થાય છે ત્યારથી તેને નીશાળે મૂકે છે, તે ભણે છે કે નહિ તે જોવાની માબાપને દરકાર હોતી નથી. દીવસનો ઘણો ભાગ ધન એકઠું કરી સગ્રહ કરવામા તે જેટલી દરકાર રાખે છે તેટલી તે ધનને ભવિષ્યમાં વાપરનાર તેનાં બાળકોની કેળવણીની તેમને દરકાર હોતી નથી, કદાચ છોકરાને ભણાવવા માસ્તર રાખે છે તો તે શું ભણાવે છે તેની

તે દેખરેખ રાખતા નથી. આવી રીતે છોકરાને કેળવવાની કાળજી ન રાખવાથી વિદ્વાન માબાપની પ્રજા પણ અવિદ્વાન, અનીતિવાન અને મૂર્ખ નીકળે છે. બાળકને કેળવવું એટલે માત્ર અક્ષરજ્ઞાન આપવુ એ નથી, પણ ભણાવવા ઉપરાત માનસિક ઉન્નતિ થાય તેવી, તેમજ ધાર્મિક બને તેવી કેળવણી આપવી જોઇએ. ધર્મના સસ્કારો તો તેને તેની મા ગળથુથીમાંથીજ આપી શકે છે. તેને ધર્મિષ્ટ અને નીતિવાન થવા માટે બાળપણમા જે સસ્કારો નાખવામા આવે છે તે મોટા થયા પછી ઉગી નીકળે છે.

તેને નાનપણમાથી જ મનુષ્ય એ આત્માના અશરૂપ છે, આત્માનુ સર્વ સામર્થ્ય મનુષ્ય પોતામાં પ્રકટાવી શકે છે. કોઇપણ કાર્ય કરી શકવાને માટે મનુષ્ય સમર્થ છે એવુ શિક્ષણ આપી તેના મનમા તે વાત ઠસાવવી જોઇએ. તે કોઈ કામ કરવા જાય તો તેને તે કરવા દેવુ પણ તે તારાથી નહિ બને, એવુ કહી તેની ઇચ્છાને તોડી પાડવી નહિ નાનું કુમળુ વૃક્ષ જેમ વાળીએ તેમ વળી શકે છે, પણ મોટુ થતાં તે વળતું નથી તેમ નાના બાળકનામા નાનપણમાં જેટલા સસ્કારો પાડવા હોય છે તેટલા પડી શકે છે, નાનપણમાં બાળકનામાં ઉચ્ચ સસ્કારો ન સ્થાપવાથી તે મોટુ થતાં માબાપના સમુ થતાં શીખે છે, તે વખતે માબાપને પસ્તાવો થાય છે. પશુપક્ષીની મનુષ્યો કાળજી રાખે છે પણ પોતાના ભવિષ્યના વારસરૂપ પ્રજાની તે નાનપણમા કાળજી રાખતા નથી.

બાળકોને તે ભણવામાં બેદરકારી રાખે છે ત્યારે કે તે માબાપનુ કહ્યું નથી કરતા ત્યારે તેમનાં માબાપ તેમને સમજાવી તે કામમા તેમને રસ ઉત્પન્ન થાય તેવુ કરવાને બદલે તેમને સોટી મારી કે ધોલ મારી તે કામ કરવાની શિખામણ આપે છે. તે ધારે છે કે બે સોટી લગાવીશુ તો પાંસરૂ દોર થઇ જશે આવી ઘણા માબાપોની માન્યતા હોય છે, આમ કરવાથી બાળકનો માબાપ ઉપરનો પ્રેમ ધીમે ધીમે ઓછો થતો જાય છે. તે ભયે મારના ભયથી તે કામ કરે પણ તે કરવામા તેમને પ્રસન્નતા થતી નથી. પછી તે બાળકને તે કામ પોતાની ઇચ્છાથી કરવાનો ઉત્સાહ જતો રહે છે અને તેને ઘણી જ હાની થાય છે, તેને તો તે દરેક કાર્ય ઉત્સાહથી અને આનંદથી કરે એવી ટેવ પાડવી જોઇએ. તેની ઇચ્છા વિરૂદ્ધ બળાત્કારથી

કોઇ પણ કામ તેની પાસે કરાવવું નહિ તેની સ્વેચ્છા વગર તેની સંકલ્પ-શક્તિ દુર્બળ બની જાય છે વળી તે દરેક કામ કરે છે તેમા તેની પ્રસન્નતા હોય છે તોજ ઉત્સાહથી કરી શકે છે નહિ તો મન વગરનુ કામ બબડાટ ને ફફડાટ કરતા, નિરુત્સાહી થઇને માથા ઉતારપણે કરે છે.

બાળકને કહ્યાગરૂ કરવા માટે માબાપે તેમને પ્રેમથી પોતાનું કહ્યું માનનારાં બનાવવા તેમને તેમના કામમા ઉત્સાહવાળા બનાવવા માટે માબાપે પોતાનુ કામ ઉત્સાહપૂર્વક ચિત્ત જોડીને કરવુ જોઇએ તેમણે પોતાનુ હલકામા હલકુ કામ પણ ઉત્સાહથી કાળજીપૂર્વક કરવુ, તેમણે કોઇ કામમા અમતોલ બનાવવો નહિ. તેમનુ જોઇ તેમના બાલકો પણ પોતાનું કામ ઉત્સાહથી કરતાં શીખવાના જે કામ કરવુ. તે મનના ખરા ઉત્સાહથી અને તેમા સંપૂર્ણ ચિત્ત જોડીને કરવુ. તેમણે પોતાના કામ અત્યંત રસપૂર્વક કરવાથી તેમનુ અનુકરણ બાલક કર્યાં વગર રહેવાનું નહિ. માબાપના વર્તનની છાપ બાલકો ઉપર પડયા વગર રહેતી નથી માટે માબાપોએ પોતાના બાલકોને જેવા કરવાની ઇચ્છા હોય તેવા પોતે થવું જોઇએ. બાલકોને શાંત અને આનંદી બનાવવા માટે માતાએ શાંત અને આનંદી બનવુ જોઇએ.

બાલક ગર્ભમા હોય છે ત્યારે તેની દુટી આગળ જે નાળ હોય છે તે દ્વારા માતાના શરીરમાંથી તેને પોષણ મળે છે તેમ જન્મ થયા પછી પણ માતાનો બાલકની સાથેનો સબંધ અદૃષ્ટ રીતે કાયમ જ રહે છે આ અદૃષ્ટ રીતે માતા જે જે વિચારો કરે છે તેનો પ્રવાહ બાલકનામા જાય છે, તેની દરેક ક્રિયા અને વિચાર બાળકને અસર કર્યાં વગર રહેતાં નથી, તેનું શરીર માતાના ધાવણથી પોષાય છે તેમ તેનું માનસિક શરીર માતાના વિચારો અને ક્રિયાથી પોષાય છે. માતા જો શોકના ક્રોધના, ક્લેશના કે દુઃખના વિચારો કરનારી હોય છે તો તેના તે સસ્કારો તેના બાલકમાં પડે છે. તે જો પ્રેમના, શાંતિના, અને આનંદના વિચારોના સસ્કારો પડતાં તે ભવિષ્યમાં પ્રેમાળ, શાંત, અને આનંદી બને છે

બાળકોને ક્રોધી ન બનાવવા માટે માતાએ ક્રોધનો ત્યાગ કરવો જોઇએ. બાળકને તું ગાડો છે મૂર્ખ છે એવુ કહેવું નહિ, પણ તું ડાહ્યો છું.

થાત છે, આનંદી છે, ઉત્સાહી છે એમ કહેવુ આપણા મનમાં પણ તે મહાન ગુણવાળો છે, કહ્યાગરો છે, કામ કરવામા ઉત્સાહી છે એવુ દઢપણે માની લેવુ. બાળકને કદી પણ મારવું નહિ, અને તે રડતુ હોય તો રડવા દેવુ. રડીને થાકશે એટલે તે છાનુજ રહેવાનુ. બાળકો પોતાના માબાપની ટેવને શીખનારા છે. તેમનામાં જે જે અવગુણો હોય તે સર્વ તેમના માબાપ તરફથી મળ્યા હોય છે માતા દિવસમાં કેટલીક વાર નજીવી બાબતમા જુઠુ બોલતા અચકાતી નથી બાળકને બેતરવાની ખાતર તે જુઠુ બોલે છે. કેટલીકવાર ઘરમા કોઈ વસ્તુ હોય અને તે બાળક જાણવા છતાં માગે તો માતા કહેશે કે તે ચીજ તો નથી, થઇ રહી આ પ્રમાણે બાળકને જુઠું બોલી ઠગે છે તે વાત બાળક સમજે છે. પછી તે પણ પોતાના મિત્રોની આગળ કોઇ વસ્તુ છુપાવવા માટે જુઠુ બોલતા અચકાતુ નથી. તેને જુઠુ બોલીને અન્યને ઠગવુ એતો એક રમત જેવુ જણાય છે માટે હસતા હસતા પણ માબાપે જુઠુ બોલવુ નહિ બાળકોને સત્ય બોલવાનું શિક્ષણ આપવા માટે માબાપે સત્ય બોલવુ, બાળકને પ્રમાણિક બનાવવા માટે માબાપે પ્રમાણિકપણે વર્તવુ.

બાળકના આગળ ખરી વાત જ કહેવી. તેને કોઇ વખત કોઇ વસ્તુ આપવાની કહી હોય તો તે માગે ત્યારે તે વસ્તુ તેને આપીને પોતાનું વચન પાળી બતાવવું. વચન પાળવુ એ ઉત્તમ ગુણ છે માબાપે તેને પોતાનુ વચન ન પાળી બતાવી ભૂલાવામા નાખવુ નહિ બાળકને ' તું આમ કર, આ રહેવા દે, આમ કર, આ ના કરીશ " આવુ વારવાર કહેવુ નહિ તેની ઇચ્છા પ્રમાણે ચાલવા દેવુ પણ તેના વર્તન ઉપર દેખરેખ રાખ્યા કરવી. તેની ઇચ્છાશક્તિ જાગ્રત થાય તેમ કરવુ તેને વારવાર ઉપદેશ આપવો તે પણ ઠીક નથી. તે પુછે તેનો તે સમજે તેવી રીતે જવાબ આપવો. તેને વારવાર ટોકટોક કરવુ નહિ તેથી તેને તેનો હિસાબ રહેતો નથી અને કરવું હોય છે તેજ કરે છે તેને જેવુ વર્તન શીખવાડવુ હોય તેવુ વર્તન પ્રથમ માબાપે રાખવુ જોઇએ.

માબાપ જો નિર્દોષ અને શુદ્ધ વર્તનને સેવનાર હોય છે તો બાળકો તેનું અનુકરણ કરે છે પણ જો અંતરમાથી દોષવાળા હોવા છતા બાળકોને ડાહ્યા થવા ઉપદેશ આપે છે તો તે ઉપદેશની અસર બાળકો ઉપર

બીલકુલ થતી નથી. વારંવાર તેને મોઢેથી શિખામણ આપ્યા કરવાથી તે નઠોર થઇ જાય છે. તેમને તો શિખામણ કરતાં વર્તનની અસર સારી થાય છે બાળકોને વારવાર ઉતારી પાડી હલકાં ગણી કાઢવા નહિ. તે જે કામ કરે તેને વખોડ વખોડ કરવુ નહી તે મૂર્ખ હોય અક્કલવગરનુ હોય છતા તેને મોઢે તું મૂર્ખ છે, અક્કલવગરનું છે. એવુ કહેવુ નહિ. તેથી તો તે સારા હોય છે છતા પણ મૂખ અને નઠોર બની જાય છે તેમના ઉત્સાહને ભાંગી પાડવો નહિ, તેથી તે મદબુદ્ધિના થઇ જાય છે. તેમને તો હમેશા ઉત્સાહી અને આનદી જ બનાવવા માટે માબાપોએ ઉત્સાહી અને આનદી બનવુ જોઇએ.

બાળકોથી કઇ નુકશાન થાય તો તે વખતે તેને ઠપકો આપવો નહિ. વારવાર ઠપકો આપવાથી તે સુધરતા નથી પણ બગડે છે તેના કામની પ્રશસા કરવી એ તેમના ઉત્સાહને વધારનાર છે, બાળકને સારૂં કે નઠારૂ બનાવનાર તેનુ મન છે તે મન વડે જે વિચારો હમેશા કર્યા કરે છે તે પછી તેના નિશ્ચયરૂપ બને છે. અને પછી તે નિશ્ચય પ્રમાણે તે દરેક ક્રિયા કરે છે. મનને જો શુભ વિચારો કરવાની ટેવ પાડી હોય છે તો તે પ્રમાણે તેના નિશ્ચયો બંધાઇ જાય છે. અને એક વાર બંધાઇ ગયેલા નિશ્ચયને ફેરવવો પછી મુશ્કેલ પડે છે. નિશ્ચય પછી ટેવરૂપ બની જાય છે જાણતાં અજાણતા પણ તે ટેવ પ્રમાણે કાર્યો થઇ જાય છે. માટે બાળકોના નિશ્ચયો ઉત્તમ પ્રકારના બધાઇ જાય તે તે માટે માબાપોએ તેમને શુભ વિચારોનુ ચિતન કરતા શીખવવુ. અશુભ વિચાર તેની આગળ પ્રકટ કરવો જ નહિ તુ સત્યવાદી છુ, પ્રમાણિક છું, ધર્મિષ્ટ છુ, ઉત્સાહી છુ, પરાક્રમી છુ, શાંત છુ, આનદી છું, સર્વ કાર્ય કરવાને સમર્થ છુ એવું વારવાર કહ્યા કરવાથી તે પછી એવા વિચારો કરતા શીખે છે અને તે વિચારો વારવાર કરવાથી તે નિશ્ચયરૂપે બની જાય છે અને પછીથી તે પોતાના નિશ્ચય પ્રમાણે કાર્ય કર્યા કરે છે

બાળકોને તુ હલકો છુ, મૂર્ખ છે, નઠોર છે, જુઠો છે એવું તો કદી કહેવું જ નહિ, એવુ કહેવાથી તેના મનમાં અશુભ વિચારો ઉત્પન્ન થાય છે અને તે પ્રમાણે નિશ્ચયો બધાતા તે પછીથી મૂર્ખ, હલકો, નઠોર અને જુઠો જ થાય છે. બાળકનામાં જેવા ગુણનુ માબાપો આરોપણ કરે છે તેવું તે થાય

છે. બાળકને મહાન બનાવવા માટે નાનપણમાંથી જ તેની માતાએ તેનામા ઉચ્ચ ગુણો છે એવી ભાવના કર્યા કરવી, અને તે સમજણુ થતા પણ તેને વારંવાર તું ડાહ્યો છુ, મહાન પુરૂષ થવાનો છે, એવુ કહ્યા કરવું. બાળકોને કદી પણ વારવાર તે દોષવાળો છે, એવુ કહ્યા કરવુ નહિ, તેમ માબાપો-એ પણ પોતાના મનમા એવું ધારવુ નહિ. તેને હંમેશા તુ નિર્દોષ છે એવુ કહેવુ તેમ માબાપે પણ પોતાના મનમા બાળકો નિર્દોષ છે એવુ માન્યા કરવુ,

બાળક એ ઇશ્વરના અશરૂપ છે એવુ માબાપોએ માની મનમા પણ તેનામા મહાન ગુણો છે એવું ધારવુ તેને માટે વિચાર કરવો તે વખતે પણ તે ઉત્તમ છે એવાજ વિચારો કર્યા કરવા. તેને કહેવુ પણ તેવુ જ. તેનો ભણવામા ઉત્સાહ વધારવા માટે તેને કહેવુ કે ભાઇ, તુ ભણવામાં તો હોશિયાર છે વાચેલુ કે જાણેલુ ઝટ સમજી શકે તેવી તારી બુદ્ધિ છે. તું તો મોટો વિદ્વાન થવાનો. આવું કહ્યા કરવુ બાળકને માટે માબાપ પોતાના મનમા જેવી ભાવના કર્યા કરે છે તેવુ તે થાય છે. તેને મોઢે પણ તેને જેવુ બનાવવાની ઇચ્છા હોય તેવુ જ તે છે એવુ કહ્યા કરવુ. તેનામા જે ગુણ જોવાની ઇચ્છા માબાપો રાખતા હોય તેવા ગુણો તેનામા છે જ એવુ માનવુ અને તેને કહેવુ પણ એવુ જ, આથી બાળકોમા તે ગુણો નથી હોતા તો પણ આવ્યા વગર રહેતા નથી

માબાપે માનવું કે બાળકમા પણ ઇશ્વર છે અને તે તેને યોગ્ય માગે દોરશે જ, ઇશ્વરના ગુણો તેનામાં પ્રકટ થવાના જ. બાળકને પ્રત્યક્ષ ટોક ટોક ન કરતા તેને સ્વતત્રતા આપી તેના વર્તન ઉપર માત્ર દેખરેખ રાખવી. તેના ઉપર પ્રેમ રાખવો, તેના માબાપના ઉપર અત્યત પ્રેમ રહે તેવુ વર્તન માબાપે રાખવુ. બાળક સુધરવાનો ઘણો આધાર તેની માતા ઉપર છે માટે તેણે પોતાના બાળકને ઉત્તમ બનાવવા માટે પોતાનુ વર્તન અને વિચારો ઉત્તમ પ્રકારના રાખવા, બાળકોને નિશાળમા મૂકયા પછી પણ તે શુ ભણે છે તેની દેખરેખ રાખવી. ઘેર પણ કલાક કલાક માબાપે પોતાના બાળકને અભ્યાસ કરાવવા ઉપર લક્ષ આપવુ મનુષ્યોએ ધનનો સગ્રહ કરવામા કાળજી રાખવા કરતાં પણ બાળકોને યોગ્ય કેળવણી આપવા ઉપર વધુ લક્ષ આપવુ જોઇએ, બ્હેન હવે આજે તો બધ કરીશુ.



# પ્રકરણ ૨૯ મું.

## સ્ત્રી રોગ ચિકિત્સા



ચન્દ્રકાન્તા પોતાના પતિની સેવા કરતી, પુત્રને ઉછેરતી આનંદ માનવા લાગી પુત્ર ભવિષ્યમાં મહાન થાય તે માટે કાળજી રાખવા લાગી હમેશા શાંતપણે રહેતી, ક્રોધ કદાપી કરતી નહિ પતિની સેવા કરી તેમને પ્રસન્ન રાખવામા, બાળકને ભવિષ્યમા મહાન થાય તેવી રીતે કેળવવા તે યત્ન કરતી. બાળકનામા તેણે ઉચ્ચ ગુણની ભાવના કરવા માંડી ધીમે ધીમે બાળક મોટો થવા લાગ્યો. તેની માના ગુણો તેનામા ઉતરી આવવા લાગ્યા. માની માફક તેનો બાળક પણ ઉચ્ચગુણી, શાંત અને આનંદી બન્યો હતો તેનું નામ પ્રસન્નકુમાર રાખ્યુ.

બાળક ઉત્તમ, ગુણવાન, માબાપનુ કહ્યુ કરનાર થયો. તે કદી પણ રીસાતા શીખ્યો નહોતો દરેક વાત સત્ય કહેતો તેનામા તેના માબાપના ગુણો આવ્યા હતા.

એક વખતે રાત્રે નવરાશે મોહનરાય અને ચન્દ્રકાન્તા બેઠા હતા, તે વખતે ચન્દ્રકાન્તાના પુછવાથી મોહનરાયે કહ્યું કે " સ્ત્રીઓએ જેમ ગૃહકાર્યમાં કુશળ થવુ જોઇએ તેમ ઘરગતુ વૈદક ઉપાયોને પણ જાણવા જોઇએ. તેમા સ્ત્રીઓને થતા રોગોના કારણો, લક્ષણો અને ઉપાયો તો ખાસ

કરીને જાણવા જોઇએ. આજે હુ તને તે વિષય સમજાવું છુ તે બરોબર યાદ રાખજે.

## પ્રદર.

સ્ત્રીઓને કમળમાથી ઘણીવાર ધાતુનો શ્રાવ થાય છે. તેથી શરીર સુકાઇ જાય છે. આ રોગ હસ્તાન જવાથી, ગરમ વસ્તુ વધારે ખવાથી બાળકોને વધુ વખત ધવરાવવાથી કે હદ વગર સંસારભોગ ભોગવવાથી થાય છે.

લક્ષણ—તેથી તે સ્ત્રીઓના ગુહ્ય ભાગમાથી ધોળી, પીળી કે મળગુગળી રસી જેવો પદાર્થ વહ્યા કરે છે તેથી માથુ ચઢે છે, અરૂચી થય છે, શરીરે ફીકાશ જણાય છે, ખવાતુ નથી, ફેર ચઢે છે અને શરીર સુકાય છે

ઉપાય—પ્રદર હોય ત્યારે ફુલાવેલી ફટકડીને પાણીમાં પલાળી તેના પોતાં લેવા, અથવા ત્રીફળાના પાણીની પીચકારી લેવી તેમજ શખજીરૂ, ગોખરૂં, ગજો વિગેરે દવા ખાવાથી પ્રદર મટે છે, ગળોસત્વથી મટે છે.

રસવંતી અને લોધરનુ ચુર્ણ બનેને એકત્ર કરી અગ્કુસીના રસમા ઘુટી તેની વાલ વાલની ગોળીઓ વાળવી તે ગોળી ખાવાથી પ્રદર મટે છે કડાછાલ શેર ૨ ખાડીને ઉકાળવી તે પાણી ગાળી લઇ પછી જાડું થવા સુધી ઉકાળવુ, તેમા મોચરસ, મજીઠ, કાળીપાટ, બીલાનો ગર્ભ, મોથ, અતિવિષનુ ચુર્ણ એકેક તોલો નાખી એકત્ર કરવુ તેમાથી રોજ ૦I તોલો ખાવાથી પ્રદર મટે છે સુદરીસાથી વાપરવાથી પ્રદર મટે છે.

## રક્તપ્રદર.

જેમ સ્ત્રીઓને ધાતુ જાય છે તેમ લોહીનો પણ શ્રાવ થાય છે. તેને રક્તપ્રદર કે લોહીવા કહે છે, તેથી નબળાઇ રહે છે, શરીર ફીકુ પડી જાય છે. આ દરદ સ્ત્રીઓનુ ઘણુ ખરાબ છે, માટે જો સ્ત્રીઓ શરમની મારી દવા નથી કરતી તો પછી નુકશાન થાય છે તેમા ઉપાય—જેઠીમધનું ચુર્ણ તથા સાકર ચોખાના ધોવરામણમાં મદ મેળવી પીવાથી મટે છે. રસવતી ચોખાના ધોવણમાં પીવાથી મટે. (ક) આસોપાલવની છાલનો ઉકાળો કરી પીવાથી મટે છે.

રક્ત અને શ્વેતપ્રદરને મટે સારામા સારો ઉપાય સુંદરીસાથી દવા છે, આ દવા આજકાલ સ્ત્રીઓમાં ઘણી વપરાય છે. તેની એક બાટલીની કીંમત રૂ. ૧) પડે છે અને હવે કેમીકલ વર્ક્સ અમદાવાદમા મળે છે. વળી તે હાલમાં દરેક જગાએ દવા વેચનારને ત્યા પણ મળે છે. આ રોગમાં દુધ પીવુ, ગરમ ખોરાક ન ખાવો, ચહા ન પીવો અને બ્રહ્મચર્ય પાળવુ જોઈએ.

## દસ્તાનનાં દરદો.

દર માસે નિયમસર સ્ત્રીઓ રજસ્વલા થાય છે તે વખતે તેમને ચાર દિવસ સુધી ઋતુ–દસ્તાન આવે છે તેમા કેટલીક સ્ત્રીઓને દસ્તાન બધ થઇ જાય છે તેને નષ્ટાર્તવ કહે છે કેટલીકને દસ્તાન આવતી વખતે ઘણી પીડા થાય છે તેને પીડીતાર્તવ કહે છે અને કેટલીકને ચાર દિવસ પછી પણ દસ્તાન વધુ ચાલુ રહે છે તેને આત્યાર્તવ કહે છે. આ પ્રમાણે દસ્તાનના ત્રણ પ્રકારના રોગો સ્ત્રીઓને થાય છે.

નષ્ટાર્તવ —દસ્તાન બધ થાય છે તેથી કમરમા દરદ થાય છે, હીસ્ટીરીઆ થઇ જાય છે, ઝાડો કબજ રહે છે આ વખતે ગરમ પાણીની પીચકારી લેવી અને પેઢા ઉપર ગરમ પાણીનો શેક કરવો તેમા ટકણુ ૧ વાલ, એળીઓ ૧ રતી મડુરભષ્મ ૧ રતી મિશ્ર કરી ઘુટી પાણી સાથે પીવાથી મટે છે. એળીઓ અને હીરાબોળ મળવાથી પણ ફાયદો થાય છે. આ દરદમા કુમારીકાસવ સારો ગુણ કરે છે તેમજ જયગુટિકા નામની દવે કેમીકલ વર્ક્સમા બનેલી દવા ઘણો તાત્કાલીક ફાયદો આપે છે. બને દવાઓ અમદાવાદ દવે કેમીકલ વર્ક્સમા મળી શકે છે. તેનો ઘણી સ્ત્રીઓને ફાયદો થયો છે, પીડીતાર્તવમા પણ કુમારીકાસવ સારો ગુણ કરે છે તેમાં યોગરાજ ગુગળ પણ ફાયદો કરે છે ગરમ પાણીના ટબમાં બેસવુ, અફીણ ૨ ગ્રેન તથા કપુર ૪ ગ્રેનની છ ગોળીઓ કરી એકેક બબે ગોળી ત્રણત્રણ કલાકે ખાવાથી સારો ફાયદો થાય છે અત્યાર્તવમા દસ્તાન વધુ જાય છે. તેમા ઠડા પાણીનું પોતુ લેવુ, ફુલાવેલી ફટકડીના પાણીની પીચકારી લેવી આ દરદમાં સુંદરીસાથી બહુ સારો ગુણ કરે છે.

## સોમરોગ.

સ્ત્રીઓને ઘણો પેશાબ થયા કરે છે તેને મૂત્રાતિસાર કે સોમરોગ કહે છે. તેમા પાકેલા કેળા, મધ કે સાકર ખાવાથી મટે છે. નાગકેસર વાટી જાડી તાજી છાસમા નાખી પીવાથી મટે છે આમળાની અંદરના બીજને વાટી તેમા મધ તથા સાકર મેળવી ખાવાથી આ દરદ મટે છે, સુદરીમાની પણ આ રોગમા ચોક્કસ ફાયદો કરે છે તે દવે કેમીકલ વર્કસ અમદાવાદમાં રૂ. ૧) ની કીંમતથી મળે છે તે આજકાલ તો સુન્દરીમાથી ઘણી પ્રખ્યાત દવાથઇ ગઇ છે

## હીસ્ટીરીઆ.

સ્ત્રીઓને હીસ્ટીરીઆનો રોગ ઘણુ કરીને ઘણો લાગુ પડે છે તે પ્રદર રોગથી, ભયથી, શોકથી, અતિ વિષયની ઇચ્છાથી કે આર્તવના વિકારથી જુવાન સ્ત્રીઓને લાગુ પડે છે તેમા ખેચતાણ થાય છે, ગોળો ચઢે છે, બેભાન થઇ ધુણવુ, રડવુ, મોટે ફીણ આવવુ, વિગેરે દરદો થાય છે, તે વખતે લોકો ભૂત વળગ્યુ છે એમ માને છે તેના દાંત બીડાઇ જાય છે ઘણે ભાગે એશઆરામમા જીદગી ગાળનારી સ્ત્રીઓને આ દરદ થાય છે. તે વખતે મો, આખ અને નાક ઉપર ટાઢુ પાણી છાટવું. ફુલાવેલી હીંગ મળાવવી આ દરદમા યોગરાજગુગળ સારૂ કામ કરે છે તેમજ કુમારીઆસવથી મટે છે વળી હીસ્ટીરીયાસ્પેસીફીક નામની અત્યંત ઉપયોગી દવા દવે કેમીકલ વર્કસમાથી મળે છે તેનાથી ઘણી સ્ત્રીઓને જુના હીસ્ટીરીયાના દરદો મટી ગયા છે.

## થાન પાકવું

કેટલીકવાર ધાવણુ ચડવાથી કે એવા જ કારણથી સ્ત્રીઓનુ થાન (સ્તન) પાકે છે તેમા ધાવણની નાડી બંધ થઇ જાય છે અને ચામડી લાલ થાય છે ટાઢ ચઢી તાવ આવે છે અને અંદર બળતરા બળે છે આ વખતે દુધ મોટા બાળક પાસેથી ચુસાવી લઇ થૂકી દેવરાવવું, શેક કરવો, સુખડ અને રતાજળીનો લેપ કરવો હળદર ને મીઠાને ભેળવી તેનો લેપ કરવો, અજમીની પોટીસ મારવી લીંબડાના પાન બાફીને બાંધવાં. તેના ઉપર અવળાસવળીનુ પાન બાંધવાથી સારો ફાયદો થાય છે. આ

દરદને માટે સ્તનશામીલેપ હવે કેમીકલ વર્કસમા બનેલો ઘણો સરસ ગુણકારક છે. ઘણી સ્ત્રીઓ હવે તો એજ વાપરે છે.

## ફુલી જવુ-મેદ વધવો.

ઘણી સ્ત્રીઓ વધુ એશઆરામી થવાથી શરીરે ફુલી જાય છે મેદ વધે છે ને પેઢામા ચરબીનો ભાગ વધી જાય છે આથી દસ્તાનનો અટકાવ થતા અંદર જમાવ થાય છે અને પેડુ ફુલે છે આવી રીતે ગર્ભાશય ઉપર મેદનું દબાણ થવાથી તે સ્ત્રીને ફરી ગર્ભ રહેતો નથી.

આ દરદ માટે મેદ ઓછો થાય તે માટે નિયમિત દસ્ત લાવનાર દવા વાપરવી આ દરદમા જયગુટીકા તેમ કુમારીકાસવ-હવે કેમીકલ વર્કસની દવાઓ સારો ગુણ કરે છે. યોગરાજ ગુગળથી વાયુ અને મેદ ઓછો થાય છે તે મહારાસ્નાદી કવાથ સાથે ખાવાથી મટે છે મેદવાળી સ્ત્રીઓ જાતે વધુ કસરત થાય તેવી મહેનત કરવી, દળવુ, ખાંડવુ, પાણી ભરવુ, વિગેરે ઘરકામ કરવુ, તેમા કુલાવેલી હીંગ મળવી, એળીઓ થોડો થોડો ખાવો, હરડેનુ સેવન રાખવુ કમર ઉપર શેક કરવો અને દસ્તાન ખુલાસે આવે તેવા ઉપાયો કરવા જોઈએ

## વંધ્યત્વ.

ઘણી સ્ત્રીઓને ગર્ભ રહેતો નથી તે વાંઝણી કહેવાય છે કેટલીકને એકાદવાર પ્રજા થયા પછી ફરી ગર્ભ રહેતો નથી. સ્ત્રીઓને ગર્ભ ન રહેવામા સ્ત્રીઓને ગર્ભાશયમા દોષ હોય છે તેમજ પુરૂષમા પણ દોષ હોવાથી સ્ત્રી ગર્ભ ધારણ કરતી નથી તેમા સ્ત્રીઓને દસ્તાન બરોબર ન આવવુ, ગર્ભાશયનુ પ્રદર, ગર્ભાશયનો સોજો, વિગેરે દરદોથી સ્ત્રીઓને ગર્ભ રહેતો નથી.

ગર્ભાશયના દોષો મટે તેવા ઉપાયો કરવાથી ગર્ભ રહે છે. મહારાસ્નાદી કવાથ સાથે યોગરાજ ગુગળનુ સેવન કરવુ. ગરમીના ચિન્હો હોય તો બૃહદમજીસ્ટાદિ કવાથ સાથે યોગરાજ ગુગળ આપવો, ચન્દ્રપ્રભા ખાવાથી પણ ગર્ભાશય સુધરે છે, ચન્દ્રપ્રભા સાથે જીવન ખાવાથી પણ ફાયદો થાય છે.

અડદ, દહીં, કુવાર વિગેરેનો વધુ ઉપયોગ કરવો, ઋતુસ્નાન કર્યા પછી ૮ દીવસ સુધી આસોદરાના કવાથમાં ઘી સિદ્ધ કરી તે ૩ રતી સ-

વારમા પીવુ, ધોળી ભોંયરીંગણીનુ મૂળ પુષ્ય નક્ષત્રમા લાવી દુધમાં ઘસીને ઋતુસ્નાન કર્યા પછી પીવાથી ગર્ભ રહે છે, ખાખરાનુ પાન દુધમાં વાટીને પીવાથી ફાયદો થાય છે.

સ્ત્રીઓને ગર્ભ ધારણ થવા માટે સુદરીસાથી તેમજ વધ્યારોગ નીવારણ ગુટિકા-હવે કેમીકલ વર્કસમા મળે છે, તેથી સારો ફાયદો થાય છે માટે તે મગાવીને ઘણી સ્ત્રીઓ તે વાપરે છે

આ પ્રમાણે સ્ત્રીઓએ પોતાના દરદોના કારણો ને ઉપાયો જાણવા જોઇએ. કેટલીકવાર નજીવી વસ્તુથી દરદ મટી જાય છે ને સેંકડો રૂપીઆ ખરચતા પણ મટતુ નથી, સ્ત્રીઓએ તો ઘર કામ કરવાની સાથે બાળરોગ અને સ્ત્રીરોગોના ઉપચારોનુ પણ જ્ઞાન મેળવી ને તે દરદોના ઘેર ઉપાયો કરવા જોઇએ.

સ્ત્રીઓને માથે કાંઇ નાની સુની જોખમદારી નથી. માટે તારે પણ સર્વ વાતની કાળજી રાખવી તેમજ કેટલીક ઘરગથુ દવાઓ પણ ઘરમા પોતાની પાસે રાખી મૂકવી જોઇ. રોગ થાય ને જોઇએ તે તેઓને લેવા દોડવુ નહિ, માટે બાળકની દવાઓ, સુઠ, મરી, પીપર, અતિવિષ, અજમો હીરાબોળ, એળીઓ, હરડે, ગોરચંદન, હીંગ, સિધવ વિગેરે તો હમેશાં સંઘરી રાખવા જોઇએ તને વધુ કહેવુ પડે તેમ નથી. હવે આજે બધ કરીશુ

---

## ઘરગતું વૈદકના સ્હેલાં ને ઉપયોગી પુસ્તકો

| | | |
|---|---|---|
| દેશી વૈદુ—તમામ દેશી દવાઓની બનાવટ છે. | .. | ૧—૦—૦ |
| ઘરનો વૈદ્ય-ઘરગતુ ઉપચારો | ... | ૦—૧૨—૦ |
| વૈદ્ય અને વૈદ્યક ભાગ ૧, વનસ્પતિની દવાઓ... | ... | ૦—૧૨—૦ |
| વૈદ્ય અને વૈદ્યક ભાગ ૨, ભસ્મો અને રસાયનો | ... | ૦—૧૨—૦ |
| શ્રી ચરક સહિતા—પુર્વાર્દ્ધ .. ... ... | ... | ૪—૦—૦ |

ઉપરના વૈદ્યકનાં પુસ્તકો ઘરગતું વૈદકનું જ્ઞાન મેળવવા માટે વધુ ઉપયોગી છે.

વ્યવસ્થાપક ભાગ્યોદય-અમદાવાદ



## પ્રકરણ ૩૦ મું.

### સુખી કુટુંબ.

ચન્દ્રકાન્તા અત્યારે સંસારનાં કાર્ય કરતા, સ્વર્ગીય જીવનનો અનુભવ કરે છે, તેની પાસે નાનો રૂપવાન પાંચ વરસનો બાળક રમતો અને હસતો જણાય છે. મોહનરાય અત્યારે સ્વપરાક્રમથી સારૂં દ્રવ્ય કમાતા મુંબઇમાં એકાદ મીલનો માલીક બની બેઠા છે જે જાતે નોકરી કરતો હતો તેને ત્યાં અત્યારે નોકરો ઉપર નોકરો હાજી હા કરનારા છે.

પ્રમાણિકપણે ધંધો કરવો એ તેનું સૂત્ર છે, જીવનની એક ક્ષણ પણ નકામી ન ગુમાવવી, આખો દિવસ કર્તવ્યશીલ રહેવું, ઇશ્વરપરાયણ જીવન વિતાવવું એ તેની સ્વભાવીક ટેવ છે, ઘરમાં આવતા પ્રસન્નમુખે ચન્દ્રકાન્તા તેને આવકાર આપવા તૈયાર જ હોય છે નાનો બાળ પણ બાપુ બાપુ કરતો હસતો હસતો સામો આવે છે, માતા પિતાની આજ્ઞા પાળવી, એ તો તેનો સ્વભાવ પડી ગયો છે.

મોહનરાય અને ચન્દ્રકાન્તા હમેશા આનંદમાં રહેતાં, તેમનું મન કદાપી પણ ઉદ્વેગમાં જણાતું નહિ. ચન્દ્રકાન્તા પતિના ગમે તેવા ઉદ્વેગને પણ ઘડીમાં શાંત કરી દેતી તેઓ શરીરે જુદા જણાતા પણ તેમના મન અને આત્મા તો એકરૂપ બની ગયા હતા બીજા ઘરોમાં સ્ત્રીઓને પુરુષો

ઉપર ગુસ્સો આવે છે એવું કદી પણ ચન્દ્રકાન્તા કે મોહનરાયના સબંધમા બનતુ નહિ તેઓ હમેશા એક બીજા ઉપર પ્રીતિવાળા જણાતાં, તેમના ગુણો બાલકમા પણ ખીલી આવ્યા હતા

ચન્દ્રકાન્તાના સબંધથી સેકડો સ્ત્રીઓ આનદી બની, સેકડો કુટુમ્બો સુખી થયા હતા, તે તે સ્ત્રીઓના સગથી બીજી સ્ત્રીઓ સુધરતી હતી, હજુ પણ ઘણીવાર તે તે સ્ત્રીઓ ચન્દ્રકાન્તાને મળવા આવતી અને તેનો ઉપકાર માનતી. ચન્દ્રકાન્તા ગૃહકામમા કુશળ, પતિ સેવામાં એકકો, બાલકને ઉચ્ચ શિક્ષણ આપવામા કુળજીવાળી અને નોકરો ઉપર દેખરેખ રાખવામા પણ કુશળ હતી પતિસેવાનુ કામ તો તે જાતેજ કરતી પતિના ઉપર તેની એટલી બધી પ્રીતિ હતી કે જો કોઇ વખતે મોહનરાયનુ માથુ ચઢતુ તો તે દિવસે તેને ચેન પડતુ નહી તેનામા હિમત પણ ઘણી હતી, તે સંકટમા કે દુખમા ગભરાતી નહિ, પતિને પણ ધીરજ આપી દુખને વિસારે પડાવી દેતી

અત્યારે તે દમ્પતિ વાલ્કેશ્વર ઉપર પોતાના બગલામા રહે છે તે ઘણી વખતે કામકાજે નડીઆદ અને અમદાવાદ પણ જતા તેમની નાતમા પણ તેમની પ્રતિષ્ટા સારી છે તેમના તરફથી હાલ એક સ્ત્રીશિક્ષણાલય ખોલવામા આવ્યુ છે તેમા મોટી ઉમ્મરની સ્ત્રીઓને સુધારવાનુ કાર્ય ચાલે છે. ત્યા હમેશાં ચન્દ્રકાન્તા જાય છે, અને કલાક કલાક ઉત્તમ દૃષ્ટાન્તોથી સ્ત્રીઓએ પોતાનો ગૃહવ્યવહાર શી રીતે નિભાવવા તેનુ શિક્ષણ આપે છે

આ જગતમાં મોટામા મોટુ કાર્ય સ્ત્રીઓને સુધારવાનુ છે એમ તે માને છે, સ્ત્રીઓ સુધર્યા વગર સસાર સુધરવાનો નથી અને આપણી ઉન્નતિ થવાની નથી એમ તે માને છે, આખા ઘરના સુખદુખનો આધાર સ્ત્રીઓ ઉપર છે. ઘરમા માણસો હોય, પૈસા ટકા હોય, વૈભવો ભોગવવાના હોય છતા પણ જો સ્ત્રી કુલ્ટા હોય છે તો તે ઘરના માણસો હમેશા ચિતા, કુસપ, ક્લેશ કકાસ અને દુખમા રવડ્યાં કરે છે, કેટલીક અણઘડ સ્ત્રીઓ એક બીજાની નિદા કરનારી, સાચાં જુઠા ભરવી એક બીજાને લડાવી મારનારી અને ઘરમા સપને બદલે કુસપ કરાવનારી હોય છે. આવી સ્ત્રીઓ જ્યાં હોય છે ત્યા તેના પતિને કે ઘરનાં બીજાં માણ-

ઓને હમેશાં દુખનો જ અનુભવ થાય છે. તેની પ્રજા પણ તેના જેવી જ હલકી ઉત્પન્ન થાય છે. માટે તેવી સ્ત્રીઓને સુધારી સત્ય માર્ગે વાળવા યત્ન કરવો તેના જેવુ બીજુ પુણ્યનુ કામ નથી ચન્દ્રકાન્તા હમેશા સ્ત્રીઓને સુધારવા ઉપર વધુ લક્ષ આપતી

ચન્દ્રકાન્તાનો સ્વભાવ મળતાવડો, નિરભિમાની, આનદી અને જેની ને તેની સાથે ભળી જવાનો હોવાથી તેના સબધમા આવનાર માણસ તેના ઉપર પ્રીતિ રાખ્યા વગર રહેતુ નહિ. હમેશા પ્રેમથી અન્યને સારી રીતે સુધારી શકાય છે, બીકથી કે ત્રાસથી સ્ત્રીઓ કે બાળકો સુધરી શકતા નથી પણ તેજ બાળકો અને સ્ત્રીઓને જો પ્રેમથી સુધારવામા આવે છે તો તેમને સુધારતાં વાર લાગતી નથી.

અત્યારે ચન્દ્રકાન્તાની જયા ને ત્યા પ્રશસા થતી. નાનમા પણુ સર્વ કોઇ તેને વખાણતા. તેના તેજથી કેટલીક સ્ત્રીઓ શરૂઆતમા તો તેની અદેખાઈ કરવાને ચૂકતી નહી, પણ જયા તે તેના સબધમા આવતી કે તરત ઠડીગાર બની જતી. તે પોતાના શત્રુને પણ પ્રેમથી બોલાવી તેનો આદરસત્કાર કરતી. જે સ્ત્રીઓ તેની નિદા કરનારી હોય, તેજ જો તેના સબધમા એકવાર આવતી તો પછી તેના વખાણુ કરનારી બનતી

સ્ત્રીઓનો મુખ્ય સ્વભાવ સ્ત્રીહઠનો કહેવાય છે, તેણે ઘણી સ્ત્રીઓના તે સ્વભાવને છોડાવી દીધો હતો, ગરીબીમાથી પૈસાદાર થવાથી તેને સર્વ અનુભવ થઇ ચુક્યો હતો ગરીબોની દયા ખાવી પુણ્ય કરવુ, જેમને જેવી ઘટે તેવી સહાય આપી ઉન્નતિ થાય તેવા માર્ગે ચઢાવવા યત્ન કરવો એ તેનુ સ્વાભાવિક કાર્ય થઇ પડયુ હતુ, તેની ન્યાતના પૈસાની તગીને લીધે ન ભણી શકે તેવા ઘણા વિદ્યાર્થીઓને તે પોતાના ખર્ચે ભણાવતી. નોકરી જોઇતી હોય તેને નોકરી અપાવવા પોતાના પતિને કહી તજવીજ કરતી.

મોહનરાય વ્યાપાર ધધાનું કામ કરતો, અને ગૃહવ્યવસ્થાનું કાર્ય ચન્દ્રકાન્તા કરતી. ઘરમા શુ થાય છે, તેની મોહનરાયને ખબર નહોતી. ચાકરો બ્હેકી ન જાય, મોઢે ચઢી ન વાગે, અને પોતાનુ કામ બરોબર કાળજીથી કરે તેને માટે તે સપૂર્ણ કાળજી રાખતી. સર્વ નોકરો સભ્યતાથી વર્તે, વિવેકનો ત્યાગ ન કરે, કોઇ આવે

જાય તેનુ સન્માન સાચવે, તેવી રીતે તેમને કેળવણી આપી બોલવા ચાલવાની રીતભાત સમજાવતી. હવે તેને રસોઇ કરવાની નહોતી પણ રસોયો રાખેલો હતો. તેમ છતા પણ રસોઇમા તે કાળજી રાખતી. રસોડુ સ્વચ્છ રહે, રસોઇ સ્વાદિષ્ટ બને, અનાજ વીણી, ઝાડકી સ્વચ્છ કર્યા પછી જ તેનો ઉપયોગ થાય, શાક તાજુ અને સળ્યા વગરનુ સારી રીતે સ્વચ્છ કર્યા પછી વપરાય. પાણી સ્વચ્છ અને ગળીને જ વપરાય, વાસણો કાટ ચડેલાં ન હોય પણ સ્વચ્છ વપરાય તેની તે જાતે કાળજી રાખતી

તેણે પુત્રને નાનપણથી જ આનદી અને હસમુખો બનાવી દીધો હતો, તેને રમતમા ને રમતમાં કેળવણી આપવામાં આવતી. તે હંમેશા પ્રસન્ન રહે, કહ્યાગરો થાય, તેને નવુ નવુ જાણવાની જીજ્ઞાસા પ્રકટે, મહેનતુ થાય, આળસુ ન બની જાય તેની તે સપૂર્ણ કાળજી રાખી તેને સારી રીતે કેળવવામા બરોબર ધ્યાન આપતી કેટલીક વખતે નાના છોકરાને શ્રીમત માબાપો ચાકરોના સહવાસમાં રાખે છે તેથી ને બાળકો નોકરોની રીતભાત શીખે છે, અને તેથી તેવા હલકા માણસોની સોબતથી બાલ-નો જન્મારો બગડે છે તેમ ચન્દ્રકાન્તા કરતી નહિ. તે પોતાના બાલકને નોકરોને સોપતી નહી તે હમેશા પોતાની મેળે જ બાલકને રમાડતી અને કેળવતી.

આ પ્રમાણે આ કુટુબમા અત્યારે સુખ અને શાંતિ પ્રસરી રહ્યાં હતાં, ઘરમા આવતાં મોહનરાયને જાણે સ્વર્ગસદનના આનદનો ભાસ થતો પોતાની સ્રી ચન્દ્રકાન્તાને તે દેવી તરીકે માનતો. કોઇ પણ વખતે તેને તેનાથી અસતોષ થતો નહિ, ચન્દ્રકાન્તાને રાજી રાખવા, તેને સંતોષવા તે પોતાથી બનતું કરતો, તે જાણતો કે ઘરમા સ્રી એ લક્ષ્મીનુ સ્વરૂપ છે સ્રીનુ મન સપાદન કરી તેને રાજી રાખવાથી લક્ષ્મીદેવીની આપણા ઉપર કૃપા થાય છે, તેને અસતોષ આપી સતાવવાથી લક્ષ્મી ત્રાસી જાય છે. સ્રી હઠીલી હોય, ઉછાછળી હોય, માત્ર વિષય સુખને જ ઇચ્છનારી હોય છતા પણ તેને પોતાના પ્રેમથી પોતાના સ્વભાવને અનુકૂલ બનાવવી જોઇએ, એ તે સારી રીતે સમજતો. સ્રીઓ અજ્ઞાનતાથી જ હઠીલી બની પતિને સતાવે છે માટે તેના અજ્ઞાનને ટાળવા પુરુષે યત્ન કરવો જોઇએ. તેના

ઉપરના પ્રેમથી તે પતિને અનુકુલ થવાની જ માટે તેને ભયથી કે ત્રાસથી કહ્યાગરી બનાવવા કરતાં પ્રેમથી પોતાને અનુકુળ બનાવવી એ સર્વોત્તમ ઉપાય છે, એમ તે માનતો. ચન્દ્રકાન્તા તો કેળવાયલી, પતિસેવા કરવામા પોતાના ધનભાગ્ય સમજનારી હોવાથી મોહનરાયની તેના ઉપર વિશેષ પ્રીતિ હતી તેઓ વચ્ચે કોઇ દિવસ વિખવાદ થતો નહિ. તેમના વચ્ચે વાદવિવાદ થઈ કડવાશ ઉત્પન્ન થતી નહિ. હમેશા બને જણુ એકબીજાને અનુકુલ અને આનદી રહેતા.

ચન્દ્રકાન્તાને પોતાના પતિ બહારગામ જતા તો તેટલો વિયોગ પણુ અસહ્ય લાગતો તેમ મોહનરાયને પણ તેના વગર એક ઘડી પણુ ચેન પડતું નહિ જેમ સારસનુ જોડુ એક ઘડી પણ એક બીજાનો વિયોગ સહન કરી શકતું નથી તેમ આ દમ્પતિ પણુ હમેશા એક બીજાની સાથે જ રહેવાનુ પસદ કરતા, કામ પ્રસગે ચન્દ્રકાન્તાને કદી પોતાને પીએર જવું પડતુ તો તે જતી ખરી પણુ ત્યા પોતાના પતિ વગર તેને ચેન પડતું નહિ, તે ત્યા ખપ પુરતું જ રહી તરત પછી પોતાને ઘેર આવતી. તેને વધુ પીએરમા રહેવાનુ બીજી સ્ત્રીઓની માફક પસદ નહોતું. કારણ કે તે સમજતી કે પતિ એજ મારો પરમાત્મા છે, તેમના સાંનિધ્યમા રહી તેમની સેવા કરવામાં જ તેને આનદ અને શ્રેય જણાય છે.

બાલકને કેળવવામાં ખાસ લક્ષ આપવુ જોઇએ એમ તે દમ્પતિ માનતા. ઘણા માણુસો ધધા રોજગારમા એટલી બધી કાળજી રાખે છે કે બાળકો શુ કરે છે, તેની કાલજી રાખવાની તેમને ફુરસદ હોતી નથી. બાલકો સારે રસ્તે ચઢે છે કે ખોટે રસ્તે તેમના તેમને પોતાના ધધા રોજગારને લીધે ફુરસદ હોતી નથી. આથી ઘણીવાર બાલકો અવળે રસ્તે ચઢી જાય છે. અને ઘણી વખતે તો માબાપોએ તન તોડીને જે પૈસા ટકા એકઠા કર્યા હોય છે તે પૈસાનો બાલકો દુરુપયોગ કરી ઉડાવી નાખે છે. અને આબરૂને પણુ ધોકો પહોચાડે છે. માટે દરેક માણુસે પોતાના બાલકોને કેળવવામા સર્વથી વધારે ધ્યાન આપવાની જરૂર છે આ વાત મોહનરાય અને ચન્દ્રકાન્તા સારી રીતે સમજતા હોવાથી તે પોતાના ધધા રોજગાર કરતાં પણુ પોતાના બાલકને કેળવવાની વધુ કાળજી રાખતા.

વિષયનુ સુખ અનિત્ય છે, એમ તેઓ માનતા જેથી માત્ર પૈસા ટકા કમાવા, વૈભવો ભોગવવા, સ્ત્રીએ પુરૂષમા અને પુરુષે સ્ત્રીમા મશગુલ રહેવું, બાળકોને લાડલડાવી આનદ ભોગવવામા જ સર્વસ્વ માની બેસવુ એ સર્વ સુખને અનિત્ય માની તે દમ્પતિ સત્ય સુખને મેળવવા પણ કાળજી રાખી યત્ન કરેતા. ધન; પૈસા, ટકા, સગા વ્હાલાં એ સર્વે અનિત્ય છે, સસારના પદાર્થો જવા આવવાના સ્વભાવાળા છે, તે પદાર્થો મળતા સુખ થાય છે અને જ્યારે તેનો નાશ થાય છે ત્યારે દુખને ઉત્પન્ન કરે છે, માટે સસારનાજ પદાર્થોમા આસક્તિ રાખ્યાં કરી તેમા સુખબુદ્ધિ સ્થાપવી એ તો દુખને પામવાનો રસ્તો છે એમ તે માનતા તે જાણતા કે સત્ય સુખ તો તે સર્વ પદાર્થોને ઉત્પન્ન કરનાર જે સત્ય વસ્તુ છે તેનો અનુભવ કરવાથી મળે છે માટે સર્વ પદાર્થના મુળરૂપ જે પરમાત્મા તેમના સ્વરૂપનુ જ્ઞાન પ્રાપ્ત કરવા પણ તે હમેશા યત્નશીલ રહેતા

તેમની આસક્તિ ધીમે ધીમે સસારના પદાર્થો ઉપરથી ઓછી થતી ગઇ, તેમનું મન ઇશ્વરનો સાક્ષાત્કાર કરવા માટે પ્રયત્નશીલ રહેવા લાગ્યું, જ્યારે અનિત્ય આ સસાર ઉપરથી મનને ઉઠાવી લઈ નિત્ય એવા પરમાત્માની સાથે તેને જોડવામાં આવે છે ત્યારે મનુષ્યો ખરા માર્ગે વળે છે આ દમ્પતી પણ વ્યવહારમાં રહેવા છતા વ્યવહારના પદાર્થો ઉપરની મમત્વ બુદ્ધિ ઓછી કરતા ગયાં અને પોતાનુ જે ખરૂ કર્તવ્ય, આત્માના સ્વરૂપનુ જ્ઞાન પ્રાપ્ત કરવાનુ છે તે માર્ગે વળ્યાં, ઘણીવાર તે બંને જણ હવે સસારના કાથાકમલા કરવાનુ છોડી, ઇશ્વરનો સાક્ષાત્કાર શી રીતે થાય તે સબંધી વાદવિવાદ અને ચર્ચા કરવા લાગ્યા ચર્ચા કરીને જ બેસી ન રહેતાં તેઓ હમેશા પોતાના સ્વરૂપનો સાક્ષાત્કાર કરવા યમનિયમાદિનુ પાલન કરી વ્યવહારમા સયમને સાધવા લાગ્યાં

આ દમ્પતી મૂળ તો સસ્કારી હતાં એટલે તેમનુ મન આ તરફ વળતા વાર લાગી નહિ હવે તેમનો સસારના પદાર્થો ઉપરનો મોહ ઉતરી જતાં ગમે તેવા આકર્ષક વૈભવોથી તેમનુ મન લલચાતું નહી, હવે તો તેમને ઇશ્વર સબધી વાતોજ રૂચવા લાગી દિવસે નિવૃત્તિના સમયમા પણ આ દમ્પતી ઇશ્વરવિષયક પુસ્તકો વાચી તે સબધી ચર્ચા કરતા. હંમેશા

સહવાર સાંજ ધારણા, ધ્યાન જપતપાદિ ક્રિયાઓ કરવામાં વધુ વખત ગાળવા લાગ્યા, અને પણ નાનપણથી ઇશ્વરવિષયક સંસ્કારો નાખવા માંડયા આહારવિહારમાં પણ હવે તે કાળજી રાખવા લાગ્યા મનને શુદ્ધ અને સાત્વિક બનાવનાર આહારવિહારનું સેવન કરતા વસ્ત્રો પણ સાદાંજ ધારણ કરવા લાગ્યા ચારિત્ર શુદ્ધ રાખી ઇશ્વરના ગુણધર્મોને પોતામાં સ્થાપી, હમેશાં સંયમશીલવૃત્તિ રાખવા લાગ્યા

આ પ્રમાણે દમ્પતી આ સંસારના ક્ષણિક પદાર્થોમાંથી આસક્તિ ઉડાવી લઇ પરમાત્માપ્રતિ વળ્યા, તેમના સંબંધમાં આવનારની સાથે પણ હવે તે ઇશ્વરસંબંધીજ વાતચીત કરતા તેમના ઉત્તમ આચારથી ઘણા અન્ય મનુષ્યો ઉપર પણ અસર થવા માંડી સંસારમાં ધનને માટે જુઠ, પ્રપંચો, દગા ફટકા કરનારા શરમાવા લાગ્યા ઘણા તેમનું અનુકરણ કરી સત્ય પથે વળવા લાગ્યા

આ પ્રમાણે આ દમ્પતીએ અન્ય સેંકડો સ્ત્રી પુરૂષોના જીવનોને સુધારી દીધા અને પોતે સંસાર જે દુ:ખરૂપ કહેવાય છે તેમાં પણ સ્વર્ગીય સુખનો આનંદ ભોગવવા લાગ્યા

---



## પ્રકરણ ૩૧ મું

## મોક્ષનો માર્ગ.

મોહનરાયને ચન્દ્રકાન્તાનું મન હવે સમાજ ઉપરથી ઉઠી ગયું તેમને સમજાયું કે આ સમાજ તો નાશવન્ત છે શરીરને માટે ધનાદિ પદાર્થો છે. આત્માને માટે શરીર છે, કાંઇ શરીર માટે આત્મા નથી પુત્ર પ્રસન્નકુમાર હવે મોટી વયનો થયો હતો તેને ઉત્તમ શિક્ષણ આપવામા આવ્યું હતું તેની લાયક ઉમ્મર થતા ઘરનો ભાર તેના ઉપર સુપ્રત કર્યો

પ્રસન્નકુમાર પણ હોશિયાર અને બુદ્ધિશાળી હતો, તે માબાપની સેવા કરવામા પણ કુશળ હતો. પોતે ઉમ્મર લાયક થતા પિતાના વ્યવહારનો બધો બોજો તેણે ઉપાડી લીધો. મોહનરાય અને ચંદ્રકાન્તા હવે નિવૃત્તિ પરાયણ જીવન ગાળતા, ઇશ્વરનું ભજન કરતા નવરાશના વખતમા મહાભારત, રામાયણ, ભાગવત, ઉપનિષદ, ગીતા વિગેરે ધર્મપુસ્તકો વાચતા

તે ગ્રહસ્થ ધર્મના નિયમ પ્રમાણે દાન કરતા ગરીબો ઉપર દયા રાખતાં, બ્રહ્મણોને વિદ્યાભ્યાસ કરવા માટેની અનુકુળતા કરી આપતા, ગરીબોને કેળવણી આપવા દ્રવ્ય ખર્ચતા, સત્ય બોલતા, કોઇનું પણ મન દુઃખાય તેવી ક્રિયા કરતા નહિ શરીર અને મન પવિત્ર રાખતા, કામ ક્રોધનો તો તેમણે જય કર્યો હતો સદા શાંત અને આનંદી રહેતાં સાંજના દેવદર્શન જતા અને ત્યાં સાધુસંતોને અને સત્પાત્ર બ્રહ્મણોને કાંઇને કાંઇ દાનધર્મ કરતા

એક વખતે તે બંને જણ બાબુલનાથના દર્શન કરવા ગયા, ત્યા કોઈ સન્યાસી કથા કરતા હતા, ત્યા બેસી કથા સાભળી તે કથામા તેમને રસ પડયો એટલે તે રોજ તેમની પાસે જતા એક વખતે મોહનરાયે સન્યાસીને પ્રશ્ન કર્યો કે મહારાજ મોક્ષ શાથી મળે ?

આ સાભળી સંન્યાસીએ કહ્યુ ભાઇ, મોક્ષ તો મનનો જય કરવાથી મળે. મન એજ મનુષ્યને બધનમા નાખનાર છે. વસ્તુત મનુષ્ય એ કાઇ મનુષ્ય નથી, પણ તેનામા ઇશ્વરનો અશ આત્મા છે તે પોતેજ આત્મ સ્વરૂપ છે, પણ તેને મનનો સગ થવાથી મનુષ્ય કહેવાય છે એ જો મનના સગનો ત્યાગ કરે તો આત્મા થાય જેમ કોઈ ધનવાનના પુત્રને ખરાબ સોબત થાય અને તેમા રચ્યો પચ્યો રહી પોતાના કુળ અને ધર્મને ખોઇ બેસે તેમ આત્માને મનની સોબત થવાથી તેણે તેને મનુષ્ય બનાવી દીધો છે. જો મનને સ્થિર કરવામા આવે તો આત્માનો સાક્ષાત્કાર થઇ શકે.

મોહનરાય—મહારાજ, એ મનનો જય શી રીતે થઇ શકે ?

સન્યાસી—ભાઇ, મનનો જય વિવેકથી અને વૈરાગ્યથી થઇ શકે તે આત્માને ઘણા જન્મોથી મનનો સગ થયેલો છે તેથી તેમાં તે રગાય લો છે, જો સાચા સદ્‌ગુરુ મળે તો તેને મનની સોબત છોડાવી પોતાના રૂપના દર્શન કરાવી શકે. મન જ મનુષ્યને સસારમા ભમાવનાર અને આત્માને ભૂલાવનાર છે મનના મેલ ટળે તો મન સારૂ થાય, મનની અનિત્યતા અથવા તે ખોટુ છે એવુ સમજાય તો મનનો ત્યાગ થઇ શકે તે માટે મનના જે દોષો આત્માને વળગેલા છે તે દોષોનો ત્યાગ કરવો.

મોહનરાય—મહારાજ, એ દોષો કયા કયા છે અને તે કેમ ટળે.

સંન્યાસી—કામ, ક્રોધ, લોભ, મોહ, શોક, ભય, મદ એ વિગેરે મનના ગુણો છે. તેનો મનુષ્યે ત્યાગ કરવો. શ્રી ભગવદગીતામા ભગવાને કહ્યું છે કે—

ध्यायतो विषयान्पुंसः संगस्तेषुपजायते ।
संगात्संजायते कामः कामात्क्रोधोऽभिजायते ॥ ६२ ॥
क्रोधाद् भवति संमोहः संमोहात्स्मृति विभ्रम ।
स्मृति भ्रंशाद् बुद्धिनाशो बुद्धिनाशात्मणश्यति ॥ ६३ ॥
(શ્રી ભ. ગી અ. ૨)

અર્થ–વિષયોનું ચિંતન કરનારા પુરુષોમાં વિષયોની આસક્તિ [પ્રીતિ] ઉત્પન્ન થાય છે પ્રીતિને લીધે કામ (પ્રબળ ઇચ્છા) ઉત્પન્ન થાય છે. જો કોઇ તે ઇચ્છામાં આડું આવે તો ક્રોધ થાય છે ક્રોધ થતાં સંમોહ (મુર્ખતા) આવે છે, મુર્ખતા આવતાં સ્મૃતિનો નાશ થાય છે અર્થાત ભાન રહેતું નથી સ્મૃતિનો નાશ થતાં બુદ્ધિનો નાશ થાય છે અને બુદ્ધિનો નાશ થતાં મોહ થતાં સર્વથા નાશ થાય છે (ભ ગી અ ૨)

આ પ્રમાણે મન વિષયનું ચિંતન કરે છે, તેને મેળવવા બુદ્ધિ નિશ્ચય કરે છે. નિશ્ચય થયા પછી ચિત્ત તે વિષયને મેળવવા તેનું ચિંતન કરે છે, અને તે પછી તે મેળવવા અહંકાર અર્થાત હું તૈયાર થાય છે અહંકાર થતાં ઇંદ્રિયો તે વસ્તુ પ્રાપ્ત કરવા યત્ન કરે છે, જો તે વસ્તુ મળે નહિ, અથવા ધારેલી ઇચ્છા પાર પડે નહિ તો ક્રોધ થાય છે, ક્રોધ થતાં સંમોહ થાય, બુદ્ધિનો નાશ થાય છે, અને અવિચારપણે મારામારનો વિચાર કર્યા વગર તે વસ્તુ મેળવવા મનુષ્ય અનીતિના માર્ગે જઇ ખાડામાં પડે છે માટે મન એજ મનુષ્યનો શત્રુ છે કામ, ક્રોધ, લોભ, મોહ મદ, વિગેરે મનના મેલ છે. રાગદ્વેષ પણ મનના મેલ છે એ મેલને ધોઈ નાખવાથી મનના મેલનું પડ દૂર થાય છે. માટે મનુષ્યે રાગદ્વેષનો ત્યાગ કરવો, અહંકારને છોડવો, આ મારૂં આ તારૂં એવી આસક્તિ છોડવી અને સદા શાંતિ ચિત્ત રહેવું. ચિત્તનો નિરોધ કરવો, મનને વિષયો પ્રતિ જતું અટકાવવું અને ઇશ્વરભક્તિ વાળવું એ આત્માના દર્શન કરવાનો માર્ગ છે

ચન્દ્રકાન્તા—મહારાજ, એ મનના મેલ શી રીતે ટળે ? ઇંદ્રિયોની આસક્તિ શી રીતે છોડાય ?

સંન્યાસી—બ્હેન, જ્યારે એમ સમજવામાં આવે કે આ સંસાર મિથ્યા છે. અને એક ઇશ્વર જ સાચો છે, અને એ પ્રકારનો નિત્યાનિત્ય વિવેક પ્રગટે ત્યારે વિષયોમાં વિરાગ ઉત્પન્ન થાય જ્યાં સુધી આ મારૂં અને આ ખોટું એવો વિવેક મનુષ્યમાં નથી પ્રકટતો ત્યાં સુધી તેનું સર્વ ભણેલું મિથ્યા છે વ્યવહારમાં પણ **विवेको दसमो नीधि** કહ્યું છે એ વિવેક તો કામ ક્રોધાદિનો જય થાય ત્યારે પ્રકટે છે, માટે મનુષ્યે કામક્રોધાદિનો જય કરવો, રાગદ્વેષ ત્યજવા, સમાન અંતઃકરણ રાખવું જેથી વિવેક પ્રકટે અને જ્યારે એમ સમજાય કે એક આત્મા જ અવિનાશી અને નિત્ય છે. સંસારના પદાર્થો ક્ષણિક અને મિથ્યા છે, તે સર્વે નાશવંત છે, ત્યારે સત્ય જે પરમાત્મા તેમને મેળવવા મનુષ્યને ઇચ્છા થાય અને તેજ વિવેક.

વિવેક પ્રગટે ત્યારે સંસારના પદાર્થો ઉપરની જે પ્રીતિ તે નષ્ટ થાય અર્થાત વિરાગ પ્રકટે શ્રી ભગવાને ગીતામાં કહ્યું છે કે--

**प्रजहाति यदा कामान्सर्वान्पार्थ मनोगतान् ॥**

**आत्मनेवात्मना तुष्ट स्थितप्रज्ञस्तदोच्यते ॥ ५५ ॥**

(શ્રી ભ. ગી. અ ૨)

જ્યારે મનમાની સર્વ વાસનાઓને નિશેષ કાઢી નાખીને આત્મ સમાધાનવડે પોતામાજ સતુષ્ટ થાય ત્યારે તે સ્થિતપ્રજ્ઞ થાય છે. [ભ ગીતા]

જ્યારે મનુષ્યની સસાર ઉપરની વાસનાઓ જતી રહે, અર્થાત્ તેને સસાર ઉપર વિ ાગ ઉત્પન્ન થાય છે ત્યારે તેને આત્મામાં પ્રીતિ થાય છે, અને આત્મામા પ્રીતિ થતા તેનામા ષડસપત્તિ આવે છે, અને ષડસંપત્તિ પ્રાપ્ત થાય ત્યાર પછી તેને મોક્ષ પ્રાપ્તિની ઇચ્છા અર્થાત મુમુક્ષુતા પ્રકટે છે

ચદ્રકાન્તા—એ ષડસપત્તિ એટલે શુ હશે મહારાજ?

સન્યાસી--બ્હેન, જ્યારે મનુષ્યને સસારના પદાર્થો ઉપરથી આસક્તિ ઉડી જાય છે ત્યારે તેને છ પ્રકારની સપત્તિ પ્રાપ્ત થાય છે શમ, દમ, ઉપરાંત, તિતિક્ષા, શ્રદ્ધા અને સમાધાન એ છ સપત્તિ છે.

શમ--મનનો નિગ્રહ કરવો, ઇંદ્રિયોમા ભટકતા મનને આત્મામા વાળી શાન્ત કરવુ, એ શમ છે

દમ—નેત્રાદિ બાહ્ય ઇંદ્રિયોનો નિગ્રહ કરવો એ દમ છે. આ ઇંદ્રિયો પોતપોતાના વિષયોમા ભમતી અટકાવવી તે દમ

ઉપરતિ--પોતાના ધર્મનું પાલન કરવુ, વિષયોથી વિરામ પામી ધર્મમાર્ગે ચિત્તને વળગાડવુ, અર્થાત વિષયોમા પ્રીતિ ન થવી તે.

તિતિક્ષા—ધર્મ માર્ગે ચાલવામા, ઇશ્વરને પ્રાપ્ત કરતા જે સુખ, દુ:ખ, ટાઢ, તડકો, વિગેરે સુખ દુઃખ આવી પડે તે સહન કરવુ, અર્થાત સહનશીલતા રાખવી તે

શ્રદ્ધા--આત્માનો સાક્ષાત્કાર કરવા માટે સદ્‌ગુરુ કે સત્શાસ્ત્રો જે ઉપાયો બતાવે તેમા શ્રદ્ધા અર્થાત વિશ્વાસ રાખવો તે.

સમાધાન—વિષયોમાંથી ચિત્તને પાછુ ખેંચી અંતઃકરણમાં એકાગ્ર કરવું અર્થાત ચિત્તનો હૃદયમા નિરોધ કરવો, અને બ્રહ્મમાં બુદ્ધિને સ્થિર સ્થાપવી તે.

આ પ્રકારે ષડ સંપત્તિ મળતા મનુષ્યને આત્માનો સાક્ષાત્કાર કરવાની અર્થાત મોક્ષ મેળવવાની ઇચ્છા પ્રકટે છે તે મુમુક્ષુતા ગણાય છે

મોહનરાય—મુમુક્ષુતા આવ્યા પછી શું કરવું જોઇએ ?

સંન્યાસી—ભાઇ, જ્યારે મનુષ્યને મુમુક્ષુતા પ્રાપ્ત થાય છે ત્યારે સદ્‌ગુરુની પાસે જઈ ઇશ્વરને મેળવવાના ઉપાયોનું શ્રવણ કરે છે, સત્શાસ્ત્રો વાંચે છે, તેનું મનન કરે છે, અને તે પછી તેનું નિદિધ્યાસન કરે છે અર્થાત તેમાં બુદ્ધિને સ્થિર કરી સદ્‌ગુરુ કે સત્શાસ્ત્રોના કહ્યા પ્રમાણે ઇશ્વરની ભક્તિ કરે છે. તે પ્રમાણે નિયમસર ઉપાસના કરે છે, અને એ પ્રમાણે ઉપાસનાના અંતે ભક્તને ઉપાસનાનો સાક્ષાત્કાર થાય છે મનુષ્યને માયાએ ભમાવેલો છે, આત્માનો માયાની સાથે સબંધ થાય છે ત્યારે તે જીવત્વને પામે છે. એ માયાના આવરણને દૂર કરે તો મનુષ્ય ઇશ્વરને મેળવી શકે.

ચંદ્રકાંતા—મહારાજ, માયા એ વળી કેવી છે ?

સન્યાસી—બ્હેન, માયા એ આત્માની શકિત છે, બ્રહ્મનું જ્ઞાન થાય તો માયા જતી રહે છે. માયાથી આ જગત ઉત્પન્ન થયું છે તે અનાદિ અવિદ્યારૂપ છે. જેને અવિદ્યા કહીએ છીએ એ માયા છે.

ચંદ્રકાંતા—એ માયાના શા ગુણ છે ?

સંન્યાસી—બ્હેન, એ માયાના ત્રણ ગુણ છે, સત્વ, રજસ અને તમસ એ માયાને જ આવરણશક્તિ કહે છે.

તમોગુણ—તમોગુણથી મિથ્યાજ્ઞાન, અવિશ્વાસ, સંશય, મિથ્યા આ જગત તેને સત્ય માનવું, અજ્ઞાન, આળસ, જડતા, નિદ્રા, પ્રમાદ મુઢપણું, આવે છે. એ તમો ગુણનાં લક્ષણો છે.

રજોગુણ—રાગ, દુઃખ, મનના વિકાર થવા, કામ, ક્રોધ, લોભ, દંભ, બીજાના ગુણમાં દોષ જોવા, અહંકાર, દ્વેષ, અદેખાઇ, મત્સર એ માયાના રજોગુણ છે, તેને વિક્ષેપ પણ કહે છે

સત્વગુણ—આ ગુણ ઉત્તમ ગણાય છે, અમાનિપણું, પવિત્રતા, નમ્રતા, અહિંસાદિ નિયમો પાળવા, સત્ય બોલવું, બ્રહ્મચર્ય પાળવું, પરસ્ત્રીમાં માબ્હેન સમી બુદ્ધિ રાખવી, કોઇની વસ્તુ અનીતિથી કે ચોરીથી ન લેવી, શ્રદ્ધા રાખવી, ભક્તિ કરવી, મોક્ષની ઇચ્છા રાખવી, દૈવીસંપત્તિ પ્રાપ્ત કરવી, ભયનો ત્યાગ કરી નિર્ભય રહેવું, અસત્ અર્થાત આસુરી

સંપત્તિની નિવૃત્તી એ સત્વગુણ, શુદ્ધ સત્વગુણનો ઉદય થયે અંતઃકરણની પ્રસન્નતા, આત્માનો અનુભવ, પરમ પ્રશાંતિ, તૃપ્તી, પરમાનંદ, બ્રહ્મસ્વરૂપનો નિશ્ચય, જે વડે અવિનાશી એવા પરમતત્ત્વ આનંદનો અનુભવ થાય છે તે.

આ ત્રણ ગુણવાળી માયાનો આત્મામા આવિર્ભાવ થતા મનુષ્ય અર્થાત જીવાત્મા બને છે. શિવનો જીવ થાય છે જો તે માયાના આવરણને નિવારી શકે તો જીવ એ જીવ મટી શિવ થઈ શકે.

ચન્દ્રકાન્તા—મહારાજ એ માયાને દુર શી રીતે ખસેડાય ?

સન્યાસી—જેમ સુર્યનો પ્રકાશ થતા અંધારૂં નાશ પામે છે તેમ અદ્વૈત જ્ઞાનશક્તિવડે, અર્થાત 'હું શિવ છુ, હું બ્રહ્મ છુ' એવા જ્ઞાનવડે એ માયાને દુર ખસેડી શકાય છે. જેમ વાદળાથી સુર્ય ઢંકાયલો હોય તેથી અંધારૂં થઇ જાય પણ તેથી સુર્ય ઉગ્યા નથી એમ ન કહી શકાય, તેમ આ માયાના અજ્ઞાનથી આત્મા ઢંકાઇ ગયો છે, જેથી આપણે તેના દર્શન કરી શકતા નથી, આત્મજ્ઞાન વડે તે અજ્ઞાનને ટાળી શકાય છે. આ માયા અર્થાત વિક્ષેપ અને આવરણ શક્તિવડે જ મોહ પામીને આપણે આત્માને ભૂલી આ સ્થૂલ શરીર જે પંચમહાભૂતનું બનેલુ છે તેને આત્મા માની બેઠા છીએ. તે અંતઃકરણની નિર્મળતા, આત્મા સત્ય છે અને આ સંસાર એ અનિત્ય છે એવા વિવેકરૂપી સુર્યનો ઉદય થતાં એ અજ્ઞાનરૂપી વાદળાને ટાળી દેઇ આપણે આત્માનો સાક્ષાત્કાર કરી શકીએ છીએ.

આ વિષયોને ઝેર જેવા ગણવા, તેનો ત્યાગ કરવો, વિષયોમા આસક્તિ ન રાખતા પરમાત્મામા પ્રીત જોડવી, સંતોષ રાખવો, દયા રાખવી, સહનશીલતા રાખવી, સરળતા, મનની નિશ્ચલતા રાખવી, ઇંદ્રિયોનો નિગ્રહ કરવો, આત્માનો સાક્ષાત્કાર થવા અર્થે પ્રયત્ન કરવો એ મનુષ્યનો ધર્મ છે.

આ પછી મોડું થવાથી મોહનરાય અને ચંદ્રકાંતા મહાત્માજીને પગે લાગી ઘેર ગયા તે પછી રોજ તે આ સન્યાસી પાસે આવી કથા વાર્તા શ્રવણ કરતા, અને વિષયોમાથી પ્રીતી ઓછી કરી, આત્માનો સાક્ષાત્કાર થાય તે માટે ભક્તિ, ઉપાસના વીગેરે નિયમપર કરતા.

વિષયોમાથી બુદ્ધિ પાછી વાળી હૃદયમા આત્મા સાથે મન જોડાય તો જ આત્માના દર્શન થાય એમ માની તે બને જણ હવે પોતાનો ઘણો વખત ઇશ્વરચિંતનમા ગાળતાં, ઘણીવાર જાત્રા અર્થે જતા, ત્યા સાધુ-સંતોની કથા શ્રવણ કરતા, હીમાલય જેવા શાંત પ્રદેશમા એકાંત વાસ કરી રહેતા, અને જેમ બને તેમ ઘર, ધન, પુત્ર, વૈભવ ઉપરની મમતા ઓછી થાય તેવો યત્ન કરતા.

જેમ જેમ તેમનામા વિષયોમાથી આસક્તિ ઓછી થતી ગઇ તેમ તેમ મનુષ્ય દેહની અહંતા ગળવા માડી, અહંતા જતા આ મારૂ, આ તારૂ એવા ભેદ છુટી જવા લાગ્યા વાસના કપાવા લાગી જે મળે તેમા સતોષ માનતા શીખ્યા, પ્રાણી માત્રમા આત્મબુદ્ધિ ઉત્પન્ન થઇ, આ જગત્ એ પરમાત્માનો વિલાસ માત્ર છે એમ માનતા શિખ્યા, નવ નવા ધર્મ માર્ગે વળતા ગયા તેમ તેમ તેમનામાં આત્માની પ્રસન્નતા, શાંતિ, દયા વિગેરે ગુણો આવવા લાગ્યા,

આ પ્રમાણે આ દમ્પત્તી વ્યવહાર અને પરમાર્થ ઉભય સર્વોત્તમપણે સાધી સુખમા રહેવા લાગ્યા

વાચક! તારો ગૃહસસાર આવો આદર્શ નીવડે તે માટે તુ યત્ન કરજે તુ સ્ત્રી હેય તો ચન્દ્રકાતા જેવી બનજે, પુરુષ હોય તો મોહનરાય જેવા બનજે ખરેખર જો ભોગવતા આવડે તો ગૃહસ્થાશ્રમમાજ સ્વર્ગના સુખને ભોગવી શકાય છે સુખી થવુ કે દુખી થવુ એ મનુષ્યના પોતાના હાથમા છે, આજે અજ્ઞાનથી ગૃહસ્થાશ્રમ દુખરૂપ લાગે છે, ઘણી સ્ત્રીઓ કકાશી હોય છે, પતિને ઝપીને બેસવા દેતી નથી, ઘણા પુરુષો સ્ત્રીને ગુલામ સમજી તેને દુખ દે છે, મારે છે, ગાળો ભાડે છે, આવા સ્ત્રીપુરુષોનુ મન કદી એક થઇ શકતુ જ નથી અને જ્યા સુધી સ્ત્રી પુરુષનુ મન એક ન થાય ત્યા સુધી ગૃહસ્થાશ્રમના ખરા સુખનો સ્વાદ તેમને મળી શકતો નથી

વાચક! તમે દમ્પત્તી એકરૂપ બનો, શરીરથી મનથી અને આત્માથી એકરૂપ થાઓ, બનેના વિચાર એક સરખા કરો, વર્ત્તન એક બનાવો, બંનેના સુખ દુખ એક કરો જેમ દુધમા સાકર ભળી જાય તેમ એકત્ર ભળી જાઓ, જરૂર જેમ દુધમા સાકર ભળવાથી મીઠાશ ઉત્પન્ન થાય છે, તેમ તમે સ્ત્રી પુરુષ એકત્ર થતા સસારના ખરા સુખની મિઠાશ અને આત્માના આનદ મેળવી શકશો. આ સસાર જે બીજાને દુખરૂપ જણાય છે તે તમને સુખરૂપ નીવડશે

આ બધું વાચેલુ જ્યારે આચારમા ઉતારશો ત્યારે તેના ફળના ભોક્તા બનશો. માટે આજથીજ સુખી થવાનો પ્રયત્ન કરો, અને સુખ, શાંતિ અને આનદને પ્રાપ્ત કરો એજ શુભેચ્છા છે.

સમાપ્ત.

૧

નવી ખુશખબર

# સ્ત્રીહિતશિક્ષક

## બીજો ભાગ [સચિત્ર]

આ પુસ્તકના અનુસંધાનમા ચંદ્રકાંતાની આત્મકથા બીજા ભાગમા આગળ શરૂ થાય છે. જાત્રા પ્રકરણ, સ્ત્રીઓએ સંકટમાંથી ઉગરવાનો માર્ગ ગૃહસ્થાશ્રમનુ યથાર્થ સ્વરૂપ, સ્ત્રીઓની પતિસેવા, પતિ વશ કરવાના દૈવી ઉપાયો, સ્ત્રી એ દેવી કેમ થઇ શકે, બાળકોને દેવ તુલ્ય બનાવવ વિગેરે વિષયો ઉપરાંત સેંકડો સતી સ્ત્રીઓના પવિત્ર જીવનનો સમાવેશ છે કીં રૂ ૪ જેમાં ચિત્રો પણ છે

આ પુસ્તક છપાય છે દરેક સ્ત્રીએ વાંચી મનન કરવા યોગ્ય છે. આજેજ મગાવવા પત્ર લખો.

## સ્ત્રીહિતશિક્ષક માટે

### જનસમાજ શું કહે છે?

મુંબાઇથી કેશવજી માધવજી લખે છે આપના સ્ત્રીહિતશિક્ષક અને ત્રીકાળદર્શક દર્પણ એ પુસ્તકો મગાવ્યા જે વાંચી મને ઘણો જ સંતોષ પ્રાપ્ત થયો છે

હાલોલથી પાઠક ચુનીલાલ વિશ્વનાથ લખે છે, આપનુ સ્ત્રીહિત શિક્ષક મળ્યુ તે ઘણુ બોધદાયક અને હાલના જમાનાની સ્ત્રીઓને સારી શિખામણ આપનાર છે આ પુસ્તકનો વાચનાર માણસ સદુપયોગ કરે તો તેની જીંદગી ઉત્તમ બનવા જેવુ છે.

હાવરા–કલકત્તાથી નારાયણ કાલીદાસ લખે છે, આપનું સ્ત્રીહિત શિક્ષક વાંચી ઘણુજ ખુશી થયા છીએ અને સંતોષ પામ્યા છીએ તમને ધન્યવાદ આપીએ છીએ

કરાંચીથી કરીમ વાલજી લખે છે, આપનુ સ્ત્રીહિત શિક્ષક પુસ્તક ઘણું જ ઉપયોગી છે. કારણ કે તેમાં સારાં દ્રષ્ટાંતો અને સતીઓની વીર વારતાઓનો સમાવેશ છે તો તેથી આપનો ઘણોજ આભાર માનું છુ ને આપે લીધેલા શ્રમને માટે આપને ધન્યવાદ આપુ છુ ગૃહિણી રત્નમાળા, સુખી દમ્પત્તિ અને સુખી ગૃહસંસાર એ પુસ્તકો મોકલશોજી

વ્યવસ્થાપક ભાગ્યોદય અમદાવાદ.

# સ્ત્રીઉપયોગી પુસ્તકો.

## સુખી ગૃહસંસાર અને સુભદ્રાની આત્મ કથા.

આ પુસ્તકનાં ૨૪ પ્રકરણ છે જેમાં સ્ત્રી અને પુરૂષોને ઉપયોગી અનેક મનન કરવા યોગ્ય વિષયો છે વાર્તારૂપે હોવાથી વાચવામાં ઘણો રસ જામે છે ગૃહસ્થાશ્રમનાં દુઃખોને સહન કરવા. તેમાંથી સુખના માર્ગો શોધી કાઢવા સ્ત્રીઓ કેમ સુધરે, પતિ સેવા, આનંદ મેળવવો, સુધારાની દુર્દશા, ખરો ત્યાગ, સુખી અવસ્થાનો આબેહુબ ચિતાર વિગેરે રસીક વિષયો છે.રૂ. ૧॥

## સુખી દમ્પત્તિ અને જયાદેવીની આત્મકથા

આ પુસ્તકમા સ્ત્રી ઉપયોગી ૧૫ પ્રકરણો છે જેમા કુલટા સ્ત્રીઓથી પડતો પતિને ત્રાસ, પતિ પત્નીની ફરજો, પત્નીએ પતિને સહાય કરવી. પતિવ્રતાની કસોટી, ભોળી સ્ત્રીઓ કેમ ઠગાય છે, પડતીમાથી ચડતી બાળકો ઉછેરવા, મહા પુરુષોનો સમાગમ, સ્વર્ગીય સુખનો આનંદ વિગેરે રસીક વિષયો વાચનારને આનંદમા તલ્લીન કરી દે છે કી રૂ ૧-૮-૦

## ગૃહિણી રત્નમાળા

અને કુમુદિનીની આત્મકથા.

આ પુસ્તકમા સ્ત્રી ઉપયોગી ૨૫ પ્રકરણો છે પુસ્તક વાર્તા રૂપે હોવાથી વાચવામા ઘણુ રમીક અને બોધક છે. જેમા પતિ સાથે પત્નિએ કેમ વર્તવુ, પતિ પત્નીનો અવર્ણનીય પ્રેમ, સ્ત્રીઓના ચરિત્ર, સતીત્વ એજ સ્ત્રીઓનુ અમુલ્ય રત્ન છે, સ્ત્રી સાથે પતિનુ યોગ્ય વર્તન આડોશી પાડોશી સાથેનો સબંધ, સાસુ વહુનુ કર્તવ્ય, નવરાશનો વખત કેમ ગાળવો, બાળકોનુ પાલન ગૃહિણી પદ વિગેરે વિષયો રમીક વાર્તારુપે હોવાથી ચોપડી હાથમાંથી મુકવી ગમતી નથી કીં રૂ ૧-૮-૦

વ્યવસ્થાપક ભાગ્યોદય-અમદાવાદ

## સ્વર્ગીય સુખ

ઉત્તમ ચારિત્ર અને સદ્દગુણોથી મનુષ્ય આ જન્મમાંજ સ્વર્ગીય સુખના આનંદનો લાભ શી રીતે મેળવી શકે તેનુ વર્ણન અનેક મહાપુરુષોનાં દ્રષ્ટાંતો સહિત આ પુસ્તકમાં છે કીમત રૂ ૧-૦-૦

જેઠાલાલ દેવશંકર દવે તંત્રી ભાગ્યોદય અમદાવાદ.

# ત્રિકાળદર્શક દર્પણુ અને પ્રેતાવાહન વિદ્યા

## અથવા ચમત્કારીક ગુપ્ત વિદ્યાઓનો ભંડાર[બીજી આવૃત્તિ]

આ પુસ્તક હમણાજ બહાર પડયુ છે જેની અંદર પ્રા—૧-પ્રવેશ, પ્રા—૨ મા મેસ્મેરિઝમ અને હીપ્નોટીઝમ વિદ્યા, માર્જન કરી હીપ્નોટીઝમનો પ્રયોગ શી રીતે કરવો, ત્રીકાળજ્ઞાન શી રીતે મેળવવુ અન્યને શી રીતે વશ કરવુ પ્રકરણુ ૩ મા યોગવિદ્યા, જેમા રાજયોગ, હઠયોગ ઇશ્વરભક્તિ, યમ, નિયમ, આસન, પ્રાણાયમ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન, સમાધિ પ્રાપ્ત કરવી, અષ્ટસિદ્ધિ મેળવવાની કળા, મુદ્રાઓ વિગેરેનુ વર્ણન, અને તેની સિદ્ધિ પ્રા-૪ મા ત્રિકાળદર્શક દર્પણુ અને ત્રીકાળદર્શી આયના બનાવવાની વિદ્યા—દર્પણુ બનાવવાની દવા અને તે જોવાની રીત, ત્રણકાળની વાત શી રીતે જાણવી પ્રા-૫ ત્રિકાળદર્શી વીંટી બનાવવી, હાજરાત ભરવાની વિદ્યા પ્રા-૬ પ્રેતાવાહનવિદ્યા—પ્રેતોને આવાહન કરી તેની સાથે વાતચીત કરવાની વિદ્યા, પ્રા—૭ પ્લેન્ચેટ બનાવવુ અને ચલાવવુ અને તે દ્વારા પુછેલા પ્રશ્નના જવાબ મેળવવા પ્રા-૮ વશીકરણુ વિદ્યા પ્રા-૯ કોકશાસ્ત્ર અને રતીશાસ્ત્ર-બ્રહ્મચર્ય, વીર્યપતન, શરીરરક્ષણુ સ્ત્રીપુરુષના ભેદ, સ્ત્રીઓની પદ્મિની, ચિત્રણી, હસ્તીની, શંખીની એ જાતિ અને તેનાં લક્ષણો-કુમારી સ્ત્રીઓના બીજા ભેદ, જુદા જુદા દેશની સ્ત્રીઓ, સ્ત્રીઓની પરીક્ષા, પતિવ્રતા અને દુરાચારિણી સ્ત્રીઓના લક્ષણો, પુરુષોના શશક, મૃગ, વૃષ અને અશ્વ એ વર્ગો અને તેના લક્ષણો, ગૃહસ્થાશ્રમના આનંદ, પ્રજોત્પત્તિ પ્રજા કેવી થાય, ગર્ભાધાન, આસન મનમાં ઇચ્છા થાય તેવા બાળકો જન્મે, ગર્ભની પરીક્ષા—પુત્ર જન્મશે કે પુત્રી તે જલ્દી પ્રસવ થવાનો ઉપાય, વંધ્યા સ્ત્રીને ગર્ભ રહેવાનો ઉપાય, ગર્ભવતી સ્ત્રી અને સુવારોગની દવા, વસ્ત્રાલંકારો ધારણુ કરવા, પ્રા—૧૦ મુ કામશાસ્ત્ર-સ્ત્રીઓની ખુબસુરતીનુ ખરૂ રહસ્ય.

પ્રા—૧૧ મુ મંત્રવિદ્યા-વશીકરણુનો, લક્ષ્મી પ્રાપ્તિનો, બાળરક્ષણુનો, આદાશીશીનો, મહાલક્ષ્મીની સિદ્ધિનો, ધંધો મળે ને ધન વધે તેનો, વેપારમા ધન મળે વિગેરે અનેક મંત્રો.

પ્ર–૧૨ યંત્રવિદ્યા–જેમાં કષ્ટનીવારક, વશીકરણ, આકર્ષણ; સુખપ્રસવનો એકવીસો યંત્ર–ત્રીસોયંત્ર, કાર્યસિદ્ધિનો યંત્ર; બાળરક્ષક, પીશાચ જવાનો, અખૂટ ભંડારનો, વેપારમાં લાભ થવાનો વિગેરે અનેક યંત્રો

પ્રા–૧૩ તંત્રવિદ્યા–ઇન્દ્રજાળ અને જાદુઇ પ્રયોગો–જેમાં વશીકરણ તંત્ર, લીંબુ ઉછાળવુ નદીમાં દૂધની ધારા ચલાવવી, દીવાસળી વગર દીવા કરવા કાકરાનો રૂપીઓ કરવો, ઝાડને મુડ માગવી; ગળામાં છરી ઘોચવી, દેવતા ઉપર ચાલવુ વિગેરે અનેક જાદુઇ પ્રયોગો છે. પ્રા–૧૪ ચમત્કારીક પ્રયોગોનો સમાવેશ છે પ્રા, ૧૫ હિપ્નોટીઝમથી અનેક રોગો મટાડવાની વિદ્યા છે પ્રા ૧૬ હજારો વ્યાધી માત્ર પાણીથી મટાડવાની વિદ્યા વીગેરે અનેક ઉપયોગી પ્રયોગોનો આ પુસ્તકમા સમાવેશ છે તેમાનો એકજ પ્રયોગ સીદ્ધ કરવાથી હજારો રૂપીયા મેળવી શકાય છે કી રૂ ૫–૦–૦

## આત્મજ્યોતિ કિંવા બ્રહ્મદર્શન.

તત્વજ્ઞાનનું ઉત્તમ પુસ્તક–ગ્લેઝ કાગળોમા ૧૫૦ પૃષ્ટનુ છે. તે વાચી મનન કરવાથી યોગ સબંધી અનેક નવા વિચારો અને જ્ઞાન પ્રાપ્ત થશે તેના ૧૫ પ્રકરણ છે, તેમા પ્ર. ૧ આત્મજ્યોતિ પ્ર ૨ ઇશ્વરદર્શન માટે યોગ્યતા, યમનિયમાદિનું પાલન પ્ર ૩ સંધ્યારહસ્ય, ગાયત્રીમંત્ર રહસ્ય, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિનુ રહસ્ય પ્ર. ૪ ષડચક્રરહસ્ય, પ્ર. ૫ મણિપુરચક્રનુ સ્થાન અને તેનુ રહસ્ય, આત્માનુ સ્થાન, પ્ર ૬ આત્મપ્રકાશ, યોગરહસ્ય, નાદબ્રહ્મ, જપરહસ્ય, પ્ર ૭ મણિપુર ચક્રમા સયમ કરવો, કુડલિનીનુ સ્વરૂપ, ઇશ્વરનું સ્વરૂપ, પ્ર, ૮ ૐકાર રહસ્ય, ઉદ્દાલક મુનિની યોગ સાધના. પ્ર ૯ તત્વવિચાર દર્શન, બ્રહ્મભાવના. આત્મા અને બ્રહ્મ, પ્ર, ૧૦ દીર્ઘાયુષી શી રીતે થવુ. પ્ર. ૧૧ સચ્ચિદાનંદ રહસ્ય, પ્ર, ૧૨ ચિતિજ્યોતિના દર્શન પ્ર. ૧૩ સયમની સિદ્ધિ, શાંભવીમુદ્રા, પ્ર ૧૪ આત્માનુસંધાન પ્ર ૧૫ પરમાત્મ પ્રાપ્તિ.

આ વિગેરે ઉપયોગી વિષયો છે આ પુસ્તક વાચી ઘણાને સંતોષ થયો છે કી રૂ ૧–૦–૦

વ્યવસ્થાપક ભાગ્યોદય અમદાવાદ

બેટરી બનાવવી. ગીલેટ કરવાના સોનેરી અને રૂપેરી ભૂકી બનાવવાની રીત, વીગેરે હજારો ઘેર બની શકે તેવા હુન્નર ઉદ્યોગો કે જેમનો માત્ર એકજ હુન્નર હાથ કરી ધંધો કરનાર દરમાસે હજારો રૂપીયા કમાઈ શકેછે. ભાગ ૧૦ ઈંગ્લીશ દવાઓ-એસેન્સ, અર્ક, ટીંચર, પેટંટ દવાઓ, સારસાપરીલા, કોલેરા મીક્ષ્ચર, સીરપ હાઈપોફોસ્ફાઈટ ઓફ લાઇમ, કલોરો ફોર્મ, લાઇમજ્યુસ વીગેરે અનેક પેટંટ દવાઓ બનાવવાના નુસખા ઘણુ ખરચે મેળવી બહાર પાડ્યા છે. ભાગ ૧૧ આયુર્વેદીય દવાઓ–કવાથો ચુરણો, ગોળીઓ, આસવો, ભષ્મો રસો વિગેરે અનેક દેશી દવાઓ બનાવવાના નુસ્ખાઓ, ભાગ ૧૨ ધનવાન બનાવનાર આધ્યાત્મિક ઉપાયો ભાગ ૧૩ અનેક ગરીબમાંથી ધનવાન થયેલાના જીવનચરિત્રો વિગેરે ધનવાન બનાવનાર હજારો પ્રયોગોનો આ પુસ્તકમાં સંગ્રહ છે ફી રૂ. ૧૦.

## ભાગ્યોદય

શરીર, મન અને આત્માની ઉન્નતિ કરાવનાર, આર્થિક ઉન્નતિ થાય તેવા હુન્નર ઉદ્યોગના, વૈદકના અને ખેતીવાડીના વિષયો અને રસમય વાર્તાઓ. મહાપુરૂષોના જીવનચરિત્રો, સ્ત્રી અને બાળકો કેળવાય તેવા વિષયો આ માસીકમા આવે છે. વર્ષે ૧૫૦ પાનની ઉત્તમ ભેટ મળે છે વાર્ષિક લવાજમ રૂ. ૩—૦ નમુનાનો અંક મફત. આજેજ ગ્રાહક થવા ભલામણ છે. બીજા પણ કેટલાક લાભ મળે છે.

# मास्तर ऑफ नॉलेज

ઘણા વર્ષની ઘણી મહેનતે અને ઘણા ખર્ચે હાલમાંજ બહાર પડયુ છે. તેને તઇયાર થતા ઘણો વખત ગયો છે આ પુસ્તક ઉપરથી દરેક માણસ પોતે પોતાની મેળે માત્ર ૭ મહિનામાંજ સરળ રીતે હિંદી, મરાઠી, અંગ્રેજી ઉર્દુ, બંગાળી અને સંસ્કૃત શીખી શકે છે આટલી ભાષાઓ કેટલુંય ખર્ચ કરવા છતાં ઘણાં વર્ષો મહેનત કરવા છતા આવડતી નથી તે માત્ર ૭ મહિનામાંજ માત્ર થોડી મહેનતથી લખતાં બોલતા ને વાંચતાં આવડે તેટલુ શીખી શકે છે. કીંમત રૂ. ૧૦—૦—૦ હાલ તરતમા રૂ. ૭

વ્યવસ્થાપક ભાગ્યોદય—અમદાવાદ

પ્ર. ૩૪ બાળકનો રીષ્ટયોગ જોવાની રીત પ્ર. ૩૫-૩૬ આયુષ્ય જોવાની, ક્યારે ક્યારે ક્યા કારણથી મત્યુ થાય વિગેરે જોવાની રીત. પ્ર. ૩૭-૩૮, વર્ષફળ બનાવવાના રીત, જોવાની રીત. પ્ર ૩૯ શરીરપરની રેખાઓ, નખ, તલ, માસ, માથુ વિગેરે ઉપરથી ભવિષ્ય જોવાની રીત પ્ર. ૪૦ સ્વપ્ન ઉપરથી ભવિષ્ય જાણવાની રીત, પ્ર. ૪૧ મુ હસ્તાક્ષરો ઉપરથી ભવિષ્યફળ પ્ર. ૪૨ મુ વરસાદ વરસશે કે કેમ ક્યારે વરસશે. અનાજના ભાવ તાલની વધઘટ, સુકાળ કે દુકાળ વિગેરે જોવાની રીત પ્ર ૪૩ મુ નાસિકાના સ્વર ઉપરથી ભવિષ્યની વાત જાણવાની રીત. પ્ર, ૪૪ મુ રમળશાસ્ત્ર ઉપરથી ધારેલી ઇચ્છા પુરી થશે કે કેમ, જય મળશે કે કેમ. ધધામા લાભ થશે કે કેમ, વિગેરે ભવિષ્યની વાત જોવાની રીત કી. રૂ ૫ અનેક અભિપ્રાયો મળ્યા છે જુજ નકલો છે આજેજ મગાવો

---

જેઠાલાલ દેવશંકર દવે રચીત પુસ્તકો

# હીંદુસ્તાનની તીર્થયાત્રા [સચિત્ર]

આ પુસ્તક ખપી જવા આવ્યુ છે. તેની અંદર હિંદુસ્થાનમા આવેલા હિન્દુ, મુસલમાન જૈનો, વિગેરેના યાત્રાઓના સ્થળો, ત્યા કયે કયે રસ્તે જવાય છે તે, ત્યા દર્શન કરવાનાં મંદિરો વિગેરે, તેનુ શાસ્ત્ર પ્રમાણેનુ મહાત્મ્ય, ઇતિહાસીક માહિતિ, બીજા જોવા લાયક સ્થળો, ત્યાની વેપારની કઈ કઈ વસ્તુઓ દેશાવર જાય છે વિગેરે ઉપયોગી હકીકત આપેલી છે. જેની અંદર આબુરોડ, અંબાજી, અજમેર, પુષ્કરતિર્થ, હીગળાજમાતા; ઉદેપુર, જોધપુર, બીકાનેર, જેસલમીર, શ્રીનાથદ્વારા, કાકરોલી, ઉજ્જન, ઓમ્કારેશ્વર, ઈંદોર, મથુરા, આગ્રા, દિલ્હિ, હરદ્વાર, લાહોર, અમૃતસર, પંજાબ, બદ્રિકેદારનાથ, શ્રીનગર—કાશ્મીર, લખનૌ, અયોધ્યા, કાશી, ગયા, શ્રીસમેતશીખર, વૈજનાથમહાદેવ, કલકત્તા, જગન્નાપુરી, મદ્રાસ, શ્રી સેતબંધુરામેશ્વર, શ્રીરંગજી, શિવકાંચી, વિષ્ણુકાંચી, સાક્ષીગોપાળ, કોચીન, હુબલી, નાસક, ત્રબક, પુના, મુબાઇ, ચાણોદ, શુકલતિર્થ, ડાકોર, દ્વારકા, પ્રભાસપાટણ, ગીરનારપર્વત, પાલીતાણા વિ યાત્રાનાં સ્થળોનુ વર્ણન. ત્યા શુ શુ યાત્રા કરવાનુ ધામ છે, શુ જોવાલાયક જગ્યાઓ છે, વેપારની કઇ કઇ ચીજો છે, ત્યા ઊતરવાની શી વ્યવસ્થા છે, ગાડી કયા બદલાય છે વિગેરે ઉપયોગી સંપૂર્ણ માહિતીનો આ પુસ્તકમા સમાવેશ છે

જેમા—કાશી, જગન્નાથપુરી, બદ્રીનાથ કેદારેશ્વર, શ્રી સેતબંધુ રામેશ્વર અને દ્વારકા એ ચારે ધામની યાત્રા; કાશી, કાચી, ( શિવકાંચી અને વિષ્ણુકાચી] અવંતિકા, [ઉજ્જન] અયોધ્યા, મથુરા, માયા, ( હરદ્વાર ) અને દ્વાર્કા એ સાતપુરી, ત્રબકેશ્વર, ધુષ્મેશ્વર, ઓંકારેશ્વર, મહાકાળેશ્વર; સોમનાથ, કેદારેશ્વર, વિશ્વેશ્વર, વૈજનાથ, નાગેશ, મલ્લિકાર્જુન, રામેશ્વર અને ભીમાશંકર એ બાર જ્યોતર્લિંગો, શંકરાચાર્યોના ચાર મઠો, શ્રીવૈષ્ણવોની યાત્રાના સ્થળો, કેશરીયાજી; પાલીતાણા, સમેતશિખર, શેત્રુંજય, ગીરનાર, પાલીતાણા વિગેરે જૈનોના યાત્રાના સ્થળો તેમજ અજમેર વિગેરે સ્થળનાં મુસલમાનોના યાત્રાના સ્થળોનુ અને પારસીઓના ઉદવાડા વિગેરે સ્થળોનુ વર્ણન આપવામા આવ્યુ છે

વ્યવસ્થાપક ભાગ્યોદય—અમદાવાદ

દરેક માણસે આ ઉપયોગી પુસ્તકને પાસે રાખવાની જરૂર છે જેની અંદરથી યાત્રાના સ્થળોનુ વર્ણન, ત્યા જોવાલાયક સ્થળો, જવા આવવાની સગવડ, ઉતરવાની સગવડ, વિગેરે શું છે, વેપારની કઇ કઈ વસ્તુઓ બને છે તેની હકીકત આપવામા આવી છે યાત્રાના સ્થળો ઉપરાંત હિંદુસ્તાનના બીજા ઘણાં મુંબાઇ, મદ્રાસ, કલકત્તા વિગેરે જોવા લાયક સ્થળો, વેપારના સ્થળો, વિગેરે શેહેરોની પણ હકીકત આપેલી છે. તેથી આ પુસ્તક ઘણુજ ઉપયોગી થઇ પડશે યાત્રા કરવા જનારને તો આ પુસ્તક ખાસ પાસે રાખવા લાયક છે, વળી યાત્રા કરવા લાયક સ્થળો, દેવો, તેની ઇતિહાસીક માહિતી અને તે તે દેવો સબંધી પુરાણો અને શાસ્ત્રોમાં કેવુ મહાત્મ્ય છે તે વાંચવાથી પોતાના દેવતિર્થોમા શ્રદ્ધા ઉત્પન્ન થવ ની. થોડી નકલોજ છપાવી છે. માટે તુરત મગાવી લેવુ તેની અંદર કાશી, રામેશ્વર, શ્રીનાથજી વિગેરે તિર્થોના ચિત્રો, રેલ્વેનો નકશો વિગેરે આપેલા છે જાડા ગ્લેઝ કાગળ પાકુ પુઠુ પૃષ્ઠ ૧૫૦ કી. રૂ ૦—૦—૦ વ્યવસ્થાપક ભાગ્યોદય-અમદાવાદ.

## મહાત્મા ગાંધીજીની વાતો

(લે. મહાત્મા ગાંધીજી)

આ પુસ્તકમા મહાત્મા ગાધીજીએ શ્રી ટોલ્સ્ટોયની બોધક વાતો ઉપરથી લખેલી ઉત્તમોત્તમ નીતિની અને સત્યની રસીક વાતોનો સગ્રહ છે. જેમાં ૧ સત્યવાન અને શિવદયાળની વાત, ૨ જીવન દોરી કિંવા દેવ દૂતની વાત, ૩ પ્રેમા પટેલની વાત, કિવા માણસ કેટલી જમીનનો માલીક હોઇ શકે, ૪ મુરખ રાજા અને તેના બે ભાઇઓની વાતો એ રીતે ઉપયોગી નીતિ, જ્ઞાન અને ગમ્મત સાથે રસ પડે તેવી વાતોનો સગ્રહ છે પુસ્તક વાચતા નીચે મુકવું ગમે તેવુ નથી. આમાની એકેક વાત બીજાઓ છપાવી આઠ આઠ આને વેચે છે છતાં આ આખા પુસ્તકની કીમત માત્ર રૂ ૧-૦-૦ છે.

## એકાગ્રતા અને દિવ્યશકિત

આ પુસ્તકમા અધ્યાત્મજ્ઞાન, મનની એકાગ્રતા સાધવાની કળા, ચિત્તનો નિરોધ કરવાનો સ્હેલો ઉપાય, પ્રાણાયામની સ્હેલી રીતો, ઇશ્વર સાથે એકાગ્રતા કેવી રીતે સાધવી, દિવ્યશક્તિ કેવી રીતે પ્રાપ્ત થાય વિગેરે તત્ત્વજ્ઞાન સબંધી ઉત્તમ વિષયો છે કીં રૂ ૧ )

વ્યવસ્થાપક ભાગ્યોદય અમદાવાદ.

કોર્ટ ઓફ વાર્ડસ એક્ટ,
વારસાનું સર્ટીફીકેટ લેવાનો એક્ટ,
હિંદુ વિધવાના પુનર્લગ્નનો
પારસીઓના લગ્નનો કાયદો,
ફોજદારી કોર્ટની અરજીઓના ને
દીવાની કોર્ટમા કરવાના દાવા, રેવન્યુ
કોર્ટમાં કરવાની અરજીઓના નમુના
અને તેના જવાબોને અપીલાના નમુના

## રેવન્યુ યાને મુલકી કાયદાઓ

લેન્ડ રેવન્યુ કોડ.
(પુરેપુરો અગત્યની નોટ સાથે)
મામલતદારોની કોરટોનો એકટ
નરવાનો કાયદો,
તાલુકદારોનો કાયદો.
લોકલફંડનો કાયદો,
ઇન્કમટેક્ષ એકટ, મતાદારોનો
સુતરાઉ માલ ઉપર જકાતનો કાયદો,
જંગલનો કાયદો, વતન એકટ,
ઇરીગેશન એકટ, સીતળા કાઢવાનો

આ પુસ્તકમાં આપેલા કાયદા છુટાછુટા ખરીદવાથી બસો ઉપરાત રૂપિઆ ખર્ચ થાય તેમ છે. કીમત માત્ર રૂ ૧૨)

વ્યવસ્થાપક ભાગ્યોદય—અમદાવાદ.

### સ્વરાજ્યને લગતાં રાષ્ટ્રિય પુસ્તકો

## મહાત્મા ગાંધીજી

### અને હિંદના નરરત્નો

આ પુસ્તકની અદર મહાત્મા મોહનદાસ કરમચદ ગાંધીજીનું વિસ્તારથી જીવનચરિત્ર ઉપરાત દેશના આગેવાન નેતાઓ લો મા તિલક, અરવિન્દઘોષ, સર રવિન્દ્રનાથ ટાગોર, સર ફીરોજશાહ મેહેતા, દેશબધુ ચિત્તરંજનદાસ, શ્રી મોતીલાલ નેહેરૂ, પડિત માલવીયા, દાદાભાઇ નવરોજજી વિગેરેના જીવન ચરીત્રોનો સગ્રહ છે. સ્વરાજ્ય પ્રાપ્તિ માટે દેશનેતાઓના ચરીત્રનું મનન કરી ઉત્તમ ગુણોને ધારણ કરવા જોઇએ. ગ્લેઝ જાડા કાગળ પાકુ પુઠુ ગાંધીજી અને તીલકના ફોટા સાથે. કી રૂ ૧-૮

**રાજર્ષિ**—સસારમાં સર્વ વૈભવો છતા એક રાજા રૂષિમયજીવન શી રીતે ગાળી શકે છે અનેક લાભ લાલચથી ન ફસાતાં, પ્રપચની જાળમા ન ફસાતા છેવટે રાજપાટને છોડી ચાલ્યો જાય છે અનેક પ્રપંચીઓ તેને હેરાન કરવા મથે છે છતા ઇશ્વર ઉપર શ્રદ્ધા રાખવાથી તેને પ્રપચીઓ વશ થઇ પાછુ રાજ મળે છે કી રૂ ૧-૮-૦

વ્યવસ્થાપક ભાગ્યોદય-અમદાવાદ

# વૈદકનાં ઉત્તમ પુસ્તકો.

## શ્રી ચરકસંહિતા

આયુર્વેદનો અસલી સર્વમાન્ય ગ્રંથ મૂળ સાથે ગુજરાતી ટીકા, પૂર્વાર્દ્ધ. વૈદવિદ્યાના આ ગ્રંથના અંગ્રેજી, જર્મન વીગેરે દરેક ભાષામાં ભાષાંતરો થયા છે તે તેની ઉપયોગીતા છે તેમા દેશી વૈદક સબંધી અત્યુત્તમ ઉપચારોનો સગ્રહ છે. આયુર્વેદનો ઉત્તમમાં ઉત્તમ આ ગ્રથ ગણાય છે મોટો દળદાર ગ્રથ રોયલ આઠ પેજી ૭૭૦ ઉપરાંત પાન છતા કીમત રૂ. ૫-૦

આ ગ્રથમાથી અનેક ગ્રથો લખાયા છે તેમા હાલમાં નવી ગણાતી અનેક શોધોનો સમાવેશ થઇ ગયેલો છે.

ડો. પોપટલાલ પ્રભુરામ વૈદ્ય એલ એમ, એસ, મુબાઈથી લખે છે આપનો ચરકસહિતાનો ગ્રથ ઘણો ઉપયોગી અને ઉત્તમ છે

## દેશી વૈદુ

દરેક ફાર્મસીવાળા, તેમજ હવે ફાર્મસીમા જે જે ઉત્તમોત્તમ દવાઓ રસો, ગુટીકા, ચુર્ણો, આસવો, તેલો, અવલેહો, ક્વાથો વિગેરે બને છે તે બધી દેશી દવાઓની બનાવટનો સગ્રહ શાસ્ત્રના પાઠ મુજબ આ પુસ્તકમા કર્યો છે. વૈદ ડોક્તર અને દરેકને ઘણો ઉપયોગી છે દરેક રોગ અને તેના ઉપર કઇ દવા આપવી તેમ તે દવાઓ ઘેર બનાવવાની રીત તેમા છે. ઘણા ગ્રંથોનુ દોહન કરી આ પુસ્તકમા જે ઉત્તમોત્તમ દવાઓ છે તેની બનાવટનો સગ્રહ કર્યો છે કી રૂ ૧-૮-૦

## ઘરનો વૈદ

ઘરગતુ દેશી વૈદકના ઘેર બની શકે તેવા ઉપાયો, શરીરનુ જ્ઞાન, વનસ્પતિ કોષ, કુદરતી ઉપચાર. દરેક રોગ, તેનુ કારણ, લક્ષણ અને ઉપાયોનો સંગ્રહ છે. વૈદકના મોટા ૫, ૬ રૂપિયાના પુસ્તક જેટલો ભડાર આ પુસ્તકમાં છે પ્રકરણ ૫૦ અને દશ ભાગ છે

છતાં કીમત માત્ર રૂ ૦-૧૨-૦

જેઠાલાલ દેવશંકર દવે વેદ્ય

અધિપતી ભાગ્યોદય–અમદાવાદ